

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ., એલ્‌એલ્. બી., ડી. લીટ્.

# સાહિત્યવિચાર

લેખક :

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

એમ. એ., એલએલ. બી., ડી. લીટ્.



સંપાદકો :

રામનારાયણ વિ. પાઠક

ઉમાશંકર જોશી



પ્રાપ્તિસ્થાન

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

આવૃત્તિ પહેલી : ૧૯૪૧
આવૃત્તિ બીજી : ૧૯૪૭
કિંમત સાડા પાંચ રૂપિયા

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો · અમદાવાદ

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ
શારદા મુદ્રણાલય,
પાનકોર નાકા અમદાવાદ

# બીજી આવૃત્તિનો ઉપોદ્ઘાત

**આરંભમાં** અમારા કૈલાસવાસી પૂજ્ય પિતાશ્રીના 'સાહિત્ય-વિચાર'ના લેખોની પ્રથમ આવૃત્તિનું સંપાદનકાર્ય શ્રીયુત રામનારાયણ પાઠક અને શ્રીયુત ઉમાશંકર જોષીએ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી દ્વારા જે પરિશ્રમ લઈને કર્યું છે તે માટે અમે એ બન્ને વિદ્વાનોનો તથા સોસાઈટીનો ઉપકાર માનીએ છીએ. વળી, આ ગ્રન્થની પ્રથમ આવૃત્તિના મહત્ત્વના ઉપોદ્ઘાત માટે શ્રીયુત રામનારાયણભાઈના અમે ઉપકૃત છીએ. આ ઉપરાત આ બીજી આવૃત્તિ છપાવવા બદલ અમે ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલયનો આભાર માનીએ છીએ. આ આવૃત્તિમા અમે સુધારોવધારો કર્યો નથી. અમે આશા રાખીએ છીએ કે આચાર્યશ્રી આનન્દશંકરભાઈના આ લેખો લોકોમાં સારા પ્રમાણમાં વંચાશે.

ધ્રુભાઈ આનન્દશંકર ધ્રુવ
પ્રહ્લાદભાઈ આનન્દશંકર ધ્રુવ

# ઉપોદ્ઘાત

આચાર્યશ્રી આનંદશંકરભાઈના વિવેચનલેખોનું આ બીજું પુસ્તક બહાર પડે છે હજી ત્રીજું પુસ્તક થાય એટલા વિવેચનાત્મક લેખો બાકી છે, જે અનુકૂળતા હશે તો આ સંસ્થા તરફથી જ બહાર પડશે પણ જેટલું બહાર પડ્યુ છે તેટલુ અભ્યાસીને એમના સાહિત્યની વિશિષ્ટ મહત્તા સમજવા માટે પૂરતુ છે.

એમના લખો વાંચતાં પ્રસન્નગમ્ભીરપદા સરસ્વતી એવા ઉદ્ગાર સહેજે નીકળી જાય છે. એમના માનસનાં પ્રસાદ અને ગાંભીર્ય, એમાંથી નીકળી વહેતી સરસ્વતીમાં પૂરેપૂરાં ઊતર્યા છે. એમની સાહિત્યમીમાંસા એમના તત્ત્વજ્ઞાન જેટલે ઊંડે જાય છે અને એ હમેશાં પ્રસન્ન હોય છે,—બન્ને અર્થમાં તે સ્વસ્થ પણ છે અને સ્વચ્છ પણ છે.

આપણા સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારોના ગ્રંથો જુઓ, કે પશ્ચિમના એરિસ્ટોટલથી માંડીને ક્રોચે સુધીના મહાન કાવ્યમીમાંસકોના ગ્રંથો જુઓ, તો જણાશે કે તેમની વિવેચના તેમના તત્ત્વજ્ઞાન જેટલી ગહનતાને પહોંચે છે. કાવ્યને બ્રહ્માની સૃષ્ટિથી સ્વતંત્ર અને ઉત્કૃષ્ટતર સૃષ્ટિ કહેલી છે, તો તેની મીમાંસા પણ એટલી ગહન ન થાય તો જ નવાઈ, અને આચાર્યશ્રીએ ઘણી જગાએ કહ્યું છે તેમ કાવ્યજગત વાસ્તવિક જગત કરતાં વધારે સત્ય છે, અને તત્ત્વજ્ઞાન વાસ્તવિક જગતમાંથી

આકસ્મિક અને ક્ષણિકને દૂર કરીને તત્ત્વભૂત શાશ્વતને શોધવાને પ્રયત્ન કરે છે, એટલે બન્ને જગતનુ તત્ત્વજ્ઞાન એકજ હોય એ સ્વાભાવિક છે. આચાર્યશ્રીની વિવેચનચર્ચામા બન્નેના તત્ત્વજ્ઞાનનું અભેદ-દર્શન વાચકને વારવાર થશે

આચાર્યશ્રીનુ તત્ત્વજ્ઞાન અલબત્ત શાકર અદ્વૈતવાદ છે. પણ, એમના ધર્મ અને તત્ત્વજ્ઞાનના નિબંધો જોતા જણાય છે તેમ એ અદ્વૈતવાદને પોતે પશ્ચિમના વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનથી પરિષ્કૃત કરી, નવીન અને જીવન્ત કરી સ્વીકારેલો છે એમની કાવ્યની ગહન ચર્ચામા આ તેમનુ તત્ત્વજ્ઞાન અને તેના સિદ્ધાન્તો જણાય છે, અને ચર્ચા જયા એટલે ઊડે ન જતી હોય ત્યા પણ તેની નીચે એ જ સિદ્ધાન્તો અધિષ્ઠાનભૂત છે એમ જણાયા વિના રહેશે નહિ એમના જેટલી મૂળગત સિદ્ધાન્તોની એકસરખી વફાદારી બહુ ઓછા લેખકોમાં મળશે લગભગ ચાળીશ વર્ષના લાબા પટ પર અનેક વિષયો ઉપર એમણે લખ્યુ છે છતા કયાય પણ મૂળ સિદ્ધાન્તોનુ તેમનુ અનુસંધાન તૂટેલુ માલૂમ પડશે નહિ.

ગહનતા જેટલુ જ તેમના ચિતનનુ મહત્ત્વનુ લક્ષણ દૃષ્ટિની વિશાલતા કે ઉદારતા છે. એ વિશાલતા તે માત્ર રુચિની જ વિશાલતા નથી. આપણે સર્વ જાણીએ છીએ કે ગુજરાતી સાહિત્યમા થોડા વરસ સુધારક અને સનાતની, પશ્ચિમના પક્ષપાતી અને પૂર્વના પક્ષપાતી, એવા સામસામા તડો કે પક્ષો કે પેઢીઓ હતી, તેમા તેઓ બન્નેના મિત્ર હતા અને બન્નેના રસજ્ઞ હતા. તેમ જ અત્યારે આપણા સર્જનાત્મક સાહિત્યમા ઉપદેશપ્રધાન અને કેવલ કલાપ્રધાન એવા, અને રોમેન્ટિક અને કલાસિકલ એવા ભેદો થાય છે ત્યારે, તેઓ બન્નેનુ યથાર્થ નિરૂપણ કરે છે અને તેમા પણ ઉભયની રસજ્ઞતા બતાવે છે. પણ એમની ખરી દૃષ્ટિવિશાળતા તો એ છે કે તેઓ પૂર્વના અને પશ્ચિમના સર્વ ઉત્તમ સાહિત્યને અને વિવેચનને સમત્વથી સમજે છે સત્ય ગ્રહણ કરવામા તેમને પૂર્વ કે

પશ્ચિમનો કે પ્રાચીન કે અર્વાચીનનો પક્ષપાત નથી. તાત્ત્વિક ગહનતાથી અને દૃષ્ટિની વિશાલતાથી તેમના લેખોમા અનેક વિરોધી મતોનો સંગ્રહ થાય છે, અનેકનો સમન્વય થાય છે. વૈવિધ્યના અનાદરથી કે ઉપેક્ષાથી નહિ, પણ સ્વીકારથી, તેની પાછળ જઈ, તેમા ઊંડા ઊતરી, તેઓ તેની પાર રહેલા એકત્વનુ દર્શન કરાવી વિરોધનુ શમન કરે છે.

એમની વિષયગ્રહણ અને વિષયનિરૂપણની પદ્ધતિનુ એવુ જ મહત્ત્વનુ એક લક્ષણ એમની ઐતિહાસિક દૃષ્ટિ કે ઐતિહાસિક પદ્ધતિ છે તેમની નજર જેમ વિસ્તારમા આડી દૂર સુધી જાય છે, તેમ સમયમાં ઊભી કે ઊંડી પણ દૂર સુધી જાય છે કાવ્ય અને તેની મીમાસા મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓમાં એક અત્યન્ત જીવન્ત વ્યાપાર છે. જીવનને કે તેની પાછળ રહેલા તત્ત્વને ભલે એક, સનાતન, અક્ષર અને શાશ્વત કહો, પણ એ તત્ત્વ અનત સમયમા સ્ફુરાયમાણ થતુ અનેક રૂપો ધરતું, ક્ષણે ક્ષણે નવીનતાની લીલા કરતુ જ સભવે છે. ખરુ તો, તેના વૈવિધ્યના ભાન વિના તેના એકત્વનુ દર્શન જ અશક્ય છે. જીવનના અભ્યાસમાં તેનું ઐતિહાસિક દર્શન અનિવાર્ય છે, તો કાવ્યને પણ તેના ઇતિહાસગત અનેક રૂપોમા જોવુ જ જોઈએ. અને તેના અભ્યાસની એ સાચી પદ્ધતિ ગણાય. એથી ઘણી ગૂચોનો ઉકેલ આવી જાય છે

દરેક લેખક જાણતા કે અજાણતા પોતાની પરિસ્થિતિની ભૂમિકા ઉપર જ વિચાર કરતો હોય છે, અને પોતાના સમકાલીનોને નજર આગળ રાખીને લખતો હોય છે એટલે એ પરિસ્થિતિ સાથે તેના અભિપ્રાયોનો અન્વય કરવાથી તે અભિપ્રાયનું કારણ અને તેનુ સાચુ મૂર્ત સ્વરૂપ જોઈ શકાય છે. અને એ યથાર્થ દર્શનથી તે અભિપ્રાયમાં રહેલો ખરો જીવન્ત અને વિસ્તારક્ષમ અંશ પકડી આગળ ચલાવી શકાય છે; અને તેની મર્યાદા પણ જોઈ શકાય છે. આ પુસ્તકોમાં આવતી ચર્ચાઓમા આચાર્યશ્રીએ ઘણી ગેરસમજૂતો અને ઘણા મતભેદોનો ઉકેલ આ પદ્ધતિથી આણેલો જણાશે એટલુ

જ નહિ, માનવજાતિની મહાન પ્રવૃત્તિઓનાં અહિાલનો લાંબા ઇતિહાસપટ જોવાથી જ સમજી શકાય છે. સત્યનુ ખંડદર્શન ઘણીવાર ભ્રામક હોય છે રોમેન્ટિક અને ક્લાસિકલના ભેદની ચર્ચા કરતા તેઓ પશ્ચિમના ઇતિહાસમાં અંકાયેલી આખી સાહિત્યરેખા જોઈ વળે છે, અને એમાથી બન્ને પ્રકારોનો સબંધ, ઊગમ અને તારતમ્ય સ્પષ્ટ કરે છે એ જ રીતે કોઈ પણ લેખકના સાહિત્યફાળાનું મૂલ્ય પણ તેઓ લાંબી ઇતિહાસદૃષ્ટિએ મૂલવે છે. આ બીજા સગ્રહમાં આપણા અને સાહિત્યકારોના જીવનના સારામાઠા પ્રસંગે તેમણે વ્યક્તિ ઉપરથી ઇતિહાસ ઉપર પ્રકાશ પાડ્યો છે અને ઇતિહાસ ઉપરથી વ્યક્તિ ઉપર પ્રકાશ પાડ્યો છે

તેમની સાહિત્યની રુચિ અને સાહિત્યના ધોરણો પૂર્વ પશ્ચિમની મહાનમા મહાન સાહિત્યકૃતિઓથી ઘડાયા છે. એમની દૃષ્ટિએ સાહિત્યકારોની પહેલી પંક્તિમા વાલ્મીકિ, વ્યાસ, હોમર, શેક્સપિયર, ગેટે, એથી વધારે ભાગ્યે જ આવી શકે. કાવ્યને તેઓ આત્માની—સમગ્ર આત્માની કલા માને છે, તો કાવ્ય પણ જે સમગ્ર આત્માને—સમગ્ર 'સંવિત્' ને, રસાનંદ આપે, સર્વ ભાવનાને સંતુષ્ટ કરે, તે ઉત્તમ અને પ્રસંગવશાત્ તેમણે અનેક કોટિની કૃતિઓની સમાલોચનાઓ કરી છે પણ તેમની સ્વાભાવિક વૃત્તિ તો વ્યાસ, વાલ્મીકિ, શેક્સપિયર જેવાની કૃતિઓની સમાલોચના કરવા તરફ જ પ્રેરાય * પણ એનો અર્થ એ નથી કે કાલિદાસની વિશેષતા તે સ્વીકારતા નથી

* સદ્‌ગત નરસિંહરાવભાઇ નવલરામ વિશે લખતાં પ્રશ્ન કરે છે જે જર્વાઇનસ જેવા પશ્ચિમના મહાન વિવેચકો જેવા તેમને ગણી શકાય? અને પછી જવાબ આપે છે કે શેકપિયરના જેવી મહાન કૃતિઓ વિના આપણો વિવેચક પોતાની શક્તિ કેવી રીતે બતાવે? ગુજરાતીમા શેક્સપિયર જેવી કૃતિઓ નથી, પણ આપણુ સંસ્કૃત સાહિત્ય કઇ દરિદ્ર નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે અને આચાર્યશ્રીએ પોતાની શક્તિ વ્યાસ અને કાલિદાસની સમાલોચના કરી દર્શાવી છે, અને એ મહાન કૃતિઓ હજી ઘણા સમર્થ વિવેચકોની કલમને સહી શકે એવી છે.

એના સૌંદર્યને એ સ્વીકારે છે અને એની એમને કેટલી ઝીણવટભરી અને ઊંડી પારખ છે તે કાલિદાસનાં વારંવાર આવતાં અવતરણો અને દૃષ્ટાન્તો ઉપરથી, અને કાલિદાસનાં નાટકોના ભાષાન્તરની સમીક્ષા ઉપરથી તરત જણાઈ આવશે પ્રસંગ મળતાં તેમની દૃષ્ટિ પૂર્વ અને પશ્ચિમના સમસ્ત કવિમંડળ ઉપર ફરી વળે છે. કાલિદાસ અને ભવભૂતિની પેઠે જ વર્ડ્ઝવર્થ અને બ્રાઉનિંગનાં અવતરણો આવે છે. અને પશ્ચિમના સાહિત્યના કરુણ પ્રસંગોની સાથે જ નળદમયંતી, સીતાવનવાસ વગેરે તેમની કલમે ચઢે છે,

તેમની વિષયનિરૂપણપદ્ધતિ પણ એમની આ સર્વ દૃષ્ટિઓને બરાબર બંધબેસતી આવે એવી છે. તેઓ હરકોઈ વિષયને ચર્ચતાં તેને અનેક દૃષ્ટિબિન્દુઓથી જુએ છે. તે વિશે જે જે મતો પ્રચલિત હોય તેને મહત્ત્વ પ્રમાણે રજૂ કરે છે. પોતાનાથી વિરોધી મતને પણ તેઓ પૂરેપૂરા વિશદ સ્વરૂપમાં મૂકે છે. તત્ત્વાભિનિવેશી દૃષ્ટિથી ગમે તેવા મોટા ગ્રંથકારનું દૃષ્ટિબિન્દુ પણ તેઓ બે કે ચાર જ પંક્તિઓમાં રજૂ કરે છે. પૂર્વ અને પશ્ચિમ બન્નેના મતોનો તેઓ યથાયોગ્ય ઉપયોગ કરે છે, જુદાજુદા મતોનો વિરોધ બતાવે છે, તેને ઐતિહાસિક દૃષ્ટિએ જુએ છે, ભવિષ્યપદ્ધતિએ નવો અર્થ કરે છે—અર્થવિસ્તાર કરે છે, વિરોધી મતોનો સંગ્રહ કે સમન્વય કરે છે. એમ કરતાં ગમે તેવા મહાન લેખકની, તે પૂર્વનો હોય કે પશ્ચિમનો હોય, જગન્નાથ હોય કે એ એરિસ્ટોટલ હોય કે ક્રોચે હોય, તેની પણ સત્યની ખાતર ટીકા કરતા તેઓ સંકોચ ધરતા નથી. ગમે તેટલાં વિચારજાળાં કે વિચારધૂમ કે વિચારવમળની પાર જઈ તેઓ સત્યને જુએ છે, અને પોતે જુએ છે તેવું તેને સંપૂર્ણરૂપે વિશદ રીતે મૂકે છે. તેમની બુદ્ધિની સૂક્ષ્મતા આગળ કશું દુર્ભેદ્ય નથી, તેમની બુદ્ધિની વિશાળતા—ઉદારતા આગળ કશું દુર્ગ્રાહ્ય નથી.

તેમની શૈલી ઘન, ગંભીર, મિતાક્ષરી, સીધી, લક્ષ્યગામી, સમતાવાળી અને એકસરખી ઔચિત્યવાળી છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ અર્થને

તેમણે એવું ધન આપ્યું છે જે ઇતિહાસ મમતાથી ઘણાં વરસો સાચવી રાખશે, એમ માનું છું

ગુજરાતમાં ઘણા વિદ્વાનો, અભ્યાસીઓ અને વિચારકોના આચાર્યશ્રી ગુરુ થયા છે મને તે લાભ મળ્યો નથી. તો આ ગ્રન્થ-પ્રકાશનને નિમિત્તે તેમના અંતેવાસી થવાનો મને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ લાભ આપ્યો તેને માટે હું તે સંસ્થાનો ઋણી છું.

તા ૧૫-૨-'૪૧ રામનારાયણ વિશ્વનાથ પાઠક

# અનુક્રમણિકા


| નામ | પૃષ્ઠ |
|---|---|
| **ઉપોદ્‌ઘાત** | **૩** |
| ૧. છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ્—અમદાવાદ, સત્કારમંડળના પ્રમુખ તરીકેનું ભાષણ | ૨ |
| ૨. નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્—નડિયાદ પ્રમુખ તરીકેનું ભાષણ | ૨૧ |
| ૩. સાહિત્ય–પરિષદ્ (૧ લી)–(જોડણીચર્ચા) | ૮૬ |
| ૪. આવતી (૩ જી) સાહિત્ય પરિષદ્ | ૧૧૨ |
| ૫. ચોથી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ | ૧૨૩ |
| ૬. આવતી (૮ મી) સાહિત્ય પરિષદ્‌નું પ્રમુખપદ | ૧૩૧ |
| ૭. આવતી (૮ મી) સાહિત્ય પરિષદ્ | ૧૩૩ |
| ૮. આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ | ૧૩૬ |
| ૯. દશમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ | ૧૪૮ |
| ૧૦. લાઠીમાં ૧૧ મી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ | ૧૫૪ |
| ૧૧. બારમું ગૂજરાતી સાહિત્ય સંમેલન | ૧૫૯ |
| ૧૨. તેરમું ગૂજરાતી સાહિત્ય સમેલન | ૧૬૪ |
| (૧) તેરમું સાહિત્ય સંમેલન | ૧૬૪ |
| (૨) આ સમેલન ‘સફળ કે નિષ્ફળ?’ | ૧૬૭ |
| ૧૩. વિદ્વત્પરિષદો | ૧૭૨ |

૧૪. ફાર્બસ ગૂજરાતી સભા ૧૬૪
૧૫ રાષ્ટ્રીય વિદ્યાપીઠ ૧૭૮
૧૬ ગૂજરાત મહાવિદ્યાલયમા આપેલુ એક ભાષણ ૧૯૦
૧૭ ગૂજગત વિદ્યાપીઠની એક નવી પ્રવૃત્તિ ૧૯૧
૧૮. 'જીવન્ત સસ્થા' ૨૦૮
૧૯. અર્વાચીન હિન્દુસ્થાનના ઇતિહાસની પરિષદ્ ૨૦૯
૨૦. પૂનાની 'ઓરિયન્ટલ કોન્ફરન્સ' ૨૧૫
૨૧ સાતમી ઓરિયન્ટલ કોન્ફરન્સ ૨૨૫
૨૨ અખિલ ભારત સાહિત્ય સમેલન ૨૨૯
૨૩ સાહિત્ય સસદ્નુ કવિસમેલન ૨૩૪
૨૪ બનારસ હિંદુ યુનિવ્હર્સિટિનુ કોન્વોકેશન ૨૩૮
૨૫ બનાગ્સ હિંદુ યુનિવ્હર્સિટિ ૨૪૯
૨૬. પ્રો કર્વેનુ 'મહિલા વિશ્વવિદ્યાલય' ૨૫૮
૨૭. મહાગષ્ટ્ર યુનિવ્હર્સિટિ ૨૬૧
૨૮. ગૂજરાત યુનિવ્હર્સિટિ—૧ ૨૬૪
૨૯ ,, ,, —૨ ૨૭૪
૩૦ ,, ,, —૩ ૨૭૮
૩૧ આપણી કેળવણીની પુનર્ઘટના ૨૯૭
૩૨ યુનિવ્હર્સિટિના શિક્ષિતજનો ૩૦૨
૩૩. શિક્ષિતજન કોને કહેવો ? ૩૦૫
૩૪ હૃદયનો હક ૩૦૭

(૧) ગતિગમ દુર્ગાગમનો કૈલાસવાસ ૩૦૮
(૨) સાક્ષગ્વર્ય ગોવર્ધનગમ માધવગમ ત્રિપાઠીનો સ્વર્ગવાસ ૩૦૯

(૩) લાલશકર ઉમિયાશકગ્નો સ્વર્ગવાસ ૩૧૧
(૪) ઈચ્છાગમ સૂર્યગમ દેસાઈ ૩૧૫

(૫) દિ. બ. અંબાલાલ સાકરલાલનો સ્વર્ગવાસ ૩૧૬
(૬) રણજિતરામ વાવાભાઈનો સ્વર્ગવાસ ૩૨૦
(૭) ભોગીન્દ્રરાવ દીવેટીઆ ૩૨૨
(૮) ત્રણ દુઃખદ મરણ ૩૨૩
(૯) સ્વ. રમણભાઈ ૩૨૬
(૧૦) શોકપ્રદર્શન ૩૩૦
(૧૧) સ્વર્ગસ્થ હરગોવિન્દદાસ કાંટાવાળા ૩૩૧
(૧૨) નિવાપાંજલિ ૩૩૩
(૧૩) રા. મટુભાઈ કાંટાવાળા ૩૩૫
(૧૪) શોક ૩૩૬
(૧૫) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ ૩૩૯
(૧૬) નિવાપાંજલિઓ ૩૪૨
(૧૭) એક શોકજનક અવસાન ૩૪૬
(૧૮) અવસાનનોંધ ૩૪૮
(૧૯) મણિશંકર રત્નજી ભટ્ટનું શોકજનક અવસાન ૩૪૯

૩૫. ગુર્જર સાક્ષરજયન્તી ૩૫૧
(૧) મણિલાલ નભુભાઈ ૩૫૨
(૨) દિ. બ. અંબાલાલ સાકરલાલ ૩૮૬
(૩) નર્મદાશંકર ૩૯૫
(૪) પ્રેમાનન્દજયંતી ૩૯૮
(૫) નર્મદશતાબ્દી ૪૦૦
(૬) કવિ નર્મદશતાબ્દી ઉત્સવ ૪૦૩
(૭) નવલરામ પંડ્યાને અંજલિ ૪૦૪
(૮) ગોવર્ધનસત્ર ૪૦૬
૩૬. જન્મમહોત્સવો ૪૦૭
(૧) કવિશ્રી ન્હાનાલાલનો જન્મ-સુવર્ણ-મહોત્સવ ૪૦૯
(૨) અભિનન્દન ૪૧૪

(૩) કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનો સુવર્ણ મહોત્સવ ૪૧૬

(૪) રા. નરસિંહરાવની પોણી શતાબ્દી ૪૫૨

(૫) રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ અને રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ૪૫૩

(૬) વિદ્યાબ્હેનના જીવનનો મણિમહોત્સવ ૪૫૬

૩૭ 'સ્મરણસંહિતા, કરુણપ્રશસ્તિ ૪૫૮

૩૮. કાવ્ય વિષે રવીન્દ્રનાથ ૪૭૨

૩૯. સરસ્વતીચંદ્ર પુરાણ ૪૭૫

(૧) પ્રસ્તાવના ૪૭૫

(૨) પૂર્ણાહુતિ ૪૭૬

૪૦. 'સરસ્વતીચંદ્રનો ઉપસંહાર ૪૮૭

૪૧. 'સુદર્શન ગદ્યાવલિ'ની પ્રસ્તાવના ૪૯૨

૪૨. 'સુદર્શન'ના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક ૪૯૫

૪૩. મણિલાલ નભુભાઈની આત્મકથા ૫૧૦

૪૪. 'વસન્તવિજય' (એનું સ્વરૂપ વિવેચન) ૫૧૪

૪૫ નવલકથા—મુનશી ૫૨૧

૪૬. શ્રી મુનશીનું સંસદ્‌માં ભાષણ ૫૩૮

૪૭. કાવ્યમાં શબ્દબંધ ૫૪૧

૪૮. દિ બ અંબાલાલ સાકરલાલની મુલાકાત ૫૪૪

૪૯. ઇતિહાસનું તત્ત્વચિન્તન ૫૬૨

૫૦. મ્હારા નાનપણના સાથી ૫૭૮

—શબ્દસૂચી ૫૯૨

## છઠ્ઠી ગૂજરાતી સાહિત્યપરિષદ્—અમદાવાદ
## સત્કારમંડળના પ્રમુખ તરીકેનું ભાષણ

*

**इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।**
**विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥**

કવિકુલાવતંસ શ્રીયુત ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, ગુર્જરસાહિત્ય-વિલાસી બ્હેનો અને બંધુઓ—

આ છઠ્ઠી ગૂજરાતી સાહિત્યપરિષદ્ મેળવનાર અમદાવાદના સાહિત્યપ્રેમી મંડળ તરફથી હું આપને સ્વાગત દઉં છું. એ કાર્ય કરવાનું મને પ્રાપ્ત થયું છે, એ મ્હારૂં સુભાગ્ય છે. પણ, વિશેષમાં મ્હારે સ્વાગત કરવાના મ્હેમાનોમાં હિન્દના બલ્કે વર્તમાન સમયના અખિલ ભૂમંડળના અગ્રગણ્ય કવિવર રવીન્દ્રનાથ ટાગોર છે એમ હું જોઉં છું ત્યારે મ્હારૂં હૃદય અનન્યસાધારણ અહોભાગ્યના અનુભવથી, પુષ્પના ભારથી ડાળ લચે એમ, લચે છે; હું એ ક્રાન્તદર્શી મહાપુરુષને આ પરિષદ્‌ના સત્કારમંડળ તરફથી સ્વાગત દઈ પ્રણામ કરૂં છું, અને આશાથી ભરાઉં છું કે એમના આગમનથી આપણી ગુર્જરગિરા વસન્ત આવતાં વનલક્ષ્મી ખીલે એમ ખીલશે, અને એમને પોતાને પણ ઘણે વર્ષે આ ભૂમિનું બીજી વારનું દર્શન થતાં ઉત્તરચરિતમાં રામે જેવો પુરાનુભૂત ‘પંચવટી–સ્નેહ’ અનુભવ્યો હતો

એવો આ સાબરમતીની ભૂમિપ્રત્યે એ અનુભવશે, અને શાહીબાગ પાસે સાબરમતીના નિર્મળ વ્હેતાં નીર જોતા જોતા, યૌવનનાં મધુરાં સ્મરણ તાજા થઈ, એમની હૃદયવીણામાથી કોઈક અવનવા જ અને કાળની વિદૂરતાથી અધિક કોમળ બનેલા સૂર નીકળશે.

'સ્મરણ'–શબ્દ મુખે આવતા જ આ ક્ષણે મ્હારા હૃદયમા કાઇક સ્મરણો થઈ આવે છે। સૌને થયાં હશે. આ પરિષદ્‌ની ભાવના ઉપજાવનાર, અને આ જ નગરમાં એની પહેલી પરિષદ્ યોજનાર રા. રણછોડતરામ ક્યાં? એ જ બેઠકના પ્રમુખ ગ. ગોવર્ધનરામની અવિસ્મરણીય આકૃતિ કયા? ઉભયની ખોટ ગૂજરાતને કેટલી બધી છે? પણ "ન ભૂલાતું તુ ભૂલી જા" એવી પ્રકૃતિની ક્રૂર અને દયાળુ આજ્ઞા છે, એને આપણે અનુવર્તવુ પડશે, અનુવર્તીએ છીએ જ। ભાવી ગૂજરાતમા એ આત્માઓ ભાવી યુગને અનુરૂપ રૂપમાં પ્રગટ થાઓ એટલુ જ પ્રભુ પાસે માગીને આગળ ચાલીશુ.

અતિથિને અર્ઘ્યપાદ્ય આપવાનો આપણો પ્રાચીન વહીવટ છે, અને તે આપતા આપતા આપની વધારે કિમતી ભોજનવેળા વ્યતીત થવા નહિ દઉ, તોપણ થોડુંક વધારે પડતું રોકાણ થાય તો આપ ક્ષમા કરશો.

બ્હેનો અને બન્ધુઓ। હુ આ પ્રસગે અમારા અમદાવાદનાં લાંબા લાબા ગશોગાન નહિ ગાઉ–જો કે, જ્યા પરિષદ્ મળે ત્યાં ભૂમિદેવતાની સ્તુતિ કરવાનો સામાન્ય રિવાજ છે. અમારી નગરી હિંદુસ્થાનના ઇતિહાસની પરિભાષામા જેને "પ્રાચીન" કહીએ તેવી નથી. તેમ અમારી નગરી માટે રસિકતાનુ અભિમાન ધરાવવાની પણ અમારી હિંમત ચાલતી નથી અખો ભગત અને સામળભટ એ અમારા ખરા, અને વર્તમાન ગૂજરાતના કવિઓમાં ભક્તિરસ અને સૃષ્ટિસૌન્દર્યના પ્રેમમા સહજે અગ્રસ્થાન ભોગવતા—સ્વ ભોળાનાથ સારાભાઈ અને રા. નરસિંહરાવ ભોળાનાથ માટે અમને અભાગપણાનો ભાવ છે. તોપણ કુટિલ લોકમતે અમને રસિકતાના

ગુણ ઉપર કદી દાવો કરવા દીધો નથી, તેથી એ દાવો કરતાં અમે ખચકાઈએ છીએ, પણ એક બીજા ગુણનું અભિમાન તો છાતી ઠોકીને અમે કરીશું, અને તે અમારી આકર્ષકતા. અમે આપણા સાક્ષર બન્ધુઓમાંથી ઘણા મ્હેમાનોને અહીંના વતની કરી દીધા છે. રા. ન્હાનાલાલ પોતાને અમદાવાદી કહેવડાવે છે કે કાઠિયાવાડી એ હું જાણતો નથી (હું ધારૂં છું કે અમદાવાદી જ કહેવડાવતા હશે), પણ એમના પિતાશ્રીને તો અમે વઢવાણના નહિ જ ગણવા દઈએ. રા. સા. મહીપતરામ અને રા. બા. કમળાશંકર એ બેને પણ અમે અમારા જ ગણીશું અને રા. રમણભાઈને પણ અમે સૂરત ભૂલાવી દીધું છે. કિં બહુના—મહાત્મા ગાંધીજીના સમ્બન્ધનું માન પણ ઇતિહાસ પોરબંદરને નહિ લેવા દે: “નવજીવન” અને “સત્યાગ્રહાશ્રમ” ની ભૂમિને જ એ માન આપશે.

હવે, બન્ધુજનો! અસંખ્ય રાજકીય, સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓથી વ્યાપ્ત વર્તમાન સમયમાં અમે આપને સાહિત્યવિષયક ચર્ચા કરવાને નોતર્યા છે, તે માટે આપ સાહિત્યપ્રેમી જનોની તો ક્ષમા યાચવાની જરૂર નથી, પણ જે વિશાળ જનસમાજના આપણે સૌ અંગ છીએ તે અમને ખુલાસો પૂછશે અને અમારે જવાબ આપવો પડશે કે—શા માટે અમે તમને અહીં એકઠા કર્યા છે, અને દેશનાં અન્ય અન્ય મહાન કાર્યમાંથી તમારો વખત રોક્યો છે! નવી ધારાસભાઓ માટે આપણે અત્યારથી શરૂ કરી દેવાનું કામ થોડું છે? એમાં ઉપસ્થિત કરવાના પ્રશ્નો જેવા તેવા છે? યુદ્ધ પછી પશ્ચિમની પ્રજાઓએ પોતાના દેશમાં ધનનો દુકાળ ટાળવા માટે પરદેશ ઉપર જે ઔદ્યોગિક હલ્લા કરવાની યોજનાઓ ઘડી છે તે સામે ટકી શકવા સારૂ આપણે સ્વદેશી ઉદ્યોગોને થોડા જમાવવાના છે? આવી સ્થિતિમા, સાહિત્યની વાતો કરવી એ કેટલાકને મન, રોમ બળતું હોય ત્યારે નીરોની માફક સારંગી વગાડવા બેસવા જેવું લાગશે. આનો ઉત્તર કેવલ સાહિત્યના જ રસમાં મ્હાલતા

અને એ રસથી જ જીવતા રસિક જનો તો એમના જીવન માત્રથી જ આપણે સુદામા કે તુકારામને કહેવુ કે કોઠીમા દાણા નથી માટે કમાવા નીકળી પડો, એ ઉપદેશ સામાન્ય જન માટે ગમે તેટલો ખરો હોય પણ એમના જેવા ભક્તજનો માટે તો અસ્થાને છે એઓ તો એમના પ્રભુના જ તાનમા રહેશે, અને પ્રભુ જ એમના યોગક્ષેમનુ વહન કરશે. તે પણ, કરો વા ન કરો ! તે જ પ્રમાણે, સરસ્વતીના ઉપાસકોને એમની ઉપાસનાનુ ફળ મળો વા ન મળો, એમના કાર્યથી લાભ છે કે હાનિ એવો નફા—તોટાનો હિસાબ કર્યા વગર તેઓ એ દેવીની સેવા કર્યા જ કરશે બેશક, રોમ બળતુ હતુ તે વખતે સારંગી વગાડવા બેસનાર નીરોનુ કૃત્ય આપણે નિન્દ્ય ગણીશું, પણ નેપોલિયનની તોપના મારાથી શહેર સળગ્યુ અને અગ્નિ સળગતો સળગતો ઘર સુધી આવી પહોચ્યો, ત્યારે જ સમાધિમાથી જાગી, પોતે લખવા માડેલા પુસ્તકના કાગળીઆ ગજવામા ઘાલી ચાલવા માડનાર જર્મન ફિલસુફ (હેગલ)ને પણ આપણે એ જ હારમા મૂકીશું ? એ ફિલસુફ રાષ્ટ્રના સ્થૂલ દેહનો વિધ્વંસ જોતો હતો તે જ ક્ષણે એ રાષ્ટ્રના સનાતન આત્માનુ સ્વરૂપ આલેખતો હતો, અને સ્થૂલ દેહની ભસ્મ-માથી રાષ્ટ્રીય આત્માને ફરી ઉત્થાન પામવાની મૃતસજીવની ઓષધિ બનાવતો હતો સરસ્વતીજીની પાસે આપણે સેવા લઈશુ ? કે સરસ્વતી-જીની આપણે સેવા કરીશુ ? એ પક્ષમાથી કયો પક્ષ આપણે આપણો કરીએ છીએ એ ઉપર આપણા જીવનના સ્વરૂપનો આધાર રહેશે બે પક્ષ એક જ નથી. એનો ભેદ અકિંચિત્કર યાને તુચ્છ નથી સેવા કરવાને આપણે આપણા જીવનમા પહેલુ પદ આપીએ છીએ કે સેવા લેવાને—એટલા સાદા દેખાતા પ્રશ્નના ઉત્તરમા આપણા જીવનનુ પાસુ સવળુ છે કે અવળુ એવડો મ્હોટો ભેદ રહેલો છે સરસ્વતીની આપણે સેવા કરવાની છે, એનો અનુગ્રહ પામવાનો છે એ આપણી કે એમ બોલતા તો જીભ કપાઈ જવી જોઈએ. આમ

કહેવામાં તાત્પર્ય એ છે કે સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન એ જનસમાજની સેવા અર્થે રચાએલી કૃતિઓ નથી, અને તેથી એની કિંમત જન-સમાજને થતા લાભ પૂરતી થવી ન જોઈએ. એ લાભ તે તો જગન્માતા સરસ્વતીના ઊભરાતા પ્રેમનો પ્રસાદ છે. જ્યારે કવિતાપ્રતિભારૂપ "अमृता आत्मनः कला" (આત્માની અમર કલા) પૃથ્વી ઉપર ઊતરે છે, ત્યારે "हन्त मण्डितः संसारः," અને પાઠાન્તરે—पण्डितः संसारः," સંસાર મંડિત અને પંડિત ઉભય થાય છે. પણ આ મંડન અને આ પાંડિત્ય—અર્થાત્ સંસારને શોભાવવો, સંસારને વધારે ડાહ્યો કરવો તે "Seek ye first the Kingdom of God and His Righteousness; and all these things shall be added unto you."—એ ન્યાયે થતો 'ઊમેરો' યાને અનુગ્રહ, એટલે કે આનુષંગિક લાભ છે, એ એનું જીવાનુભૂત તત્ત્વ કે કિંમતની કસોટી નથી. પરંતુ નફાતોટાની દૃષ્ટિને, અને તે પણ રાષ્ટ્રીય લાભાલાભ રૂપ ધારણ કરે છે ત્યારે. આ ઉપાસના યા નિષ્કામ સેવાનું તત્ત્વજ્ઞાન એને ધ્યાનમાં બેસવું કઠણ છે. સુભાગ્યે પ્રભુએ નફાતોટાની અને નિષ્કામ સેવાની દૃષ્ટિ ભિન્ન રાખી છે, તો પણ બંનેને પામવાનું સત્ય લગભગ એક જ રાખ્યું છે, અને તેથી જે એક દૃષ્ટિએ સિદ્ધ થાય છે તે ઘણે ભાગે બીજી દૃષ્ટિએ પણ સિદ્ધ થાય છે જ. કવિનું કવિત્વ રાષ્ટ્રીયત્વથી સ્વતંત્ર હોવા છતાં, રાષ્ટ્રીયત્વને ઉપકારક થાય છે. હોમરનાં વીરપાત્રનું બુદ્ધિપૂર્વક અનુકરણ કરીને એલેક્ઝાંડર જગ-વિજેતા થયો, અને ગ્રીક સંસ્કૃતિને એશિયામાં વિસ્તારી. શિવાજી અને રજપૂતો રામાયણ અને મહાભારતની કથાના દૂધ ઉપર ઊછરી દેશનું સ્વાતન્ત્ર્ય રક્ષી તથા ઉદ્ધારી શક્યા. બંકિમચન્દ્રના એક કાવ્યે આખા હિન્દુસ્થાનને એકતાન કર્યું, અને સ્વદેશીનો મહામંત્ર પટાવ્યો. અને આપણા આજના મ્હેમાન — ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યો જેટલાં શુદ્ધ સૌન્દર્યથી તેટલાં જ અલૌકિક રાષ્ટ્રીયત્વથી અંકાએલાં છે. પણ આવાં પ્રકીર્ણ દૃષ્ટાન્તો—જેમાં બીજાં ઘણાંનો ઊમેરો થઈ શકે

એમ છે—એના કરતાં વધારે ઊંડા જઈને આપણે જોઈ શકીએ છીએ કે આપણા આગામી રાષ્ટ્રીય પુનર્ઘટનના યુગમાં કવિની ઘણી જરૂર પડશે. આ દેશના રાષ્ટ્રીય દેહની પુનર્ઘટના થશે, દેશ "નવપલ્લવ" ધારણ કરશે, અને એનો આત્મા જરઠ પડ્યો રહેશે? એના દેહમાં નવચૈતન્યનો સંચાર નહિ જોઈએ? એ ચૈતન્ય સમાજનું કે રાજ્યનું યન્ત્ર બદલવાથી પ્રાપ્ત થશે? થશે,—જેટલે અંશે ચૈતન્યને વધારે સ્વતન્ત્ર અને બન્ધનરહિત થઈને સંચરવાની સરળતા મળશે તેટલે અંશે. પરંતુ ચૈતન્યના સંચરવાનો મૂળ આધાર તો ચૈતન્યના પોતાના જ ઉપર છે. ઇટાલિને સંબોધીને કહેલા ડૅન્ટીના શબ્દો સાચા છે કે—" Ah ! servile Italy ! hostel of grief ! what avails it for thee that Justinian readjusted the bridle, if the saddle be embty ? " ઘોડા ઉપર ઘોડેસ્વાર નહિ હોય તો લગામ આમ તેમ ગોઠવ્યે શું થવાનું હતું? રાષ્ટ્રનું ચૈતન્ય 'પોલિંગ બૂથ'માંથી નહિ આવે; ત્યાં તો એ ફક્ત પ્રગટ થશે. સુપ્રસિદ્ધ ઉદાહરણ લઈએ તો, ફ્રેન્ચ રેવોલ્યૂશનનું ચૈતન્ય બૅસ્ટીલ ઉપર હલ્લો કરનાર ટોળાના હોકારામાં કે શસ્ત્રમાં જન્મ્યું નહતું, એનો જન્મ તો ફ્રેંચ ફિલૉસોફર્સ્ અને એન્સાઇક્લોપીડિસ્ટ્સની શાન્ત બુદ્ધિમાં થયો હતો. આ જ સત્ય વધારે પ્રબલ અને ગંભીર આકારમાં પ્રતિપાદન થયેલું સાંભળવું હોય તો સાયણાચાર્યનું મંગળાચરણ છે—જેમાં એ મહાન વિદ્વાન્ એક પ્રાચીન વચનને પોતાની વાણીમાં ગૂંથીને કહે છે—

"यस्य निःश्वसितं वेदा यो वेदेभ्योऽखिलं जगत् निर्ममे— "

રહસ્યાર્થ કે જ્ઞાન અને સાહિત્ય એ પરમાત્માનું નિઃશ્વસિત—પ્રાણ જેવી ચૈતન્યની સ્વાભાવિક ક્રિયા—છે, અને સમસ્ત જગત્ જ્ઞાન અને સાહિત્યમાંથી ઉત્પન્ન થાય છે.

પછી બુદ્ધિએ એક વખત નવા યુગને જન્મ આપ્યો, પછી એનું શું પ્રયોજન? આનો ઉત્તર કે સઘળા મહાન યુગપરિવર્તમાં

થાય છે તેમ હિન્દુસ્થાનમાં હાલ ચાલી રહેલા પરિવર્તમાં પણ નવા યુગનું તત્ત્વ સમજનાર, એની ભાવનાઓને અને આકાંક્ષાઓને પોતાની વાણીમાં વ્યક્ત કરનાર, એના આંધળા જીવનને નેત્ર અર્પનાર કવિની જરૂર પડશે. એટલું જ નહિ, પણ એ યુગની ક્ષણિકતા ભેદી, એ યુગની પાર જઈ, જીવનનાં સનાતન સત્યો પ્રગટ કરનાર મહાકવિની પણ જરૂર પડશે.

કવિ એ જનતાનું મુખ છે. અંગ્રેજી સાહિત્યનો ફ્રેંચ ઇતિહાસકાર ટેઇન કહે છે કે કોઈ પણ કવિ કયી પ્રજાનો છે (race) એનો યુગ કયો છે (epoch), અને એની પરિસ્થિતિ શી છે (surroundings), એ કહો, એટલે એની કવિતાનું સ્વરૂપ હું તમને ભાખી આપીશ. પણ આ સૂત્ર પર યોગ્ય વાર્તિક થયું છે કે કવિ ઉપર જમાનાની અસર વિષે બોલતાં, કવિની જમાના ઉપર કેટલી અસર થાય છે એ વાત જોની એ વિદ્વાન ભૂલી ગયો હતો. પણ મૂળ સૂત્ર અને વાર્તિક ઉભય એકઠાં કરીને આપણે ભાષ્ય રચી શકીએ છીએ કે યુગને દ્રષ્ટા અને સ્રષ્ટા—યુગપ્રકાશક અને યુગપ્રવર્તક ઉભયવિધ કવિની જરૂર છે. એક તો એ યુગને "આ હું" એમ આત્મદર્શન કરાવનાર કવિ જોઈશે—જે વિના આપણે પણ આપણા યુગને પૂરો ઓળખી શકીશું નહિ, ભવિષ્યના ઇતિહાસકારે તો ઓળખવાની વાત જ શી? બીજું—આ નવો યુગ બેસતાંની સાથે જનસમાજની વૃત્તિઓમાં ભારે ઊછાળો આવશે—અત્યારે એ શરૂ થઈ ચૂક્યો છે—એમાં વિશુદ્ધિ, સુન્દરતા અને ઉચ્ચતાનાં તત્ત્વો પ્રવેશાવાનું કર્તવ્ય સાહિત્યને શિર રહેશે. નહિ તો જીવન જાડું, કદ્રૂપું અને પ્રાકૃત બની જશે ચોમાનું કોણ નથી ઇચ્છતું? પણ તે માટે, એ ઋતુના ડહોળાએલાં પાણી પીવાનું કોણ પસંદ કરશે? એ નવા જીવનને સૂક્ષ્મ, સુન્દર અને સંસ્કારી બનાવવા સારૂ કવિપ્રતિભારૂપી નિર્મળી, બીજું રૂપક આપીએ તો શરદ ઋતુની ચાંદની, અવશ્ય જોઈશે. નવા જીવનનાં સૂક્ષ્મ ભયસ્થાન, અને એના તારની વિષમ

ગૂથણી અને ગૂચવણો કવિ નહિ સમજાવે તો કોણ સમજાવશે? મેથ્યુ આર્નોલ્ડે કવિતાને "Criticism of life" કહી છે એ વર્ણનમા ગમે તેટલી અપૂર્ણતા હો, પણ એક ગભીર સત્યાશ છે કે કવિ જ જીવનની સમાલોચના કરી એને વિશુદ્ધ બનાવે છે. ઇગ્લાડના શાળાઓ સુધારવાનુ જે સો ઇન્સ્પેક્ટરના રિપોર્ટ ન કરી શકત તે ડિકન્સની નવલકથાઓએ કર્યુ.

આટલુ જ નહિ, પણ આવતા જમાનાના સ્થૂલ રાજકીય અને આર્થિક જીવનમા પણ તાત્કાલિક ઉપયોગની પાર સનાતન શાસ્ત્રીય સિદ્ધાન્ત જોનાર વિદ્વાનોની જરૂર પડશે મન્ત્રના દ્રષ્ટા ઋષિઓ જુદા હોય છે, અને એનો જીવનયજ્ઞમા વિવિધ ક્રિયાઓમા વિનિયોગ કરનાર પુરોહિતો જુદા હોય છે ઋષિઓના મન્ત્રો જ યુગપરિવર્તન કરી શકે છે, અને યુગના પ્રધાન ગાન પૂરા પાડે છે. બેન્થમ અને મિલ વગર કોબ્ડન અને ગ્લેડસ્ટન શક્ય નથી. કાર્લાઇલ, રસ્કિન અને માર્ક્સ વગર સોશ્યાલિઝમ સમજવુ કઠણ છે.

વળી, નાદિરશાહે છાવણીમા જેમ આખો જન્મારો ગાળ્યો હતો, તેમ શુ આ નવો યુગ પણ 'પોલિંગ બૂથ' અને 'કાઉન્સીલ ચેમ્બર'-મા જ સ્વજીવન ક્ષપણ કરશે? એને ગૃહજીવનની શાન્તિ અને મીઠાશ બતાવનાર કોઈ કવિતા નહિ જોઈએ? સિંહ હરિકુમ્ભ વિદારતો શોભે છે, પણ સિંહિકાની પાસે કોમળ બનતો થોડો ગોભતો નથી, તેથી રાષ્ટ્રના વિશાળ હકમા ગૃહજીવનનો હક ડૂબી ન જાય તેની સભાળ રાખવાની છે એ સભાળ કોઈ પણ તરેહની દલીલોથી કે કાયદાઓથી રાખી શકાવાની નથી એને માટે કવિપ્રતિભામાથી ઉદ્ભવેલા ગૃહજીવનમા મધુર ચિત્રો જ જોઈએ જે આપણા હૃદયને આકર્ષે, અને આપણા જીવનમા નિઃશબ્દ ઉન્નતિ પ્રેરે એમ કહેવાય છે કે પ્રાચીન ગ્રીસમા મહાન દેવ વા મનુષ્યની મૂર્તિ ઘરમા રાખવામા આવતી, એટલા હેતુથી કે એનુ દર્શન કરતી ગૃહિણી તત્સદૃશ પુત્ર ઉત્પન્ન કરે, અને અરબ સ્ત્રીઓ પોતાના ઓરડામા મૃગલા

પાળતી, એટલા માટે કે એનું ચિન્તન કરતી પોતે મૃગનયનનાં છોકરાને જન્મ આપે, આવો ભાવનાનો મહિમા મનાયો છે.

અસ્તુ; સાહિત્યની ઉપયોગિતા સ્વીકારી; પણ સાહિત્યપરિષદ્ કવિઓ કે વિદ્વાનો ઊપજાવી શકશે? સાક્ષાત્ કવિઓ કે વિદ્વાનો ઊપજાવવાનો દાવો આ સંસ્થાએ કદી કર્યો નથી, અને કરતી નથી. પણ આષાઢનાં વાદળાં જોઈ કૃષિકાર-એમાંથી જળનું એક બિન્દુ પણ ટપકાવી શકવાનું એનું સામર્થ્ય ન હોય તોપણ—ઊંચી ડોક એના સામું જોઈ રહે છે; તેમ યુગધુરન્ધર કવિ અને તત્ત્વવેત્તા માટે આપણી પરિષદ્ પણ તલસે તો એ સ્વાભાવિક નથી? મહાપ્રસંગો ઊપજાવવાનું કામ એક પરમાત્માના અવતારભૂત જનસમાજના ચૈતન્યનું છે આમાંથી પરમાત્માના સામર્થ્યને તો કોઈ દેશકાલના ઉપાધિ ઘેરી શકતા નથી, "The spirit of God bloweth as it listeth." પણ જનસમાજનું ચૈતન્ય અત્યારે સર્વ પ્રકારના સાહિત્યના વિકાસને અનુકૂલ છે. જેમ ગ્રીસમાં નવાં નગરો બંધાયાં, ગ્રીક પ્રજા બહાર ફેલાઈ અને સંસ્થાનો વસ્યાં, તે વારે એના સાહિત્યની પણ અનેકવિધ શાખાઓ જન્મ પામી હતી. અને તે પછી, પંદરમા—સોળમા સૈકામાં જેમ યૂરોપનું ચૈતન્ય ઊભરાતાંની સાથે એનું સાહિત્ય પણ ઊભરાવા લાગ્યું હતું, તેમ આપણે ત્યા પણ પૂર્વ આર્યો પંજાબમાંથી પૂર્વ તરફ ફેલાયા તે વારે, ત્યાર પછી ગૌતમબુદ્ધનું ધર્મચક્રપ્રવર્તન થયું તે પછી ચન્દ્રગુપ્તે રાજકીય અને સામાજિક પરિવર્ત કર્યાં તે વારે, તે પછી, હૂણોને હાંકી કાઢી ગુપ્તવંશના રાજાઓએ સ્વરાજ્ય સ્થાપ્યું તે વારે અને છેવટે રજપૂત—મુસલમાન રાજ્યના સન્ધિકાળમાં જનસમાજનું ચૈતન્ય હાલ્યું હતું, અને સાહિત્યની વાડી ખીલી હતી. તે જ પ્રમાણે, અર્વાચીન સમયમા બ્રિટિશ સંબન્ધ થતાંની સાથે, અને જનસમાજમાં નવું જીવન પ્રકટ થતાં વેત, આપણે ત્યાં બંગાળી, મરાઠી અને ગૂજરાતી સાહિત્યને નવો મોર બેઠો હતો, અને તે જ પ્રમાણે આ નવા યુગમાં પણ જીવનની વિવિધતા અને વિપુલતા થતાંની-

સાથે સાહિત્યમાં પણ પુષ્કળ ફાલ આવશે એમ આશા રાખી શકાય છે.

પણ આ સંબન્ધમાં પરિષદ્‌નું કર્તવ્ય થોડું નથી. નવા યુગના જીવનપ્રભાતમાં મળેલ આ પરિષદ્ એના ચઢતા પહોરના કાર્યની કાંઈક રૂપરેખા દોરે એમ અમે અમદાવાદી સાહિત્યપ્રેમી જનો ઈચ્છીએ છીએ; અને આપના અન્ય વ્યવસાયમાં વિઘ્ન પાડી આ ગરમીના દિવસોમાં અમે આપને શ્રમ આપ્યો છે તે એટલા જ માટે છે. એ રૂપરેખા, આપ જે અનુભવી અને ગુર્જરસાહિત્ય પ્રત્યે અતુલ પ્રેમ ધરાવનાર પ્રમુખ મહાશયની પસંદગી કરવાના છો તેમની દેખરેખ નીચે, બહુ સારી દોરશો એમ અમને ખાતરી છે, તો પણ અત્યારે ગૂજરાત આગળ આપણા વિષયને લગતાં શાં શા મ્હોટા કાર્યો પડેલા છે એનું અમે આપને સ્મરણ આપવા ચાહીએ છીએ, જેથી અમારી આકાંક્ષાઓ કેમ સફળ કરવી એ આપ વિચારી શકો.

(૧) જ્યારે જ્યારે પરિષદ્ ભરાય છે ત્યારે ત્યારે, અને વચલા ગાળામાં પણ જ્યાં સાભરી આવે છે ત્યારે, આ ફરિયાદ થાય છે કે નર્મદાશંકર અને ટેલરના પ્રથમ પ્રયત્ન પછી ગૂજરાતી ભાષાનો એક સારો કોષ થયો નથી, અને એકે સારૂં વ્યાકરણ થયું નથી. (હમણા જ બહાર પડેલું ગ. બ. કમળાશંકરભાઈનું વ્યાકરણ બાદ કરીને બોલતા) પરન્તુ. એ માટે અત્યારે શોક કરવો પડે તેમ નથી. આપણે પહેલાં ધાર્યા હતા તેવા એ થયા હોત તો પણ તે ફરી રચવા પડત. અત્યારે હિન્દુસ્થાનની અસાધારણ એકતાનો યુગ બેઠો છે. ગુજરાતના સત્ત્વ ગુણની મૂર્તિ મહાત્મા ગાંધીજીની અમદાવાદ–અમૃતસર–દિલ્હી–કાશી –કલકત્તા અને મુંબઈ વચ્ચેની મુસાફરી એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવા જેવી સરળ અને સામાન્ય થઈ ગઈ છે. બંગાળાના મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરની ગૂજરાતી સાહિત્યપરિષદ્‌માં પધરામણી કરવી એ આપણે આપણા કાર્યનો એક મામુલી ભાગ ગણીએ છીએ, આ સ્થિતિમાં ગૂજરાતી ભાષાનો કોષ તેમજ વ્યાકરણ 'Comparative method' યાને તે તે ભાષાના સાધર્મ્ય–વૈધર્મ્યનિરૂપણપૂર્વક

થાય તો જ તે વર્તમાન સમયને યોગ્ય ગણાય. એ કોષ અને વ્યાકરણમાં ગૂજરાતી ભાષાનું પ્રાધાન્ય અને વિશિષ્ટત્વ બેશક રહેશે જ. પણ અત્યારે દરેક ભાષાને જે 'એકાન્તવાસ'ની શિક્ષા ભોગવવી પડે છે તે દૂર થશે.

( ૨ ) બીજું—ગૂજરાતને વ્યાકરણ અને કોષની ખામી છે તેવી બલ્કે તે કરતાં પણ વધારે મહત્ત્વની ખામી સારા ઇતિહાસની છે. ગૂજરાતનાં બાલકો રસથી વાંચી શકે, એના વિદ્વાનો સૂક્ષ્મતાથી મનન કરી શકે, અને સામાન્ય પ્રજા ઉત્સાહ અને સ્વભૂમિનું અભિમાન પામી શકે,–એવાં વિવિધ જાતનાં ઇતિહાસનાં પુસ્તકો ઉત્પન્ન થવાની જરૂર છે. વળી પ્રતિષ્ઠિત અને પ્રમાણિક ઇતિહાસ રચવા માટે આજદિન સુધી જેટલાં સાધનો જડયાં છે તેટલાં પણ એકત્ર કરી ગૂજરાતી વાચક આગળ મૂકવાનો હજી સુધી પ્રયત્ન થયો નથી! તો એ સાધનોનો ઉપયોગ કરી ગૂજરાતનું જીવન્ત ચિત્ર ખડું કરનાર ઇતિહાસકારની પીંછી વિષે તો બોલાય જ શું? વળી આ ઇતિહાસ પણ, કોષ અને વ્યાકરણની માફક, વર્તમાન ગૂજરાત કરતાં વધારે વિશાળ પ્રદેશનો થવો જોઇએ. આ વાત સારી રીતે જાણીતી છે કે ગુર્જર પ્રજા એક વખતે કનોજ, માળવા, પશ્ચિમ રાજસ્થાન, સૌરાષ્ટ્ર, લાટ અને ખાનદેશ પર્યન્ત વસતી હતી. આ કારણથી એની પ્રાચીન ભાષાનો ઇતિહાસ પણ તે તે પ્રાન્તની હાલની ભાષાઓ સાથે મૂળમાં ગૂંથાએલો છે. એ ભાષાઓના પરસ્પર સંબંધ માત્રનો ઉલ્લેખ કરીને કે એનાં છૂટાં છવાયા ઉદાહરણો આપીને હવે સન્તોષ મનાશે નહિ: ઉદાહરણ તરીકે વ્રજભાષાની ગૂજરાતી સાહિત્ય ઉપર અસર થઈ છે કે મીરાંબાઈનાં કાવ્યો ગૂજરાતી અને હિન્દી બન્ને ભાષામાં ઉપલબ્ધ થાય છે–એ વાત એક ઐતિહાસિક અકસ્માત તરીકે નોંધીને હવે બેસી રહેવાશે નહિ. એ હકીકતની પાર કનોજથી લાટ પર્યન્તના પ્રદેશની મૂળ જે ઐતિહાસિક એકતા હતી તે વિસ્તાર સમજાવવી પડશે તે માટે ભાષાનાં અને સાહિત્યનાં સાધનો એકત્ર કરવાં પડશે, તથા એમાંથી અનુમાન કાઢવાં પડશે. વળી

એટલેથી પણ નહિ અટકાય. બૌદ્ધ જાતક, અને વધારે ચોકસાઈથી બોલીએ તો એ જાતકના પૂર્વરંગથી માંડી, પ્રાકૃત બૃહત્કથા અને સંસ્કૃત દશકુમારચરિતાદિકમાંથી પસાર થઈ, પ્રાચીન ગૂજરાતી જૈન રાસા બલ્કે સામળભટની વાર્તાઓ સુધી—તો જનસમાજના જીવનનો ઇતિહાસ એક અખંડ ધારામા ઉપસ્થિત કરવો જોઈશે આ લાંબા ઇતિહાસમાં, સંસ્કૃતની સાથે સાથે ચાલતુ, સંસ્કૃત ઉપર અસર કરતું અને સંસ્કૃતથી અસર પામતું જનસમાજના વાસ્તવિક જીવનના સંપર્કમાથી ઉત્પન્ન થતુ પ્રાકૃત સાહિત્ય હતુ એ કેટલુ વિશાળ હશે એનો કાંઈક ખ્યાલ ગુણાઢ્યની બૃહત્કથા સબંધી દન્તકથામાંથી, નાટ્યશાસ્ત્રના ગ્રન્થોમા મળતા ઉલ્લેખો તથા પારિભાષિક શબ્દો ઉપરથી, સંસ્કૃતમાં એ સાહિત્યની પડેલી પ્રતિચ્છાયા ઉપરથી, હજી જે જે પ્રાકૃત ભાષાના ગ્રંથો સચવાઈ રહ્યા છે, મધ્ય એશિયામાથી જડતા જાય છે, તથા જૈન ભંડારોમાથી ડોકીયા કરે છે—એ સર્વ ઉપરથી, તથા એ સર્વની આપણી પ્રાન્તિક ભાષામા ઊતરેલી સન્તતિ ઉપરથી—આપણને મળી શકે છે. પ્રાકૃતની આ મહાન જીવનકથાના વાક્યો, બલ્કે એના અક્ષરો પણ તૂટેલા છે તોપણ એને ભૂતાર્થદર્શી કલ્પનાશક્તિથી ગોઠવી, સાંધી, એ કથાનો વાચનાર નવા યુગમા કોઈક ગિબન કે મોમ્સન જન્મે તો આપણા ઇતિહાસની એક નવી જ દુનિયા પ્રત્યક્ષ થાય સંસ્કૃત સાહિત્યનો છેલ્લો સૂનેરી યા રૂપેરી યુગ તે બાણ અને ભવભૂતિનો એટલે કે હર્ષ અને યશોવર્માના રાજ્યકાળનો, તે પછી સંસ્કૃત સાહિત્યની મન્દતા થઈ અને રાજશેખરના સમયમા (ઈ સ ૯૦૦) આવતા આપણે જોઈએ છીએ કે સંસ્કૃત અને પ્રાકૃતના એ મહાન કવિએ—

फरुमा सक्षअबन्धा पाउअबन्धो वि होइ सुउमारो ।
पुरुसाण महिलाण जेत्तियमिहन्तरं तेत्तियमिमाण ॥

અર્થાત્, "સંસ્કૃતની રચના કઠોર અને પ્રાકૃતની સુકુમાર છે. સુકુમારતાની બાબતમા પુરુષ અને સ્ત્રી વચ્ચે જેટલુ અન્તર છે

તેટલું આ બે વચ્ચે છે—" એમ સંસ્કૃતની સ્તુતિ ગાઈ, અને પ્રાકૃત યુગનું મંગળાચરણ કર્યું. એના જ પછીના અંકો આપણા પ્રાન્તની ભાષાના ઈતિહાસમાં આપણે જેને અપભ્રંશ અને જૂની ગૂજરાતીના યુગ કહીએ છીએ તે. અપભ્રંશ અને જૂની ગૂજરાતીનું સાહિત્ય અમુક પ્રકારનું જ કેમ છે, જૂના રાસાઓ જૈનોના કરેલા કેમ છે,—ઈત્યાદિ આ વિષયને લગતા વિવિધ પ્રશ્નોના ઉત્તર પ્રાકૃત ભાષામાં ક્યી જાતનું જીવન આલેખાતું હતું, એના આલેખનાર મૂળ કોણ હતા ઈત્યાદિમાંથી મળશે. એ જ સાહિત્યનો સંપ્રદાય અઢારમા સૈકામાં કવિ સામળમાં પુનઃ અવતરે છે—જેમ સંસ્કૃત સાહિત્યનો સંપ્રદાય પ્રેમાનન્દમાં અવતરે છે તેમ. આમ આપણી ભાષાનો ઈતિહાસ એના મૂળ પર્યન્ત શોધતા જવું જોઈએ.

આ સર્વ વિષયનો વિગતવાર અને સૂક્ષ્મતાથી અભ્યાસ કરવા અને કરાવવા માટે હવે વ્યક્તિઓના પ્રયત્નો બસ થવાના નથી; જે વ્યક્તિઓએ આજ પર્યન્ત એકલહાથે આ વિષયમાં કાર્ય કર્યું છે તેમને ધન્યવાદ હો, પણ સુપ્રતિષ્ઠિત સંસ્થાને અભાવે એમના પ્રયત્નો છૂટાછવાયા, અધૂરા, અને થોડાં સાધનો ઉપરથી અતિ–અનુમાનના દોષથી દૂષાએલા છે. સાહિત્યપરિષદે હવે આ કાર્ય માટે અનુકૂળતા રચવી જોઈએ. તે માટે આ નીચેની સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે.

૧. પ્રાચીન ગૂજરાતી સાહિત્ય પ્રકાશક મંડળીઃ એ ગૂજરાતી વ્યાકરણ, કોષ અને ભાષાશાસ્ત્ર રચાવે; પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરે. અને એની 'ગાઈડ' યાને સૂચીપત્ર બનાવરાવેઃ આ કાર્યને અંગે ડેક્કન કોલેજ (ભાંડારકાર રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટ), ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટિ, ફોર્બ્સ ગૂજરાતી સભા, વડોદરા સેન્ટ્રલ સ્ટેટ લાઇબ્રેરી, પાટણ, અમદાવાદ, ખંભાત અને જેસલમેરના જૈન ભંડાર, રા. બ. હરગોવિન્દદાસ, રા. ઇચ્છારામ, રા. કેશવલાલ. રા. મનસુખલાલ કીરતચંદ, રા. જીવણચંદ, રા. મણિલાલ બંકોરભાઈ, રા. છગનલાલ રાવળ, રા. હીરાલાલ પારેખ, વગેરે વગેરેના ખાનગી

સગ્રહો–મૂળ અથવા નકલરૂપે એક જ સ્થળે સ્થાપી શકાય એમ ન હોય તો એમની સપૂર્ણ એકઠી સૂચી, દફ્તરવાર અને વિષયવાર એમ બે વિભાગમા તૈયાર કરાવવી જોઇએ.

૨. બીજી, પ્રાચીન ગૂજરાત અને તેને લગતા હિન્દુસ્થાનના ઇતિહાસની પ્રકાશક અને સશોધક મંડળી. આ મંડળીએ વર્તમાન અને પ્રાચીન ગૂજરાતના ઇતિહાસનાં સઘળા સાધનો–શિલાલેખ, તામ્રપટ્ટ અને સિક્કાઓના ઊતારા, અને તે ઉપરથી કરવામા આવેલ અનુમાનોની ટૂંક નોંધ તૈયાર કરાવવી. વળી, લોકકથા, દુહા, કવિતા વગેરે પ્રકીર્ણ લોકસાહિત્ય, જે ઘણુ લુપ્ત થઈ ગયુ છે તો પણ હજી કાંઇક રહ્યુ છે, તેનો, તથા લગ્નાદિક સબન્ધે લોકરિવાજની હકીકતનો સગ્રહ કરવા માટે યોગ્ય વિદ્વાનની દેખરેખ નીચે તે તે સ્થળે માણસો મોકલવા દક્ષિણ ધ્રુવની ભૂમિ શોધવા માટે જેવી સાહસિક મંડળીઓ નીકળી પડે છે તેના સહસ્રાશ ઉત્સાહ, સાહસ અને ધૈર્યવાળી પાર્ટી હશે તો બસ.

આ બે માગણીઓ તો પ્રાચીન શોધને લગતી છે, પણ એ ઉપરાંત એક—

૩. ત્રીજી માગણી એક વિજ્ઞાનપ્રસારક મંડળી માટે અમે કરીએ છીએ લોકમા વિજ્ઞાન (Science) નો શોખ અને માહિતી પ્રસારવા માટે આવતા યુગમા આપણે વિશાળ પ્રયત્ન કરવો જોઇશે–કારણ કે ગયુ મહાયુદ્ધ લૅબોરેટરિ યાને વિજ્ઞાનની પ્રયોગશાળામા જ લઢાયુ હતું એ સુપ્રસિદ્ધ છે, અને આવતા યુગની સસ્કૃતિમા વિજ્ઞાન મ્હોટો ભાગ લેશે.

પણ આ સર્વ આપણી પાસે ગૂજરાતના જૂના લ્હેણા છે. હવે હું આપણા નવા જીવનની એક મ્હોટામા મ્હોટી આકાક્ષા ઉપર આવુ છુ–જે વિના ઉપર કહેલી માગણીઓ જોઇએ તેવી પૂરી પાડી શકાશે નહિ આપમાથી કેટલાકને મ્હારે મુખેથી એ નીકળતી સાંભળીને આશ્ચર્ય લાગશે, પણ એના ખુલાસામા ઊતર્યા વગર હું

કહું છું કે—અત્યારે આપણી વર્તમાન સમયની મ્હોટામાં મ્હોટી જરૂર દરેક પ્રાન્ત માટે એક એક સ્વદેશી ભાષાની કૉલેજની છે, અને ગૂજરાતી ભાષા પરત્વે આ મહાન પ્રશ્નની ચર્ચા આ પરિષદ્ હાથ ધરે એમ મ્હારૂં હૃદય ઇચ્છે છે; પણ આ વિચાર મ્હારો અંગત અને ચર્ચાસ્પદ હોઈ, એ માટે હું મ્હારા સ્વાગતમંડળના બન્ધુઓને જવાબદાર કરતો નથી. તોપણ મને આશા છે કે એના ઉપર યોગ્ય ધ્યાન અપાશે. આ પ્રશ્ન જો કે એક રીતે કેળવણીપરિષદ્‌ના કાર્ય-પ્રદેશમાં પડે છે, તોપણ દેશના સાહિત્ય યાને વાઙ્મય સાથે એ એવો ગૂંથાએલો છે કે એના સમાધાનને અંગે સાહિત્યપરિષદે ઘણી સેવા કરવી પડશે. કલકત્તાકમિશને હાલની મેટ્રિક્યુલેશન પર્યંત દેશી ભાષા-દ્વારા શિક્ષણ આપવાની અને પરીક્ષામાં વિદ્યાર્થીઓને વિકલ્પે માતૃ-ભાષામાં અગર અંગ્રેજીમાં ઉત્તર લખવા દેવાની ભલામણ કરી છે—તેનાથી ઉક્ત દિશામાં એક પગલું ભરાઈ ગયું છે એમ કહીએ તો ચાલે; અને તે પછી આગળ એક પગલું ભરવું તે કાળના ગાળાનો જ સવાલ છે. મુંબઈ યુનિવ્હર્સિટીમાં 'Oriental Studies' (પ્રાચ્ય-વિદ્યા) માટે કૉલેજ નથી, પણ બીજી કેટલીય યુનિવ્હર્સિટીઓમાં છે, એ જ પ્રમાણે જો ચાલુ દેશી ભાષાદ્વારા શિક્ષણ આપનારી કૉલેજોના શિક્ષણનું ધોરણ અન્ય કૉલેજો જેટલું જ ઊંચું રાખ-વામાં આવે તો તે પણ યુનિવ્હર્સિટીને અંગે કેમ ન સ્વીકારી શકાય એ સમઝાતું નથી. આવી કૉલેજોમાં અંગ્રેજી ભાષા હાલની રીતે જ શીખવાય અને એની પરીક્ષાનું ધોરણ પણ હાલ જેટલું જ ઊંચું રખાય, બલ્કે યૂરોપની બીજી પ્રજાઓના સાહિત્યના અંગ્રેજી અનુવાદો દાખલ કરીને હાલ કરતા પણ વધારે ઊંચું કરી શકાય (આ વિસ્તાર નવા યુગમાં ખાસ જરૂરનો છે.) એમાં દેશી ભાષાનો શાસ્ત્રીય રીતે, અને એના સાહિત્યનો વિશાળ રસિકતાથી અભ્યાસ કરાવાય, તે સાથે ભાષા અને સાહિત્ય (Arts) ના વિભાગમાં અન્ય પ્રાન્તની ભાષામાંથી પણ એકાદ આપાનું સાહિત્ય

મૂકી શકાય સંસ્કૃત ભાષા માતૃભાષાદ્વારા શીખવાય, અને એના આનુષંગિક વિષયો જેમ કે શિલાલેખ, સિક્કા, વગેરેનો અભ્યાસ તે પણ અંગ્રેજીની માફક માતૃભાષા મારફત કરાવી શકાય ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનાં નિરૂપણો પણ દેશી ભાષાદ્વારા વધારે સાચા અને પાકાં થાય. સાયન્સ અને ગણિતમાં પારિભાષિક શબ્દો અંગ્રેજી ગણવાને અડચણ નહિ, વિશેષમાં, સાયન્સ તે તો ભાષાનો વિષય નથી, પ્રયોગશાળાનો વિષય છે, એમાં ભાષા અને વિશેષત. પરભાષા વિનાકારણ આડખીલ કરે છે એ કષ્ટ પણ દૂર કરાય. પરંતુ આવી કૉલેજ સ્થાપવા સામે એક મહત્ત્વનો વાંધો એ લેવામાં આવશે—હું પોતે લઉં છું, જો કે એનું સમાધાન હમણાં જ સૂચવું છું—કે એવી કૉલેજો દેશી ભાષાની ટ્રેઇનિંગ કૉલેજો અને પંડિતોની પાઠશાળા જેવી નિર્માલ્ય અને કાલાતીત નીવડવાનો ભય છે. આ ભય સાચો છે અને તેથી એ સાચો ન પડે એવી કાળજી રાખવાની જરૂર છે પણ એ ભય માત્રથી પાછા હઠી, મૂળ વસ્તુ પરિહરવી એમાં પૌરુષ નથી અને ડહાપણ પણ નથી. એ રીતે તો દરિયો ઓળંગાય જ નહિ, અને કુદરતનાં વિષોનો ઔષધમાં ઉપયોગ થાય જ નહિ ત્યારે એ ભય શી રીતે નિવારવો ? આ રીતે કે અંગ્રેજી શિક્ષણ ઊંચા પ્રકારનું રાખવું, અધ્યાપકો વિશાળ અંગ્રેજી જાણનાર રાખવા, અને તેઓની શિક્ષણપદ્ધતિમાં 'Tutorial system' યાને વિદ્યાર્થીના વાચન ઉપર દેખરેખ રાખી એને યોગ્ય માર્ગે દોરવું એ અંશને મહત્ત્વ આપવું—જેથી વિદ્યાર્થીઓને તે તે વિષયને લગતાં અંગ્રેજી પુસ્તકોનું જ્ઞાન દેશી ભાષાદ્વારા પ્રકટ કરતાં આવડે અંગ્રેજીના અભ્યાસ માટે આવડો આગ્રહ રાખવાનું કારણ એ છે કે વિદેશી ભાષાનું જ્ઞાન અને એનું વાચન આપણાં જનસમાજમાં વિસ્તરે તો તેથી આપણા દેશી સાહિત્યને હાનિ નથી, ઉલટો લાભ છે. ઓગણીસમી સદીના મધ્યમાં અંગ્રેજી સાહિત્ય ઉપર જર્મન સાહિત્યની અસર થયેલી તે વિષે બોલતાં એ સમયનો ઇતિહાસકાર લખે

છે. " 'Every literature,' says De Quincey, 'unless it be crossd by some other of different breed, tends to superannuation;' and he points to the French as an example of one which has suffered so as to be, in his opinion, of the point of extinction; because it has 'rejected all alliance with exotic literature'"—અર્થાત્, સાહિત્યના વિકાસ અર્થે એનો અસગોત્ર વિવાહ અભીષ્ટ છે. આ ભલામણનો અર્થ એવો નથી કે આપણા સાહિત્યે અંગ્રેજી ભાષાનું અનુકરણ કર્યા કરવું. કહેવાનું એ છે કે ચૈતન્ય જેમ જડમાં પોતાનું કિરણ નાખીને એને પોતાના રસથી રસી લે છે, તેમ પશ્ચિમની વિદ્યા અને કલામાં પણ હિન્દે પોતાનું કિરણ નાંખીને એ વિદ્યા અને કલાને સ્વરસવાહિની કરવી જોઇએ આ રીતે ચેતન્યરસથી રસેલું વ્યવહારજીવન જેમ વ્યાવહારિક રહીને પણ વ્યાવહારિક મટી શકે છે, તેમ પશ્ચિમની વિદ્યાકલા પણ પશ્ચિમની મટી આપણી પોતાની થઈ જશે. આમાં પરઅધીન થવાનુ નથી, પણ પરને વશ કરવાનું છે. તેમ એમાં પરનો ત્યાગ નથી પણ સ્વીકાર છે. આ જ ઉચ્ચ વિદેશી શિક્ષણ ગ્રહણ કરવામાં આપણું ખરૂં દૃષ્ટિબિન્દુ હોવુ જોઈએ. આ દૃષ્ટિબિન્દુને ઉભયપક્ષે ન્યાય થાય એવી ઉચ્ચ અધ્યાપક અને અધ્યાપનની યોજના રાખવામાં આવે તો યુનિવર્સિટિને એ સ્વીકાર્યા વિના ચાલે જ નહિ. અને આવના નવયુગના વાતાવરણમાં એ માટે જે પ્રયત્ન થશે તે સફળ થવાનો સંભવ છે. હિન્દુસ્થાનના અત્યારે દેશી ભાષાના અભ્યુત્થાન માટે કેવી પ્રબળ લાગણી જાગી છે એનો ખ્યાલ ગૂજરાત કરતાં અન્ય પ્રાન્તોમાં વધારે સારી રીતે આવી શકે છે. અને અન્ય પ્રાન્તો કરતા ગૂજરાત જુદી તરેહનું જીવન જીવી શકે એ બનવાનું નથી. તે માટે સાહિત્યપરિષદે સાહિત્યના અભ્યુત્થાન ખાતર આ નવીન માર્ગે હિંમતથી વિચરવું જોઈએ.

સામાન્ય રીતે, પ્રકૃતિના પ્રવાહને ક્રિયમાણના બળથી પલટીને

એનો મનુષ્યજીવનની સેવામાં ઉપયોગ કરવાના નિશદિન અસંખ્ય પ્રસંગો આપણી સમક્ષ એક અખંડ ધારામાં વર્ષા જ કરે છે, પણ આપણી દૃષ્ટિ એવી નિર્બળ હોય છે તથા આપણા હાથ એવા થરથરતા હોય છે કે એ પ્રસગોને જોવા અને પકડવા તે આપણાથી બનતું નથી. પણ જ્યારે એ પ્રસગોનો ઓઘ જબરો થાય છે, જીવનપ્રવાહ જોરથી ઊછાળા મારતો વહે છે, અને એના તરંગ આપણા દેહ સાથે અથડાય છે, ત્યારે આપણાં નેત્ર ઊઘડી જાય છે, અને આપણી અનિચ્છાએ પણ જીવનના પ્રસગો આપણા હાથમાં અને ખોળામા આવીને પડે છે. આવો એક સમય અત્યારે આવ્યો છે, અને એવે વખતે પણ આપણે જાગીશુ નહિ તો નાડીઓ આપણી રુધિરહીન થઈ ગઈ છે, અને પ્રજા તરીકે આપણું જીવન પૂરૂ થયુ છે એમ સમજવુ. પણ આવો અમગળ ભય રાખવાનું કારણ નથી આપણા જીવનના અન્ય પ્રદેશમાં હૃદયદ્રવ્ય ઊકળી પર્વતો ઊછળવા માંડ્યા છે, ત્યા સાહિત્યનો પ્રદેશ મન્દ કેમ પડી રહેશે ?

(તા. ૩–૪–૧૯૨૦)

[વસન્ત, પુ ૧૯, અક ૨, માર્ગશીર્ષ, સ. ૧૯૭૬]

## નવમી ગૂજરાતી સાહિત્યપરિષદ્—નડિયાદ

# પ્રમુખ તરીકેનું ભાષણ

*

**इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।**
**विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥**

આપણા ક્રાન્તદર્શી પ્રાચીન સાહિત્યકારોને પ્રણામ કરી પ્રાર્થીએ કે એ વાણી આપણી હો, કે જેનાં અંગે અંગ તેજે ઘડ્યાં હોય, જે સદા જીવંત હોય, અને જે 'આત્માની કલા'—નામ, સુકલિત અંશ, અને તે પણ આત્માનો અંશ—હોય. પાંડિત્ય અને સહૃદયતાના સમન્વયરૂપ, અક્ષર તત્ત્વના મહાન ઉપાસક, કવિ ભવભૂતિનુ આ મંગલાચરણ, જે જગતની સર્વ સાહિત્યપરિષદ્નું એક સનાતન મંગલાચરણ થવાને યોગ્ય છે, એ જ આપણી આ નવમી ગૂજરાતી સાહિત્યપરિષદ્ની પણ મંગલ પ્રાર્થના હો! આટલી પ્રાર્થના કરી, આજનુ કાર્ય આરંભીએ.

સાહિત્યપ્રેમી ભાઈઓ અને બહેનો,

૧

**ઉપકારપ્રદર્શન**

આપે મને આ નવમી ગૂજરાતી—સાહિત્ય—પરિષદ્માં પ્રમુખ—પદનું માન આપ્યું છે તે માટે હું આપ સર્વનો અંતઃકરણથી ઉપકાર માનું છું; ખાસ કરીને એટલા માટે કે આપ મ્હારી ખામીઓ અને મુશ્કેલીઓ જાણો છો, છતાં પણ આપે મ્હારી પસંદગી કરી છે.

હું વર્ષમાં ઘણો ભાગ દૂર પ્રાન્તમા રહું છુ, અને તેથી આપણી પ્રિય ગૂર્જરભૂમિની સેવા મ્હારાથી થોડી જ બને છે, તથા એની સાહિત્યવિષયક પ્રવૃત્તિ સબંધી પણ હું કાઇંક અજ્ઞાન હોઉં એ સ્વાભાવિક છે. એટલું જ નહિ, પણ ભૂતકાળમાં તેમ જ અત્યારે વખતોવખતના મ્હારા અત્રેના વાસમા જે કાંઈ મ્હે જાણ્યુ છે, સગ્રહ્યું છે, વિચાર્યું છે, એને પણ બરાબર ગોઠવી એનો આપની સેવામાં આવે મહાન પ્રસગે ઉપયોગ કરૂ એટલો સમય હું મેળવી શકયો નથી. તે માટે મ્હારી સર્વ ખામીઓ ઉદારતાથી સહી લેવા આરંભમાં જ હું આપને વિનંતિ કરૂ છુ. આવે પ્રસંગે મ્હારા દૂર-વાસ માટે મને તીવ્ર ખેદ થાય છે, પરંતુ તેમા સતોષનુ કાઈ પણ મિશ્રણ હોય તો તે એટલુ જ છે કે ગૂજરાતની પ્રાચીન સીમા જે હુ દશ વર્ષ પહેલાં માત્ર પુસ્તકોથી જ જાણતો હતો તેનો હવે મને સાક્ષાત્કાર થયો છે. આપણે 'ગૂજરાત' અને 'બૃહદ્‌ગૂજરાત' એવા શબ્દો વાપરીએ છીએ ત્યારે, વર્તમાન ગૂજરાત અને પૂના-કાશી કલકત્તા મદ્રાસ-બ્રહ્મદેશ આદિ આપણા ભાઈઓએ હાલમા કરેલા નિવાસ-સ્થાન એવો ભેદ વિવક્ષિત હોય છે. પણ મધ્યકાલીન ગૂજરાતનો ઇતિહાસ જોતા જણાય છે કે ગૂજરાતની તે સમયની એક સીમા ઉત્તરમા બહુ દૂર સુધી પહોચતી. આ વાત ઉપર સ્વર્ગસ્થ ભાષા-પડિત ટેસિટોરીએ પશ્ચિમ રાજસ્થાનની ભાષાના અન્વેષણથી જે પ્રકાશ નાખ્યો છે તેનુ સ્વરૂપ હસ્તામલકવત્ હું હવે જ દેખતો થયો છું. ગુર્જરભૂમિનો પ્રદેશ એક વખતે રાજસ્થાનને અન્તર્ગત કરતો એ વાત, જે સ્થળે 'ગુર્જરત્રા'-શબ્દવાળા શિલાલેખ મળ્યા છે અને એમાં જે સ્થળોનો ઉલ્લેખ છે તેનાથી, અત્યારે સુવિદિત થઈ ચૂકી છે અને શૌરસેની અપભ્રંશ, શૌરસેની પ્રાકૃત અને સસ્કૃત ભાષા દ્વારા, તથા રાજસ્થાન અને મથુરાની આસપાસના શૂરસેન દેશ દ્વારા, હિન્દની ભૂમિ સુધી જૂની ગૂજરાતીનો સબધ પહોચે છે એ જોતાં, બહુ દૂર સુધીના ભાગને પ્રાચીન પરિભાષામાં ગૂજરાત જ ગણવો જોઈએ એ સ્પષ્ટ છે. એને આપણે વર્તમાન 'ગૂજરાત' અને 'બૃહદ્-

ગૂજરાત'થી ભિન્ન પાડીને ઓળખાવવા 'મહાગૂજરાત' કહી શકીએ. આપે ઇતિહાસવિભાગના પ્રમુખ તરીકે મ્હારા મિત્ર મહામહોપાધ્યાય પંડિત ગૌરીશંકરજી ઓઝાને સ્વીકાર્યા છે એ આ દૃષ્ટિબિંદુને અનુરૂપ છે.

નિવાપાંજલિ

નડિયાદની ભાગોળમાં પેસતાં જ કેટલા બધા વિદ્વાનો વિદ્યોત્તેજકો અને સાહિત્યવિલાસી સજ્જનોનાં નામ સ્મરણગોચર થાય છે! દેસાઈશિરોમણિ હરિદાસભાઈની સાક્ષરો ઉપરની પ્રીતિ જાણીતી છે. ઝવેરીલાલભાઈ, મનઃસુખરામભાઈ, મણિલાલ, બાળાશંકર, ગોવર્ધનભાઈ, તનસુખભાઈ, દોલતરામ, આવી સાક્ષરરત્નમાળા કોઈ પણ એક શહેરમા મળવી કઠણ છે. તેથી સાક્ષરરત્નોની ખાણ હોવાનું અભિમાન નડિયાદ યથાર્થ રીતે રાખી શકે છે, પછી ભલે એ રત્નોના ઝવેરી બજાર થવાનું સૌભાગ્ય અન્ય શહેરોને પ્રાપ્ત થયુ હોય. બીજું, છેલ્લાં બે વર્ષમાં આપણે જે ગુર્જર સાક્ષરરત્નો ગુમાવ્યા છે એમના વિના પણ આપણી આજની સભામાં ખામી પડે છે: સ્વર્ગસ્થ ભાઈ રમણભાઈની સંસ્કારી સાહિત્યસેવા અનુપમ હતી, અને એમની શાંત, સીધી અને ઝીણી સલાહની ખોટ તો ગૂજરાતને પગલે પગલે જણાયા કરશે. તે સાથે ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ, રતિપતિરામ પંડયા, મૂળચંદ્ર તેલીવાળા, સૌ. ચૈતન્યબાળા અને ગજેન્દ્રરાય બુચ જેવા કુમળા છોડ ઉપર પણ ક્રૂર મૃત્યુનો અગ્નિ પડ્યો એ જોઈ ગૂજરાતના સહુ સાહિત્યરસિક સજ્જનોને તીવ્ર શોક થયા વિના રહેશે નહિ. આવી સ્થિતિમાં કાંઈ પણ આશ્વાસન મળતું હોય તો તે એટલા જ મનનથી અને શ્રદ્ધાથી મળે છે કે—મરણ એ મનનશીલ પ્રાણીને જીવનની સીમા વિસ્તારનારી, બાધનારી નહિ પણ વિસ્તારનારી, પરમાત્માની મ્હોટામાં મ્હોટી બક્ષીસ છે; અને ઉક્ત સહુ વડીલો, ભાઈઓ અને બ્હેનો પરલોકને ઝરૂખે બેસીને આ સરસ્વતીસત્ર જુવે છે જ, અને આપણે પણ એમની દૃષ્ટિ અને સમાગમમા રહીને જ આપણું કર્તવ્ય કરીએ છીએ.

**ચરોતરને ધન્યવાદ**

આ પરિષદ્ ધાર્યા પ્રમાણે, તેમ જ ધારા પ્રમાણે, વખતસર મેળવી શકાઈ નહિ તેમા નડિયાદનો દોષ નથી, બલ્કે વિલમ્બનુ કારણ જોતાં નડિયાદ આપણા અભિનન્દનને પાત્ર છે. ગયા વર્ષની રેલમા અને આ વર્ષના બારડોલી પ્રકરણમા ચરોતરે અને એના કેન્દ્રભૂત નડિયાદે જે દેશસેવા કરી છે, એમા ઉત્સાહ પરાક્રમ ધૈર્ય સંયમ બન્ધુસેવા આદિ ઉદાત્ત ગુણોના આવિષ્કારથી ગૂજરાતના જીવનને એણે વધારે તેજસ્વી કર્યું છે, અને જે ઉપાદાનકારણથી સાહિત્ય બને છે એમા સત્ત્વ પ્રેરી, સાહિત્યપરિષદ્ મેળવવી એના કરતા જરા પણ ન્યૂન નહિ એવી સાહિત્યસેવા આ બે વર્ષથી ચરોતર બજાવી રહ્યુ છે. એ સેવા માટે તેને ધન્યવાદ હો!

૨

**ઉદ્દેશવિચાર**

આ મહાન સસ્થાના મ્હારા પૂર્વગામી પ્રમુખેએ પ્રમુખપદેથી ગૂજરાતની પ્રાચીન અને અર્વાચીન સાહિત્યસમૃદ્ધિના, આપને આખ ભરીને દર્શન કરાવ્યા છે, તથા આપણા અગળના કર્તવ્યપથ ઉપર પુષ્કળ પ્રકાશનાં કિરણો નાખ્યા છે. એમા મ્હારી ન્હાની દીપિકા નહિ ઉમેરૂ. સહુ કોઈ જોઈ શકશે કે હવે પરિષદ્નો ઊર્મિકાળ બલ્કે પાંડિત્યકાળ પણ ગયો છે, અને કર્મકાળ—ઊર્મિથી નહિ પણ વિચારથી અને દૃઢતાથી કામ કરવાનો કાળ—આવ્યો છે. પાંડિત્યભર્યા અનેક વ્યાખ્યાનો થયા છતાં આપણે ઇચ્છીએ છીએ તેવો સાહિત્યવિકાસ થયો નથી તેથી આપણા ભાઈઓ હવે કાંઈક કરવુ કરવુ એવા વિચાર ઉપર આવ્યા છે. આજકાલ તો વિચારથી કંટાળેલા જગતની જીવનના સર્વ પ્રદેશમા પ્રભુ પ્રત્યે એક જ પ્રાર્થના થતી સાંભળીએ છીએ,

"Knowledge we ask not–knowledge Thou hast lent,
But, Lord, the will–there lies our bitter need,

Give us to build above the deep in
The deed, the deed."

"The deed, the deed"—કાંઈક કરવું, કરવું, એ ખરું; પણ કર્મ વિનાનું જ્ઞાન જેમ પાંગળું છે તેમ જ્ઞાન વિનાનું કર્મ આંધળું છે જ્ઞાનનો અત્યન્ત તિરસ્કાર જીવનના ઇતર પ્રદેશોમાં કદાચ નભે—જોકે ત્યાં પણ મને લાગે છે કે ન નભે—પણ આપણા આ મંડળના કાર્યમાં તો તે નિઃસંદેહ ન જ નભે. આપણું તો કર્મ પણ જ્ઞાનથી ભરેલું જ હોઈ શકે, તેમ આપણા કર્મની રૂપરેખા ઉપર અસર કરે એટલું જ્ઞાન, એટલો વિચાર—તો આપણે પહેલો જ કરી લેવો જોઈએ.

સાહિત્યપરિષદ્‌નું ઉદ્દેશ્ય—એના અસ્તિત્વનું પ્રયોજન શું? લગભગ પચીસ વર્ષ જૂની અને આઠ બેઠકો બેઠી ચૂકેલી એવી આ સંસ્થા માટે આ પ્રશ્ન ઘણાને પ્રથમ દૃષ્ટિએ કાલાતીત યાને અસૂરો લાગશે. પણ વસ્તુતઃ જગજૂનું મનુષ્યજીવન જો એના ઉદ્દેશ્યના પ્રશ્નથી આજ પણ મુક્ત નથી, તો આપણી આ બાલસંસ્થા જેને કાંઈક ભાંગ્યું તૂટ્યું બોલતાં આવડ્યું છે પણ ચાલતાં બિલકુલ નથી આવડ્યું, અને જેને માટે આપણે ચાલણગાડી કરી છે પણ તેમાં હજુ એને બેસતાં શીખવવાનું બાકી છે—એ બાલસંસ્થાનો જીવનઉદ્દેશ વખતોવખત દેશકાલાનુસાર વિચારાતો અને ઘડાતો આવે એ સ્વાભાવિક તેમ જ આવશ્યક છે. એ ઉદ્દેશ સંબંધી અપૂર્ણ કે અસ્પષ્ટ વિચાર રહેવાથી આપણા ભાઈઓમાં એના કાર્ય વિષે વારંવાર આ પ્રશ્ન પૂછાયાં કરે છે કે સાહિત્યપરિષદે આજસુધીમાં કર્યું શું? એને એ પ્રશ્નમાં હમેશ જોડાયેલું એક પ્રિય વિશેષણ સંભારીએ તો 'સંગીન' કાર્ય કર્યું શું? પરિષદ્‌ના ઉદ્દેશ વિષે આપણે જ્યાંસુધી એકમત નહિ થઈએ ત્યાંસુધી એના કાર્ય પરત્વે અશક્ય આશાઓ અને ખોટી કાર્યકલ્પનાઓ બંધાયા કરશે, અને સામસામા પવનથી આમતેમ ખેંચાતા વહાણની માફક આપણી પરિષદ્ એનો માર્ગ કાપી શકશે નહિ. તે માટે (૧) પ્રથમ તો આપણે એક વાત એ

સ્પષ્ટ સમઝી લેવી જોઈએ કે આપણે વખતોવખત શા સારૂ મળીએ છીએ? સાહિત્યનો ઉત્કર્ષ સાધવા માટે કે સાહિત્યને લોકપ્રિય કરવા માટે? કે બને માટે? બેમાથી એક અમુક જ એમ ઝટ નિર્ણય કરી એ ઉદ્દેશ સાધવા આપણે તન મન ને ધનથી મચી શકીએ, અને એ ઉદ્દેશમા જેટલા સાથે રહે તેટલા ખરા, અને ન રહે તેટલા માટે હર્ષ શોકનુ કારણ નહિ—એવી આત્મસંતોષની વૃત્તિ રાખી શકીએ. અથવા તો બેમાથી એકજ નહિ, પણ બને એમ પણ આપણે નિર્ણય કરી શકીએ પરંતુ એમ કરવામા સામસામા કારણથી અસંતોષનો ધૂમાળો અગ્નિ વખતોવખત સળગ્યા કરવાનો અને આપણા કૂળા પ્રયત્નને બાળ્યા કરવાનો સંભવ છે, તે માટે કાર્ય કરવુ હોય તો તેની સ્પષ્ટ રૂપરેખા દોરી લેવી જોઇએ, અને તે માટે જે કાંઈ યોજના ઘડવી તથા અમલમા મૂકવી પડે તે વિષે વિચાર અને નિર્ણય કરી લેવો જોઈએ. આમ કર્યા પછી અસંતોષનું કારણ નહિ રહે. અને રહેશે તો તે એટલુ નિયમન કરવા કામ લાગશે કે જેથી વહાણુ એક બાજુના ભારથી નમી ન પડે, અને ઉભય તરફ સરખુ વજન રહી સમતાથી ચાલે.

(૨) બીજુ—કાર્યની રૂપરેખા વિષે કાંઈ વિચાર કરતા પહેલા, મતભેદનો એક બીજો વિષય પણ આપણે ચોખ્ખો કરી નાખવો જોઈએ, સાહિત્યપરિષદે કેળવવાનુ, પોષવાનુ, સંવર્ધવાનુ સાહિત્ય કયુ? સકલ વાઙ્મય, એનો એક પ્રદેશ કવિતા—નામ, શબ્દ, અર્થ અને રસમા આર્વિભૂત થતી આત્માની કલા? અહીં પણ તેમ પાછો બે વચ્ચે વિકલ્પ—બેમાથી એક પસંદ કરી લેવાનો પ્રસંગ-ઉત્પન્ન થાય છે. પણ તેમ ન કરતા બેનો સમુચ્ચય—બંનેનો એક સાથે સ્વીકાર—કરીએ તો શુ? પરંતુ એમાંનુ બીજુ, સંકુચિત અર્થમા સાહિત્ય યાને કવિતા, એને સાહિત્યપરિષદ્ કેટલે અંશે ઊપજાવી શકે એ પણ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

(૩) ત્રીજુ—પૂર્વોક્ત કાર્ય માટે સ્થાયી અને સુઘટિત એવી સસ્થાની જરૂર? કે પરિષદે પોતે પોતાના વિચાર, મંત્રી અને પ્રમુખ

દ્વારા અન્ય સ્થાયી સંસ્થાઓને જણાવી, એની પાસે કામ કરાવવું એ ઠીક? અહીં પણ બે જુદી જુદી ભાવના સંભવે છે: એક 'સદ્યોવધૂ'ની અને બીજી 'બ્રહ્મવાદિ'ની; અર્થાત્ એક મત એવો કે પરિષદે તુરત ગૃહસ્થાશ્રમ માંડવો અને એના ક્લેશ, કડણાઈ, અને કર્તવ્યભારથી ડરી ન જતાં, એને સુન્દર રીતે ધીરતાથી અને વીરતાથી ચલાવવો, બીજો મત એવો કે પરિષદે ગૃહસ્થાશ્રમની જંજાળમાં ન પડવું, બ્રહ્મવાદિની રહેવું, અને બ્રહ્મોદ્યના સ્વતન્ત્ર કાર્યમાં જ સર્વ શક્તિ વાપરવી. મને લાગે છે કે પરિષદે પોતાના બંધારણનો કાયદો ઘડ્યો, પોતાનું મંડળ બાંધ્યું અને ધનપરિગ્રહ કર્યો ત્યારથી એનું સ્વતંત્ર છૂટું જીવન પૂરું થયું, અને પ્રથમ પક્ષ જ હવે વિચારવાનો રહ્યો. પરંતુ ઉપનયન સંસ્કાર પામી ઝટઝટ બ્રહ્મચર્ય સંકેલી લઈ વિવાહિત થઈ જવું એ એક અન્તની કોટિ છે, તેમ યાવજ્જીવ બ્રહ્મવાદિની જ રહેવું એ બીજા અન્તની કોટિ છે. બે કોટિની વચ્ચે મધ્યમ પ્રતિપદા (મધ્યમ માર્ગ) એ છે કે બ્રહ્મચર્ય પળાઈ તદન્તર્ગત વિદ્યાભ્યાસ થઈ જાય એટલે સંસારમાં જોડાવું. પરિષદ્‌નો આ શાસ્ત્રોક્ત બીજો કાળ આવી ગયો છે એમ એનું વય (૨૩ વર્ષ) જોતાં માની શકાય. અને બ્રહ્મચારી કરતાં ગૃહસ્થાશ્રમી વધારે લોકોપકાર કરી શકે એ પણ સ્પષ્ટ છે.

આ ત્રણે વિચારણીય પ્રશ્નોમાં સમુચ્ચયનું દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખી, તેમ જ એક એક પક્ષની મર્યાદા બતાવી મ્હેં ગઈ પરિષદ્ વખતે પરિષદ્‌ના કાર્ય સંબન્ધી જે ચર્ચા કરી હતી એનું સ્મરણ આપવામાં આપનો કાંઇક સમય લઉં તો તે ક્ષમા કરશો. મ્હેં કહ્યું હતું.—

"અત્યાર સુધીમાં સાહિત્યપરિષદ્‌માં નિબન્ધો ઘણા વંચાઈ ગયા, હવે તો સાહિત્યપરિષદે કાંઈ કામ કરી બતાવવું જોઈએ એવા ઉદ્‌ગાર આપણે ઘણીવાર સાંભળીએ છીએ, અને પરિષદ્‌ની દૃષ્ટિ સંસ્થાઓ રચવા તરફ અત્યારે વળતી અને વાળવામાં આવતી આપણે

જોઈએ છીએ. હાલનો જમાનો વિશેષત યન્ત્રોનો, સસ્થાઓનો છે. અને એ દ્વારા ઘણુ કાર્ય થઈ શકે છે એ અમે માનીએ છીએ. પણ અનાજ ઓર્યા વિનાની ઘટી ઘર્ષણજ કર્યા કરે, એમાથી લોટ નીકળે નહિ—એટલુ ધ્યાનમા રાખીને જ ઘંટી ફેરવવા અમારા ભાઈઓને અમારી વિનંતિ છે કોઈ કહેશે કે અનાજ પણ ઘટીમાં આકાશમાથી ઊતરશે? અનાજ ઉત્પન્ન કરવા માટે પણ ખેતીની યાન્ત્રિક યોજના જરૂરની છે. આ કહેવુ ખરૂ છે, પણ અર્ધુ જ ખરૂ છે મનુષ્ય જીવે છે-સુન્દરતાથી જીવે છે—તે માત્ર અનાજ ખાઈનેજ નહિ, પણ સુન્દર વૃક્ષો ઉપરથી લચતા ફળ ખાઈને પણ. એ ફળ ઘટીમા ઓરાતા નથી· प्रीतिर्मधुरम्रार्द्रासु मजरीष्विव जायते। તેમ તે સાથે મનુષ્યને અનાજની પણ જરૂર છે આ રીતે સાહિત્યસૃષ્ટિના બે ભાગ પડે છે, એક અનાજ અને એક ફળ, એક યાન્ત્રિક યોજના યાને સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન થતો જ્ઞાનરાશિ, અને બીજો નૈસર્ગિક રીતે કવિપ્રતિભાના કલ્પતરુ ઉપર ફળરૂપે જામતો રસપ્રવાહ. આ બેમાથી રસપ્રવાહ ઉત્પન્ન કરવામાં પરિષદ્ બહુ ન કરી શકે, અને એ ન કરી શકે એમા એની હીનતા પણ નથી, કારણ કે એ કાર્ય એના ઉદ્દેશમાં હોઈ જ ન શકે એનુ વિશેષ કાર્ય જ્ઞાનરાશિ ઊપજાવવાનુ છે—જો કે જ્ઞાન અને રસ વચ્ચે જેટલો સબન્ધ છે તેટલા પૂરતી જ્ઞાનને કરેલી સેવા રસને પણ ઉપકારક થાય છે ઉપરની ઉપમા ફરી ઉપયોગમા લઈને બોલીએ તો વનના ફળ પણ હવે બગીચામા પ્રયત્નપૂર્વક ઊગાડીને વધારે રસીલા અને સુન્દર બનાવવામા આવે છે, તેટલા પૂરતી પરિષદ્ પણ કુશળ બાગવાનનુ કામ કરે તો કવિપ્રતિભાના ફળને પણ તેવા જ બનાવી શકે પણ આ કાર્ય એને માટે હજી કઠણ છે, એનુ વિશેષ કાર્ય જે જ્ઞાનરાશિ ઊપજાવવાનુ તે પરિષદ્ વધારે સારી રીતે કરી શકે. પરિષદ્ આગળ બહોળાં અણખેડ્યા ક્ષેત્ર પડ્યા છે, અને અમે આશા રાખીએ છીએ કે એ ખેડવા માટે, એમા ખાતર પૂરવા માટે, ન્હાના ન્હાના

જમીનના કકડા એકઠા મેળવવા માટે, નવા કૂવા ખોદવા માટે, પાણીની નહેરો ખેતરમાં વાળવા માટે, ખેડુતોનાં પરસ્પર સહાયક મંડળો રચવા માટે, પરિષદ્ વિશાળ અને વિવિધ યોજના પરિષદ્ આગળ રજુ કરશે."

ગઈ પરિષદે પરિષદ્‌મંડળ સ્થાપીને અને તે સાથે પોતાનું અસ્તિત્વ અને નિયામક શક્તિ કાયમ રાખીને, યન્ત્ર અને જીવન બનેનો સમન્વય કરવા પ્રયત્ન કર્યો છે. આ રીતે આપણે અત્યારસુધી અશરીરી રહેલા આત્માને શરીરી કર્યો છે, જેથી એ વિશેષ કાર્યસાધક થઈ શકે. (જૂની વાંચનમાળામાં "ત્રણ દૈત્યની વાત"માં ઉદક-પ્રવાહના પુત્ર વરાળીઆની વાત સ્મરણમાં લાવવા જેવી છે.)

આપ પૂછશો કે પરિષદ્‌ના આત્માએ દેહ ધારણ કર્યા પછી શું શું કાર્ય કર્યું? પરિષદ્‌મંડળના આવેદનપત્રથી એ આપના જાણવામાં આવશે. પણ એટલા કાર્યથી આપને અસંતોષ રહેશે તો એ 'દિવ્ય અસંતોષ' અભ્યુદયનું જ બીજ છે એમ વિચારી અધિ-કારીમંડળ આનન્દ પામશે. પણ હું એક વાત આપને ધ્યાનમાં લેવા વિનવું છું. પરિષદ્‌મંડળ એટલે આપણે પોતે જ. આપણે જો ધાર્યા જેટલી ગૂજરાતી સાહિત્યની સેવા કરી શક્યા નથી તો તેનું કારણ શું? આપણા આ ક્ષેત્રમાં તેમ જ અન્ય દિશામાં અનેક પ્રયાસો ઢીલા પડે છે એ કોઈ પણ સાચા દેશહિતચિન્તકને જણાયા વિના રહે એમ નથી. એનું કારણ જરા તપાસીએ.

૩

**સાહિત્યના ઉત્થાન માટે આવશ્યક જીવન**

કવિ મિલ્ટને કહ્યું છે કે કવિ થવા માટે કવિનું જીવન એક કાવ્ય હોવું જોઈએ. અને એમ હોય તો વ્યષ્ટિ–સમષ્ટિન્યાયે આ પણ સત્ય નથી કે જનસમાજના હૃદયમાંથી કાવ્ય ઉદ્‌ભવવા માટે જનસમાજ પોતે કાવ્યરૂપ હોવો જોઈએ! અને કાવ્યરૂપ હોવું એટલે Epic, Dram-

વિદગ્ધતાને હાનિ થાય છે એટલુંજ નહિ પણ કવિઓના રસાત્માને પણ જોઈતું પોષણ મળતુ નથી. ખરૂં છે કે કવિ અને ભાવક (સહૃદય વિદગ્ધજન) એક હોતા નથી; "एक. सूते कनकमुपलस्तत्परीक्षा क्षमोऽन्यः" સુવર્ણ એક જાતના પત્થરમાંથી પેદા થાય છે અને એની કસોટી કાઢનાર પત્થર જુદો હોય છે. તથાપિ કવિ જ્યાં સુધી પોતાના કાવ્યનો વિવેચક ન થાય અને વિવેચક કવિનું હૃદય અનુભવવા પૂરતો કવિ ન થાય, ત્યાં સુધી કાવ્ય આત્મશુદ્ધ પ્રાપ્ત ન કરે, અને વિવેચન મર્મગ્રાહી ન બને. આપણાં કાવ્યો આપણી ભૂમિમાં જ પાકવાં જોઈએ, અને આપણાં વિવેચન પણ સ્વદેશી હોવાં જોઈએ એ દૃષ્ટિબિન્દુ સ્વાભાવિક છે. તથાપિ મનુજ આત્મામાં સ્વ અને પરનો અદ્‌ભુત સમન્વય હોય છે—મનુજ પોતાની ભૂમિનો વતની છે તે સાથે મનુજ હોઈ સમસ્ત બ્રહ્માંડનો વાસી છે, અને તેથી એને પોતાનુ વૈશિષ્ટ્ય કેળવવ નુ છે તે સાથે એના વિશેષણમાં સ્વ અને પર ઉભય તત્ત્વો રહેલાં છે એ ભૂલવાનુ નથી. જગત્મા સર્વ મહાન સાહિત્યો એ રીતે જ ઉદ્‌ભવેલા છે. કોઈ પણ પ્રજા જે પરદેશી સાથે આત્માની આપ-લે કરવા તૈયાર નથી તે પોતાના આત્માને કદી ખીલવી શકતા નથી. જેમ પરદેશી રસ ચૂસ્યા કરનાર પોતાના આત્માને ખુવે છે, તેમ એ રસથી વિમુખ રહેનાર પોતાના આત્માને ગૂંગળાવે છે વર્તમાન સમય સંક્રાન્તિનો હોઈ સ્વ અને પરનાં ઉભય તત્ત્વ યોગ્ય માપમાં રહેવાં કઠણ છે. અત્યારે પશ્ચિમની નવલકથાઓનું ટૂંકી વાતઓનુ અને નાટકનું અનુકરણ પુષ્કળ થવા લાગ્યુ છે, પણ ધીમે ધીમે એમાથી ઊભરો નીકળી જઈ માત્ર સારજ રહેશે અને આપણા સાહિત્યના વિશિષ્ટ આત્મામાં ભળી શકે એટલુજ પરદેશી તત્ત્વ છેવટે રહી જશે. તેથી આપણા સાહિત્યે ધારણ કરેલા વર્તમાન વલણથી આપણે ક્ષોભ પામવા કારણ નથી. જો કે કાંઈક ચેતતા રહેવાની અને સ્વદેશાભિમાનને જાગતુ રાખવાની તો જરૂર છે જ. પશ્ચિમના જે રસસ્વરૂપને આપણા સાહિત્યમાં સત્કાર આપવો ઇષ્ટ

છે તે એ રસસ્વરૂપને કે જે એના મહાન સાહિત્યમાં મૂર્તિમન્ત થએલું છે. છેલ્લી આગબોટમાંથી ઉતરેલા નોવેલો વા માસિકોની વાર્તાઓ એ યૂરોપનુ મહાન સાહિત્ય નથી, એનુ ચર્વણુ એ તો ઘણીવાર ઘાસનું ચવણુ કરવા સમાન હોય છે એના મોટા ઈક્ષુદંડ વર્તમાન સમયમાં પણુ Dynasts કે Saint Joan જેવી કૃતિઓ જ ગણાય છે, અને વસ્તુત એના અમર ફળ તો એ કરતા પણુ જુદા હોય છે. આ વિષયમાં ખરી વિવેકભરી રસવૃત્તિ ઉત્પન્ન કરવી એ નવીન વિવેચનશાસ્ત્રનુ, અને તે માટે યોગ્ય પ્રબન્ધ કરવો એ સાહિત્યપરિષદ્‌નુ કામ છે.

નાટક વિષે લખતા ડ્રાઈડને ત્રણ જાતના 'publics' યાને શ્રોતા ગણાવ્યા છે એક તો ખરા વિદગ્ધ અને સસ્કારી, જેની સખ્યા સહુથી ઓછી, બીજા 'warm young men' ઉત્સાહી યુવકો, જેમનો કલાવિષય ઉત્સાહ સાચો પણુ કેટલીકવાર ઉપરછલ્લો અને ભ્રાન્ત, એમની સંખ્યા વધારે, અને ત્રીજા સામાન્ય લોક, જે સાહિત્યની કૃતિમાથી કેવળ આનન્દ જ માગે છે—એમની સખ્યા બહુ મ્હોટી આમ વિદ્વદ્‌ભોગ્ય, યુવકભોગ્ય અને લોકભોગ્ય એમ સાહિત્યના ત્રણુ વર્ગો પડે છે. અહીં વિવેચનશાસ્ત્રનો વિકટ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે આમાથી કયા વર્ગના પ્રેક્ષક કે વાચક માટે કવિએ કાવ્ય નાટક કે નવલકથાઓ રચવી? વર્તમાન સમયમા આ ત્રીજા વર્ગ તરફ તાણી જનારા બે જબરા વહેણુ છે, એક તો આ જમાનો democratic યાને લોકસામાન્યના મતની દરકાર કરનારો છે, બીજું એ દ્વારે ધનની પ્રાપ્તિ હોઈ કવિને પણુ એ માર્ગે જ સરવાનુ મન થાય છે યુવકો એ ભવિષ્યની પ્રજા હોઈ, અને નવી રસભાવનાની ઉત્પત્તિનુ સ્થાન હોઈ, એમની દૃષ્ટિમાં નવા તેજ પ્રકટ થતા હોય એ સ્વાભાવિક છે, પણુ સાહિત્ય એ જીવનનુ પરિપક્વ દર્શન હોય તો યુવકોની સાહિત્યભાવના કાચી હોવાને પણુ સભવ છે જ. ખરા વિદગ્ધ અને સસ્કારી વિવેચકો જડ ન થઈ જાય તો એમની દૃષ્ટિ સહુથી ઉત્તમ છે, અને ખરા કવિને એમના જ મતની દરકાર

હોવી જોઈએ. પણ એઓ પણ ઊગતી ભાવનાને જોઈ ન શકે એવી ટૂંકી દૃષ્ટિવાળા અને જડ હૃદયના થઈ જવાનો સંભવ છે. તેથી ઉત્તમ વિવેચકો પહેલા અને બીજા વર્ગના સમન્વય રૂપ છે. પણ તેથી લોકભોગ્ય યાને 'democratic' સાહિત્ય અવગણનાયોગ્ય છે એમ કહેવાનું તાત્પર્ય નથી. જગતનુ પરમ મહાન સાહિત્ય રામાયણ અને મહાભારત, પંચતંત્ર અને ઈસપની વાર્તા—એ લોકભોગ્ય નથી? એ લોકભોગ્ય છે તેવું જ વિદ્વદ્‌ભોગ્ય પણ છે પ્રાકૃતજન પણ મનુષ્ય જ છે અને તેથી મનુષ્યની બુદ્ધિ અને રસના શાશ્વત અંશો એનામાં પણ રહેલા છે. અને શાશ્વત અંશને એ સાહિત્ય સ્પર્શે છે એમાં એની મ્હોટાઈ છે. પણ પ્રાકૃત જનની પ્રાકૃતતાને પરિણામે એનામાં જે ભ્રાન્ત અને ઉપરછલ્લી દૃષ્ટિ હોવાનો સંભવ છે, જે કાન્તદૃષ્ટિગમ્ય ઊંડાં તત્ત્વ જોવાની એનામાં અશક્તિ છે, તેને પણ પૂજવી એ democracy અને mob rule વચ્ચે ભેદ ન સમઝવા જેવી ભૂલ છે.

વિવેચનશાસ્ત્રમાં આપણે ઘણુ કરવુ બાકી છે. સાપ્તાહિક કે માસિક પત્રમાં જે ગ્રન્થાવલોકન થાય છે તેમા આ વિશાળ ક્ષેત્રની સીમા પણ ભાગ્યે જ ખેડાય છે. વિવેચનશાસ્ત્રની રચનાને અંગે, કલાના અને તે ઉપરથી સાહિત્યના તત્ત્વનું અન્વેષણ કરવુ એ એનો એક પ્રકાર છે; સાહિત્યના વિવિધ પ્રકાર લઈ એનાં સ્વરૂપલક્ષણ બાંધવાં એ બીજો પ્રકાર છે, અમુક કૃતિના ગુણ દોષ કે ગુણની મર્યાદા અવલોકવી એ ત્રીજો પ્રકાર છે; તેમ ગુણ દોષનો વિચાર પડતો મૂકી માત્ર એનું સૂક્ષ્મ સ્વરૂપ ઊંડા ઉતરીને સમઝવા યત્ન કરવો એ ચોથો પ્રકાર છે; સર્વાનુભવરસિકથી ભિન્ન સ્વાનુભવરસિક વિવેચન—જેમાં વાચકના બોધ માટે નહિ પણ પોતાના જ ઉપભોગ માટે અમુક સાહિત્યકૃતિનું નિરીક્ષણ થાય છે અને, એ રીતે વિવેચનરૂપ એક વિશિષ્ટ સાહિત્યનો પ્રકાર ઉત્પન્ન કરવામાં આવે છે, એ એનો પાંચમો પ્રકાર છે—ઇત્યાદિ અગણિત રૂપે વિવેચનકલા ખીલવવાની

જરૂર છે. કારણ કે જેમ ઊંચું સાહિત્ય વિવેચનશાસ્ત્ર માટે નવું વસ્તુ ઉત્પન્ન કરે છે, તેમ ઊંચુ વિવેચન સાહિત્યને નવા માર્ગ સુઝાડે છે

કાવ્યના અર્થમાં સાહિત્યની ઉત્પત્તિ માટે, અને એને અગે ઊંચી વિવેચનશક્તિ કેળવવા માટે આ પરિષદનું શુ કર્તવ્ય છે એ આપણે જોયુ. પરંતુ એ જાતના સાહિત્યને ખીલવવા માટે બુદ્ધિ અને હૃદયના સંસ્કાર પણ ઊંચા કરવાની જરૂર છે. એ સંસ્કારની પોતાની કિંમત—સાહિત્ય સાથે એના સબન્ધ વિના સ્વતન્ત્રરૂપે પણ—થોડી નથી. પણ સાહિત્ય એ ' finer breath of all knowledge' જ્ઞાન માત્રનો વધારે સૂક્ષ્મ અને સુદર પ્રાણ છે, તો એ પ્રાણને વસવા માટે સ્થૂલ દેહ પણ જોઇએ. પકજ પણ પક વિના થતું નથી, તો કવિતાસાહિત્ય પણ બુદ્ધિ અને હૃદયને કેળવે એવા શાસ્ત્રના ક્યારા વિના કેમ ઊગે? તે સારૂ બીજાં શાસ્ત્રની કેળવણી માટે પણ આ પરિષદે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

૭

**ઇતિહાસ-સંશોધન**

આપણા ઇતિહાસવિભાગે વિચારવાના પ્રશ્નો ઘણા છે, પ્રથમ તો ગૂજરાતનો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ ધ્યાનમાં રાખો, એનુ નિરૂપણ જે અત્યાર સુધી ગૂજરાતની વર્તમાન રાજ્યસીમાની દૃષ્ટિએ જ કરાવવામા આવ્યુ છે એમાં મૌલિક પરિવર્ત કરવો જોઈએ ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ એટલે ઉત્તરમા પંજાબ સુધીના પ્રદેશનો, અને દક્ષિણમાં દક્ષિણના ઉત્તર વિભાગના પ્રદેશનો એ ઇતિહાસના ઘણાં બાકી છેડા હવે પૂરવાના છે ઘણા વર્ષો પૂર્વે આપણા ઇતિહાસનું શિક્ષણ મોઘલ અને બ્રિટિશ અમલની જ દરકાર કરતુ તે પછી મહમદ ઘોરી અને મહમદ ગિજની સુધી (અને તે પછી પ્રાચીન ઇતિહાસ સંશોધનની કિંમત થતા સિકંદરની સવારી સુધી) આપણે ભૂતકાળમાં ગયા. પરંતુ તે પહેલાનો સમય કેવળ પૌરાણિક એટલે ઇતિહાસદૃષ્ટ્યા અપ્રમાણિક એવી વાર્તાઓથી જ ભરેલો હોઈ ઇતિહાસના અભ્યાસ

માટે નકામો છે એવી સમજણ ઘણો વખત ચાલી. પરંતુ વધતી જતી શોધને પરિણામે સમઝાયુ કે પુરાણમાં કરેલી નોધ, હિન્દુસ્થાન ઉપર આક્રમણ કરનાર પશ્ચિમની પ્રજાઓના ઇતિહાસકારોએ તથા અન્ય મુસાફરોએ જે નોંધ કરી છે તેની સાથે અદ્‌ભુત રીતે મળતી આવે છે આથી પુરાણની પ્રમાણ તરીકે પ્રતિષ્ઠા વધી, અને પુરાણના મહાન અભ્યાસી પાર્જિટરે એ પ્રતિષ્ઠાનું સારાસારવિવેચનપૂર્વક એટલું બધુ ગૌરવ વધારી દીધુ કે વેદાદિક ગ્રન્થ કરતાં પણ એનું પ્રમાણ વધારે માન્યું. આટલે સુધી જવું મધ્યસ્થ ઇતિહાસકાર માટે અશક્ય છે, પણ અન્ય પ્રમાણથી બાધિત ન હોય, અથવા અન્ય પ્રમાણને બાધિત કરે એટલુ સંભવિત હોય તો પુરાણના કથનને ઇતિહાસરૂપે માનવાને અત્યારે સહુ ઇતિહાસકારો તૈયાર છે. તે જ પ્રમાણે તે પછીના સમયમાં આવતા કેવળ શિલાલેખ, સિક્કા અને તામ્રપટ્ટના જ પ્રામાણ્યને વળગી ન રહેતાં ઇતિહાસ રચવામાં બાધાબાધના સામાન્ય નિયમાનુસાર સાહિત્યનો ઉપયોગ કરવો પણ ઉચિત છે; વળી વિશેષ, સાહિત્ય જ્યારે તારીખો નક્કી કરવામાં ઉપયોગી નથી થતું, ત્યારે પણ પ્રજાના વાસ્તવિક કે ભાવનાત્મક જીવનની ઝાખી કરવા માટે બહુ કામનું થઈ પડે છે. પરંતુ આપણા ઇતિહાસના પ્રકાશનું એક મ્હોટું સાધન હજી હવે જ આશાક્ષિતિજ ઉપર ઊગતું દેખાય છે. સિંધ અને પંજાબની સરહદો ઉપર મોહન-જો-ડારો અને હરપ્પાનાં ખોદાણકામથી ઋગ્વેદના બલ્કે તેથી પણ પૂર્વના મનાતા કાળ ઉપર પ્રકાશનાં કિરણો ફુટયાં છે. પણ હજી એ માત્ર કિરણો જ છે, એટલામાં તો ઇન્ડિયન આર્કિઑલોજીના ડિરેક્ટર સર જૉન માર્શલ લખે છે કેઃ "The opinion has lately been gaining ground that the cradle of Sumerian and Egyptian civilisation is to be sought somewhere east of Mesopotamia. If indeed, such a cradle ever existed, it is as likely as not to have been in the

vast richly watered plains of Northern India. Migration there undoubtedly were-and those on a large scale, and nothing is more probable than that the teeming populations of Northern India expanded westward through Seistan across the Iranian plateau and northward to the plains of Transcaspia.' આ અનુમાન જે અત્યાર સુધી ચાલતી આવેલી પાશ્ચાત્ય ઇતિહાસકાર અને પુરાતત્ત્વવિદ્‌ની માન્યતાથી તદ્દન વિપરીત છે એ પુરાણની હકીકત સાથે મળે છે, અને પરિણામે હિન્દુસ્થાન ઉપર આક્રમણ કરનાર અને એની વસ્તીમા ભળી જનાર 'Forgien Tribes' યાને પરદેશી જાતિઓ સબન્ધી આપણા અર્વાચીન વિદ્વાનોના લેખો જુદી દૃષ્ટિથી તપાસવા પડશે એમ સૂચવે છે. કાઠીઆવાડની ઐતિહાસિકરત્નગર્ભા વસુન્ધરા હજી ખોદવી તદ્દન બાકી છે. સૌરાષ્ટ્ર, દ્વારકા અને વલભીપુરના ઇતિહાસના કેટલાએ પડ એ ભૂમિમાં દટાએલા કોઈવાર બહાર નીકળશે એ કહેવાતુ નથી. અને એ નીકળશે ત્યારે આપણા અત્યાર સુધી માનેલા ઇતિહાસને ટેકો આપશે કે-ઉથલાવશે એ વિષે અત્યારે કાંઈ પણ પ્રામાણિક કલ્પના થઈ શકતી નથી. પણ એ શોધ ઇતિહાસના યથાર્થજ્ઞાન માટે અત્યન્ત આવશ્યક છે એટલુ તો નક્કી જ છે બીજુ, આપણા ઇતિહાસના રાજવંશો અને એમની તારીખો આપણે ચોક્કસ રીતે જાણી શક્યા છીએ તેમાં પણ હજી લોકસ્થિતિ વિષે ઘણુ જ્ઞાન ઉમેરવુ બાકી છે. સાહિત્ય એ આ જાતના કાર્ય માટે એક મ્હોટુ સાધન હોય છે, પણ દુર્ભાગ્યે, આપણા દે કાળના ઘણાખરા કવિઓએ એમના સાહિત્યને, ધર્મ સિવાય કોઈપણ રસથી ભીજાવા દીધુ નથી. આથી લોકસ્થિતિ જાણવાના વિષયમા આપણને ઘણી મુશ્કેલી પડે છે.

રત્નમણિરાવે મુસલમાન સમયના ગૂજરાતના ઇતિહાસનો અભ્યાસ પ્રગટ કરવા માડ્યો છે, તથા એને અંગે માત્ર સામાન્ય

નિરૂપણથી સંતોષ ન માનતાં વિગતવાર માહિતી એકઠી કરવા માંડી છે, એ પદ્ધતિએ ઘણું કામ કરવા જેવું છે. રાયચુરા અને મેઘાણી કાઠિયાવાડની જૂની વાર્તાઓ રાસા વગેરે સાહિત્ય એકઠું કરે છે એનું મૂલ્ય ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું ન હોય પણ સમયનું ચિત્ર દોરવામાં તો ઘણું જ કામનું છે, વળી એક સંસ્કૃત અલંકારશાસ્ત્રી લખે છે તેમ 'સર્વશાસ્ત્રો કાવ્યમુખપ્રેક્ષી' છે—અર્થાત્ કાવ્યનું જ મુખ નિહાળતાં કાવ્યનાં સેવક છે—અને તે પ્રમાણે ઇતિહાસ પણ કાવ્યરૂપ થયા વિના એનું તત્ત્વ પૂરેપૂરૂં પ્રકટ કરી શકતો નથી. કવિપ્રતિભા વિનાનો ઇતિહાસ એ જીવત માંસ અને રુધિર વિનાનું માત્ર કાલનું મૃત હાડપિંજર છેઃ તે માટે આપણો ઇતિહાસ ખરી રીતે જાણવા માટે આપણે નન્દશંકર તુળજાશંકર અને કનૈયાલાલ મુનશીની અપેક્ષા રાખીએ છીએ. કલા ખાતર સત્યનો ભોગ આપવાની જરૂર હોય તો ગૂજરાતના ઇતિહાસ ખાતર કલાનો ભોગ આપવા પણ ભાઈ મુનશીને આપણે વિનતિ કરીશું. આપણે એમને કહીશું કે સત્ય અને કલા–ઇતિહાસ અને કલા–ઉભયનો સુન્દર સમન્વય કરી શકે એવું એમનામાં સામર્થ્ય છે, એકનો ભોગ આપવો પડે એવા એ કલામાં અનિપુણ કે ઇતિહાસમાં યથાર્થતાની કિંમત ન સમજી શકે એવા પ્રાકૃત નથી. છતાં ભોગ આપવો પડે એટલા એ અશક્ત હોય તો કલાનો ભોગ આપે, ઇતિહાસનો નહિ; કારણ કે કલાનાં ક્ષેત્ર ઘણાં છે, ઇતિહાસનું એક છે.

વળી, એક પ્રશ્ન ઇતિહાસ અને ભાષાશાસ્ત્રની સીમા ઉપર આવેલો અને તેથી ઉભય વિદ્યાના વિદ્વાનોએ વિચારવાનો એ છે કે આપણા પ્રાન્તના નામની વ્યુત્પત્તિ શી? મુમ્બઈ ગેઝેટીયરે ગુર્જર રાષ્ટ્ર (સં) ગુજરરટ્ટ (પ્રા) ઉપરથી ગુજરાત શબ્દની વ્યુત્પત્તિ માની હતી. પરંતુ 'ગુર્જરરટ્ટ' ઉપરથી 'ગૂજરાઠ' કે 'ગૂજરાટ' થાય, 'ગૂજરાત' ન થાય; એ શબ્દો કોઈ પણ લેખમાં મળતા નથી અને ગૂર્જરરાષ્ટ્ર ઉપરથી ગૂજરાત કાઢવું એ વ્યુત્પત્તિશાસ્ત્રના નિયમથી

વિરુદ્ધ છે તેથી પછીના વિદ્વાનોએ ગુર્જરત્રા શબ્દ જે ડેડવાણકના તથા મંગલાનકના લેખમાં મળે છે તે ઉપરથી વ્યુત્પત્તિશાસ્ત્રાનુસાર એ શબ્દ ઊપજાવ્યો છે. વ્યુત્પત્તિશાસ્ત્રને અવગણી શકાતું નથી એ ખરૂ પણ તે સામે થોડાક વિચાર પણ આવ્યા વિના રહેતા નથી. એક તો 'ત્રા'નો આવો પ્રયોગ, સર્વનામને त्र (अत्र, तत्र, सवत्र, अन्यत्र) લાગે છે તે સિવાય, કોઈ દેશવાચક શબ્દમાં થયો જાણ્યો નથી. તે સાથે સુરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, અને રાષ્ટ્ર એ નામ એક બીજાની પાસે આવેલા ત્રણ દેશવિભાગના વાચક છે તેથી પાસેનો એક વિભાગ 'ગુર્જરરાષ્ટ્ર' કહેવાયો હોય તો આશ્ચર્ય છે? વ્યુત્પત્તિશાસ્ત્રનો વાધો વજનદાર છે, પણ અશોકના धमयुतस च योणकंबोज गधारान रिस्टिक पेतेणिकान ये वापि अजे अपरा त (ગિરનાર) ध्रंमयुतस्य योनकंबोजगधालेषु लठिकपितेनिकेषु ए वा पि अने अपरन्त (ધૌલી) ध्रमयुतस योनकंबोय गधरन रस्टिकन पितिनिकन ये वपि अपरन (સહબાઝગઢી) ध्रमयुतस योनकम्बोजगधरन रठिकपितिनिकन ए व पि अंने अपरन्त (માનસેરા) એમ ચાર જુદા જુદા સ્થળના લેખમાં पेतणिक, पितेनिक पितिनिक શબ્દ છે તેનો મૂળ સંસ્કૃત શબ્દ દેવદત્ત ભાંડારકર સિવાય સર્વ વિદ્વાનોએ प्रतिष्ठानिक માન્યો છે, ત્યા પૂર્વોક્ત વ્યુત્પત્તિશાસ્ત્રનો નિયમ કે ष्ट નો ठ થાય 'त' ન થાય એ વાધો ગણ્યો નથી. દેવદત્ત ભાંડારકરે વ્યુત્પતિશાસ્ત્રને ત્યાં પણ માન આપીને पित्तनिक શબ્દનો જુદો જ અર્થ કર્યો છે અંગુત્તર નિકાયમાં रट्ठिकस्स पेत्तनिकस्स અને रट्ठिको पेत्तनिको એમ એ શબ્દયુગલ બે વાર આવે છે ત્યાં એનો સહચાર गामगामिकस्स पूगगामाणिकस्स गामगामिको पूगगामणिको ઇત્યાદિ રાજ્યના અધિકારી વાચક શબ્દો સાથે થયો છે, અને ત્યા પિતાથી પ્રાપ્ત અધિકાર ભોગવનો રાષ્ટ્રિક કહેવાતો રાજ્યાધિકારી એવો અર્થ ટીકાકારે કર્યો છે એટલે અશોકના શિલાલેખમા પણ रिस्टिक पेतेणिको એ જ અર્થ થવો ઘટે છે અર્થાત્ पेतेणिक એ प्रतिष्ठानिक=પેઠણનું એમ નહિ, પરંતુ દેવદત્ત ભાંડારકરના આ पेतनिक=पैतृक સામે એક વિદ્વાન

તરફથી વ્યુત્પત્તિશાસ્ત્રનો બીજો વાંધો લેવામાં આવ્યો છે કે ટ્ નું ત્ત કેમ થાય? પણ ટ્ નો ત્ર્ ઉચ્ચાર થવાથી ત્ત થાય એ સંભવિત હોઈ એ વાંધામાં માલ દેખાતો નથી. તથાપિ એક વિકટ સ્થિતિ એ આવીને રહી છે કે અંગુત્તર નિકાયમાં रट्ठिकपेत्तनिकનો સહચારી શબ્દ જોતાં અમુક રાજ્યાધિકારી એવો અર્થ બંધ બેસે છે, ત્યારે અશોકના લેખમાં સ્પષ્ટ 'યવન—કમ્બોજ—ગાંધાર—રાષ્ટ્રિક—પેતેણિક (પિતિનક) બીજા અપરાન્ત (સામ્રાજ્યના સામા છેડાના વા પશ્ચિમ સમુદ્રકાંઠાના દેશ) એમ દેશ તરીકે રાષ્ટ્રિક પેતેણિકની ગણના કરી છે. બંને પક્ષનું સમાધાન એ રીતે થઈ શકે કે અમુક રાજ્યાધિકારીઓ મૂળ ધણીથી સ્વતન્ત્ર થઈ રાજ્ય વસાવે ત્યારે પણ મૂળ રાજ્યાધિકારી વાચક નામથી ઓળખાયાં કરે, અને એ રીતે રાજ્યાધિકારી વાચક શબ્દ લોકવાચક અને દેશવાચક થઈ જાય. આ રીતે रट्ठिकपेत्तनिक શબ્દની ગતિ થઈ હોય. ગમે તેમ હોય પણ पेत्तनिक શબ્દનો प्रतिष्ठान શબ્દ સાથે સંબન્ધ સર્વમાન્ય ન રહ્યો એટલે અશોકના લેખના ઉદાહરણથી गुजरराष्ट्र ઉપરથી ગૂજરાત શબ્દ અવતારવાનો આપણો યત્ન સફળ થયો નથી—જો કે ઉપર કહ્યું તેમ દેવદત્ત ભાંડારકર સિવાય સહુ વિદ્વાનોએ અશોકના લેખમાં એ વ્યુત્પત્તિની મુશ્કેલી અવગણી છે. હજી 'રાષ્ટ્ર' ઉપરથી 'રાત' ઉપજાવવાનો એક મન્દ યત્ન સંભવે છે અને તે એ કે—મૂર્ધન્ય ण નો દન્ત્ય न થાય છે અને ष નો स થાય છે, તેમ—અહીં મૂર્ધન્ય ट નો—દન્ત્ય त કેમ ન થાય? વળી પ્રકૃતસ્થળમાં ट પણ મૂળ त (गज्ञ+त्र=गष्ट्र) જ હતો. એટલી મુશ્કેલી ઓછી છે. વળી ભરતે કહ્યું છે કે चर्मण्वतीनदीपारे ये चर्बुदसमाश्रिताः। तकारबहुलां नित्यं तेषु भाषां प्रयोजयेत् — અર્થાત્ ચંબલ નદીની પારના અને આબુના વાસીઓ त—વધારે બોલે છે; એ વાક્ય પણ કાંઈ પ્રકૃત પ્રશ્ન ઉપર પ્રકાશ ન નાંખે? આ વિચારપરંપરાનું બીજ गुर्जरत्रा શબ્દની વિચિત્રતા અને દેશવાચક રાષ્ટ્ર શબ્દની સ્વાભાવિકતા એ છે, વ્યુત્પત્તિશાસ્ત્રની મુશ્કેલીનું

વિસ્મરણ નથી. વળી એક બીજી સૂચના પણ કરવાની સૂઝે છે: ગૂજરાત=ગુર્જરરાષ્ટ્ર હોય તો તે=ગુર્જરોનુ રાષ્ટ્ર એમજ શા માટે હોવુ જોઈએ? ગુર્જર (ઉત્તર ગૂજરાત) અને રાષ્ટ્ર જે લાટ (દક્ષિણ ગૂજરાત) નામે પ્રસિદ્ધ છે તે મળીને થએલો દેશ અથવા ગુર્જરોનો લાટ, દક્ષિણ લાટથી ભિન્ન ઉત્તર લાટ એમ અર્થ પણ ન હોઈ શકે? લાટ એ રાષ્ટ્ર ઉપરથી થએલો શબ્દ છે, અને ટૉલેમી, વાત્સ્યાયન વગેરેને જાણીતો હોઈ, અશોકના લેખમા લ્ઠિક્ર નામનો જે એક 'અપરાન્ત' (સામ્રાજ્યમા અપર નામ સામે અતે કે પશ્ચિમ છેડે આવેલા પ્રદેશ દેશમાનો એક) કહ્યો છે તે લાટ જ હોવાનો સંભવ છે. લાટ–અન્તર્ગત ભરૂચ નગરમા ગુર્જરોની એક શાખાએ રાજ્ય સ્થાપ્યુ હતુ, અને તેજ પ્રમાણે રાષ્ટ્રકૂટ અથવા રટ્ટ જાતિના રાજાઓ, જેઓ મૂળ ઉત્તરના હતા કે દક્ષિણના એ અનિશ્ચિત છે તથાપિ ઉત્તરના હોય એમ વિશેષ સંભવ છે, એમણે દક્ષિણમાં મ્હોટું રાજ્ય સ્થાપ્યુ હતુ અને ગૂજરાતમા આવેલા લાટ ઉપર પણ એમની સત્તા કોઈ કોઈવાર પહોચી જતી. આપણો પ્રાન્ત ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનના પશ્ચિમ ભાગના દક્ષિણ ઉત્તર પ્રદેશ મળીને બનેલો છે, અને એમા ત્રીજો ખડ સૌરાષ્ટ્રનો ઉમેરતાં, એકતા અને અનેકતાની એક અદ્ભુત ત્રિમૂર્તિ—બ્રહ્મા વિષ્ણુ અને શિવ સમી અને કાઈક એમને મળતી—આપણી દૃષ્ટિ આગળ ચીતરાઈ જાય છે.

આ રાજકીય ઇતિહાસમાથી ફલિત થતો ગૂજરાતના જનસમાજના બંધારણનો અને એની ભાષાનો ઇતિહાસ પણ ઇતિહાસના ગવેષકોએ હજુ પુષ્કળ શોધવાનો છે. ગૂજરાત જેટલી જ્ઞાતિઓ હિન્દુસ્થાનના બીજા કોઈ ભાગમા નથી, અને જ્ઞાતિવિભાગના જે કારણો બીજા ભાગમા પ્રવર્ત્તેલા છે તે ઉપરાત અહીં બહુ વિશેષ છે. એ સર્વ જ્ઞાતિઓના ઇતિહાસ અને રિવાજ સબધી ઘણી માહિતી મુમ્બઈ ગેઝેટિયરમા સકલિત કરેલી છે, તથાપિ ઘણાં વર્ષો ઉપર થએલા એ કાર્યને અત્યારે ફરી શોધવા વધારવાની જરૂર છે.

તેમજ ગૂજરાતને એક અલગ પ્રાન્ત માનીને એની જ્ઞાતિઓનો ઇતિહાસ લખાયો છે તેને પણ ઉત્તર દક્ષિણ હિન્દુસ્થાનની જ્ઞાતિઓના ઇતિહાસ સાથે જોડીને ફરી રચવાની જરૂર છે.

૮

ભાષા

ત્રીજું આપણી ભાષાનો ઇતિહાસ પણ હજી ઘણો વધારે શોધવાનો છે. સર જ્યોર્જ ગ્રીયર્સન એમનાથી જે બન્યું તે ફરીને લખે છેઃ—

"We have thus a connected chain of evidence as to the grawth of the Gujarati language from the earliest times. We can trace the old Vedic language through Prakrit down to Apabhramsa and we can trace the development of Apabhramsa from the verses of Hemachandra, down to the language of a Parsi newspaper. No single step is wanting for nearly four thousand years." આ આપણી ગરવી ગૂજરાતની ગરવી ભાષાની વિશિષ્ટતા છે. અને તેથી જ એને માટે આપણું કર્ત્તવ્ય ઘણું છે. ગ્રીયર્સને તો ભાષાશાસ્ત્રીઓની શોધના આધારે માત્ર થોડીક લીટીઓ જ દોરી છે. પરંતુ ટેસિટોરી અને નરસિંહરાવભાઈએ એમાં ઘણું વધારે કામ કર્યું છે. પણ તેઓએ કર્યું છે તે કરતા હજી ઘણું ઘણું વધારે કરવુ બાકી છે. અપભ્રંશ સાહિત્યના છૂટક અવશેષો કેટલાક સમયથી ઉપલબ્ધ હતા, પણ સળંગ કાવ્યો હજી હવે જ પ્રસિદ્ધ થવા લાગ્યાં છે, અને અપભ્રંશ એટલે એક સ્થિર અવિકારી ભાષા—જેનું વ્યાકરણ હેમચન્દ્રે ઘડી આપ્યું છે—એમ મનાઈ રહ્યું છે, તેને બદલે હવે એનો એક જીવંત અને વિકારી ભાષા તરીકે અભ્યાસ થવો ઘટે છે. જેટલું અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ છે એ પ્રકાશમાં મૂકી — આ અભ્યાસ શરૂ કરી દેવો જોઈએ. અત્યારે ઉત્તર હિન્દુસ્થાન રાજસ્થાન—થી માંડી દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજ્યના પ્રદેશ સુધીના ભાગમાં

પડવું જોઈએ. આરંભમાં વિજ્ઞાનના લોકપ્રિય ભાષણો અને પ્રયોગો ગૂજરાત અને કાઠિયાવાડનાં અમુક શહેરોમાં કરવા માટે ગોઠવણ કરી દેવી જોઈએ, અને એ કામમાં પ્રજાની સેવા કરવા ડૉ. કાન્તિલાલ, ડૉ. નાયક, પ્રોફેસર વીરમિત્ર દીવેટીઆ, રા. પોપટલાલ શાહ, રા. સાકળચંદ શાહ, રા. પર્જન્યરાય મેઢ, અને રા. વિજયલાલ ધ્રુવ તૈયાર છે એમ હું જાણું છું. અન્ય પણ ઘણા ભાઈઓ સાહાય્ય કરશે.

## ૧૦

**તત્ત્વજ્ઞાન**

ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણું બે જાતનું કર્તવ્ય છે. એક તો આપણા ગૂજરાતી સાહિત્યમાં મીરાં અને નરસિંહ મહેતાથી માંડી આજ પર્યંત જે જે વિચાર આપણા સાહિત્યમાં પ્રકટ થયા છે, એ તારવવાનું, એનો ઇતિહાસ રચવાનું, તથા એને હિંદુસ્તાનમાં અન્યત્ર પ્રકટ થએલા ધર્મ અને તત્ત્વવિચાર સાથે સાંકળવાનું મ્હોટું કાર્ય છે. પણ એટલેથી જ સંતોષ પામવાનો નથી. જેમ સાહિત્યમાં જૂના સાહિત્યના પાનથી સંતુષ્ટ થવાનું નથી, પણ નવું સાહિત્ય રચવાનું છે, તે જ રીતે તત્ત્વજ્ઞાનમાં પણ આપણે આગળ પ્રગતિ કરવાની છે. આપણા પ્રાચીન પૂર્વજોએ જેમ ઇતિહાસ તેમ તત્ત્વજ્ઞાન સાહિત્ય સાથે ગૂંથ્યું હતું પરંતુ એ કાર્ય મહાન કવિઓ જ કરી શકે આપણે તો, એજ કાર્યની સામગ્રી તરીકે, તત્ત્વજ્ઞાનને એક સ્વતંત્ર શાખારૂપે કેવળ પોષી સંવર્ધી શકીએ, તત્ત્વજ્ઞાન એ સંસારને વિલોકવાની એક દૃષ્ટિ છે, અને તે જેમ જ્ઞાનીને સિદ્ધ છે તેમ આપણ સહુને સાધ્ય છે અને આવશ્યક છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનની અન્ય શાખાઓની સમાન કક્ષાનું એક શાસ્ત્ર છે એ સમઝણ પણ ભૂલભરેલી છે. જ્ઞાનની સર્વ શાખામાં તત્ત્વજ્ઞાન પ્રવેશ કરે છે, કારણ કે એ સર્વના મૂળરૂપે એનું સ્થાન છે. તેથી જીવજગત્ અને પરમાત્માના સ્વરૂપનું, જ્ઞાનની એક સ્વતંત્ર શાખારૂપે, ચિંતન, એટલામાં

ક્ષણવાર વિચારો કે આજકાલ પશ્ચિમમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને સરળ સુબોધ અને રસિક કરવા માટે કેટલા પ્રયત્નો ચાલી રહ્યા છે! કેળવણીના કાર્યમા પડેલાને જાણીતુ છે કે અત્યારે સેકડો પુસ્તકો જગતના મહાન સાહિત્યને બાલ વિદ્યાર્થીના જીવનમા ઉતારવા માટે રચવામાં આવે છે. તેમ, વર્તમાન વિજ્ઞાનની પ્રગતિથી પણ તેઓ અજાણ્યા ન રહે તે માટે કઠિન વિજ્ઞાન પણ સુગ્રાહ્ય રૂપમાં મુકવામા આવે છે. આ કાર્ય સફળ રીતે કરવા માટે વિદ્વાન લેખકોની તેમજ બાહોશ પ્રકાશકોની જરૂર છે. બીજુ કેળવણી એ શાળાના શિક્ષણને અંતે જ સમાપ્ત થતી નથી એ શિક્ષણશાસ્ત્રનો એક સુવિદિત સિદ્ધાન્ત છે, પણ એ સૂત્રનો અત્યાર સુધી એ જ અર્થ થયો છે કે શાળામાંથી નીકળી મનુષ્ય જીવનમા પડે છે ત્યારે જીવનરૂપી મહાશાળામા એનુ શિક્ષણ ચાલ્યા કરે છે. આ સત્ય છે. પરંતુ પશ્ચિમમા એક બીજા અર્થ ઉપર પણ હવ ધ્યાન દેવાવા લાગ્યુ છે તે એ કે જીવનના વ્યવસાયમા પડ્યા પછી પણ મનુષ્યને આત્મશિક્ષણ માટે કાંઈક રૂપાતરે સથે શાળા કાયમ રાખવની જરુર છે આ 'adult education' નો સિદ્ધાન્ત ગરીબોને જ માટે છે એમ નથી, ધનિકોને પણ શાળા છોડ્યા પછી મૂર્ખ બની જવાનો એટલોજ સભવ છે. ત્રીજુ કૃષ્ણ ભગવાને જેટલા પ્રેમથી ગોપાલ આહીરોને પોતાના માન્યા હતા તેટલાજ પ્રેમથી ગામડાની વસ્તીની સાથે એકતા કરવાની જરૂર છે. અને તેથી ગામડાની કેળવણીનો પ્રશ્ન,—એ કેળવણી કેવી હોવી જોઈએ તથા એને કેવી રીતે રોચક તેમજ હિતપ્રદ અને ઉપયોગી કરી શકાય એ પ્રશ્ન—પણ મન લગાડીને વિચારવાનો છે.

૧૨

પરિષદ્‌ના સામાન્ય ઉદ્દેશ સબધી સાહિત્યના સમુલ્લાસ માટે જોઈની વસ્તુસ્થિતિ સબધી, અને તે તે વિભાગમા કરવાના કાર્યની દિશા સબંધી, યથશક્તિ અને યથાવકાશ મ્હારા વિચારો આપની સમક્ષ મે મૂકયા. અતમા હવે પૂર્વોક્ત કાર્ય સિદ્ધ કરવા માટે શાં

શાં સાધનોની અપેક્ષા છે એ વિષે બે શબ્દો બોલીને મ્હારૂં નિવેદન સમાપ્ત કરીશ. પરન્તુ તે કરતાં પહેલાં આપણા કર્તવ્યપથમાં પડેલી એક બે મુશ્કેલીઓ નોંધવા જેવી છે. ગયા માર્ચ માસના મૉડર્ન રિવ્યુમાં એક સ્થળે હિન્દુસ્થાનની જુદી જુદી ભાષા બોલનારની સંખ્યા આપી છે તેમાં પ્રકૃતમાં ઉપયોગી મ્હોટી ચાર ભાષાના આંકડા આ પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| હિન્દી બોલનારની સંખ્યા | | | ૯૮,૧૧૫,૦૦૦ |
| બંગાળી | ,, | ,, | ૪૯,૨૯૪,૯૦૦ |
| મરાઠી | ,, | ,, | ૧૮,૭૯૮,૦૦૦ |
| ગૂજરાતી | ,, | ,, | ૯,૫૫૨,૦૦૦ |

અર્થાત્ હિન્દી બોલનારની સંખ્યાનાં પ્રમાણમાં બંગાળી બોલનારની સંખ્યા લગભગ અડધી છે, મરાઠી બોલનારની પૂરી એક પંચમાંશ પણ નથી, અને ગૂજરાતી બોલનારની એક દશાંશ પણ નથી. આ કારણથી અન્ય પ્રાંતોમાં લેખકોને એમના પુસ્તકના વિક્રયથી જે પરિતોષ મળી શકે છે તે આપણે ત્યાં દુર્લભ છે વિશેષમાં આપણે ત્યા બીજા પ્રાંતો જેવા આર્થિક જવાબદારી માથે લઈને પુસ્તક છાપનારા ('ગૂજરાતી' અને 'સસ્તુ સાહિત્ય' એ બેને ગણીએ તો તે સિવાય) પ્રકાશકો નથી, તેથી મ્હોટે ભાગે ગ્રન્થકર્તાને પોતાને ખર્ચે પોતાને આર્થિક જોખમે જ પુસ્તક છપાવવાં પડે છે, અને તેથી એક પુસ્તકની જાળમાથી એ મુક્ત ન થાય ત્યાસુધી એ બીજામાં પડી શકતો નથી. દેખીતી રીતે જૂજ અને હલકું જણાતુ આ આર્થિક કારણ વસ્તુત. આપણા સાહિત્યના વિકાશમા એક મ્હોટું પ્રતિબંધક છે. એની સામેના ત્રાજવામાં મૂકી શકીએ એવી બે બાબતો છે. એક તો આપણા પ્રાંતમાં મધ્યમ વર્ગની જનસંખ્યા અન્ય પ્રાન્તોના કરતાં વધારે ધનિક છે, અને બંગાળી બોલનારનાથી અડધી હોઇને પણ હિન્દી કરતાં ચઢીઆતુ સાહિત્ય બંગાળા ઉત્પન્ન કરી શક્યુ છે તેમ ગૂજરાત પણ ધારે તો કરી શકે. અને પ્રકાશક મંડળની

આમી પણ આપણી સાહિત્યસંસ્થાઓ જરા ઉદારતાથી કામ કરીને પૂરી શકે તે માટે આ પ્રતિબંધક કારણથી મૂઝાઈ ન રહેતા, આપણી કાર્યસિદ્ધિ માટે શા શા સાધનોની અપેક્ષા છે એનો વિચાર કરીએ તો—'શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ' એ ન્યાયે સઘળો ઉત્તર ત્રણ શબ્દોમાં શમાવી શકાય છે (૧) માતૃભાષા, (૨) ગૂજરાત યુનિવર્સિટિ, અને (૩) તે તે વિષયના મંડળો આમા, માતૃભાષા એટલે ગૂજરાતીમાં સારી રીતે લખતા આવડે, અથવા તો એનો એક સ્વતંત્ર વિષય તરીકે અભ્યાસ થાય, અથવા તો ગૂજરાતીને સંસ્કૃત પ્રત્યે માતૃબુદ્ધિને બદલે સપત્નીબુદ્ધિથી જોતા શીખવાય એ વિવક્ષિત નથી. વિવક્ષિત એ છે કે જ્યાસુધી આપણા વિદ્યાલયો અને છાત્રાલયો ગૂજરાતી ભાષામાં જ ચાલતા ઉચ્ચ શાસ્ત્રના ઊહાપોહથી ગાજે નહિ, ત્યાંસુધી એ ભાષામા ઉચ્ચ વાઙ્મય ઉત્પન્ન થવાની આશા રાખવી મિથ્યા છે પરંતુ આ કરવા માટે ગૂજરાતના સ્વતંત્ર વ્યક્તિત્વને પોષે એવી એક યુનિવર્સિટિ ગૂજરાતમા સ્થાપવાની જરૂર છે ૧૮૫૭ મા આપણી મુખ્ય યુનિવર્સિટિઓ સ્થપાઈ તે વખતે સર ચાર્લ્સ વૂડે પ્રકટ કરેલી આશા કે ગ્રેડ્યુએટો પોતાનુ જ્ઞાન નીચેના વર્ગમાં ઊતારશે એ અત્યાર સુધી સફળ થઈ નથી તેનું કારણ ગ્રેડ્યુએટોનો દોષ નથી, પણ યુનિવર્સિટિના શિક્ષણમા સર્વ શાસ્ત્રના મણિગણમાં માતૃભાષા સૂત્રવત્ પરોવાએલી નથી એ જ છે રાજા રામમોહનરાય અને મૅકોલેએ સ્થાપેલી અને સર ચાર્લ્સ વૂડે અભિષિક્ત કરેલી શિક્ષણપ્રણાલી લગભગ સો વર્ષ સુધી એના એ રૂપમા જ ચાલ્યા કરે એ જ એની જડતાની પૂરી નિશાની છે સુભાગ્યે હવે એ પ્રણાલી બદલવા તરફ વિદ્વન્મત વળ્યો છે, અને ગૂજરાત યુનિવર્સિટિ સ્થાપીને ઉચ્ચ શિક્ષણનો નવો યુગ આપણે આરંભીએ તો તે માટે સમય પાકી ચૂક્યો છે.

મુબઈમા યુનિવર્સિટિ છે તો પછી ગૂજરાતમા શા માટે જોઇએ એમ પૂછવામા આવે તો એનો ઉત્તર બે વર્ષ ઉપર મેં આપ્યો હતો એ જ આજ આપુ છુ રાજ્ય—અર્થ—અને મનુષ્ય સંસ્કૃતિના

શાસ્ત્રોથી સ્વીકારાએલું આ સત્ય છે કે હરેક પ્રજાની સંસ્કૃતિ સમપ્રમાણ વિસ્તરવી જોઈએ. ગામડાં તૂટીને ગામ વસે કે ગામ તૂટીને શહેરો વસે, કે શહેરો તૂટીને રાજધાની જ પરિપુષ્ટ થાય એમાં દેશનું કલ્યાણ નથી. માત્ર સંખ્યાની દષ્ટિએ જ એમાં અપૂર્ણતા છે એમ નથી, પણ રાષ્ટ્રદેહના અમુક અમુક અવયવોનો એમાં પક્ષાઘાત છે અને પક્ષાઘાતવાળુ રોગી શરીર માત્ર અમુક અવયવ જ રોગી રહીને અટકતું નથી, પણ આખા દેહની તંદુરસ્તીને બગાડે છે, અને પરિણામે એનો વિનાશ કરે છે. ગૂજરાતની બુદ્ધિશક્તિ કે નૈતિક સામર્થ્ય કે ધનસંપત્તિ બધી મુંબઈમાં જ જઈ વસે એ કદાપિ ઇષ્ટ નથી. ગૂજરાતના દરેક શહેર ગામ અને ગામડામાં આ શક્તિ સામર્થ્ય અને સંપત્તિનું રુધિર ફરતું રહેવું જોઈએ, જેથી એનો લાભ દરેક અવયવને મળતો જ રહે. કેટલાક તરફથી આ સામે વિચારવા લાયક પણ વસ્તુતઃ ઊંડા વિચાર વિનાની એક દલીલ સાંભળશો કે મુંબાઈની કોલેજમાં ભણવા જવાથી ચાલાકી આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ જેમનું દુર્ભાગ્ય રજવાડાની સાંકડી ખટપટમાં ઉછરવાનું છે તેમને માટે આ મુક્તિ પણ છે. પણ આવી દલીલ કરનારને પૂછજો કે આ સ્થિતિ શાથી ઉદ્‌ભવી છે? એ દૂર કરવાનું મુખ્ય સાધન એ છે કે મુંબાઈની ઉચ્ચ કેળવણી અને સ્વતંત્રતાનું વાતાવરણ જે મુંબાઈમાં જ ભરી ચૂક્યું છે એનો વિસ્તાર ગૂજરાતના સર્વ ભાગમા થવો જોઈએ; અને એ જ ખરું જીવન છે રાજધાની એ જ પ્રજા નથી. કૂપમંડૂકવૃત્તિ બેશક ખોટી છે, પણ કુવા અને નદીઓ વિનાનું મનુષ્યજીવન કેવું? સાગરથી નદીઓની ગરજ સરે? બલ્કે નદીઓ વિના સાગર કેવો? ગૂજરાત વિના મુંબાઈ પણ તેવું જ. મુંબાઈ માથે ભાર ઘણો છે, એ ભાર ઘટાડો. ગૂજરાત યુનિવર્સિટિ સ્થપાવવા માટે ઘણાં કારણો છે, પણ અન્ય કોઈ પણ કારણ ન હોય તોપણ આ એક કારણ મુંબાઈના હિતખાતર પણ થોડું નથી. મુંબાઈને પોતાને પોતાનું કામ સારી રીતે કરવા દેવું હોય તો એને માથે પડેલા ભારની વ્હેંચણી થઈ જવી જોઈએ. મુંબાઈથી પણ વિશિષ્ટના વજરની, મુંબાઈની જ

પ્રતિબિમ્બભૂત, ગૂજરાત યુનિવ્હર્સિટિ થાય તો તે પણ મુંબાઈનો ભાર ઘટાડવા માટે ઇષ્ટ છે. જો કે તેવી જ થશે એમ માનવાને કારણ નથી.

અત્યારે પ્રશ્ન યુનિવ્હર્સિટિ માટે જોઈતા ધનનો જ રહ્યો છે અને ધન પણ ગૂજરાતમા નથી એમ નથી તેથી ખરો પ્રશ્ન તો ધનનો પણ નહિ કિંતુ ધનને દાનમા વહેવરાવવાનો જ છે. તે માટે પ્રબળ લોકમત ઉત્પન્ન કરવો, સર ચિમનલાલ જેવા અનુભવી જનોને અગ્રેસર કરવા, અને આપણા ધનિકોને, રાજારજવાડાઓને અને બ્રિટિશ અધિકારીઓને કર્તવ્યપરાયણ કરવા એ કામ પરિષદે વિના વિલંબે ઉપાડી લેવુ જોઈએ. પરતુ એ મ્હોટુ કર્તવ્ય કરવામા ગૂથાતાં આપણાં ન્હાના કર્તવ્ય ભૂલવા ન જોઈએ. એવુ એક ન્હાનુ કર્તવ્ય તે વિવિધ જ્ઞાનવર્ધક મડળોની સ્થાપના છે. આ કાર્ય માટે આપણા અર્વાચીન યુગના પહેલા ખડના પૂર્વજોની પદ્ધતિમાથી દાખલો લેવાનો છે. એ જમાનો મડળસ્થાપનાનો હતો ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, બુદ્ધિવર્ધક સભા, ફાર્બસ સભા વગેરે મડળ રચીને સહકારની પદ્ધતિએ સાહિત્યસેવા કરવા માટે એણે ઊડા પાયા નાખ્યા છે. એ જમાનાએ એના સમયને ઉચિત મડળો રચવાના હતા પશ્ચિમની વિદ્યા પૂર્વમા કેમ ઉતારવી એટલો જ એનો આગળ પ્રશ્ન હતો, વર્તમાન જમાનાનો પ્રશ્ન એ વિદ્યાને પણ અનેક રીતે કસોટીએ ચઢાવી શુદ્ધ કરી અત્રે વસાવવાનો છે, એટલુ જ નહિ પણ પ્રાચીન આર્ય સસ્કૃતિને પણ પૂરો ન્યાય આપવા એણે તત્પર થવાનુ છે. તે માટે તત્ત્વચિંતક, ઇતિહાસશોધક, વિજ્ઞાનપ્રચારક, શિક્ષણસુધારક, સાહિત્યસવર્ધક, કલાપ્રરોચક આદિ અનેક વિષયના મડળો સ્થાપી ગૂજરાતની બુદ્ધિને અને એની ભાષાને ઉચ્ચતર ભૂમિકાએ ચઢાવવાની છે

આપણી પરિષદ્ એ ની એક પ્રણાલિકામા ઘણાં વર્ષો ચાલી. હવે યુગપરિવર્તનનો કાળ આવ્યો છે. અને સઘળી સ્થિતિ એ

પરિવર્તનને અનુકૂળ છે. ક્ષણવાર વર્તમાનને ભેદી ભવિષ્યમાં દૃષ્ટિ નાંખો. ચર્મચક્ષુ મીંચી, પ્રતિભા–ચક્ષુથી આપણો સારસ્વત-ઉદ્યાન નિહાળો. સર્વત્ર વસન્તના વાયુ વાઈ રહ્યા છે, વૃક્ષો નવપલ્લવ થઈ ગયાં છે, આંબે મ્હોર બેઠો છે, ભ્રમરો ગુંજે છે—શ્રદ્ધા રાખો કે થોડા સમયમાં આમ્રફળ પણ આવશે, ડાળો ફળ-ભારથી લચશે, અને વૃક્ષે વૃક્ષે કોયલ ટહુકશે આ આપણાં સ્વપ્નાં નથી, આપણા સાચા મનોરથ છે, આપણી આશાઓ છે, આ સુંદર આસો માસની શરદ્ પૂનમની સંનિધિમાં વિશ્વના રાસેશ્વર બંસીધરને આપણી પ્રાર્થનાઓ છે.

આ પ્રાર્થના સફળ થાય, પ્રભુના અનુગ્રહના અધિકારી થઈએ તે માટે શું કરીશું? મીરાં પ્રાર્થતી હતી તેમ પ્રભુના બાગના બાગ-વાન થઈશું. ક્યાં નવા રોપ રોપવા, ક્યાં પાણી પાવું, ક્યાં શું ખાતર પૂરવું, ડાળીઓ ક્યાં કેવી વાળવી, કેની ટેકાવવી, ક્યાં કાતર મૂકવી, કોની કલમ કાપવી, ક્યાં ચોટાડવી ઇત્યાદિ અસંખ્ય વિગતો-વાળી બાગવાનની કલા આપણે શીખીશું અને પ્રયોજીશું.

એ જ્ઞાન અને શક્તિ આપણને પ્રાપ્ત થાય તે માટે સહુ પ્રાર્થના કરીએ કે—

सह वीर्यं करवावहै। तेजस्विनोऽप्यधीतमस्तु मा विद्विषावहै
मा विद्विषावहै
मा विद्विषावहै ॥

शान्तिरस्तु पुष्टिरस्तु आत्मकलासमृद्धिरस्तु ॥
सर्वे मेधाविनः सन्तु सर्वे सन्तु निरामयाः
आत्मज्योतिश्च पश्यन्तु मा कश्चित्तम आप्नुयात् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## સાહિત્ય–પરિષદ્ (૧ લી)

### [ જોડણી ચર્ચા ]

આપણા પ્રસિદ્ધ વિદ્વાન રા. રા. રમણભાઈ મહીપતરામથી અધિષ્ઠિત "ગૂજરાત સાહિત્ય સભા" નામના એક ન્હાના પણ ઉત્સાહી મંડળના સ્તુત્ય પ્રયાસને પરિણામે અત્રે તા. ૩૦ જૂન તથા તા. ૧–૨ જૂલાઈ એમ ત્રણ દિવસ આખા ગુજરાતના વિદ્વાનોનો મેળાવડો ભરાવાનો છે. તે પ્રસંગે ગુજરાતના સાક્ષરશિરોમણિ રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી પોતાના નિવૃત્તિસ્થાન નડિયાદથી અત્રે આવી પ્રમુખસ્થાને બિરાજવાના છે, અને કેટલાક સાક્ષરો તરફથી નીચેના વિષયો ઉપર લેખ વંચાવાના છે.—

(૧) જોડણી
(૨) લિપિ
(૩) લોકકથા
(૪) લોકગીત
(૫) ઇતિહાસ અને સાયન્સનું સાહિત્ય શી રીતે ઉત્પન્ન કરવું.
(૬) સાયન્સની પરિભાષા ગુજરાતીમાં શી રીતે ઉતારવી.
(૭) પ્રાચીન કાવ્યોની ખોળ–શોધન અને પ્રસિદ્ધિ.
(૮) પ્રાચીન શોધખોળ.
(૯) સંગીત સાહિત્ય
(૧૦) નાટકો અને રંગભૂમિ
(૧૧) વાગ્વ્યાપાર.
(૧૨) વર્ણવિજ્ઞાન. એક નવીન વ્યંજન (Z ને મળતો ઉચ્ચાર).

(૧૩) સાહિત્યની ઉન્નતિનું એક સાધન.
(૧૪) આપણું નવીન કાવ્યસાહિત્ય.
(૧૫) ગુજરાતી સાહિત્યના વિસ્તીર્ણ ઇતિહાસની અગત્ય.

આપણા સાક્ષરમંડળનો આ પહેલો મેળાવડો છે, એટલે હાલ તો પૂર્વોક્ત વિષયની માત્ર પ્રસ્તાવના જેવું જ કાંઇક થઈ શકશે એમ લાગે છે. પણ આ સંબંધમાં હાલના ઉત્સાહને અનુરૂપ ખંત, વ્યવહારકુશળતા અને 'કાંઇક કરવું છે' એવો નિશ્ચય રાખવામાં આવશે તો હવે પછીના મેળાવડામાં ઘણું કાર્ય સિદ્ધ થએલુ રજુ કરી શકાશે એમ આશા છે. આવાં જ બીજમાંથી ભવ્ય વૃક્ષો ઉત્પન્ન થયાં છે, અને તેથી ભવિષ્યના સર્વ યશના અધિકારી એવા આ યુવકમંડળને અમારી સૂચના છે કે આજ એમણે "સાક્ષર-પરિષદ્" રૂપી જે મહાપુસ્તકની પ્રસ્તાવના માંડી છે એના હવે પછી આવવાનાં વિવિધ પ્રકરણો પણ સારી દૃઢતાથી અને ડહાપણથી રચવા જેથી ગુજરાતના સાહિત્યને ઘણી ઉપયોગી સેવા થશે.

પૂર્વોક્ત વિષયો ઉપર પરિષદ્મા શી ચર્ચા થાય છે એ જોઈએ. ચર્ચા ઉપર અમારા શા વિચારો છે એ અમે હવે પછીના અંકમાં જણાવીશું. પણ અત્યારે ઉપોદ્ઘાતરૂપે એ સંબંધી થોડુંક શરૂ કરવાની ઇચ્છા રાખીએ છીએ.

**૧. જોડણી** પરિષદ્‌ના કાર્યક્રમમાં પહેલો વિષય જોડણીનો છે. આ અત્યંત વિકટ પ્રશ્ન છે. અને એ સંબન્ધી કાંઈ પણ તાત્કાલિક નિર્ણયો થવા અશક્ય છે. હાલ થઈ શકે એમ છે તે એટલું જ કે આજ સુધીમાં આ વિષય ઉપર સર્વ લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવો, સર્વ વાદીઓ અને થોડાક તટસ્થ વિદ્વાનોની એક કમિટી નીમવી, એમણે પુખ્ત વિચાર કરી જોડણી સંબંધી એક "ડ્રાફ્ટ બિલ" એટલે કે ખરડો તૈયાર કરવો, એ બહાર પાડવો, એ ઉપર લોકની ચર્ચા સાંભળવી, અને છેવટે તેની દરેક કલમ ઉપર હવે પછીની પરિષદ્‌માં વધુ મતે ઠરાવ કરવા,

અને એ ઠરાવ પ્રમાણે પરિષદ્‌ના સભાસદો વર્તશે એમ આશા રાખવી. ચાલતી અન્ધાધુનીમાથી કોઈ પણ વ્યવસ્થા ઉત્પન્ન કરવી હોય તો બહુમા બહુ આટલુ જ થઈ શકે એમ છે દરમિયાન, આ પ્રશ્નની વર્તમાન સ્થિતિ શી છે, અને એમાથી ભવિષ્યમાં શુ થવાનો સંભવ છે એ વિષે અમારા વિચાર અત્રે ટુકમા જણાવીએ છીએ.

સર્વને જાણીતુ છે કે આ વિષયમા હોપવાચનમાળાના નિયમો એ સૂત્રસ્થાને છે. અને એ ઉપર રા. નવલરામે "જોડણીના નિયમનુ અર્થગ્રહણ" એ નામે એક અતિ પ્રૌઢ અને વિચારશીલ વાર્તિક લખેલુ છે દેખાતી રીતે તો એ વાંચનમાળાના નિયમોનું સ્પષ્ટીકરણ જ છે પણ વસ્તુત એ લેખ આ વિષયના ઇતિહાસમાં એક અમૂલ્ય ગ્રન્થ જેટલી પ્રતિષ્ઠાને યોગ્ય છે. આ લેખમા શબ્દનાં ઉચ્ચાર અને વ્યુત્પત્તિ એ બે ધોરણ સ્વીકારવામા આવ્યાં છે, અને ઉચ્ચારને અગે 'accent' (અમુક સ્વર ઉપર દેવાનો ભાર) અને 'quantity' (માપ)ના તત્ત્વ પણ એમના સૂક્ષ્મ વિચારમા આવી ગયા છે. આ જ સમયમાં નર્મકોશની મુખમુદ્રામા કવિ નર્મદાશકરે જોડણી સબન્ધી નિયમો પ્રસિદ્ધ કર્યા તેમા ઉચ્ચારને માન આપી અનુનાસિક, હકાર અને ચિહ્નયોજના એ ત્રણ બાબતો ખાસ કરીને સ્વીકારી છે. રા. નવલરામ પછી કેટલેક વર્ષે રા નરસિંહરાવે- એક ઉત્સાહી અને તે જ ઓફિસર જૂનો તુમાર નિકાલ માટે કઢાવે એમ-આ ચર્ચા ઉપાડી, અને એમા એમણે લોકની સગવડની તથા ચાલતા વહીવટની દરકાર ન કરતા સખ્ત કાયદા પ્રમાણે ન્યાય શો છે એનો જ વિચાર કર્યો. રા. નવલરામના વિચારો આજ સુધી કેમ અમલમા નથી આવ્યા એ માટે આશ્ચર્ય બતાવ્યુ, અને જે વિચાર રા નવલરામે હોપવાચનમાળાના નિયમોને માન આપતા આપતાં સકોચથી પ્રકટ કર્યા હતા તેને વિશેષ ધાર ચઢાવી હોપવાચનમાળાના નિયમોનુ ખડન કરવામા વાપર્યા રા. નરસિંહરાવે ઉચ્ચારનુ ધોરણ મુખ્ય માન્યુ, અને વ્યુત્પત્તિ પણ ઉચ્ચારને અનુસરતી જ છે એમ વિગતવાર

સિદ્ધ કરીને વ્યુત્પત્તિનું ધોરણ પણ સ્વીકાર્યું. અને જૂના નિયમોમાં આ બંને તત્ત્વોની કેવી અવગણના થઈ છે એ સવિસ્તાર બતાવ્યું. અને ખાસ કરીને હકાર, યકાર, અને અમુક વર્ણોના બે બે ઉચ્ચાર થાય છે, એ ઉપર ભાર મૂક્યો. ત્યાર પછી કેટલેક વર્ષે, પાઠકની અંગ્રેજી—ગુજરાતી ડિક્ષનેરી રચાવા માંડી તે વખતે એ ડિક્ષનેરીના ગુજરાતી શબ્દો માટે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે નિયમો રચ્યા. એમાં એમણે રા. નરસિંહરાવ પ્રમાણે એ, ઓ, ડ, ઢ. ળ, ય, અનુસ્વાર વગેરેના બે બે ઉચ્ચાર તથા હકાર જોડવાની સૂચના પણ સ્વીકારી, અને એક જ વર્ણના ઉચ્ચારભેદ દર્શાવવા માટે ચિહ્નોની જરૂર બતાવી (ચિહ્નભેદની યોજના ડિક્ષનેરી માટે હતી એટલો પ્રસંગ અત્રે યાદ રાખવા જેવો છે)આ અરસામાં પ્રોફેસર ગજ્જરે "જ્ઞાનમંજૂષા" માટે "કલા ભવનના જોડણીના નિયમ" પ્રસિદ્ધ કર્યા એમાં Accent ('અક્ષરભાર') નું તત્ત્વ અને તજ્જન્ય હ્રસ્વ-દીર્ઘનો નિયમ સ્વીકાર્યો છે, અમુક હકાર માટે એપોસ્ટ્રોફીનું ચિહ્ન દાખલ કર્યું છે (ઉદા. મો'હું; કા'ડવું), કેટલેક સ્થળે ગુંચવણ નિવારવા તથા રૂઢિને માન આપીને ચાલતી પદ્ધતિ કાયમ રાખી છે (ઉદા. કહે છે, દારૂ, ખાંડણી; ગળણી, વિદ્વાન), કેટલેક ઠેકાણે ય્ વ્નો આગમ દાખલ કરવાની વ્યવસ્થા કરી છે (ઉદા. ખડિયો; પણ ઓગો, કરીએ), તથા અનુસ્વારને બદલે જરૂર પડે ત્યાં અનુનાસિક કબુલ કર્યો છે. પણ એ લેખમાં ખાસ ધ્યાન ખેંચનાર ત્રણ બાબત કે: (૧) 'થએલું' કે 'થયેલું' ને નિષેધીને સુરતી 'થયલું' 'જોયલું' 'પાયલું' નો સ્વીકાર; અને (૨) બે અક્ષરના શબ્દોમાં પણ દીર્ઘ ઊ (ઉદા. બાજૂ, લાડૂ.) દાખલ કરવાનો વિધિ, તથા (૩) અક્ષરાન્ત્ય અ નહી બોલવાને લીધે તેની પૂર્વના અક્ષરમાંનો ઊ દીર્ઘ કરવાનો વિધિ (ઉદા. ફૂળ, પૂર.) ત્યાર પછી કેટલેક વર્ષે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિએ એક શબ્દસંગ્રહ બહાર પાડયો અને એની જોડણી ઉપર વિદ્વાનોના અભિપ્રાય માગ્યા. એના જવાબમાં

રા. માધવલાલ હરિલાલ દેસાઈએ એક ટિપ્પણ પ્રસિદ્ધ કર્યું અને એમા 'એ' 'ઓ'ના બે બે ઉચ્ચાર માટે જુદા ચિહ્નો યોજવાની તથા અનુસ્વાર અને અનુનાસિકના ઉચ્ચારનો ભેદ પણ ટપકુ અને વર્તુલાકાર મીડુ એમ જુદા ચિહ્નોથી દર્શાવવાની ભલામણ કરી વળી તે વખતે સુદર્શનમાં રા. મણિલાલે પણ એક ટુકો લેખ લખ્યો, એમા એમણે ઉચ્ચારવાદની અને નવા ચિહ્નો યોજવાની સ્હામે મત દર્શાવ્યો, અને જોડણીનો નિર્ણય કરતા પહેલા વ્યાકરણ શુદ્ધ કરવાની જરૂર બતાવી એક વિષયની મુશીબત બીજા વિષયમા ઉતારી. આજ અરસામા વિવિધ પ્રાન્તજનોના સંગ્રહસ્થાન રૂપ મુબઈ નગરીના નિવાસી અને 'factum valet'ના તત્ત્વનો નિત્ય પરિચય ધરાવનાર ગ. ગોવર્ધનરામ – એમણે જોડણીના નિયમો ઘડચા, તેમા ખાસ મુદ્દા આ હતા .—

(૧) જે જોડણી ગુજરાતના સર્વ પ્રાન્તના ઉચ્ચારથી વિરુદ્ધ હોય તે, અત્યારે દૃઢ હોય તો પણ ત્યજવી, (૨) જે એકદેશી ઉચ્ચારથી વિરુદ્ધ હોય તે સાક્ષર રૂઢિ પ્રમાણે કરવી, (૩) જે એકદેશી ઉચ્ચારથી વિરુદ્ધ હોય, છતા જેમા સાક્ષરરૂઢિ જામેલી ન હોય ત્યાં વિકલ્પ સમજવો, (૪) તત્સમ સિવાયના શબ્દોમા દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ અને ષકારને સ્થાને શકાર, એમા કોઈપણ તરેહના તર્ક વિતર્ક કરવા નહિ, અને (૫) હકાર સર્વાનુમતે સભળાતો હોય તો તે પ્રમાણે લખવો, નહિ તો ચાલતી રીત ચાલવા દેવી. ગ ગોવર્ધનરાજા જોડણીમાં વ્યુત્પત્તિવિચાર અસ્થાને ગણે છે, અને એમાં વ્યુત્પત્તિવાદી એમના ઉપર 'આલસ્ય'નો દોષ મૂકે છે તો તે 'આલસ્ય' ને પ્રકૃત વિષયમા શાસ્ત્રીય અને કર્તવ્ય ગણી ઇષ્ટાપત્તિ જણાવે છે

ત્યાર પછી હાલમાં રા કમળાશકરે શાળાપત્રમાં જોડણી સબન્ધી કેટલીક મુશીબતો બતાવી છે. તથા 'વાચનમાળા રિવિઝન કમિટિ'એ કેટલાક નિયમો ઘડચા છે. આ નવા નિયમોમા ક્વચિત્

અતિસરળતા ખાતર અને ક્વચિત્ અતિશાસ્ત્રીયતા ખાતર હોપવાચન-માળાના નિયમો ત્યજવામાં આવ્યા છે. ઘણે ભાગે એ જૂના નિયમોને અવલંબે છે.

આ પ્રમાણે જોડણી પરત્વે વર્તમાન સ્થિતિ છે. એમાં ઉચ્ચાર, વ્યુત્પત્તિ, રૂઢિ, સરળતા, શાસ્ત્રીયતા આદિ અનેક ગ્રહોની અસરો માલૂમ પડે છે. સર્વના બલાબલનો વિચાર કરી નિશ્ચયપૂર્વક ભવિષ્ય ભાખી શકે એવો જોશી તો કોઈજ નથી. છતા એ સર્વે શક્તિઓ ધ્યાનમાં રાખી તર્ક બાંધતા અમને જે ભવિષ્ય સૂઝે છે તે અત્રે જણાવીએ છીએ. અમને અવકાશ હોત તો દરેક વિષય ઉપર જુદા જુદા વિદ્વાનોના શા શા મત છે એ દૃષ્ટિ નાંખતા વાર જણાઈ આવે એવુ એક પત્રક રચી એ ઉપર વિચાર ચલાવત. પરંતુ આવુ પત્રક સાહિત્યસભા ઉપર જણાવેલો લેખસંગ્રહ પ્રસિદ્ધ કરતી વખતે તૈયાર કરશે એમ આશા રાખીએ છીએ. અમે આ સ્થળે સૂત્રસ્થાનીય હોપવાંચનમાળાના નિયમો અને રા. નવલરામનુ વાર્તિક એમાથી થોડાક અગત્યના મુદ્દા લઈ એ ઉપર ચર્ચા કરીશુ.

૧. મૂળ શબ્દમાં થોડો જ ફેર થઈ ગયો હોય તો મૂળ રૂપ વાપરવું. ઉદા. 'દાશી' નહિ, પણ 'દાસી,' 'પરમાણે' નહિ, પણ 'પ્રમાણે;' 'મારગ' નહિ, પણ 'માર્ગ'; 'વના' નહિ, પણ 'વિના'.

આ નિયમનો અર્થ નવલરામ એવો કરે છે કે જ્યાં તકરાર હોય એટલે જ્યાં એક ભાગના અથવા એક વર્ગના લોકો એક શબ્દનો ઉચ્ચાર એક રીતે અને બીજા બીજી રીતે કરતા હોય ત્યા જ આ નિયમ વાપરવાનો છે. બાકી જ્યાં સર્વાનુમતે ફેરફારવાળું રૂપ જ સ્વીકારતું હોય ત્યાં તો તેજ રાખવુ. નહિ તો (ઉદા.) 'હુકમ' ને બદલે 'હુક્મ' લખવાનો પ્રસંગ આવે

આ નિયમ અને એની મર્યાદા હમેશા ચળ જ રહેશે. 'વિરોધે ત્વનપેક્ષં સ્યાત્ (ઋષિઓએ રચેલી સ્મૃતિઓમા પરસ્પર વિરોધ પડે ત્યારે શ્રુતિ—જે સ્મૃતિઓનું મૂળ હોઈ જેને બીજા પ્રમાણની

અપેક્ષા નથી–તેનો સ્વીકાર કરવો.) એ મીમાંસાના ન્યાયનો અત્રે યોગ્ય ઉપયોગ થયો છે, અને એનો ઉદ્દેશ વિરોધને પ્રસગે મૂળ ઉપર જઈ સમાધાન કરવાનો અને એકરૂપતા પ્રાપ્ત કરવાનો છે પરન્તુ જે લેખકોને પોતાના પ્રાન્તના વિકૃત રૂપો માટે ખાસ મમત્વ હશે તેઓ એ રૂપો પકડી રહેશે, અને તેથી પરિણામે આ નિયમ વૈકલ્પિક નીવડી ઉભય રૂપો પ્રવર્ત્યા કરશે વળી જેમને મૂળ રૂપનો રાતદિવસનો પરિચય હશે તેમને એ રૂપો કઢગા નહિ લાગે, અને પ્રચલિત રૂપોની સાથે એ હરીફાઈમા ઉતરશે. રા નવલરામને જે રૂપો નિર્વિવાદ રીતે ત્યાજ્ય લાગતા હતાં, તે અત્યારે ભાષામાં દાખલ થઈ ગયા છે. જેમકે–માલિક, યવ, જાતિ, કાલ, બલ, ક્ષાર વગેરે. ધ્યાનમાં રાખવાનું કે આ નિયમ સર્વત્ર સરખી રીતે લાગુ પાડવામા આવે એમ પણ સભવતું નથી મોચીને આપવાનુ તે જોડાનું 'પરમાણુ'જ કહેવાશે, ('પ્રમાણ' કે 'પ્રમાણુ' નહિ) અને 'ઘરુણી' શબ્દમાં પૂરતો ફેરફાર કરી મૂળનું 'ગૃહિણી' જ વપરાશે

૨ અસલ (મૂળ) અને ચાલતા ઉચ્ચારમા ઘણો ફેર હોય તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવા

ગ. નવલરામ કહે છે કે આનો અર્થ એવો ન કરવો કે સર્વત્ર 'અચરજ' શબ્દ વાપરવો અને 'આશ્ચર્ય' ન જ વાપરવો. વાંચનમાળામા સરળતા જોઈએ એ ઉદ્દેશથી શબ્દ પસન્દગી માટે આ નિયમ છે, ખરૂ જોતા જોડણીનો આ નિયમ નથી એટલે પરિણામે આ નિયમ વૈકલ્પિક જ રહેશે 'નાચ' પણ લખાય અને 'નૃત્ય' પણ લખાય, તે જ પ્રમાણે 'સૂરજ' અને 'સૂર્ય' ઈત્યાદિ ભાષાનું હાલનુ વલણ સર્વથા 'વરગચ્યુ' કે સસ્કૃતમયી શૈલી તરફ નથી, અને તેથી આ નિયમ પણ વૈકલ્પિક જ રહેશે અને વિવેકી લેખકોમાં એ વિકલ્પ પ્રસગની ગંભીરતા આદિના ઔચિત્યવિચારથી નિયમાશે, સામાન્ય પ્રસગે વિકૃત રૂપ ઠીક લાગે અને મૂળનુ સ્વરૂપ ચાપલુ લાગે, અને જ્યાં પ્રૌઢ વાણીનું પ્રયોજન હોય ત્યા કેટલીક વાર મૂળ સસ્કૃત રૂપ વાપરવાથી જ અર્થ સરે.

૩. શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તે અસલ પ્રમાણે લખવા જેમકે, સૂક્ષ્મદર્શક, દૂરબીન.

અત્રે નવલરામ પ્રશ્ન ઉઠાવે છે કે અસલ જોડણી પ્રમાણે કે અસલ ઉચ્ચાર પ્રમાણે ? જોડણી અને ઉચ્ચાર વચ્ચે સંસ્કૃતમાં ભેદ પડતો નથી એ સુપ્રસિદ્ધ છે, અને ફારસીમા પણ 'લિપિના નિયમ ચોખ્ખા છે અને તે બરાબર ઉચ્ચારને અનુસરતા છે' એમ રા. નવલરામ કહે છે. એટલે એમણે ઉઠાવેલી શંકા માત્ર અંગ્રેજી શબ્દોને જ લાગુ પડે છે અને એ સંબન્ધમાં એ એવો નિર્ણય કરે છે કે ત્યાં 'ઉચ્ચાર પ્રમાણે લખવું.' અત્રે એટલું ઉમેરવું જોઈએ કે આ નિયમનો આશય એવો નથી કે 'ક્લાક' ને બદલે 'કલૉક' લખવું. એટલે આ નિયમ પણ કેટલેક દરજ્જે લોકમત ઉપર જ આધાર રાખશે. વળી આ નિયમ પ્રમાણે 'વિદ્વાન્' બુદ્ધિમાન્ 'જગત્' વગેરે શબ્દો હલન્ત (વ્યંજનાન્ત) લખવા જોઈએ. પણ એ બાબતમાં ખૂક કમિટિનો ઠરાવ એવો છે કે "વ્યંજનાન્ત શબ્દો શુદ્ધરૂપે બોલાતા હોય, તો એ તેમાં 'અ' મેળવીને જ લખવા—જેમકે વિદ્વાન ઇત્યાદિ." આ રીતે લખવાની તરફેણમાં એક દલીલ એ છે કે 'દેવ' 'રામ' આદિ શબ્દો અજન્ત (સ્વરાન્ત) છતાં ગુજરાતીમાં હલન્ત જેવા ઉચ્ચારાય છે તેજ રીતે 'જગત' અને 'વિદ્વાન' લખ્યા છતાં ઉચ્ચાર 'જગત્' અને 'વિદ્વાન્' એ પ્રમાણે એની મેળે થવાનો તો પછી નકામો ખોડો અક્ષર લખવાની ગુંચવણ શા માટે પેદા કરવી ? આના ઉત્તરમાં રા. નવલરામ ભવિષ્ય એવું બતાવે છે કે "હવે પછીના લોકો આ ધારણા કબુલ કરશે કે નહિ એ શક ભરેલું છે. વ્યુત્પત્તિજ્ઞાન દેશમાં દિન પર દિન વધતું જાય છે, અને વખતનું વલણ શુદ્ધ સંસ્કૃત શબ્દો લખવા તરફ સ્પષ્ટ જણાય છે."

શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તો તેને અસલ ઉચ્ચાર મુજબ લખવાનો આગ્રહ બરાબર છે. એક સારો કોષ રચી એમાં આ શબ્દોના અસલ ઉચ્ચાર આપવામાં આવે અને એ કોષ લોકમાં

સારી પ્રસિદ્ધિ પામે તો આ નિયમ પળાવાનો સભવ પણ છે. પરતુ તેમ થતા પહેલા શુદ્ધ સસ્કૃત કે શુદ્ધ ફારસી ઉચ્ચાર શો છે એ સબન્ધી સામાન્ય વાચક કે લેખક વર્ગને જ્ઞાન હોવુ અશક્ય છે. અને તેથી આ નિયમ સપૂર્ણ રીતે અમલમા આવે એમ લાગતું નથી કદાચ આ નિયમનો અર્થ એવો કરવામા આવે કે ગુજરાતીમા અસલના જે શુદ્ધ રૂપો ઉચ્ચરાતા હોય તેને માટે જ આ નિયમ છે. પણ આમ અર્થ લેવાથી આ નિયમ અકિંચિત્કર–નિષ્પ્રયોજન–થઈ જાય છે, કારણ કે ગુજરાતીમા અસલના જ ઉચ્ચાર કાયમ છે તો લખવામા બીજા રૂપો આવવાનુ પ્રાપ્ત જ થતુ નથી. સસ્કૃતનો અભ્યાસ દિન પર દિન વધતા 'વિદ્વાન્' એવી હલન્ત જોડણીનો વિજય થશે એમ નવલરામ ધારે છે. પણ સસ્કૃતનો અભ્યાસ વધ્યા છતા આવી જોડણી સ્હામે એક દલીલ ઉભી રહે છે વાધો એવો છે કે 'વિદ્વાન' 'મહાન' વગેરે શબ્દો મૂળ સસ્કૃત છે, પણ તે જ ગુજરાતીમાં દાખલ થઈ ગુજરાતી થઈ ગયા છે, સસ્કૃત રહ્યા નથી અને તેથી એમને મૂળરૂપ માનવા એ ઉચ્ચારસાદશ્યથી ઉત્પન્ન થતો ભ્રમ છે. 'વિદ્વાન બાઈ' એ પ્રયોગ 'વિદ્વાન્' (પુલ્લિગ પ્રથમાન્ત એકવચન) શબ્દને સસ્કૃત ગણતા ઘણો કઠગો લાગવો જોઈએ, અને 'વિદુષી બાઈ' એવો પ્રયોગ પ્રચલિત થવા લાગ્યો છે તેનુ બીજ પણ આ જ છે. છતા હજી પણ "એ બાઈ ઘણી વિદ્વાન છે" એમ સર્વત્ર બોલાય છે. અને 'મહાન સ્ત્રીઓ' એ પ્રયોગ મટી હજી 'મહતી સ્ત્રીઓ' એવો પ્રયોગ શરૂ થયો નથી. આનુ કારણ 'વિદ્વાન' 'મહાન' આદિ શબ્દોનુ ગુજરાતીપણુ છે અને તે છેલ્લો અક્ષર ખોડો ન કરીને જણાવી શકાય છે 'જગત્ ક્ષણભગુર છે' એ સ્થળે 'જગત' લખો તો પણ ઠીક છે, સસ્કૃત આકાર ('જગત્') રાખતા પણ કાંઈ વિચિત્રતા ઉત્પન્ન થતી નથી 'કદાચિત્' 'અર્થાત્' વગેરે શબ્દો–જેનો સસ્કૃત ગધ હજી ગયો નથી–તેમા 'ત્' (છેલ્લો વર્ણ) ખોડો કરવો જ જોઈએ જતે દહાડે એ શબ્દો ઘણા રૂઢ થઈ જશે તોપણ એક વખત

દાખલ થએલો 'ત્' ખોડો લખવાનો રિવાજ કરવાનો નથી. ગુજરાતીમાં એટલે અંગે 'હલન્ત' શબ્દ (છેડે ખોડા અક્ષરવાળા શબ્દ)નું નવું તત્ત્વ દાખલ થયું ગણાશે. હાલમાં આ વિષયમાં આમ બે પક્ષો પ્રવર્તે છે, અને સંસ્કૃતનો અભ્યાસ વધ્યા છતાં પણ 'મહાન' 'વિદ્વાન' આદિ શબ્દોમાં છેલ્લો 'ન' ખોડો જ લખાશે એમ નિશ્ચય થતો નથી, ઉલટું, સંસ્કૃતનો અભ્યાસ, ખોડા નકારવાળો 'મહાન્' શબ્દ જોતાં જ, એના સંસ્કૃત ધર્મનું ઉત્કટ રીતે ભાન કરાવે છે; અને એની સાથે બહુવચન કે સ્ત્રીલિંગનું વિશેષ્ય પ્રયોજતા આંચકો ખવરાવે છે.

૪. 'ગૂજરાતી શબ્દો ગૂજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા'

રા. નવલરામ સ્પષ્ટીકરણ કરે છે કે 'ગૂજરાતી' એટલે 'ઘણા ફેરફાર થએલા શબ્દો.' શુદ્ધ સસ્કૃત નહિ, અને થોડા ફેરફારવાળા સસ્કૃત જેને મૂળરૂપે લખવાનુ પહેલા નિયમમાં કહ્યું છે તે પણ નહિ.

આમ વધુ મતને જોડણીનો નિયામક કરી એકરૂપતા સાધવા યત્ન કર્યો છે પણ જ્યાં વધુમતને માન આપી પ્રાન્તિક ઉચ્ચારથી સ્વતંત્ર અને સર્વત્ર એકાકાર એવી સાક્ષર રૂઢિ સ્થપાઈ નથી, ત્યાં ઉચ્ચારમાં અને તેથી જોડણીમાં વિકલ્પ જ ચાલવાનો. ગ. ગોવર્ધનરામે પોતાના નિયમોમાં આ સત્ય સ્વીકાર્યું છે

૫. "કહે, રહે વગેરે હકારવાળા ધાતુઓ આવે ત્યારે પાછલા અક્ષર સાથે હ ને ન જોડી દેવો."

આ મૂળ નિયમ નથી, પણ મૂળ નિયમને અર્થગર્હિત બતાવી તેને સ્થાને રા. નવલરામે રચેલો નિયમ છે. રા. નવલરામ પોતે આમ 'હ' છૂટો પાડવાનું પસન્દ નથી કરતા. ગ. નરસિંહરાવ, ગોવર્ધનરામ અને કેશવલાલ પણ 'હ' જોડવાની તરફેણમાં છે. 'હ' છૂટો પાડવાના પક્ષમાં એક કારણ એ છે કે મૂળ વ્યુત્પત્તિમાં (कथ्=कह्‌માં)

'હ' છૂટો છે. પણ વ્યુત્પત્તિમાં છૂટો છે માટે ગુજરાતી શબ્દ સ્વરૂપમા પણ સર્વત્ર છૂટો જ રહેવો જોઈએ એ આવશ્યકતા સર્વ સ્વીકારે એવી નથી. 'હ' જળવાઈ રહે છે એટલુ જ તેઓને મતે બસ છે. પણ, આ "હ" છૂટો પાડવાની તરફેણમા બીજુ મોટુ કારણ એ છે કે, 'ક્હ્યુ' 'કહીએ' વગેરે રૂપાખ્યાનમા 'હ' છૂટો પડે છે—એટલે કેટલાક રૂપ 'ક્' સાથે 'હ્' જોડીને, તો કેટલાક એને છૂટો પાડીને કરવા પડશે એટલે આ સંબન્ધી વ્યાકરણમાં એક ગુંચવણ ઉમેરવી પડશે. પણ રા. નવલરામ પાણિનિ જેટલા ઉત્સાહથી કહે છે કે— "સસ્કૃત ભાષાના રૂપાખ્યાનમા આટલુ બધુ અનિયમિતપણુ છે તે છતાં તેના વ્યાકરણકારો થાક્યા નહિ તો આપણે આટલી હરકતથી કેમ ડરી જવુ જોઈએ'"

ગ. નવલરામનો ઉત્સાહ સ્તુત્ય છે, ગુજરાતી ભાષાના વ્યાકરણ માટે પાણિનિનો દાખલો કેવી રીતે લેવો ઘટે છે એ અમે આગળ જણાવીશુ, અત્રે તો એટલુ જ કહીએ છીએ કે ગુજરાતી ભાષાનુ વ્યાકરણ આવા અટપટા નિયમો ભરીને કઠિન કરવુ એ ગુજરાતી ભાષાના લાક્ષણિક સ્વરૂપથી ઘણાને ઉલટુ લાગે છે. સસ્કૃતમાથી પ્રાકૃત આદિ ભાષાઓ ઉત્પન્ન થઈ એ સસ્કૃતને વધારે શાસ્ત્રીય કરવાના પ્રયત્નમાથી ઉત્પન્ન થઈ નથી, પણ સસ્કૃત નિયમો ન સહન થવાથી ઉપજેલી છે સરળતા તરફ વલણ એ એ ભાષાઓનુ ખાસ લક્ષણ છે કદાચ એમ કહેવમા આવશે કે ગુજરાતી ભાષાનું નિમ્નગામી વહન પૂરૂ થયુ, અને હવે સમય એની ઉત્ક્રાન્તિનો અને તેથી વિવિધ નિયમોની સકુલતાનો છે પરતુ અમને તો હાલની ગુજરાતી ભાષાના સ્વરૂપનું આ યથાર્થ ગ્રહણ લાગતુ નથી. આપણી વર્તમાન ભાષાન ઉત્ક્રાન્તિ તરફ વલણ છે એ ખરી વાત, પણ એ ઉત્ક્રાન્તિ શબ્દોની સખ્યામાં, એમની વાક્યરચનામા, તથા એમા પ્રતીત થતા પ્રૌઢત્વ સૌકુમાર્ય આદિ ગુણોમા ઇત્યાદિમા દેખાવ દે છે. વ્યાકરણમા અધિક કડાકૂટ દાખલ કરવી એમા ગુજરાતી ભાષાનો

ઉત્કર્ષ મનાય એવો સંભવ જણાતો નથી. પૂર્વોક્ત મુશ્કેલીમાંથી નીકળવા માટે. 'કહે છે' અને 'કહીએ' એમ રૂપાખ્યાનમાં 'કહ્' અને 'ક્' એમ બે રૂપ સ્વીકારવા ન પડે તે માટે–કેટલાક 'ક્હે છે' અને 'ક્હઈએ' 'ર્હે છે' અને 'ર્હઈએ' એમ સર્વ રૂપે માં 'ક્' કે 'ર્' સાથે 'હ્' જોડવાની સૂચના કરે છે. આ યોજનાથી સર્વત્ર એકરૂપતા આવશે. પણ સર્વ સુધરેલા એ ઉપર એકમત થશે! વળી ક્' કે 'ર્' સાથે 'હ્' જોડેલો બતાવવો કઠણ છે. લખવામાં એ સૂક્ષ્મતા જાળવવાનો સંભવ નથી. અને પગલે પગલે ખોડા અક્ષરનું ચિહ્ન ( ્) સ્વીકારાય કે નર્મદાશંકરની માફક નીચે નુકતો મુકીને 'કે છે' લખવાની રીત દાખલ થાય એ પણ અસંભવિત લાગે છે. ઉચ્ચારમાં સ્પષ્ટ સભળાતા 'હ ને નેત્રગોચર કરવાને બદલે માત્ર એક નુક્તાની નિશાની કરીને લેખક સંતોષ માનશે! અમને તો આ સંભવ દુરાપાસ્ત લાગે છે. જેઓ ગુજરાતીમા ઉચ્ચાર પ્રમાણે જ લેખન માગે છે તેમને બેશક 'કહે છે' માં 'ક અને હ' છૂટા પડેલા જોઈ કંપારો આવે, પણ ઉચ્ચાર અને લેખનનો વિસંવાદ ઘણી વાર નજરે પડતો હોવાથી લોકની આંખ એ વિષમતા પ્રત્યે ટેવાઈ ગઈ છે, અને જ્યાંસુધી કોઈ વિદ્વાન ઉચ્ચાર અને લેખનનું સર્વત્ર મળતાપણું કરી ન આપે ત્યા સુધી ચાલુ માર્ગમાંથી ખસવાને લોકને પ્રેરતુ કારણ રહેતુ નથી. અને તેથી લાગે છે કે ભવિષ્યમા આ સંબન્ધી વિકલ્પ જ ચાલવાનો બલ્કે ઘણે ભાગે ચાલુ પદ્ધતિ જ ('ક' અને 'હ' જુદા લખવાની) કાયમ રહેવાની.

૬. હવે આપણે 'ઇ'–'ઉ' સંબન્ધી મહાચર્ચાનું અવલોકન કરીએ,

"ઉ પ્રત્યયમાં ઉકાર બધે ઠેકાણે હ્રસ્વ જ છે" એ ગ. નવલરામે રચેલા નિયમમાં કોઇને વાંધો નથીઃ જેમકે, હું, તું, રાખતું, વાંચતું ઇત્યાદિ.

"શબ્દના છેડાનો ઈકાર દીર્ઘ અને ઉકાર હ્રસ્વ લખવા, પણ એકાક્ષરી શબ્દમાનો ઉકાર દીર્ઘ લખાય છે"

જેઓ સરળતા ખાતર ગુજરાતી (પૂર્વોક્ત અર્થમાં ગુજરાતી) શબ્દોમાં સર્વત્ર દીર્ઘ 'ઈ' અને હ્રસ્વ ઉ' ઇચ્છે છે, તેમને આ નિયમનો પૂર્વાર્ધ અનુકૂલ છે 'તેમ જ ઘણા ઈકારાન્ત શબ્દમાં વ્યુત્પત્તિ તરફ જોતા ઈ દીર્ઘ જ છે' એમ નવલરામ કહે છે. એટલે આ બાબતમા કોઈ પક્ષનો વિવાદ રહેતો નથી. પણ શબ્દને છેડે ઉકાર હ્રસ્વ લખવાનો આ નિયમ કલાભવનને ગ્રાહ્ય નથી-એની નિયમાવલિમાં 'બાજૂ' 'લાડૂ' એમ દીર્ઘ ઊ લખવાનો જ વિધિ છે ઉત્તરાર્ધ અપવાદ રૂપે છે. એમાંના (એકાક્ષરી શબ્દોમાના) 'કેટલાએક શબ્દોમા, રા. નવલરામ જણાવે છે કે, 'વ્યુત્પત્તિ પ્રમાણે ઊ દીર્ઘ જ છે, અને વળી તેઓ પ્રથમ અક્ષર હોવાને લીધે તેના ઉપર જે ભાર આવે છે તેથી બોલવામા પણ દીર્ઘ જેવા જ સભળાય છે' આ રીતે અપવાદને વ્યુત્પત્તિ અને ઉચ્ચારનો આધાર છે. પણ જ્યાં ઉચ્ચાર સંદિગ્ધ હોય અને વ્યુત્પત્તિ જડે નહિ ત્યાં શુ કરવુ? બીજા ઉકારાન્ત એકાક્ષરી શબ્દોની માફક, ત્યા પણ 'ઊ' દીર્ઘ કરવુ કે, સામાન્ય નિયમ ઉપર જઈ ઉ હ્રસ્વ રાખવું? આવી મુશ્કેલીઓમાંથી બચવા સરળતાવાદી સર્વત્ર હ્રસ્વ 'ઉ'નો ઉપદેશ કરે છે, અને ઉચ્ચાર અને વ્યુત્પત્તિને માન આપનાર દીર્ઘ 'ઊ' પસંદ કરે છે. જ્યા ઉચ્ચારમાં દીર્ઘતા સ્પષ્ટ છે ત્યાં સરળતાવાદી કૃત્રિમતા (સરળતા ખાતર, સકારણ કૃત્રિમતા એમ કબૂલ કરવાને બાધ નથી) ધારણ કર્યા વિના હ્રસ્વ 'ઉ' લખી શકશે નહિ. અને ઉચ્ચાર ઘણી વાર સંદિગ્ધ હોય અને વ્યુત્પત્તિ જડે નહિ તેવે પ્રસંગે સરળતાવાદીને વિજય સહજ છે. આવા શાશ્વત વિરોધમાંથી પરિણામ શુ થશે એ જોવાનું છે. પ્રથમ દૃષ્ટિએ સરળતાવાદનો વિજય નક્કી લાગે છે, પણ જરા ઊંડો વિચાર કરતાં જણાય છે કે સરળતા પણ જ્યાં કૃત્રિમ હોય ત્યાં તે અસરળ—એટલે કે કઠિન—થઈ પડે છે—અને સરળતાની

દરકાર ન કરતાં ઉચ્ચાર પોતાનું પ્રતિબિમ્બ લેખનમાં પાડી લે છે.

અત્રે એક બાબત નોંધવા જેવી છે. દીર્ઘ ઈ સબંધી આ વિધિ પૂર્વે જણાવ્યું છે તેમ માત્ર ઘણા ફેરફારવાળા ગુજરાતી શબ્દેને જ લાગુ પાડવો જોઈએ. છતાં-રિવિઝન કમિટિએ હરિ મણિ શાન્તિ આદિ સ્ત્રીઓનાં વિશેષ નમો દીર્ઘ ઈથી લખવાં એમ ઠરાવ કર્યો છે પુર્લિંગ હરિ મણિ વગેરે શબ્દોને સ્ત્રીલિંગ ગણતાં કઢંગું લાગે છે, તેથી એમને ગુજરાતી આકાર આપવો એમ કમિટિનો આશય હશે. પણ હ્રસ્વ ઇકાર સ્ત્રીલિંગમાં ચાલે છે એમ વિચાર કરી મૂળ સંસ્કૃત રૂપોને જ ગુજરાતીમા નભાવી લીધાં હોત તો ચાલી શકત. રિવિઝન કમિટિનો આ નવો નિયમ અકારણ નથી, પણ તે ચાલતા રિવાજને ઉથલાવી શકે એમ લાગતું નથી.

"શબ્દને છેડે નહિ આવ્યા હોય એવા ઈકાર કે ઉકાર લખવાનો નિગમ એ છે, કે જો તેની પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ અને ગુરુ અક્ષર આવે તો લઘુ લખવા; પણ બે અક્ષરના શબ્દમાં પછીનો અક્ષર ગુરુ હોય તોપણ એ ઘણું કરીને દીર્ઘ જ લખાય છે." ઉદા, દૂધ, રીસ; દુધાળું; રિશાળ; મૂક; ચૂનો.

આ નિયમને રા. નવલરામ ઉચ્ચારણનો "સ્વાભાવિક નિયમ" કહે છેઃ સ્વાભાવિક એટલા માટે કે બોલનાર પોતાની મેળે એક ઉચ્ચારણ લઘુ હોય છે તો બીજાને ગુરુ કરે છે અને એક ગુરુ હોય છે તો બીજાને લઘુ કરે છે. અને આ છેવટે આપેલો અપવાદ (ઉદા. ચૂનો) "વ્યુત્પત્તિ ઉપર નજર રાખીને કહાડ્યો હશે" એમ કહે છે પણ છેવટે નિયમની એકરૂપતા ખાતર "તકરારી ઉપવાક્ય જ મૂકી દેવું અને સઘળે ઠેકાણે એ નિયમને લાગુ પાડવો." એમ સૂચના કરે છે. ઉપરનો નિયમ "accent (ભાર) અને "quantity" (માપ) ના તત્ત્વ ઉપર રચાએલો છે અને ગુજરાતી ભાષામાં આ તત્ત્વ સ્વીકારાય છે એમાં પણ સંશય નથી. જ્યાં સુધી એ ભાષા ઘણે ભાગે માત્ર બોલાતી જ અને લખવાનું આજના

એટલું નહોતું, તેમ જ જ્યાસુધી ઉચ્ચારનું સ્વરૂપ સ્વાભાવિક રીતે ઘડાયા જતું અને એ તરફ પાછી ડોક ફેરવીને જોવામા આવતું નહિ, ત્યાંસુધી "accent"નું તત્ત્વ નિશ્ચિત હતુ. પણ આજ તો હવે, ઉચ્ચાર પ્રમાણે જોડણી થાય છે એટલું જ નહિ પણ, લખેલી જોડણી ઉચ્ચાર ઉપર અસર કરે છે, અને ઉચ્ચાર તપાસવા જતાં જ સન્દેહમા પડી જવાય છે કે—આ ઈ–ઉ હ્રસ્વ બોલાય છે કે દીર્ઘ? આ વસ્તુસ્થિતિ ધ્યાનમા લેતા, પૂર્વોક્ત નિયમને સિદ્ધ કરવો કઠિન છે. આ નિયમ જોડણીમા બરાબર પળાશે તો તદનુસાર ભવિષ્યમા ઉચ્ચાર થયા જશે-પણ અત્યારે કેવળ ઉચ્ચારને આધારે એનું સમર્થન કરવુ અશક્ય છે. આ નિયમના એક ભાગનુ બીજ વ્યુત્પત્તિમા છે (ઉદા. દુગ્ધ=દૂધ) એમ બતાવવામા આવે તો એ દલીલ વાજબી છે અને તદનુસાર ઉચ્ચાર થાય છે વા થવા જોઇએ એમ કહેવામા બાધ નથી પણ આ નિયમના બીજા ભાગમા (ઉદા. રિસાળ) વ્યુત્પત્તિનું નહિ, પણ ભાર અને માપનુ—એટલે કે ઉચ્ચારનુ—ધોરણ આવે છે. અમને લાગે છે કે આ સ્થળે ઉચ્ચારાનુસાર લખવાનુ ધોરણ ઉપયોગી થાય એમ નથી, એ ધોરણ સ્વીકારતા, આ વર્ગના દરેક શબ્દની એક સર્વસંમત જોડણી સ્થાપવી અશક્ય છે. ઉચ્ચારને જ આધારે કોઈ ઈ- ઉ હ્રસ્વ તો કોઈ દીર્ઘ લખશે અત્રે એટલુ વ્યુત્પત્તિનુ ધોરણ લેવાથી સર્વસંમત જોડણી કરી શકાય, પણ વ્યુત્પત્તિ પણ બધા શબ્દની હાથ લાગવી મુશ્કેલ છે એટલે કેટલેક ભાગે તો ઉચ્ચારનો જ આધાર લઈ ત્યા—ઉચ્ચાર પ્રમાણે જ-એટલે જુદા જુદા ઉચ્ચાર લાગતા હોય તો જુદી જુદી રીતે લખવાનુ રહેશે જે શબ્દમા ઈ-ઉનુ રૂપ વ્યુત્પત્તિથી નક્કી થઈ શકે એમ છે, ત્યા વ્યુત્પત્તિનુ ધોરણ સ્વીકારવુ, અને એટલે દરજ્જે સર્વસંમત એકરૂપતા પ્રાપ્ત કરવી. આ બની શકે એમ છે પણ તે એટલા થોડા અંશમા કે રા ગોવર્ધનરામ વ્યુત્પત્તિની માથાકૂટ મૂકી દઈ, સર્વત્ર દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ એવી સરળ વ્યવસ્થા સ્વીકારવાનુ

ઉપદેશે છે. આ રીતે પ્રકૃત વિષયમાં ત્રણ ધોરણની હરીફાઈ ચાલે છેઃ—

(૧) કેવળ ઉચ્ચારણનું ધોરણ; એનું ભવિષ્ય અવ્યવસ્થા.

(૨) વ્યુત્પત્તિ જોઈને લખવું. પણ વ્યુત્પત્તિ બધે મળવી મુશ્કેલ, એટલે બાકીને સ્થળે ભવિષ્યમા અવ્યવસ્થા જ.

(૩) સર્વત્ર દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ—એવો વ્યુત્પત્તિ અને ઉચ્ચાર ઉભયથી સ્વતંત્ર એવો એ કૃત્રિમ—સરલતા અને એકરૂપતા ખાતર ઉત્પન્ન કરેલો એટલા અર્થમાં કૃત્રિમ—નિયમ. આના પરિણામમાં વ્યવસ્થા ખરી, પણ ઘણીવાર ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયને અવગણીને. આ બાબતમાં વાજબી એ દેખાય છે કે જ્યાં વ્યુત્પત્તિ સ્પષ્ટ છે ત્યાં એને માન આપવું, અને અન્યત્ર રા. ગોવર્ધનરામનું "શાસ્ત્રીય આલસ્ય" પ્રવર્તવા દેવું. રા. ગોવર્ધનરામ આટલો પણ વિરોધ નહિ સહન કરે. અને જોડણી (વર્તમાન) ની બાબતમાં વ્યુત્પત્તિ (ભૂત) નો વિચાર સર્વથા અસ્થાને છે એમ કહે છે પણ આ ઈવોલ્યૂશનવાદના યુગમાં જ્યારે મનુષ્યની ઉત્પત્તિ વિષેનો વિચાર મનુષ્યના સ્વરૂપનો નિર્ણય કરવામાં કામે લગાડાય છે, તે વખતે ભૂત અને વર્તમાનને તદ્દન અલગ રાખવાની રા. ગોવર્ધનરામની સલાહ સર્વથા કેમ માન્ય થશે એ સમજાતું નથી. કેટલાક તત્ત્વચિન્તકોની માફક રા ગોવર્ધનરામ એમ માનશે કે—ઉત્પત્તિ ઉપરથી વર્તમાન સ્વરૂપ વિષે વિચાર કરવો એ ભૂલભરેલી પદ્ધતિ છે. પરંતુ એ પદ્ધતિ મનુષ્યવિચારમાં રૂઢ છે એ સ્પષ્ટ છે, તો પછી રા ગોવર્ધનરામ જેઓ પ્રકૃત વિષયમા વસ્તુસ્થિતિને માન આપે છે, અને ઇષ્ટાર્થવાદી છે. તેમનાથી એ પદ્ધતિની તદ્દન અવગણના કેમ થઈ શકશે?

વળી બીજો મહાચર્ચાનો વિષય નીચેનો નિયમ છે.—

૭. "મૂળ શબ્દ ઉપર પ્રત્યય અથવા સામાસિક શબ્દ આવેથી તેની મૂળ જોડણીમાં કોઈ નિયમને અનુસરી ફેર પડવા દેવો નહિ; પણ ઈકારાન્ત શબ્દની પછી સ્વર પ્રત્યય આવે તો તે "ઈ" ને મરજીમાં આવે તો હ્રસ્વ કરીને જોડેના સ્વરમાં "ય" ઉમેરાઈ શકે

અને તેમ જ "સ" માં "ઈ" કે "ય" મળતો હોય ત્યાં તેને ઠેકાણે "શ" થાય છે." ઉદા. ગાડીવાન; નદીઓ અથવા નદિયો, માશી; પીરશ્યુ.

"પહેલા ભાગમાં તેના બે અપવાદ બતાવ્યા છે." નવી વાંચનમાળાની જોડણી કમિટિએ આ બન્ને અપવાદો રદ કર્યા છે.

પહેલો અપવાદ— નદીઓ અથવા નદિયો રા. નવલરામ નદિયો રૂપ વધારે પસન્દ કરે છે અને એના સમર્થનમા લખે છે કે "ઉચ્ચારમા ઈ બેશક હ્રસ્વ થઈ જાય છે અને તેની ખાત્રી કરવી હોય તો કવિતા કે જેમા લખનારાઓ કાને પરખાતાં ઉચ્ચારણો ઉપર જ ધ્યાન આપીને લખે છે, તેમા આપણે જોઈશુ તો ઘણે ઠેકાણે નદિયે, કરિયે, બોલાવિયે વગેરે જોડણી જ માલમ પડશે" પરન્તુ તે સાથે પોતે કબુલ કરે છે કે "કેટલાએકનો એવો વિચાર છે કે ભાષણની ત્વરાથી ટૂંકા થઈ ગએલા રૂપને વ્યાકરણનિયમે સ્વીકારવા ન જોઇએ, અને એક પક્ષે એ કહેવુ ખરૂ છે" વિશેષમાં "નદીઓ" લખવાના પક્ષમા એકરૂપતાની દલીલ છે. આવી સ્થિતિમાં "लोप शाकल्यस्य–हर एहि, हरयेहि" એ ન્યાયે ઉભય રૂપ સ્વીકારવા ઠીક છે.

બીજો અપવાદ— ગુજરાતના મોટાભાગમા ડોશી, પીરશ્યું વગેરે રૂપો એવાં દૃઢ થઇ ગયા છે કે વ્યાકરણની સરળતા ખાતર પણ આ નિયમ ખસે એમ નથી. જ્યા ઉચ્ચાર અસ્પષ્ટ, અને એનો બીજો ખુલાસો સંભવે છે, ત્યાં વ્યાકરણની સરળતાનો વિચાર કામમાં આવે; પણ જ્યા ઉચ્ચાર ઉત્કટ રીતે જુદો છે ત્યા વ્યાકરણે ઉચ્ચારને નમ્યા શિવાય છુટકો નથી. રિવિઝન કમિટિએ અતિ સરલતા ખાતર આ આ અપવાદ તજ્યો છે, પણ ગ. નરસિંહરાવે બતાવ્યું છે તેમ વ્યુત્પતિ અને ઉચ્ચાર ઉભય વિરુદ્ધ છતા અને લેખનની કાંઈ પણ કડાકૂટ વધવાનો સંભવ ન છતા—"ડોશી" નહિ પણ "ડોસી" એવી આજ્ઞા કાઢવી વૃથા છે, આથી અમારૂં એમ કહેવુ નથી કે ગુજરાતના

જે ભાગમાં સકાર બોલાય છે ત્યાં "ડોસી" રૂપ નહિ માન્ય થાય. વાંચનમાળાના ઐકાન્તિક નિયમ છતાં પરિણામે વિકલ્પ ચાલશે એમ કહેવાનું તાત્પર્ય છે.

૮. ત્રીજો મહાચર્ચાનો વિષય કેટલાક શબ્દોમાં થતી હકારશ્રુતિ અને તદનુસાર લેખનવિધિ છે. આ સંબન્ધમાં જૂની વાંચનમાળાનો નિયમ (રા. નવલરામે આપ્યો છે તે પ્રમાણે) નીચે મુજબ છે:—

"ઘણા અપભ્રંશ શબ્દોમાં હનું કાંઈક ઉચ્ચારણ થતુ હોય તો પણ તેનો લોપ થયો છે એમ સમજીને તેને જોડાક્ષરમાં લેવો નહિ," ઉદા. 'મ્હારૂં નહિ પણ મારૂં.'

આ 'સ્વચ્છન્દી" દેખાતા નિયમનું રા. નવલરામ નીચે પ્રમાણે નિદાન બતાવે છે:—

"ગી હોપ, જેના નામથી આ વાચનમાળા ઓળખાય છે, અને જેના સક્ત ઉપરી પણા નીચે લખાએલી છે, તે સાહેબના સમજવામાં કંઈ એવુ આવી ગયું હતું કે ઘણા શબ્દોમાં હકારનું ઉચ્ચારણ થાય છે તે ફક્ત સુરતી લોકો જ કરે છે અને બીજા ભાગમાં એમ બોલાતું નથી. અને એ ટેવ મુસલમાનોના સહવાસથી સુરતીઓને પડી બાકી એ વિચાર કેવળ ખોટો છે. મુસલમાનોએ હિન્દુસ્તાનમાં પગલું એ નહોતું મૂક્યું અને તેનો ધર્મ પણ સ્થાપન થયો ન હોતો તે પહેલાં જે પ્રાકૃત ભાષા આ દેશમા બોલાતી હતી તેમાં નિઃસંશય અહ્મે, તહ્મે વગેરે લખાતું હતું. અને વળી એ હકાર પ્રાકૃત બોલનારાની ગાંઠનો ન હોતો, પણ સંસ્કૃતમાંના સ વગેરે કેટલાએક અક્ષરોનો બરાબર ઉત્સર્ગાનુસાર અપભ્રંશ હતો એ હકારનો ગૂજરાતી ભાષાએ કોઈ વખત પણ ત્યાગ કીધો ન હોતો."

આ પ્રમાણે ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયના કારણથી રા. નવલરામ "હ" કારની હિમાયત કરે છે. આ "હ"કારશ્રુતિ લેખનમાં બતાવવાની આપણા વિદ્વાનોએ જુદી જુદી રીતો બતાવી

છે. નર્મદાશંકર 'હમારૂં' કેટલાએક 'અહ્મારૂં' અને રા નરસિંહરાવ 'હમ'રૂં' લખવા કહે છે, અને કેટલાક નીચે એક ટપકું મૂકીને 'હ' કારનો ભાવ બતાવવા માગે છે. તેમ જ 'મ્હારૂં' માં હકાર દાખલ કરવાની પણ વિવિધ રીતો છે. તેમાં મુખ્ય 'માહારૂં' (અસલ રીત ચાલતી તે પ્રમાણે) અને 'મ્હારૂં' એ બે રૂપ છે. વળી કેટલાક 'હ' ને બદલે એકાદ ચિહ્ન લખવાની (ઉદા. મા'રૂં, મારૂં) ભલામણ કરે છે.

આ પ્રમાણે ઉચ્ચારાનુસાર લખવા જતાં, જહેને યા જે'ને, જ્હાં યા જ'યાં ઇત્યાદિ રૂપો લખવાં જોઈએ. આમાં બે વાંધા છે. એક તો, મૂળરૂપ 'જે'-'તે' હોય અને એને પ્રત્યયો લાગતા 'જહેને' 'ત્હેને' એમ હકાર દાખલ થાય, એવો નિયમ કરવો પડે. જેઓને ઉચ્ચારથી થોડુંક ભિન્ન લેખન સહન કરવાની ટેવ પડેલી છે (અને ગુજરાતના દરેક ભાગમાં એ ટેવ ચાલે છે*) તેમને આ નિયમ વધારે પડતો લાગે છે બીજું-સામાન્ય લખાણમાં 'જહાં''ત્હાં' જેવાં સ્થળે સ્થળે જોઈતા શબ્દો ત્રણ જોડાક્ષરથી લખવા એ આજ્ઞા અમલમાં આવવી કઠિન છે, હકારના હિમાયતીઓને એમ લખવામાં કાંઈ જ મુશ્કેલી લાગતી નહિ હોય, પણ અમારૂં એમને એટલું જ નિવેદન છે કે સામાન્ય પ્રજાને એમની કે એમના હકારની મ્હામે કાંઈ જ વૈરભાવ નથી. આજ સુધી આવે સ્થળે હકારનો અસ્વીકાર રહ્યો છે એ જ બતાવી આપે છે કે આ લેખનમાં કેટલી મુશ્કેલી છે આમ હોવાથી, હકારને ઉપર જણાવેલે બધે ઠેકાણે તો લખી શકાતો નથી, માત્ર 'મ્હારૂં' 'ત્હારૂં' વગેરેમાં એ દાખલ થવા લાગ્યો છે, અને આ વલણ દિન પર દિન વધતું જાય છે માટે અમે ધારીએ છીએ કે અમુક શબ્દમાં 'હ' ખરો અને અમુકમાં—સંગતિ ખાતર, ન્યાય ખાતર, હોવો જોઈએ છતાં-નહિ, એવો અન્યાયી નિયમ હજી પ્રવર્ત્યો

* બંગાળમાં ઑકાર જેવો ઉચ્ચાર કર્યા છતાં અકાર લખાય છે. ઉદા૦ બલ,

કરશે આ વસ્તુસ્થિતિ સ્વીકારીને જ રા. ગોવર્ધનરામે નિયમ રચ્યો છે કે "જે શબ્દોમાં હ સર્વત્ર બોલાતો હોય ત્યાં લખવો અને હ પ્હેલાંનો સ્વર ન બોલાતો હોય ત્યાં તે સ્વર ન લખવો. જેમકે ત્હારૂં, ર્‌હેવું, ઇત્યાદિ. તેમ જ મ્હેં ત્હેં વગેરેમાં 'હે' ને ઠેકાણે 'એ' કરી નાંખવાનો પ્રચાર ઉચ્ચાર વિરુદ્ધ છે તે ન સ્વીકારતાં (અ) નિયમથી મ્હે ત્હેં લખવું. પણ 'અમારા' 'અમ્હારા' એવા બે ઉચ્ચાર થાય છે તો (આ) નિયમ પ્રમાણે 'અમારા' લખવું."

હકારની બાબતમાં બીજો નિયમ એવો છે કે – હકારની પહેલાંના અક્ષરનો સ્વર કહાડી લઈને અથવા ત્યાં રહેવા દઈને હકાર ઉપર તે લખવો:– જેમકે શહેર, વહાલો વગેરે.

રા. નવલરામ કહે છે કે "આ બંને રીતિઓ ખરૂં જોઈએ તો ઉચ્ચારની વિરુદ્ધ છે. 'શહેર' નથી બોલાતું, પણ 'શેહ્‌ર' બોલાય છે, તેમ જ 'વાહાલો' નહિ, "વા'લો." વાંચનમાળાના નિયમની ઉચ્ચાર-વિરુદ્ધતા નવલરામને એટલી બધી લાગી છે કે તેઓ કહે છે કે "કોઈપણ કવિએ 'શહેર'ની ચાર માત્રા અને 'વાહલા'ની ૭ કે એમે તો પાંચ પણ ગણી હોય એમ અમને કોઈ બતાવી આપે તો અમે અમારો વાદ છોડી દેવાને કબુલ છઈએ." રા. નવલરામનું આ કહેવું બરાબર છે. પરંતુ અત્રે પાછો ઉચ્ચારવાદની મર્યાદાનો પ્રશ્ન આવીને ઊભો રહે છે અને ઉપર 'કહેવું'–'રહેવું' ના સબન્ધમાં જે ટીકા કરી છે એ ઘણીખરી આ પ્રશ્નને પણ લાગુ પડે છે.

હકારને લગતો ઢકારનો એક પ્રશ્ન છેઃ 'મોઢું' લખવું કે 'મ્હોડું'? 'કહાડવું' કે 'કાઢવું'? 'મોહોડું' લખવાનો પક્ષ તો હવે જતો રહ્યો છે. પણ ઉપરના બે પક્ષ હજી ચાલે છે. જૂની વાંચન-માળાનો નિયમ નવલરામે આ પ્રમાણે બતાવ્યો છે–

"એવા હકારની જોડે ડકાર આવ્યો હોય તો હ કહાડી નાંખીને ડનો ઢ કરવો:—જેમકે કાઢવું, વઢવું, વગેરે." અને

રિવિઝન કમિટિએ પણ એ જ નિયમ પાળ્યો છે પણ રા. નવલરામ હકાર રાખવાનો મત ધરાવે છે; અને જ્યા વ્યુત્પત્તિમાં પણ હ સ્પષ્ટ છે ત્યા 'ઢઢાને ખોળવા જવુ એ ઢઢાના જેવુ જ કઢગુ છે' એમ કહે છે.

રા. નવલરામ 'મોઢુ' આદિનો ઢકાર ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયથી વિરુદ્ધ છે એમ કહે છે. રા નરસિહરાવ ઢકારના બે ઉચ્ચાર ગણી 'મોઢુ' અને 'મ્હોડુ' (મૂર્ધન્યન્તર ઢકારનો) ઉચ્ચાર થતો માને છે- પણ વ્યુત્પત્તિનું ભાન કરાવવા 'મ્હોડુ' 'લ્હોડુ' એમ લખવુ પસન્દ કરે છે. અને જ્યાં 'વ્યુત્પત્તિથી જ વારસામા ઢ મળેલો હોય' (જેમકે–પઢવુ, વઢવુ) ત્યાં ઢ રાખે છે. અત્રે નર્મદાશકર નુકતો દાખલ કરે છે (ઉદા. કાડવુ) કલાભવનની નિયમાવલિ એપોસ્ટ્રોફી વાપરે છે (ઉદા. કા'ડવુ). અમને લાગે છે કે માત્ર ચિહ્નથી હકાર દર્શાવવાની પદ્ધતિ નિર્બળ છે. ઉચ્ચાર સ્વાભાવિક રીતે હકારનું સ્પષ્ટ લેખન માગી લે છે. જ્યા ઢ લખાય છે ત્યા હકાર એની મેળે આવી જાય છે ઢ અને ડ વિરુદ્ધ ઢ ના વાદમા ઢના પક્ષમા અક્ષરલાઘવ છે અને તેથી વ્યુત્પત્તિનો હકાર જાળવવા માટે ખાસ યત્ન કરવામાં આવે તો જ તે ડની સગતિમા ઢ માં ભળી જતો અટકે છે.

૯. અનુસ્વાર અને અનુનાસિકનો પણ જાણવા જેવો વાદ છે એમા એક છેડે અનુનાસિકવાદી (ઉદા. દન્ત, દાંત) અને ચિહ્નભેદવાદી રા માધવલાલ છે અને બીજે છેડે ચાલતી અપાણિનીય પદ્ધતિ (સર્વત્ર અનુસ્વારથી ચલાવી લેવાની) છે અપાણિનીય પદ્ધતિ ઘણીવાર સસ્કૃત લેખમાં પણ જોવામા આવે છે–એનું કારણ ઙ ણ ઞ આદી જોડવાની મુશ્કેલી, અને અનુસ્વાર લખવાની અતિ સરલતા છે. રા. નરસિહરાવનો તેમ જ મણિલાલનો નિર્ણય ઉચ્ચાર અને સરળતા ઉભયનો ઘટતો સત્કાર કરવાનો છે અર્થાત્ જ્યાં ઉચ્ચારમા ભ્રાન્તિ થવાનો સભવ હોય ત્યા જ અનુસ્વાર અને અનુનાસિકનો ભેદ રાખવો, અન્યત્ર નહિ.

૧૦. ૯૭ એક વિવાદનો વિષય નોંધવો રહે છે. આંખ કે આંખ્ય ? આવ કે આવ્ય ?

રા. નરસિંહરાવ 'આંખ્ય' 'આવ્ય' એ પ્રમાણે લખે છે-અને ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભય એ જોડણીને અનુકૂલ છે એમ બતાવે છે વ્યુત્પત્તિ અનુકૂલ છે એમાં કોઈનો વાધો નથી. પણ ઉચ્ચાર માટે મતભેદ છે કેટલાક-તેમા ખાસ કરીને સુરતી લોકો-'આખ 'આવ' એ પ્રમાણે બોલે છે. અને કેવળ ઉચ્ચારનું ધોરણ લઈએ તો તેઓને રા. નરસિંહરાવની જોડણી ન સ્વીકારવાને પૂરતું કારણ છે. આ રીતે પ્રાન્તભેદને લીધે ઉચ્ચારભેદ અને તેથી જોડણીનો ભેદ ઉપજે છે. વળી જેઓ ઉચ્ચારમાં કાંઈક યકારનુ અસ્તિત્વ કબુલ કરે છે તેઓમાંના પણ કેટલાક આ 'ય' માં કાંઈ વિશિષ્ટિતા જુવે છે અને તેથી બીજા 'ય' ની માફક લખવા ના પાડે છે અને તેને બદલે એક નુક્તો મૂકીને ચલાવી લેવા માગે છે. ય કાંઈક સભળાયા છતાં છેક ઉડાવી દેવો એમ પણ કેટલાકની સૂચના છે-અને તેઓની દલીલ એવી છે કે આપણે 'આંખ' બોલાતા નથી તેમ 'આખ્ય' પણ બોલતા નથી. ત્યારે ચાલતુ રૂપ 'આંખ' શું કરવા ન રહેવા દેવું ? રા. નરસિંહરાવ કહે છે કે આપણે 'આંખ્ય' જ બોલીએ છીએ, પણ ય કાર 'લઘૂચ્ચારણ' હોવાથી આપણને ભ્રમ થાય છે. આ લઘૂચ્ચારણ યકારને બીજા યકારથી જુદો પાડવા ભલે કઈ ટપકું કે એવુ બીજુ ચિહ્ન યોજો પણ યકાર બોલાય છે અને તેથી તે જોડણીમાં દર્શાવ્યા વિના ચાલશે નહિ

કેવળ વ્યુત્પત્તિ જ જોઈએ તો યકારની જરૂર સ્પષ્ટ છે પણ એકલી વ્યુત્પત્તિ લેખનની નિયામક થઈ શકતી નથી, અને તેથી જ રા. નરસિંહરાવને પણ ઉચ્ચારનું શરણ લેવું પડ્યું છે. ઉચ્ચાર વિચારતાં-વિકલ્પ પ્રાપ્ત થય છે. એક તો સાક્ષર લેખમાં 'આખ' વગેરે રૂપો રૂઢ થઈ ગયાં છે, અને સુરતમા પણ એવો જ ઉચ્ચાર ૯૭ પ્રચલિત છે, એટલે આ પક્ષને તદ્દન અવગણી શકાય એમ

નથી. પણ આ બે કરતાં પણ એક વધારે પ્રબલ દલીલ 'આંખ'ની તરફેણમા છે જુઓ કે ગુજરાતીમા આ તરેહના શબ્દો કેટલા બધા છે! શુ એ બધે સ્થળે યકાર લખવો? 'લઘૂચ્ચારણ' સભળાતા યકારને ખાસ શ્રમ લઇ આટલા બધા શબ્દોમાં પ્રકટતા આપવાનો વિધિ ગ્રાહ્ય થાય એમ લાગતુ નથી રા. નરસિહરાવ કહે છે કે 'આવ્યો' 'લખ્યુ' 'માર્યો' એમા યકાર લખતે અડચણ નથી આવતી તો 'આવ્ય', 'લખ્ય', 'માર્ય' 'આંખ્ય', એમા શા માટે આવવી જોઇએ? રા. નરસિહરાવે આ વસ્તુ બીજે છેડેથી તપાસવી જોઇતી હતી. 'આવ્ય' 'લખ્ય' એમ યકાર લખતે અડચણ આવે છે એ વસ્તુસ્થિતિ છે—જો કે 'આવ્યો' 'લખ્યુ' એમાં કોઈને નથી આવતી. આ ભેદનુ સ્વચ્છન્દ અને રૂઢિપૂજા (જોકે રૂઢિપૂજા પણ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ હોઈ છેક તિરસ્કારને પાત્ર નથી) શિવાય કાંઈ અન્ય કારણ છે? આ વિષે વિચાર કરતા જણાય છે—કે એકમાં યકાર એવો તો સ્પષ્ટ છે કે તે દર્શાવ્યા વિના ચાલે એમ નથી, બીજામા લઘૂચ્ચારણ હોઈ અધ્યાહૃત માની લેવાય એમ છે અને જેમ વ્યુત્પત્તિના અમુક નિયમાનુસાર 'અક્ષિ'નુ 'આખ્ય' થયુ, તેમ જ બીજા નિયમાનુસાર (ઉચ્ચારશૈથિલ્યથી) 'આંખ્યનુ' 'આખ' થયુ જેમ વરસાદ અને પવનની અસરથી બચવા માટે દિવાલને વાછટીઆની જરૂર છે તેમ શબ્દના છેડાના વર્ણને લુપ્ત થતા અટકાવવાને સરક્ષક વર્ણની જરૂર છે, ગુજરાતીમા અન્તનો અકાર લગભગ અનુચ્ચરિત જેવો હોય છે અને તેથી આંખ્ય શબ્દ આખ્ય જેવો થઈ રહે છે-અને છેલ્લા 'અ' ને અભાવે ય અસરક્ષિત (unprotected) ઉઘાડો (exposed) પડી જાય છે અને કાલક્રમે એ ખરી પડે છે. આ રીતે આખ્ય=આખ્ય્=આખ્=આખ થાય છે. 'અક્ષિ'માથી 'આખ્ય' થવનો વ્યુત્પત્તિનો નિયમ છે તેવો જ આ 'ય' ઘસાઈ જવાનો પણ વ્યુત્પત્તિશાસ્ત્રનો જ નિયમ છે એ વાત ભૂલવી જોઈતી નથી

# આવતી (૭જી) સાહિત્ય પરિષદ્

એક જણના દ્રવ્યથી જે કામ ન થઈ શકે તે અનેક જણનું દ્રવ્ય એકઠું કરીને કરી શકાય આ હેતુથી અર્વાચીન કાળમાં બેંકો અને કંપનીઓ ઊભી કરવામાં આવે છે એક જણના દાનથી જે લોકોપકાર ન બની શકે તે અનેક જણનાં દાન એકઠાં કરીને કરી શકાય—આ સમજણથી વિવિધ પ્રકારના ધર્માદા ફંડો સ્થપાય છે. રાજ્યકાર્યમાં પણ ઘણા મગજાનો ઉપયોગ લેવાના હેતુથી લોકલ બોર્ડો અને મ્યુનિસિપલ કૉરપોરેશનોથી માંડીને પાર્લામેન્ટ અને મન્ત્રિમંડળ પર્યન્તની રચના એ જ ધોરણે બનેલી છે પણ આ સંઘબળનો મહિમા જે અત્યારે પશ્ચિમ દેશમાંથી અત્રે ઉતરી આવતો દેખાય છે તે વસ્તુત આપણા પ્રાચીન પૂર્વજોને અજાણ્યો નહતો. આત્માના ધાર્મિક અને વ્યાવહારિક શ્રેય માટે કેવળ વ્યક્તિના પરાક્રમ ઉપર આધાર ન રાખતા તેઓએ એની સિદ્ધિ માટે વર્ણાશ્રમની સંસ્થાઓ રચી તે તેઓની આ ઊંડી દૃષ્ટિનુ જ પરિણામ હતુ. એ સંસ્થાઓના અવાન્તર વિશેષ રૂપે યજ્ઞસમારંભો અને તે પ્રસંગે મળતા વિદ્વત્સમાજો, સાધુ—સન્યાસીઓના મઠો અને ગચ્છો, યાત્રાના તીર્થો અને પર્વો, વણિક્-કારીગરોના સાર્થો અને શ્રેણીઓ, ગામ અને શહેરના પંચો અને મહાજનો—ઈત્યાદિ અનેક સંસ્થાઓ અસ્તિત્વમા આવી પરંતુ કાલક્રમે એમ.ની ઘણીખરી જીર્ણ થઈ ગઈ, એમનું ચૈતન્ય મંદ પડી ગયું, શરીરનો બંધ શિથિલ થઈ

ગયો, અવયવભૂત પરમાણુઓ વિખરાવા માંડ્યા. પણ મનુષ્યદષ્ટિએ જે મૃત્યુ ભાસે છે તે વસ્તુતઃ ચૈતન્યની જૂના દેહમાંથી નવા દેહમાં સંક્રાન્તિ માત્ર જ હોય છે. તદનુસાર, આપણી પ્રાચીન સંઘશક્તિ જે મધ્ય યુગમાં મૃતપ્રાય થઈ ગઈ હતી, તે અત્યારે 'કૉન્ગ્રેસો' અને 'કૉન્ફરન્સો,' 'એસોસિએશનો' અને 'સોસાઈટિઓ' ઈત્યાદિ અનેક નવાં નવાં નામ-રૂપ ધારણ કરી પુનર્જન્મ પામી છે, અને તેથી એ પ્રાચીન આત્માનો નવીન અવતાર જ્યાં જ્યાં નજરે પડે ત્યાં ત્યાં એને પ્રેમથી, હર્ષથી, આશાથી વધાવી લેવાની આપણી ફરજ છે.

પરંતુ આ સામાન્ય કથન સાહિત્યપરિષદ્‌ને લાગુ પાડવા જતાં જ, એક પ્રશ્ન ઊઠશે કે સાહિત્ય અનેક જણ એકઠા મળીને ઉત્પન્ન કરી શકે એવો પદાર્થ છે ખરો! કુદરતની એ સ્વયંભુ વનલતાને ઉત્પન્ન કરવાની કલા અને શક્તિ મનુષ્યના હાથમાં આવી છે ખરી? આ પ્રશ્નનો કાંઈ પણ ખુલાસા વગર એકાન્તતઃ હા કે ના ઉત્તર આપવો ભ્રમજનક છે. આ સ્વયંભૂ વનલતાને ઉત્પન્ન કરવી એનો અર્થ એવો હોય કે એનું પૃથક્કરણ કરી, એના રાસાયનિક તત્ત્વો નક્કી કરી, એ તત્ત્વોનુ પુનઃ રાસાયનિક મિશ્રણ કરીને એ લતા ઉપજાવવી—તો કહેવુ જોઈએ કે આવી ઉત્પત્તિ મનુષ્યને હાથે શક્ય નથી. અને તેથી સાહિત્યપરિષદ્ જેવા સર્વ પ્રયત્નો આ કાર્ય માટે વૃથા છે. પરંતુ એક બીજી રીતે જોઈએ તો એ સ્વયંભૂ દીસતી વનલતા મનુષ્ય ઊગાડે છે, એટલું જ નહિ, પણ એના આત્મારૂપી વનસ્થલીમાં જ એ ઊગે છે; અને તેથી જેવો વનસ્થલીનો રસકસ તેવો જ વનલતાનો ફાલ. પણ તમે કહેશો કે રસ-કસ ઉત્પન્ન કરવાનું મનુષ્યના પોતાના હાથમાં ક્યાં છે? આનો ઉત્તર પણ પૂર્વની માફક જ છે અને નથી એમ ઉભય શબ્દમાં આપવો જોઈએ. જનસમાજના આત્માનો પ્રબોધ અને પ્રસ્વાપ એ પરમાત્માની દુરવગાહ લીલા છે, અને એના નિયમો મનુષ્યને અર્ધસ્પષ્ટ જ છે. પરમાત્માએ જેમ પોતાના ત્રણ પાદ જગતથી

પર રાખી માત્ર એક જ પાદ જગત્મા પ્રકટ કર્યો છે. पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृत दिवि, તેમ એની લીલા પણ એણે છેક અન્ધકારથી છાઈ રાખી નથી અને હસ્તામલકવત્ સંપૂર્ણ ગ્રહી લેવાય તેવી પણ કરી નથી. અને તેથી જેમ એક પાસ એ તદ્દન વેરાન દીસતી ભૂમિમા પણ અણધારી રીતે ચૈતન્યની 'લીલી નાઘેર' ઉત્પન્ન કરી દે છે, તેમ બીજી પાસ એણે એ ચૈતન્યના આવિર્ભાવ અને તિરોભાવના કેટલાક નિયમો પણ આપણા આગળ પ્રકટ કર્યાં છે, જેને અનુસરીને આપણે ધારીએ ત્યારે એને આપણામા પધરાવી શકીએ.

સાહિત્ય એ જનસમાજના ચૈતન્યનુ વાઙ્મય શરીર છે. એ સ્થૂલ શરીરના અન્તર્મા જનસમાજની વાસનાઓનું બનેલું સૂક્ષ્મ શરીર (લિંગદેહ) રહેલુ છે જેમ સ્થૂલ શરીરના વ્યાપાર વાસનાત્મક સૂક્ષ્મ શરીર ઉપર અસર કરે છે (સદાચારથી સદ્વૃત્તિ અને દુરાચારથી દુર્વૃત્તિ બંધાય છે) તેમ કીટભ્રમરન્યાયે* સૂક્ષ્મ શરીર ઉપર અસર કરે છે—અને આ રીતે એ બે શરીર વચ્ચે—સાહિત્ય અને જનસમાજની વાસનાઓ વચ્ચે—કાર્યકારણભાવનો સંબન્ધ છે.

હવે, આ સબન્ધ ધ્યાનમા રાખતા આપણા સાહિત્યનો ઉત્કર્ષ શી રીતે કરવો એનો માર્ગ આપણને જડે છે. ઉપરનુ રૂપક લેતાં લતાને ફળફૂલથી સમૃદ્ધ બનાવવા માટે જોઈતા પૃથ્વીના રસકસ તે જનસમાજની વાસનાઓ છે, એટલે એનું પોષણ સર્વથા આપણી શક્તિની બહાર નથી. જેમ પાદડાં ઉપર પાણી ચોપડવાથી વૃક્ષ ફાલતું નથી, ફાલવા માટે તો એનાં મૂળીઆંમા ખાતર-પાણીનો પ્રવેશ થવો જોઈએ, તેમ સાહિત્ય-વૃક્ષના વિકાસ માટે પણ એના

* કીડો ભમરીનો વિચાર કરતાં કરતાં ભમરી બની જાય છે એમ કહેવાય છે. એટલે સુધી ન જઈએ તોપણ વિચાર ઉપર—આહાર-વિહારાદિક ઉપર—અસર કરે છે એ તો સ્પષ્ટ જ છે.

બાહ્ય શરીર ઉપર જેટલા સંસ્કાર કરીશું તેટલા ઘણે ભાગે નકામા છે, એનાં મૂળીઆંને સ્પર્શ કરે—જનસમાજની વાસનાઓને પોષે—એવાં પોષણબળો પ્રવર્તાવવાં જોઈએ. જ્યાંસુધી મૂળીઆની આસપાસ પત્થર જેવું જડતાનું પડ બાઝેલું રહેશે ત્યાંસુધી એને પાણી પહોંચવું મુશ્કેલ છે. એની આસપાસની જમીન ગોડીને પોચી—જલગ્રાહી—કરવી જોઈએ, અને એ ક્રિયાને અંગે એ જમીનની માટી જરા ઉપર નીચે થાય તોપણ તે ઇષ્ટ છે. વિશ્વમાં કોઈ પણ સ્થળે ક્ષોભ વિના ગતિ નથી, અને ગતિ વિના વિકાસ નથી, જ્યાંસુધી આપણા જનસમાજનું હૃદય (આત્મા) કોઈપણ ઉચ્ચ ભાવનાથી ક્ષુબ્ધ થશે નહિ, ત્યાંસુધી એ ગતિ ઉત્પન્ન થવાની નથી, અને તે થયા વિના તેનો વિકાસ થવાનો નથીઃ અને જેવો અને જેટલો એ હૃદયનો વિકાસ તેવો અને તેટલો જ એના સાહિત્યનો વિકાસ પણ સમઝી લેવો. બીજું—જેમ જીવન્ત વૃક્ષ અને સૂકા લાકડા વચ્ચે ભેદ એ છે કે જીવન્ત વૃક્ષમાં બહારથી સિંચાતા જળ વગેરે પદાર્થો પોતાનામા મેળવી લેવાની અને મેળવી લઈને પોતાના કાર્યમાં નિયોજવાની શક્તિ હોય છે, અને સૂકા લાકડામાં તે હોતી નથી, તેમ જે જન-સમાજનું હૃદય જીવતું છે તે બહારની અસર ગ્રહણ કરવાને સમર્થ હોય જ છે, અને એ અસર ન ગ્રહણ કરવી એ બળની નહિ પણ નિર્જીવતાની નિશાની છે, તેમ એ સાથે એ પણ ખરૂં છે કે એ બહારની અસરને અન્તરમાં મેળવી લઈ એને પોતાના કાર્યમાં નિયોજવાની જો એનામાં શક્તિ ન હોય તો તે પણ એક શાહીચૂસ કાગળના જેવી નિર્જીવ સ્થિતિ જ છે. આ દષ્ટાન્તોથી સાહિત્યનો અન્ય પ્રવૃત્તિઓ સાથે કેવો સંબન્ધ હોવો જોઈએ એ સમઝાશે. દેશની ધાર્મિક સાંસારિક રાજકીય વગેરે પ્રવૃત્તિઓથી જે સાહિત્ય નિર્લેપ રહેશે તે કદી ફાલી શકવાનું નથી. એમા કાંઈ પણ એની ભૂમિનો પ્રાચીન પરંપરાપ્રાપ્ત રસ હશે તો તે પણ થોડા વખતમાં સૂકાઈ જઈ, એ ઝાડ કરમાઈને મરી જશે. વળી તે જ પ્રમાણે, ખરા

જીવન્ત સાહિત્યનો બીજો ધર્મ એ છે કે બહારની પ્રવૃત્તિઓને એ જ્યારે પોતાના શરીરમા લે છે ત્યારે તે તેને પોતાનુ વિલક્ષણ રૂપ આપે છે. જે વખતે પશ્ચિમની પ્રજાઓના નેત્રો આપણા દેશની સમૃદ્ધિથી ચકિત થઈ લોભાતા હતા, તે વખતે મિલ્ટનની સાત્વિક પ્યુરિટન પ્રતિભામાં એ નવીન પ્રવૃત્તિએ દાખલ થઈ કેવુ રૂપ લીધું એ નીચેની પંક્તિઓથી જણાય છે.

"High on a throne of royal state, which far-
Outshone the wealth of Ornus and of Ind,
Or where the gorgeous East with richest hand,
Showers on her kings barbaric pearl and gold,
Satan exalted sat."

તેમ જ, જે વખતે "સ્ત્રી-પુરુષોના સમાન હક" ના લાભાલાભના જમે ઉધાર પાસા તપાસાતા હતા, તે વખતે ટેનીસનની આગળ એ પ્રશ્ન "The Princess" કાવ્યના મધુર ચિત્રો રૂપે પરિણામ પામ્યો. વળી ખરા જીવન્ત સાહિત્યની આ ગ્રાહકશક્તિ અને પરિણામકશક્તિ જનસમાજની અન્ય પ્રવૃત્તિઓ પરત્વે જોવામા આવે છે એટલુ જ નહિ પણ અન્ય દેશના અને અન્ય કાળના સાહિત્યને પણ એ એ જ રીતે પોતામાં ગ્રહે છે, અને રૂપાન્તર પમાડે છે. પ્રાચીન ગ્રીસ અને રોમના સાહિત્યના અભ્યાસે તેરથી સોળ-સત્તરમા સૈકાની વચ્ચે યુરોપના દેશોમા ઉજ્જવળ સાહિત્ય ઊપજાવ્યુ તેમા આ ગ્રહણ અને રૂપાન્તર ઉભય અંગો પ્રતીત થાય છે, અને તે જ પ્રમાણે, આપણા પોતાના પ્રાન્તમા મહાકવિ પ્રેમાનન્દે પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઉપયોગ કરીને જે આખ્યાનો અને નાટકોની વાડી ખીલાવી છે તેમા પણ એક પાસથી એ સાહિત્યનું પુષ્કળ પાન જણાઈ આવે છે અને બીજી પાસ, રગે રગે ગુર્જર,

અને ગુર્જરી વાણીનું અભિમાન ધરાવનાર, આ કવિના અન્તર્માં પ્રવેશ થવાની સાથે, પ્રાચીનકાળ રૂપાન્તર પામી ગયો છે, અને તેથી મહાભારતઆદિકનાં પાત્રોને એણે પોતાના સમયનાં સ્ત્રીપુરુષો જેવાં કલ્પ્યાં છે—જે એનું દૂષણ નથી પણ ભૂષણ છે.

ત્યારે હવે, આ મનનને પરિણામે આપણા સાહિત્યનો ઉત્કર્ષ કરવાનાં મુખ્ય સાધનો શાં શાં કર્યાં અને તે સાહિત્યપરિષદ્દ્વારા કેટલે અંશે પ્રાપ્ત કરી શકાય એવાં છે એ જોઈએઃ—

(૧) પ્રથમ તો જનસમાજની વાસનાઓ વધારે વિવિધ વિશાળ ઊંડી અને ઉદાત્ત બનવી જોઈએ. તે માટે અત્યારે હિન્દુસ્થાનમાં જે અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે આપણા પ્રાન્તમાં ઝીલાવી જોઈએ, અને એનાં વહેણ અહીં તહીં મન્દ મન્દ વહેતાં જણાય છે તે વધારે વિપુલ અને પ્રબલ થવાં જોઈએ. આનો અર્થ એવો નથી કે આપણા રાજકીય સાંસારિક ઔદ્યોગિક મેળાવડાઓમાં ચર્ચાતા વિષયો ઊપાડી લઈને તે ઉપર જે લેખો લખાય તે જ ખરૂં સાહિત્ય; પરંતુ એ અને બીજી અનેક પ્રવૃત્તિઓદ્વારા જનસમાજની વાસનાઓ ખીલે છે અને એમાં જ્યારે કવિની પ્રતિભાનું કિરણ પડે છે ત્યારે એનાં અસખ્ય ચિત્રો બંધાઈ એનાં નેત્ર આગળ તે ખડા થાય છે. આ ચિત્રો ખડાં કરવાનું તો સાહિત્યપરિષદ્ના હાથમાં નથી, પણ આ વાસનાઓ તરવરતી કરવા માટે તે તે વિષયો ઉપર પ્રબળ અને પ્રતિષ્ઠિત લેખો ઉત્પન્ન કરાવી જનસમાજમાં એ લેખો રમતા કરવા એટલું કાર્ય તો સાહિત્યપરિષદ્ના પ્રદેશમાં છે જ. પરંતુ હજી એ પરિષદ્ની સંસ્થા એટલી પ્રૌઢ થઈ નથી કે એટલે સુધી એ હાથ લંબાવી શકે. માટે અત્યારે તો તે પ્રવૃત્તિઓને અંગે જે પરચુરણ લેખો ભાષણો તથા વર્તમાનપત્રોના આર્ટિકલો પ્રકટ થાય છે એટલાથી જ આપણે સંતોષ માનવો પડશે.

(૨) આપણા સાહિત્યનું બીજું પોષક બળ આપણા દેશનું

પ્રાચીન સાહિત્ય અને આપણો પ્રાચીન ઇતિહાસ છે. પ્રેમાનન્દના સમય કરતા આપણા સમયમા પ્રાચીન સાહિત્યનુ જ્ઞાન ઘણુ વધ્યુ છે, છતા એ જ્ઞાન જોઈએ તેવુ ફલદ્રૂપ નીવડયુ નથી, એનું કારણ આપણા પ્રાચીન સાહિત્ય પરત્વે આપણી મમત્વબુદ્ધિની મન્દતા હોય એમ જણાય છે. જેમ જેમ પ્રાચીન વધારે શોધાતો જાય અને ગૂજરાતીમા ઊતારાતો જાય તેમ તેમ આપણી ભાષાનુ ઐતિહાસિક સાહિત્ય વધતું જાય એટલુ જ નહિ, પણ સાહિત્ય શબ્દનો વિશેષ અર્થમા પણ આપણો જૂનો ઇતિહાસ આપણા સાહિત્ય ઉપર કેવી અસર કરે એનો ખ્યાલ ફૉર્બ્સ રાસમાલા અને ટૉડઝ-રાજસ્થાન જેવા ગ્રન્થોએ ગૂજરાતી એમ જ અન્ય ભાષામા પ્રેરેલા સાહિત્ય ઉપરથી આવી શકે છે. અને સસ્કૃત ગ્રન્થો પરત્વે જે સાચુ છે તે જ ફારસી તવારીખ માટે પણ ઘણીક રીતે ખરૂ છે વળી કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતની વિવિધ જૂની દન્તકથાઓ, વાર્તાઓ, ગીતો, કહેવતો, તેમ જ જુદી જુદી જ્ઞાતિઓની ઉત્પત્તિ પરિક્રમ વગેરેના ખરા ખોટા પૌરાણિક અને સાપ્રદાયિક હેવાલો—જે સંસારસુધારા સમાજનો ઉદ્દેશ સુધારાનો હોવાથી એના કાર્યપ્રદેશમાં નથી આવતા, પણ સાહિત્યના પ્રદેશમા તો બેશક આવે છે જ—તે સર્વે એકઠાં કરી પ્રસિદ્ધ કરવાની ઘણી જરૂર છે.

(૩) આપણા સાહિત્યનુ ત્રીજુ પોષક બળ પશ્ચિમ દેશોના મહાન ગ્રન્થોના ભાષાન્તરોમાથી લાવવાનુ છે. ગ્રીસ રોમ ઇંગ્લંડ ફ્રાન્સ જર્મનિ સ્પેન ઇટલિ વગેરે ભૂમિના સાહિત્યો (આ સાહિત્ય શબ્દના અર્થમા ઇતિહાસ ચરિત્ર તત્ત્વજ્ઞાન વગેરેનો પણ અમે સમાવેશ કરીએ છીએ)—એની ઉપેક્ષા એ વર્તમાન સમયમા કોઈ પણ જીવન્ત પ્રજાને લાભકારી નથી. અને તેથી સસારસુધારાસમાજમાં પરદેશગમનના ઠરાવની જેટલી મહત્તા છે તેટલી જ મહત્તા અમે સાહિત્યપરિષદ્‌મા આ વિષયની માનીએ છીએ. કોઈપણ પ્રજા અન્ય પ્રજાથી અલગ રહી પોતાનો જીવનનિર્વાહ કરી શકે જ નહિ એમ

અમે ઉપર જણાવ્યુ છે, પરંતુ વિશેષમા એટલું ઉમેરીએ છીએ કે એવું જીવન શક્ય હોય તથાપિ તે ઇષ્ટ નથી, કારણ કે એમા વિકાસ નથી. જેમ કોઈપણ પ્રજાની પ્રજા તરીકેની વિશિષ્ટતા લુપ્ત થાય એ ઠીક નથી, તેમ એના સહિત્યમાં પણ કાંઈક વિલક્ષણતા જોઇએ જ; પરંતુ સર્વ પ્રજાઓના અન્તરમાં જે મનુષ્યત્વ રહેલું છે તેનો વિકાસ તો સર્વે પ્રજાઓમાં એક સરખે જ માર્ગે ચાલે, અને તેથી જેમ ભિન્ન પ્રજાઓ એક બીજાનુ મનુષ્યત્વ સ્વીકારીને પરસ્પર વર્તન કરે એ ઇષ્ટ છે, તેમ એમનાં સાહિત્યો પણ પરસ્પર વાત કરતાં હોય તેમાં જ તેઓની વ્યાપકતા અને એકાકાર મનુષ્ય-આત્મા સાથેનો સંબન્ધ પ્રકટ થાય છે. માટે જે કૂપમંડૂકતા આપણે આપણી અન્ય પ્રવૃત્તિમાં ત્યજવા લાગ્યા છીએ તે સાહિત્યમાથી પણ દૂર કરવી– અન્ય પ્રજાઓના મહાન ગ્રન્થો ગૂજરાતીમા ઊતરાવવા. પ્રથમ જે અનુકરણ દેખાશે તે જતે દહાડે સ્પર્ધારૂપ લેશે–મેઘ ગજશે તેથી ખીણમાં માત્ર પડઘો પડીને જ રહેશે નહિ, કાંઈક સ્થળે સિંહ નીકળી આવી સામો ત્રાડુકશે.

(૪) જનસમાજની કેળવણી અને ઉચ્ચ વર્ગનો સાહિત્યવિષયક પ્રેમ એ પણ સાહિત્યને પોષનારાં મહાન સાધનો છે. બહોળો વાચક વર્ગ એ ગ્રંથકારને ઉત્તેજનરૂપ છે એટલું જ નહિ, પણ કેળવાએલું જનસમાજનું હૃદય સાહિત્ય પ્રત્યે તૃષાથી ઊછળે છે, ત્યારે સાહિત્ય પોતે પોતાની મેળે રૂપ ધરી લે છે. જેમ બાળકને સ્નેહથી દોડતુ આવતુ જોઈને માતા એને આલિંગવા ધસે, તેમ સરસ્વતી દેવી પોતે જનસમાજના ઉત્સુક હૃદયને જોઈ એને પ્રેમથી મળવા ધસે છે. વળી જેમ એક પાસ જનસમાજમાં કેળવણીનો વિસ્તાર વધવાની જરૂર છે, તેમ બીજી પાસ ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓમાં પણ ગૂજરાતી ભાષાનો અભ્યાસ વધારવાની આવશ્યક્તા છે.

હવે, આ ઉપર જણાવેલી બાબતોમાંની કેટલી સાહિત્યપરિષદ્

સાધી શકે એમ છે એનો વિચાર કરીએ છીએ તો એમાંની પહેલી તો ઉપર જણાવ્યું તેમ સાહિત્યપરિષદ્‌ના કાર્યપ્રદેશની બહાર જ છે બીજી બે પણ સાહિત્યપરિષદ્ જાતે સાધી શકે એમ નથી, કારણ કે સાહિત્યપરિષદ્ એ એક આગન્તુક મેળાવડો છે, સ્થાયી નથી. તથાપિ ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઈટિ જેવી સંસ્થાને ઉક્ત કાર્યમાં પ્રેરીને આડકતરી રીતે એ બહુ ઉપકાર કરી શકે. સોસાઈટિ આ કામ કેટલેક અંશ કરે છે જ, પરંતુ સાહિત્યપરિષદ્ ગૂજરાતના સર્વ સાક્ષરોના અભિપ્રાયરૂપે એ કાર્યની સવિશેષ ઇષ્ટિતા જણાવે તો સોસાઈટિને પોતનાના કામમા અનુમોદન મળવાથી આનન્દ થાય, અને લોકમત અનુકૂળ છે એટલી બુદ્ધિ થતાની સાથે અત્યારે એ જેટલા ઉત્સાહથી પોતાનું કામ કરે છે તેથી દશગણા ઉત્સાહથી કરે. જૂના ફંડોથી અત્યારે નિર્વાહ ચાલે છે, તેમા સાહિત્યવિષયક લોકોત્સાહ વધી અમુક અમુક કાર્ય માટે નવાં ફંડો ઊભેરવામા આવે તો પ્રાચીન પુસ્તકોની હસ્તલિખિત પ્રતો, શિલાલેખો, તામ્રપટો, સિક્કાઓ વગેરેનું સંગ્રહ-સ્થાન કરવાનું, તેમ જ જૂનું સાહિત્ય અને ઇતિહાસ બહાર લાવવાનું, તથા પાશ્ચાત્ય સાહિત્યને અત્રે ઉતારવાનો વિશાળ પ્રયત્ન આદરવાનું બહુ સારી રીતે બને છેલ્લી બાબત જનસમાજની કેળવણી વધારવાની તે તો સાહિત્યપરિષદ્‌ના પ્રદેશથી સર્વથા બહાર છે. તથાપિ ઉચ્ચ કેળવણીમા ગૂજરાતીને યોગ્ય સ્થાન અપાવવાનો શ્રમ તો એ સંસ્થા જ કરી શકે એમ છે. સર્વ કેળવણી માતૃભાષાદ્વારા આપવી જોઈએ એ સત્ય સર્વાનુમતે સ્વીકારાયા છતા એનો વ્યવહારમા અમલ થાય એ સંભવ તો અમને અમારા જીવનકાળમાં નજરે જ પડતો નથી, તથાપિ અત્યારે ગૂજરાતીના અભ્યાસનો મેટ્રિક્યુલેશન અને એમ એ. વચ્ચેનો ગાળો પૂરાવવા સાહિત્યપરિષદ્ જેવું મંડળ આગ્રહ ધરે તો પાચે દસે વર્ષે પણ એ લડત સફળ થયા વિના રહે નહિ. સરકાર લોકમતનો મહિમા વધારવા માટે અનેક સંસ્થાઓમાં પ્રજાના પ્રતિનિધિઓ માગે છે અને તદનુસાર યુનિવર્સિટિના ફેલોની

કેટલીક સંખ્યા પસંદ કરવાની આપણને સત્તા આપી છે. તો ભવિષ્યમાં એની પસંદગી કરવાનો પ્રસંગ આવે ત્યારે-ઇંગ્લેંડમાં જેમ તે તે સમયના મહાન પ્રશ્નો ઉદા૦ ટૅરિફ રિફૉર્મ-હોમરૂલ વગેરેને આગળ લાવીને એ કમીટીએ પ્રતિનિધિઓની પસંદગી કરવામાં આવે છે, તેમ અત્રે પણ સામાન્ય વિદ્વત્તા કે મૈત્રી કે એવા જ બીજા નિરાકાર અને અપ્રામાણિક ધોરણે ફેલોનું નિયોજન ન કરતાં ગૂજરાતી ભાષાને મેટ્રિક્યુલેશન અને એમ. એ. ના વચલા ગાળામાં દાખલ કરાવવાનો ખરા હૃદયથી શ્રમ કરે એવી ચોખ્ખી શરતે જ ફેલોની પસંદગી થવી જોઈએ. આમ સબળ અને જવાબદાર લોકમત ઉત્પન્ન કરવાની ફરજ સાહિત્યપરિષદ્‌ની છે.

અમારે મતે સાહિત્યપરિષદ્‌નાં ભાષા ઉપરાંત ભાષાના આત્મા પરત્વે શાં શાં મુખ્ય કર્તવ્યો છે એ બતાવ્યાં. અમને આશા છે કે દિ. બ અંબાલાલ સાકરલાલ જેવા પુખ્ત ઠરેલ વજનદાર અને વિચારશીલ સ્વદેશહિતચિન્તકના પ્રમુખપણા નીચે આવતી પરિષદ્ ઉપલી દિશામાં કાંઈક સંગીન કાર્ય સિદ્ધ કરી શકશે. સ્વ. ગોવર્ધનરામ અને રા. કેશવલાલ ધ્રુવ પછી એ વર્ગમાં સ્વાભાવિક રીતે જ રા. નરસિંહરાવનું નામ સ્ફુરે છે-તથાપિ જ્યાંસુધી દિ. બ. અંબાલાલ સાકરલાલ રા. રા. લાલશંકર ઉમિયાશંકર રા. રા રણછોડભાઈ ઉદયરામ વગેરે વડીલ જનોની શાન્ત અને અનુભવી વિચારશક્તિનો લાભ મળી શકતો હોય ત્યાંસુધી તે લેવો એમાં આર્યતા છે એટલું જ નહિ પણ જનસમાજની સમગ્ર શક્તિનો સદુપયોગ છે. પ્રથમ ઉત્સાહી યુવકવર્ગના મગજમા જન્મ પામેલી આ સંસ્થા પાસેના મધ્યમવયના વિદ્વાનોમાં પ્રસરી અને હવે એ અનુભવી વૃદ્ધજનોને પણ પોતામાં સગ્રહે છે એ જોઈ જનસમાજની અખંડતાનો મહિમા જાણનાર તેમ જ દરેક કાર્યમાં ઉત્સાહ વિદ્વત્તા અને ડહાપણની ત્રિપુટી મેળવવાની જરૂર સમજનાર કોઈપણ માણસ આનન્દ પામ્યા વિના રહેશે નહિ આ વિષય ઉપર આપણાં વર્તમાનપત્રોમાં ઘણો ખેદકારક

વિવાદ ચાલ્યો છે, એ બેસી ગયેલી ધૂળ ફરી ઊરાડવાની, એ દુર્ગન્ધી પંક ફરી ઊછળતો જોવાની અમારી બિલકુલ ઇચ્છા નથી. છતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે રા. નરસિંહરાવે એમના પત્રમાં દાખવેલાં સૌજન્ય ગુરુભક્તિ અને આર્યતા આપણે ઘણાંએ શીખવા જેવાં છે.—અને આટલા ખેદકારક વિવાદને અન્તે પણ જો એ ગુણોની છાપ આપણા નવીન ગૂજરાત ઉપર પડશે તો એ લાભ થોડો નથી.

[ વસંતઃ વર્ષ ૮, અંક ૮, શ્રાવણ, સં. ૧૯૬૫ ]

# ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્

ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્ મળી–મળી અને વેરાઈ, કાંઈ કાર્ય કર્યું ? આ પ્રશ્નનો ઉત્તર, ઉત્તર દેનારના દૃષ્ટિબિન્દુ ઉપર આધાર રાખે છે. પશ્ચિમની આગળ વધેલી પ્રજાઓમાં આવાં નામ ધરાવતી સંસ્થાઓ કેવા પ્રકારની હોય છે એ વર્તમાનપત્રો અને સાઈક્લોપીડીઆના આ યુગમાં જાણવું મુશ્કેલ નથી. અને એવી સંસ્થાનું વર્ણન લઈ, એ સાથે આપણી સંસ્થાની સ્થિતિ સરખાવી: એના દોષ કાઢવા સહેલા છે પણ અમને તો આવી દોષદૃષ્ટિ ધારણ કરતાં-માંડવ્ય ઋષિની કથા સાંભરી આવે છે. એ ઋષિએ બાળપણમાં તીતીઘોડો વીંધ્યો હતો તે માટે યમરાજાએ એમને સજા કરી, ત્યારે ઋષિએ એમને શાપ દીધો કે ‘બાળપણમાં મનુષ્ય અજ્ઞાનતાથી ઘણા પાપ કરે છે પણ તે માટે જવાબદાર નથી; છતાં તમે મને સજા કરી, માટે તમે મર્ત્ય લોકમા અવતરજો.’ યમરાજા વિદુરરૂપે અવતર્યા. આપણી સાહિત્યપરિષદ્ હજી બાલ્યાવસ્થામાં છે, અને બાલ્યાવસ્થાના સઘળા સ્વચ્છન્દ ઉપર હક ધરાવે છે. એણે હજી સુધી કોઈ પણ તીતીઘોડો વીંધ્યો હોય એમ અમારા જાણવામા નથી–બહુ તો ભણવા બેસવાનો વખત એણે રમવામાં ગાળ્યો હશે–એટલુ જ, એથી વધારે દોષ એણે કર્યો નથી. છતાં એને જે અતિશય દોષપાત્ર ગણશે, એના ઉપર કટકટાટ કરી એના ખીલતા જીવનને દગ્ધ કરશે, તે ન્યાયના સ્વર્ગીય આસન ઉપરથી ભ્રષ્ટ થશે.

જે ફરજ આપણી આપણાં બાળક પ્રત્યે છે, તે આપણી બાળક સંસ્થાઓ પ્રત્યે છે. બાળકના શારીરિક અને માનસિક ગુણો-રાતદિવસ કટુ વાણીના વજ્રપતનો કરવાથી ખીલતા નથી, એ ગુણો ખીલવવા માટે માબાપના જેવુ મમત્વવાળું હૃદય જોઈએ, એના ઊછેરમા જાતે ભાગ લેવો જોઈએ, ક્ષણવાર બાળક સાથે બાળક પણ થવુ જોઈએ, બાળક થઈને એ બાળકના હૃદયમા પેશીને, એની નિગૂઢ શક્તિઓ પારખીને, એને બહાર લાવવી જોઈએ, એને વિકસાવવી જોઈએ—આ શિક્ષકનો ખરો ધર્મ છે. પણ બાળકનુ જીવન ખીલવવા માટે જેમ મમત્વવાળુ હૃદય જોઈએ, તેમ એના હિત ઉપર અડગ ધ્યાન જોઇએ. રમત એ બાળકના જીવનનો ઉદ્દેશ નથી, એના જીવન-વિકાસનુ એ એક સાધનમાત્ર છે. રમ્યા સિવાય બાળક ભણી શકતું નથી, એની શારીરિક અને માનસિક શક્તિઓ ખીલતી નથી, માટે એને રમવા દેવુ, પણ અર્થહીન, ઉદ્દેશહીન રમત નુકશાનકારક છે એ ધ્યાનમા રાખવુ.

આ ચોથી સાહિત્યપરિષદ્‌મા રમત ઘણી હતી—પણ તે જ સાથે ગભીર કાર્ય પણ જોડાયેલુ હતુ. અને તેથી એ રમત સફળ થતી હતી.

સાહિત્યપરિષદ્‌ના કેટલાક ગભીર શુભેચ્છકોને સામાન્ય નિબધોથી સંતોષ થતો નથી આ માટે વડોદરાની બેઠકમા "ચર્ચા" નો વિભાગ ઊમેરવામા આવ્યો હતો. પણ ઉચ્ચ અભિલાષવાળા વિવેચકોને તો આ નવા તત્ત્વથી પણ સતોષ થશે નહિ. સાહિત્યપરિષદ્ એ તરુણ ગ્રૅડ્યુએટો કે વૃદ્ધ મહેતાજીઓના નિબધ વાચવાની સભા નથી, તેમ એ અમુક વિષય ઉપર વાદવિવાદ કરવા માટેની 'ડિબેટિંગ સોસાઇટિ' પણ નથી, એ તો નવી 'શોધખોળ' કરનાર વિદ્વાનોનુ મંડળ છે—એમ આ પ્રકારના વિવેચકોનુ કહેવુ છે. પશ્ચિમની સાહિત્ય-પરિષદો આવી ઉચ્ચ તરેહની હોય છે એ અમારા જાણવામા છે. પણ એ જ્ઞાનનો ઉપયોગ અમારી ઊછરતી પરિષદ્‌ને નિન્દવામાં અમે કદી પણ કરીશું નહિ. અમે અમારી પરિષદ્‌મા તરુણ ગ્રૅડ્યુએટ

અને મ્હેતાજી વર્ગ ભાગ લે છે એ જોઈ રાજી થઈએ છીએ. વિદ્વાનો પોતાના ગંભીર 'શોધખોળ'ના 'ભાષા અને વ્યુત્પત્તિ'ના નિબન્ધો વાંચે, અને તરુણ અને અર્ધસંસ્કારી જનો એ નિશાળિઆઓની પેઠે સામા બેસીને બગાસાં ખાતા સાંભળે—એ સ્વરૂપ પણ પસંદ કરવા જેવું નથી. મધ્યમ સંસ્કારનો વર્ગ પોતાની શક્તિ પ્રમાણે સાહિત્યસેવા કરવા આવે છે તેને તે કરતાં અટકાવશો તો તેઓનું પરિષદ્ માટે 'મમત્વ' શી રીતે રહેશે? એઓના ઘણા નિબન્ધો સામાન્ય માસિકમાં કે વર્તમાનપત્રોના ખાસ અંકમાં પ્રસિદ્ધ કરી શકાય એવા હોય છે ખરા, પણ જેમ જેમ સાહિત્યપરિષદ્ આગળ વધતી જશે તેમ તેમ એની ભાવના ઊંચી થતી જશે, અને લેખકો પોતે જ પોતાના અયોગ્ય નિબન્ધો આવી મ્હોટી સભામા રજુ કરતાં શરમાશે—કારણ કે સાહિત્યપરિષદ્નું સ્થાન જેટલું પોતાની યોગ્યતા પ્રસિદ્ધ કરવાનું સાધન છે, તેટલું જ તે અયોગ્યતા પ્રસિદ્ધ કરવાનું પણ છે જ. માટે આવા નિબન્ધો હજી થોડોક વખત સહન કરવા પડે તો તે કરવા એવો અમારો મત છે.

બીજું—'શોધ-ખોળ' શબ્દ એ અંગ્રેજીમાં જેને 'Cant' યાને અર્થહીન ગતાનુગતિક ઉચ્ચાર માત્ર કહે છે તેવો આજકાલ થઈ રહ્યો છે એની વાસ્તવિક અગત્ય વિષે કોઈ અજાણ્યું નથી, અને બેશક એ ઇષ્ટ છે. પણ બુદ્ધ ભગવાન કહે છે તેમ—સામા કિનારાને ઊંચે અવાજે બોલાવવાથી તે આમ આવતો નથી; વહાણમાં બેશી હલેસાં મારી એ તરફ પ્રયાણ કરીએ ત્યારે જ ત્યાં પહોંચાય. પ્રમુખ મહાશયે પણ ભગવાનલાલ ઇન્દ્રજી અને રતિરામ દુર્ગારામ પછી આ જાતનું કામકાજ થતું બંધ પડ્યું છે તે માટે શોક દર્શાવ્યો છે. પણ એ જાતનું કામ ફરી શી રીતે થવા લાગે એ બાબત વિષે કોઈ માર્ગ બતાવ્યો નથી. પ્રાચીન શોધખોળ ગયા જમાનાના આપણા પૂર્વજો કરી ગયા અને આપણે કરતા નથી. એમાંથી આપણે એમનાથી ઊતરતા છીએ એવું જ અનુમાન નીકળે છે! અમને એ

પૂર્વજો માટે પૂર્ણ માન છે. પણ પોતાને ઊતરતા લેખવાથી જ એ માનવૃત્તિ દર્શાવાય એમ અમે ધારતા નથી વસ્તુત એમના અને આપણા સમય વચ્ચે આ જાતના કામકાજની સરળતા પરત્વે ઘણો ભેદ છે. પહેલાં સોનું જમીન ઉપર કોદાળી મારતાં જડી આવતુ. એ બધુ સોનુ હવે બહાર નીકળી ગયું. પ્રત્યેક પ્રાન્તના વિભાગની જિલ્લાની અને તાલુકાની પ્રાચીન હકીકત ગૅઝેટીયરમા સગૃહીત થઈ ગઈ લોકકથાઓનો પણ, પોતાના અધિકારનો યોગ્ય લાભ લઈ કેટલાક અગ્રેજ અમલદારોએ ભાટ ચારણોને એકઠા કરી, સગ્રહ કર્યો. હવે એમા જે ઊમેરો થઈ શકે એવો છે તે વધારે શ્રમસાધ્ય છે. ઉપરનુ રૂપક વાપરીએ તો હવે સામાન્ય કોદાળીને બદલે માઈનિગના યાને ખનિજ ખોદી કાઢવાના પ્રબળ યન્ત્રોની જરૂર છે. હવે છૂટા–છવાયા વ્યક્તિના યત્નોથી બહુ કાર્ય થવાનું નથી. સાહિત્યપરિષદ્ જો 'એ જાતની શોધો થઈ નિબન્ધ વચાય તો કેવુ સારું!' એવી શુભ ઇચ્છા બતાવીને જ બેશી રહેશે તો એ ઇચ્છા સિદ્ધ થએલી જોવાનો એને કદી પણ વખત આવશે નહિ. સરકારના 'આર્કીઓલોજી' ખાતા સાથે સરકારદ્વારા સબન્ધ બાંધી એની જોડે વ્યવહાર ઊઘાડી, જરૂર લાગે ત્યાં સરકાર પાસે ખોદાણુ કામ વગેરેનુ ખર્ચ કરાવી, પોતાનું કાર્ય કરાવવા પરિષદ્ યત્ન કરશે તો જ તેને આ દિશામા ફળસિદ્ધિ થશે. હાલ જેમ મિ. દેવદત્ત ભાડારકર એ ખાતામાં કામ કરે છે, તેમ એકાદ તરુણ બુદ્ધિશાળી ગૂજરાતી પણ એ ખાતામા ઊમેરાય અને એની આ કાર્ય ઉપર ખાસ નીમણૂક કરવામાં આવે એ પણ આ માટે જરૂરનુ છે. વળી પરિષદ્ જો ગૂજરાતના કયાં કયાં સ્થાનોમાંથી લોકવાર્તા લોકગીત મળી શકે એમ છે એ સબન્ધી ચોકકસ માહિતી એકઠી કરી ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટિ ઉપર મોકલે તો તેને આધારે એ સસ્થા પણ ખાસ માણસ રોકીને કેટલુક કામ કરાવી શકે. પરિષદ્ 'જોડણી' અને 'પરિષદના બધારણ' લગતા કામથી હાલ મુકત થઈ છે, તો હવે આ નવા વિષય ઉપર લક્ષ દે તો તે બની શકે એમ છે.

આ સાહિત્યપરિષદ્‌માં 'વિજ્ઞાન' (Science)ના સાહિત્ય માટે પ્રમુખ તરફથી તેમ જ કેટલાક લેખકો તરફથી બોલવામાં આવ્યું હતું. આ વિષયની હિન્દુસ્થાનને સાંપ્રતકાળમાં ઘણી જ જરૂર છે. પરંતુ એ સંબન્ધી જેટલો ઉત્સાહ દર્શાવાય છે તેના પ્રમાણમાં વ્યવહારૂ પગલાં થોડાં જ ભરવામાં કે સૂચવવામાં આવે છે, 'વિજ્ઞાન' એ પુસ્તકદ્વારા પઢવાનું શાસ્ત્ર નથી, પણ પ્રયોગ વડે અનુભવમાં લેવાનું શાસ્ત્ર છે. અને તેથી જો કે સરલ બોધદાયક વિજ્ઞાનનાં પુસ્તકો નકામાં નથી, તથાપિ જો વિજ્ઞાનનો અભ્યાસ ખરેખર લાભપ્રદ કરવો હોય તો પ્રયોગશાળા તરફ લક્ષ દેવું જોઈએ. આ બાબતમાં સાહિત્યપરિષદ્ કેટલું કરી શકે એ શંકા પડતું છે. આપણાં બાળકોમાં વિજ્ઞાનપ્રત્યે ખરી અભિરુચિ ઉત્પન્ન કરવી હોય, અને એ રુચિ એમના જીવનમાં વણાઈ જાય એમ કરવું હોય તો હાલ નિશાળોમાં 'પદાર્થપાઠ' શીખવવાનાં સાધનો હોય છે તે કરતાં ઘણાં વધારે જોઈએ, અને ઈંગ્લંડની શાળાઓમાં બાળકોની અવલોકનશક્તિ કેળવવા માટે 'Nature diaries' રખાવવામા આવે છે એવી અને એ જાતની બીજી અનેક ગોઠવણો જરૂર કરવી જોઈએ. પણ આ કાર્ય કેળવણીપરિષદ્‌નું છે, સાહિત્યપરિષદ્‌નું નથી. સાહિત્યપરિષદ્ ઇચ્છે તો એક યોજના કરી શકે. રાજકોટમાં જે વ્યાખ્યાનમાળા યોજી હતી, અને જે કાર્ય કરનારાઓની અનુકૂળતાને અભાવે તેમ જ એ વસ્તુની ખરી જરૂરિયાતને અભાવે, અત્યારે પડી ભાગી છે—તે બીજે રૂપે, અને વધારે ઉપયોગી રૂપે સાહિત્યપરિષદ્ ફરી દાખલ કરી શકે. વિજ્ઞાનનું સાહિત્ય ઊભું કરવું હોય તો વિજ્ઞાનના સેવકો ઊભા કરવા જોઈએ. તે માટે ગૂજરાતી અને અંગ્રેજી શાળાઓમાં ન્હાનપણથી વિજ્ઞાનનો શોખ વધે એવી ગોઠવણ કરવી જોઈએ. અને તેનો આજથી પાયો નંખાય તો જ આજથી પચીસ વર્ષે ગૂજરાતીમાં વિજ્ઞાનશાસ્ત્રના ગ્રન્થોની આશા રાખી શકાય. આ કાર્ય સાહિત્યપરિષદ્ એના અંગભૂત વિજ્ઞાનશાસ્ત્રના વિદ્વાનો પાસે—ગૂજરાતનાં થોડાંક શહેરો પસંદ કરી ત્યાં સપ્રયોગ વ્યાખ્યાનો અપાવીને સાધી

શકે. વિજ્ઞાનના પારિભાષિક શબ્દો ઉત્પન્ન કરવાનુ અને લોકમા એને રૂઢ કરવાનુ પણ આ જ સાધન છે. વિજ્ઞાનના ગ્રન્થો ઉત્પન્ન કરવા માટે આ કરતાં વધારે સાહિત્યપરિષદ્ કરી શકે એમ નથી.

ત્રીજુ—સાહિત્યપરિષદ્મા કયા કયા વિષયો ઉપર નિબન્ધો મંગાવવા એ સબધી અમારો મત પૂછવામા આવ્યો ત્યારે વડોદરાની કમિટિએ કરેલી વિષયની યાદીમાં અમે 'સાહિત્યપરિષદ્નો કાર્યપ્રદેશ' એ વિષય ઉમેરી મોકલ્યો હતો. આ સબંધમા લોકમત શો છે એ પ્રકટાવવાની તથા એ ઉપર સાહિત્યપરિષદ્મા ચર્ચા થવાની જરૂર હતી. પરતુ એ તરફ અમારા કોઈ પણ સાક્ષર બન્ધુનુ લક્ષ ગયુ નથી. પરિષદ્મા એ વિષયની જરૂરિયાત માત્ર સૌ. વિદ્યા પોતાની મેળે જોઈ શક્યાં હતા. મિસ. પાલમકોટની ગેરહાજરીમા પોતે એમનો નિબન્ધ વાંચી છેવટે આ વિષય ઉપર કોઈક વિદ્વાન પાસે સવિસ્તર નિબન્ધ લખાવવો એવી એમણે બહુ અગત્યની સૂચના કરી હતી. આ વિષયને અમે આટલુ મહત્ત્વ આપીએ છીએ તેનુ કારણ એ છે કે પશ્ચિમના સુધરેલા દેશોમા આ જાતની પરિષદનુ જે સ્વરૂપ હોય છે તે જ આપણી પરિષદ્નુ હોવુ જોઈએ એમ માનવુ તે અમને ભૂલભરેલું લાગે છે. અમારે મતે તો આપણી સાહિત્યપરિષદ્ના સઘળાં કર્તવ્યોમા મ્હોટામા મ્હોટુ—'શોધખોળ' કરતા પણ મ્હોટુ, અને 'ભાષા' 'વ્યુત્પત્તિ' અને 'જોડણી' કરતા પણ મ્હોટુ—કર્તવ્ય તે ગૂજરાતી વાચકને માટે વિવિધ વિષયોનુ વિશાળ અને સગીન સાહિત્ય પૂરૂં પાડવુ એ જ છે. આ સાહિત્ય શી રીતે પૂરૂ પાડવુ ? ભાષાન્તરોથી. 'ભાષાન્તરોથી' એમ અમે બેધડક કહીએ છીએ. જેઓ 'Original' યાને સ્વયંકલ્પિત ગ્રન્થોની વાતો કરે છે તેમને તે કરવા દો. જગતના સાહિત્યવિકાસનો ઈતિહાસ અમારી તરફ છે, એમની તરફ નથી અને તેથી અત્યારે સ્વયકલ્પિત યાને કપોલકલ્પિત ગ્રન્થોને બદલે ભાષાન્તરો પસંદ કરતા અમે શરમાતા નથી. જગતનાં વિવિધ સાહિત્યોના ઈતિહાસ, પૂર્ણ રીતે જોઈ જાણીને શ્રીમત મહારાજા

સાહેબે પોતે છેવટના ભાષણમા યોગ્ય કહ્યુ હતુ કે 'There is no shame...' 'ભાષાન્તરો કરવામાં કાંઈ જ શરમ નથી.' જેઓ દિન દિન જગતના મહાન ગ્રન્થો જૂએ છે તેમને ગૂજરાતી સાહિત્યની દરિદ્રતા હૃદયભેદક થઈ પડે છે. પ્રાચીન હિંદુસ્થાનનું અને પ્રાચીન અર્વાચીન પશ્ચિમ દેશોનું કેટલું બધુ સાહિત્ય ગૂજરાતી વાચકને અજાણ્યું છે! એનો શતાંશ પણ અત્યારે ગૂજરાતીમાં ઊતારી શકાય એમ નથી. પણ જે પુસ્તકથી મનુષ્યનું સૃષ્ટિ પ્રત્યે દૃષ્ટિબિન્દુ હમેશ માટે બદલાઈ ગયુ અને પરિણામે 'ઈવોલ્યૂશન' શબ્દ ઘરગથ્થુ થઈ ગયો–તેવા પુસ્તકનુ (Darwin's 'Descent of man'નું) પણ ગૂજરાતીમાં ભાષાન્તર નથી એ થોડા શોકની વાત છે? પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો લોકને લાભ આપવા માટે ગૂજરાતી પ્રેસના ઉત્સાહી અધિપતિ રા. ઈચ્છારામભાઈએ ઘણુ કર્યું છે. પણ એક ખાનગી ગૃહસ્થ કેટલું કરી શકે? દ્રવ્યનો ભોગ પણ કેટલો આપી શકે? અત્યારે સાહિત્યપરિષદે એનાં બધાં કાર્યોને ગૌણ કરી, આ કાર્યને પ્રથમ સ્થાન આપવું જોઈએ છે. અને સુભાગ્યે એ કાર્ય એને હવે હાથ ધરવુ જ પડશે.

શ્રીમંત મહારાજા સાહેબે જે બે લાખની સખાવત કરી છે× તેનો યોગ્ય લાભ લેવા માટે સાહિત્યપરિષદે ગોઠવણ કરવી જોઈએ. એ પરિષદ્‌માં સર્વ વિષયોના ઉત્તમ વિદ્વાનો છે. એ વિદ્વાનોની મદદથી જુદા જુદા વિષયો માટે ત્રણ ત્રણ વર્ષનો–એટલે કે એક પરિષદ્‌થી બીજી પરિષદ્ સુધીનો–કાર્યક્રમ એણે નક્કી કરાવવો જોઈએ,

× આ રકમ પરિષદ્‌ને સોંપવાની નથી. અને તે યોગ્ય જ છે. પરિષદ્‌ના સામાન્ય વ્યવહાર માટે જોઈએ તે કરતા વધારે બહોળ એકઠું કરવાનો વિચાર અમને પસંદ નથી. દ્રવ્યમા કલિ રહે છે. માટે ત્યા કલિનો અવકાશ ન હોય એટલે કેટલેક જ દ્રવ્ય રહે એ ઠીક. સાહિત્યપરિષદ્ સાહિત્યની પ્રગતિનો નકશો દોરે અને તે વર્નાક્યુલર સોસાઈટિ. શ્રીમંત મહારાજા ગાયકવાડનુ કેળવણીખાતું વગેરે આગળ રજૂ કરે તો બસ.

અને મહારાજા સાહેબના કેળવણીખાતા પાસે માણસો પસંદ કરાવી એ કાર્યક્રમ અમલમાં મૂકાવવાની ગોઠવણ કરવી જોઈએ. આપણા તરુણ ઉત્સાહી અને સાહિત્યપ્રેમી ગ્રૅજ્યુએટો આ કામ કરવામાં બહુ ઉપયોગી થશે. સાધારણ રીતે અત્યારે એમ જોવામા આવે છે કે સુપ્રતિષ્ઠિત વિદ્વાનો એમની વિદ્વત્તાના વ્યવસાયને લીધે કે અન્ય વ્યાવહારિક કારણોથી આ કાર્યમાં થોડો જ સમય આપી શકે છે. પણ તરુણ ગ્રૅજ્યુએટોને વિદ્યાભ્યાસથી પરવારીને–વ્યવહારમા સારી રીતે ગૂથાતા જે લગભગ દશેક વર્ષ જાય છે એ સમયમા એ સાહિત્યની આ જાતની સેવા કરી શકશે, અને આ જાતની સેવા માટે પુખ્ત અનુભવ કે વિચારશક્તિની પરિપકવતાની જરૂર નથી એટલે એમની તરુણતા પણ એમા બાધક થવાની નથી. આ દશ વર્ષ સાહિત્યને કરેલી સેવાથી ગૂજરાતી સાહિત્ય માટે એમનુ મમત્વ બંધાશે, અને એ પાયા ઉપર એમની ભવિષ્યની વિદ્વત્તા બહુ મજબુત રીતે ચણી શકાશે.

[વસંત વર્ષ ૧૧, અંક ૪, વૈશાખ, સં. ૧૯૬૮]

# આવતી (૮ મી) સાહિત્યપરિષદનું પ્રમુખપદ

આઠમી ગૂજરાતી સાહિત્યપરિષદ મુંબઈમાં 'ઇસ્ટર'ના રજાના દિવસોમાં મળનાર છે. તે પ્રસંગે પ્રમુખપદ કોને આપવું એની ચર્ચા અત્યારથી જોસભેર ચાલી રહી છે અને રૂા. ૧૦ ભરી દઈ એકદમ મતાધિકાર મેળવી લેવાની ભલામણ થવા લાગી છે.

વર્તમાન હિંદમાં એક તરફથી, પૂર્વે પશ્ચિમની સંસ્કૃતિ સામે પોતાનું સ્વરૂપ ટકાવી રાખવું એવા સ્વાત્મગૌરવના ઉદ્ઘોષ સાભળીએ છીએ, ત્યારે બીજી તરફ એ જ સંસ્કૃતિના પ્રચંડ પૂરમાં હિન્દ તણાતું જતું આપણી નજરે જોઈએ છીએ! આ શોકજનક સ્થિતિ રાજકીય વિષયથી માંડી આપણા જીવનના સર્વ પ્રદેશોમાં વ્યાપતી જાય છે. હરકોઈ કાર્ય પરસ્પર સમઝી સમઝાવીને સર્વાનુમતિથી કરવાને બદલે તાણાતાણની પદ્ધતિએ જ કરવા જઈએ છીએ, અને ખરી મતસ્થિતિને સ્થાને કૃત્રિમ મતગણનાને પૂજીએ છીએ! વિના કલહે ખરી મતસ્થિતિથી જ કોરાઈને બહુમતીના ધોરણે કામ કરવામાં આવે તો એમાં કાંઈ ખોટું નથી. પણ બહુ મતનું સ્થાન બહુ કલહે લીધું છે, અને સાહિત્યના ક્ષેત્રમાં રસિકતા અને ઉદારતા હોવાં જોઈએ તેને બદલે ક્ષુદ્રતા અને અસૂયા ઉત્પન્ન થવા લાગ્યાં છે. અત્યારે આ સંતાપજનક વાતાવરણમાં કાંઈક શીતળ કુંજ હોય તો તે એ છે કે જે પુરુષોનાં પ્રમુખપદ માટે નામ સૂચવવામાં આવ્યાં

છે તેઓમાં ભાગ્યે જ પરસ્પર વિરોધ છે, અને થોડો ઘણો મતભેદ હશે તો તે એવો છે કે એમને જ જો માહોમાંહે એનુ સમાધાન કરી લેવાનુ કહેવામા આવે તો ક્ષણવારમા તેઓ તે કરી શકે.

અમારો પોતાનો આ સબન્ધમા જે મત છે તે બે વાક્યમાં દર્શાવી દઈએ છીએ.

(૧) સાહિત્યપરિષદ્ લગભગ બે દસકાથી જોડણી-કોશ અને વ્યાકરણની ઘરડ (rut)મા પડી છે એમાથી એને કાઢવી હોય, અને એમા નવુ જીવન અને નવી ભાવના ભરવી હોય તો-ગાંધીજીને પ્રમુખ કરો. એમની પાસેથી પ્રાચીન કે અર્વાચીન ગૂજરાતી ભાષા અને સાહિત્યનું પાંડિત્ય નહિ મળે અને કદાચ અસ્વસ્થ શરીર કે અન્ય વ્યવસાયના કારણથી લાંબુ "પ્રમુખનુ ભાષણ" પણ એ નહિ લખી શકે-પણ નવુ જીવન અને નવી ભાવનાનુ દિગ્દર્શન એમની વાણીમાથી અને એમની કાર્યયોજનામાથી આપણે જરૂર પ્રાપ્ત કરીશુ.

(૨) ગાંધીજી અલભ્ય જ હોય, અથવા તો પડે ચીલે જ ચાલવુ સહુને પસદ હોય, તો તે ચીલામા પણ આપણને સગીન ડહાપણ અને વિદ્વતાથી દોરનાર પ્રમુખ મળે એમ છે રા રમણભાઈ.

અમારા જૂના જમાનાના વિદ્વાનોમા, રા રમણભાઈ જેટલો પૂર્વોક્ત પ્રમુખપદનો હક અત્યારે બીજા કોઈનો જ નથી ગૂજરાતી ભાષા અને સાહિત્ય ઉપર ખરા હૃદયનો એમનો પ્રેમ, એ ભાષા અને સાહિત્યને વિદ્વતા અને રસિકતાથી એમણે કરેલી સેવા, અને સાહિત્યપરિષદ્ના મત્રી તરીકે એના આરભથી અત્યાર સુધી કરેલુ એમનુ કામ-એ ધ્યાનમા લેતા એ પ્રમુખપદ માટે આ બીજી દૃષ્ટિએ રા. રમણભાઈ જ હોઈ શકે.

અમે આશા રાખીએ છીએ કે મુબાઈની સ્વાગત-સમિતિ સર્વાનુમતે પૂર્વોક્ત બે સૂચનાઓમાથી જ એક પસદ કરશે

[વસન્તઃ વર્ષ ૨૪, અક ૯, આશ્વિન, સવત ૧૯૮૧]

# આવતી (૮ મી) સાહિત્યપરિષદ્

મુંબાઈએ આખરે યોગ્ય સાક્ષરવરને વરમાળ પહેરાવી. અમે આગળ જણાવ્યું હતું તે પ્રમાણે, આવા બ્રાહ્મવિવાહમાં સ્વયંવરની અહમહમિકાને સ્થાન હોય જ નહિ, અને તેથી મુંબાઈએ દર્શાવેલી એકનિષ્ઠાથી સહુને આનંદ થયો છે. રા. રમણભાઈને સાહિત્યપરિષદ્નું પ્રમુખપદ આપવામાં જેટલી કૃતજ્ઞતા રહેલી છે તેટલી જ ગુણજ્ઞતા પણ છે. એમણે પરિષદ્ને આરંભથી અત્યારસુધી અનન્ય-સાધારણ સેવા કરી છે એટલું જ નહિ, પણ એમનામાં પાંડિત્ય વૈદગ્ધ્ય અને કાર્યદક્ષતાનો વિરલ સંયોગ છે, અને અમને વિશ્વાસ છે કે આ ત્રણે ગુણો એમના પ્રમુખ તરીકેના ભાષણમાં તેમજ તે પછીના પરિષદ્ના કાર્યમાં પ્રકટ થયા વિના રહેશે નહિ ભૂતકાળમાં વખતોવખત પરિષદ્ના કાર્યપરત્વે વાતચિત થતાં એમના ત્રણ મહત્ત્વના સિદ્ધાંત–અન્તરના ભાવ–અમારા જાણવામાં આવ્યા છે; એક એ કે સાહિત્યપરિષદ્ તે વિદ્વાનોનો સમાજ છે, એનો દ્રવ્યસંગ્રહ સાથે સંબન્ધ કરવો ન જ જોઈએ; બીજો એ કે પરિષદ્ સાક્ષરો ઉત્પન્ન કરવા માટે નથી પણ ઉત્પન્ન થએલાઓને પરસ્પર સમાગમમાં લાવી તેઓના વિચારોનો પ્રત્યક્ષ વિનિમય અને સંશોધન કરાવવા માટે; અને ત્રીજો એ કે પરિષદ્માં બ્રાહ્મણની સાદાઈ જોઈએ, ધામધૂમ ન જોઈએ. આ ત્રણે સૂત્રો બહુ મહત્ત્વનાં છે, અને અમે આશા રાખીએ છીએ કે અત્યારે તીવ્રતાથી કાર્યોન્મુખ બનેલી

પરિષદ્ કાર્યના અતિવ્યામોહમા પડી એનુ આત્મસ્વરૂપ ભૂલી ન જાય તે માટે રા. રમણભાઈ પોતાની લાક્ષણિક શાન્ત વિમલ અને ગંભીર બુદ્ધિથી પરિષદ્‌ને યોગ્ય સલાહ આપશે.

પૂર્વોક્ત ત્રીજા સૂત્ર વિષે તો કાંઈ કહેવાનુ ન જ હોય બીજાં બે–સર્વ સંક્ષિપ્ત વચનોની રીતે–અર્ધ સત્યના જ પ્રતિપાદક છે, પણ સત્યનુ જે પાસું વિસ્મૃતિના પટથી છવાઈ જતું હોય તેને પ્રકટિત રાખવા માટે ઉપયોગી છે. મો મણ વિચારો કરતાં એક રતિ ક્રિયા વધારે કિંમતી છે એ વાત જગત્‌ના કોઈપણ વ્યવહારમાં ખરી નથી અને સાહિત્યપરિષદ્‌ના પ્રદેશમા તો એ જરૂર ખોટી છે. અત્યાર સુધી સાહિત્યપરિષદ્‌ના નિબંધો ઘણા વંચાઈ ગયા, હવે તો સાહિત્યપરિષદે કાંઈ કામ કરી બતાવવુ જોઈએ એવા ઉદ્‌ગાર આપણે ઘણીવાર સાભળીએ છીએ, અને પરિષદ્‌ની દૃષ્ટિ સંસ્થાઓ રચવા તરફ અત્યારે વળતી અને વાળવામા આવતી આપણે જોઈએ છીએ. હાલનો જમાનો વિશેષતઃ યન્ત્રોનો, સંસ્થાઓનો છે અને એ દ્વારા ઘણુ કાર્ય થઈ શકે છે એ અમે માનીએ છીએ. પણ અનાજ ઓર્યા વિનાની ઘંટી ઘર્ષણ જ કર્યા કરે, એમાથી લોટ નીકળે નહિ–એટલુ ધ્યાનમા રાખીને જ ઘંટી ફેરવવા અમારા ભાઈઓને અમારી વિનંતિ છે. કોઈ કહેશે કે અનાજ પણ ઘંટીમાં આકાશમાથી ઊતરશે? અનાજ ઉત્પન્ન કરવા માટે પણ ખેતીની યાન્ત્રિક યોજના જરૂરની છે. આ કહેવુ ખરૂ છે, પણ અર્ધું જ ખરૂ છે મનુષ્ય જીવે છે–સુંદરતાથી જીવે છે–તે માત્ર અનાજ ખાઈને જ નહિ, પણ સુંદર વૃક્ષો ઉપરથી લચતા ફળ ખાઈને પણ, એ ફળ ઘંટીમા ઓગતાં નથી–प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते। તે સાથે, મનુષ્યને અનાજની પણ જરૂર છે ખરી. આ રીતે સાહિત્યસૃષ્ટિના બે ભાગ પડે છે, એક અનાજ અને એક ફળ, એક યાન્ત્રિક યોજના યાને સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન થતો જ્ઞાનરાશિ, અને બીજો નૈસર્ગિક રીતે કવિપ્રતિભાના

કલ્પતરુ ઉપર ફળરૂપે જામતો રસપ્રવાહ. આ એમાથી રસપ્રવાહ ઉત્પન્ન કરવામાં પરિષદ્ બહુ ન કરી શકે, અને એ ન કરી શકે એમાં એની હીનતા પણ નથી, કારણ કે એ કાર્ય એના ઉદ્દેશમાં હોઈ જ ન શકે, એનું વિશેષ કાર્ય જ્ઞાનરાશિ ઊપજાવવાનુ છે– જો કે જ્ઞાન અને રસ વચ્ચે જેટલો સબંધ છે તેટલા પૂરતી જ્ઞાનને કરેલી સેવા રસને પણ ઉપકારક થાય છે. ઉપરની ઉપમા ફરી ઉપયોગમાં લઈને બોલીએ તો વનનાં ફળ પણ હવે બગીચામાં પ્રયત્નપૂર્વક ઊગાડીને વધારે રસીલાં અને સુંદર બનાવવામાં આવે છે. તેટલા પૂરતી પરિષદ્ પણ કુશળ બાગવાનનું કામ કરે તો કવિ-પ્રતિભાનાં ફળને પણ તેવાં જ બનાવી શકે. પણ આ કાર્ય એને માટે કઠણ છે. એનુ વિશેષ કાર્ય જે જ્ઞાનરાશિ ઊપજાવવાનુ તે પરિષદ્ વધારે સારી રીતે કરી શકે. પરિષદ્ આગળ બ્હોળા ખેડ્યા અણખેડ્યાં ક્ષેત્ર પડ્યાં છે. અને અમે આશા રાખીએ છીએ કે એ ખેડવા માટે, એમાં ખાતર પૂરવા માટે, ન્હાના ન્હાના જમીનના કટકા એકઠા મેળવવા માટે, જોઇતા કૂવા ખોદવા માટે, પાણીની લ્હેરો ખેતરમાં વાળવા માટે, ખેડૂતોનાં પરસ્પર સહાયક મડળો રચવા માટે, પરિષદ્ વિશાળ અને વિવિધ યોજના ગૂજરાત આગળ રજુ કરશે

[વસત : વર્ષ ૨૪, અક ૧૧, માર્ગશીર્ષ, સ. ૧૯૮૨]

# આઠમી ગૂજરાતી સાહિત્યપરિષદ્

આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ મુમ્બઈમાં ભરાઈ છે, અને એટલે પૂરતુ એનુ કામ સમાપ્ત થયુ છે, એનુ અવલોકન આ પત્રમાં અન્ય સ્થળે રા. રા. નરસિંહરાવની દૃઢ અને રસભરી કલમથી થશે. પરંતુ એક તન્ત્રી તરીકે અમારે માથે પણ એ સબંધી થોડાક વિચાર દર્શાવવાની ફરજ છે.

પરિષદ્, આ વખતના એના કાર્યની વિકટતાના પ્રમાણમા, બહુ સારી રીતે પાર ઉતરી એનો યશ, રા. કન્હૈયાલાલ મુનશીની કાર્યદક્ષતા અને આપણા ગૂજરાતી ભાઈઓનું સ્વાભાવિક શાણપણ એ બે કારણ વચ્ચે, શા શા પ્રમાણમાં વ્હેચવો એ નક્કી કરવું કઠણ છે તેથી અમે ઉભયને એકઠો ધન્યવાદ આપીએ છીએ. મુબાઈ પરિષદે સર્વાનુમતે યોગ્ય પ્રમુખ પસંદ કર્યા, અને પરિષદ્‌ના બંધારણ જેવુ વિષમ કાર્ય ગમે તે રીતે પણ અત્યારે કરી નાખ્યુ એ બે વાત એના કાર્યની નોંધપોથીમા મ્હોટે અક્ષરે નોંધાએલી રહેશે.

પરિષદ્‌માં પ્રમુખનું ભાષણ હંમેશા મુખ્ય ધ્યાન ખેંચે છે, અને એનો ઉદ્દેશ પરિષદ્‌ના કાર્યમાં રસ લેનાર શ્રોતાઓ ઉપરાંત બહારના જનોને પણ કેટલીક વસ્તુસ્થિતિ અને કેટલીક કાર્યદિશા દર્શાવવાનો હોય છે. આ કામ રા. રમણભાઈના ભાષણે ઉત્તમ રીતે કર્યું છે. જેઓને દારૂખાનાની હવાઈઓના રગ જ જોવાનુ ગમે છે, તેમને

રા. રમણભાઈએ કરેલી ખેતરના પાકની આંકણી નીરસ લાગી હશે, પણ જેઓને આપણા સાહિત્યની ખરી સ્થિતિ જાણવાની ઉત્સુકતા હોય, અને એને સુધારવાના ઉત્સાહ માત્રથી જ મત્ત રહેવા કરતાં માર્ગ જાણવાની અધિક ઇચ્છા હોય તેમને આ ગંભીર, નિખાલસ અને પ્રૌઢ વિચારકનું ભાષણ ફરી ફરીને વાંચવા અમારી ભલામણ છે.

"ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ જે સાહિત્યપરિષદ્નું લક્ષ્ય છે" તે સિદ્ધ કરવા માટે રા. રમણભાઈએ 'શિષ્ટતા' ઉપર ખાસ આગ્રહ દર્શાવ્યો છે. અને 'શિષ્ટતાની સંપત્તિ' માટે લેખમાં જે અંશો જરૂરના છે તેની ગણના પોતે આ પ્રમાણે કરી છેઃ

(૧) બહુશ્રુતપણાના સંસ્કાર ઉત્તમ લેખોનાં વાચન અભ્યાસ તથા વિવેચનથી વિદ્વતાના સંસ્કાર કેળવ્યા વિના લેખ લખવા જતાં લેખ ગ્રામ્યતા, અજ્ઞાન અને અપરિપક્વતાવાળા તથા કઠોર લાગે છે. (૨) વાણી અને વિચારની શુદ્ધતા, સામર્થ્ય અને ઉદાત્તતા, વિચારના તત્ત્વમાં અને તેના ઉચ્ચારણમાં નિર્મળતા ન હોય, સુસંસ્કારિતા ન હોય ત્યાં જુગુપ્સા ઉત્પન્ન થાય છે જેમાં ઉદાત્તતા ન હોય, કે વાંચનારના ચિત્તને ગ્રહણ કરવાની અને ઉચ્ચ માર્ગે દોરવાની તથા ઉચ્ચતાનું દર્શન કરાવવાની શક્તિ ન હોય તે મોળું, નિર્વીર્ય થઈ પડે છે. (૩) અપૂર્વતા અને કલ્પનામયતા લેખકનો કોઈ ખાસ સંદેશો છે, તેના વક્તવ્યમા અથવા ઉક્તિ પ્રકારમાં કાંઈ નવીનતા છે, તેના ચિત્તે કાંઈ ઉડ્ડયન કર્યું છે, અર્થને પ્રકાશિત કરવા કંઈ કલ્પનાનો આશ્રય કર્યો છે, એમ લાગે ત્યાં સુધી આકર્ષકતા નથી આવતી. (૪) વિષયનિરૂપણ ગંભીરતાવાળું. વિવેકવાળું અને સમતોલ-પણાવાળું હોવું જોઈએ. વિષયના નિરૂપણમાં ઉછાંછળાપણું, તોછડાપણું, બાલિશતા. પક્ષપાતીપણું. વિવેકહીનતા અથવા અવિચારી અત્યુક્તિ જણાય ત્યારે તેનું સામર્થ્ય ન્યૂન થાય છે, લેખક ઉપર માનવૃત્તિ થતી નથી, અને તેનુ લખાણુ આદરને પાત્ર થતું **નથી,**—

તથા નિરૂપણ અસર કરી શક્તું નથી (૫) લેખનશૈલીમા ઓજસ્, પ્રસાદ તથા માધુર્ય હોવા જોઈએ સસ્કૃત આલકારશાસ્ત્રમા લેખનના આ ગુણો આવશ્યક કહ્યા છે, ઓજસ્‌થી શૈલીમા વીર્ય,' ચિત્તનો વિસ્તાર કરનારી દીપ્તિ તથા સ્ફૂર્તિ આવે છે અને તે વિના મદતા વ્યાપે છે પ્રસાદથી અર્થની સ્પષ્ટતા થાય છે, ભાષામા નીતર્યા પાણી જેવી સ્વચ્છતા અને વિશદત્વ આવે છે. તે ન હોય તો લેખન ડોહોળાઈ ગયેલુ લાગે છે એકને બદલ અનેક અર્થનો ભાસ થવાથી ગૂચવાડો થાય છે, અને અર્થરહિતતાની શકા નડે છે. માધુર્યથી ભાષામા મીઠાશ આવે છે, નિરૂપણ રમણીય લાગે છે, તેની રુચિકરતાથી મનોરજકતા વ્યાપે છે તથા નિરૂપણ આકર્ષક થાય છે આ રીતે આ ગુણો લેખનમા આવશ્યક છે "

ભાષાના ઉચ્ચ ગુણો માટે અત્યન્ત અજ્ઞાન અને અનાદરથી ભરેલા જમાનામાં શિષ્ટતા માટે આગ્રહ અને એના અન્તર્ગત ગુણોનુ પૃથક્કરણ ખરેખર ઉપયોગી થશે

કાવ્યસાહિત્ય વિષે બોલતા ગ. રમણભાઈ કહે છે —

"પિંગળના અનાદર સાથે વ્યાકરણનો અનાદર પણ પ્રવર્તમાન થવા લાગ્યો છે તથા અલકાર ઔચિત્યવાળા તથા રુચિકર હોવા જોઈએ એ વાત ઉપર પણ દુર્લક્ષ થવા લાગ્યુ છે. એક પ્રકારની શિથિલતાની જોડે અનેક પ્રકારની શિથિલતા નિભાવી લેવાની વૃત્તિ થાય છે."

તે પછી 'કાવ્યેતર સાહિત્ય' ઉપર આવતા એમા મુખ્ય જે નવલકથાનું સાહિત્ય તેની નિર્બળતાના કારણ રા રમણભાઈએ બહુ સચોટ રીતે બતાવ્યા છે

"નવલકથાસાહિત્યનો વિશેષ વિકાસ શક્ય છે અને આવશ્યક છે, પણ એ કાર્ય કરનારા લેખકોનુ બાહુલ્ય ગુજરાતી ભાષામા નથી. ઐતિહાસિક કથાની રીત માટે ઇતિહાસનો બહોળો અભ્યાસ આવશ્યક-

છે, અને સાંસારિક લોકજીવનના ચિત્ર માટે કલ્પનાશીલતાની આવશ્યકતા છે. તથા સાંસારિક જીવનમાથી નવલકથામાં દાખલ કરી કાયમ રાખવાના અંશો ચુંટી કાઢવાની નિપુણતા તથા તે પર તત્ત્વાન્વેષણની દૃષ્ટિ રાખવાની શક્તિ આવશ્યક છે. એ સર્વમાં અદ્દભુતતા તથા કુશળ વસ્તુસંકલના અને ભાવનામયતા આવશ્યક છે. સાસારિક લોકજીવનના ચિત્રમાં વર્તમાન પ્રશ્નો સૂચવવાનો તથા તેનું પૃથક્કરણ કરવાનો પ્રયાસ આવવો જોઇએ અને એ પ્રશ્નો ઉકેલવાનો પ્રયાસ આવવો જોઈએ. અદ્દભુતતા માટે તો કહેવુ જોઈએ કે ગૂજરાતી પ્રજાના જીવનમાં અદ્દભુતતા ઝાઝી રહી નથી. અને હિંદુસ્તાનના સામાન્ય જીવનમા પણ તે રહી નથી. મેં એક પ્રસગે કહ્યા હતાં તે વચનો અહીં ઉતારી કહીશુ કે "હિંદુસ્તાનમાથી જગલો કપાઈ ગયા છે, પ્રાન્તો વચ્ચેના યુદ્ધ બધ થઇ ગયાં છે, પગરસ્તાની લાંબી મુસાફરીઓ અને વણઝારાની પોઠો નાબુદ થઈ ગઈ છે. તેથી અદ્દભુત વાર્તાઓના પ્રસંગ રહ્યા નથી તેમજ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રોની સફર કરવાને પ્રજાને ટેવ બન્ધાઈ નથી, અને એ રીતે જીવનવ્યવહારમા અદ્દભુતતાના અંશ આણી શકાય તેમ નથી" એક બીજુ કારણ કહેવા જેવુ એ છે કે પ્રજામાં સમૃદ્ધિ રહી નથી તેથી મોજશોખ, સુખોપયોગ કે જાહોજલાલીને લીધે અદ્દભુત પ્રસગો ઉત્પન્ન થવાનો અવકાશ નથી. "પણ પ્રજાનું જીવન પ્રબળ ભાવનાથી ધબકારા મારી રહ્યું છે. રેલ્વેથી, ટપાલથી, અને વર્તમાનપત્રોથી આખા હિંદુસ્તાનમાં એક નગર પેઠે સંકલ્પોની આપલે થાય છે, પ્રેમના અને ચારિત્ર્યપ્રભાવના અનેક અવસર ઉત્પન્ન થાય છે, ત્યા નવલકથાની અસાધારણ મોહકતા દર્શાવવા માટે જોઈએ તેટલા પ્રસગ મળે તેમ છે અને સિદ્ધાંતો ચર્ચવા માટે જોઈએ તેટલી સામગ્રી મળે તેમ છે.' પરંતુ, નવલકથા લખવાના શોખવાળા લેખકોની શક્તિનો વ્યય માસિકોમા અલ્પ પ્રમાણની અને ટુંકી વસ્તુની નવલકથા લખવામાં થઇ જાય છે. વિસ્તારી કથા લખવા જેટલો પ્રયાસ કરવાની તથા

કલ્પનાપ્રભાવ દોડાવવાની શક્તિવાળો નવલકથા લેખકવર્ગ હજી બંધાયો નથી."

વર્તમાન ગૂજરાતી નાટક અને રંગભૂમિ વિષે બોલતાં, એ બે વસ્તુના પ્રસિદ્ધ દોષો બતાવવાની સાથે એ માર્ગે સુધારો કરવા માટે અનેક દેશોના સમર્થ નાટકકારોની દષ્ટિઓના ઊંડા અભ્યાસ અને ગંભીર દષ્ટિની આવશ્યકતા પોતે બતાવે છે

"શિષ્ટ લેખકો તરફથી નાટકો લખાય અને રંગભૂમિ ઉપર તે ભજવવાની ગોઠવણનો શોખ ખાતર ભજવનાર (amateur) વર્ગ તરફથી પ્રયાસ થાય, આમ થાય તો જ નાટકસાહિત્ય અને રંગભૂમિનો ઉત્કર્ષ થાય, ઉત્તમ પ્રકારના નાટકો રચાય અને પડદા, રોશની વગેરે કૃત્રિમ સામગ્રીના બાહુલ્ય વિના તે ભજવાય તથા જ્યાં મનોભાવનો સંગીતમય આવિર્ભાવ યથાયોગ્ય હોય અથવા સંગીતનો ખાસ પ્રસંગ હોય ત્યાં જ નાટકમાં સંગીતનો પ્રયોગ થાય આવી અનુકૂળતા આવી મળે તો નાટકસાહિત્ય તથા રંગભૂમિની ઉન્નતિ થાય અને સંગીતનું ગૌરવ સચવાય રંગભૂમિ અને નાટકસાહિત્યની ગતિ સમકાલીન હોય છે અને રંગભૂમિ રસિકતાને અનુકૂલ હોય તે વિના નાટકસાહિત્ય પરિપૂર્ણ સામર્થ્યથી અદ્ભુત થતું નથી નાટક માટે જે વિશેષ પ્રતિભા આવશ્યક છે તે પ્રયત્ન કરી ઉપજાવી શકાતી નથી, પણ તેના આવિર્ભાવને જે કૃત્રિમ સામગ્રીઓનો અંતરાય નડે છે તે દૂર કરવાથી તે પ્રતિભા જ્યાં હોય ત્યાં તેનો વિકાસ થાય એ શક્ય છે. આ માટેની અભિલાષા પ્રકટ કરતા એ આશા દર્શાવીશું કે અનેક દેશોના સમર્થ નાટકકારોની કૃતિઓનો ઊંડો અભ્યાસ ગુજરાતના વાચકવર્ગમાં ફેલાશે અને જનસ્વભાવપરીક્ષા તથા કલ્પનાના ઉડ્ડયન વડે પાત્રાલેખનની તથા વસ્તુસંકલનાની કળા વિકાસ પામશે. વ્યવહારના અને વાતચીતના સામાન્ય પ્રસંગો ઊંડા હૃદયાન્વેષણ વિના લઘુભાગ કથામાં દાખલ કરવાનો હાલના યુરોપના

નાટકસાહિત્યનો ધ્વનિ ગુજરાતીમાં આણવાનો કેટલોક પ્રયાસ થાય છે, પરંતુ સર્વાનુભવરસિક કવિતાની ગહનતા યથાર્થ રીતે દર્શાવનારું સાહિત્ય થાય તે પછી એવા લઘુભાર સાહિત્યનો અવકાશ આવે. હાલ તો પાત્રોના સ્વભાવનાં સૂક્ષ્મ પૃથક્કરણ તથા અન્વેષણ કરનારા નાટકોના સાહિત્યની આવશ્યકતા છે. અમુક જાતના મનુષ્યસ્વભાવ વિધવિધ પ્રસંગો આવતા કેવા પરિવર્તન પામે છે, કેવાં વચન ઉચ્ચારે છે, અને કેવા આચરણ આચરે છે એ સૂક્ષ્મ પરીક્ષા કરવાની અને પ્રકટ કરવાની શક્તિ ન ખીલે ત્યાં સુધી નાટકસાહિત્ય સામર્થ્યહીન રહે છે, અને એવા સામર્થ્યનો ઉલ્લાસ થતાં પહેલાં નાટકકારો એ શક્તિ અજમાવવાનો પ્રયાસ છોડી દઈ લઘુભાર રચનામાં પ્રવૃત્ત થાય તો નાટકસાહિત્યનો ઉદય શક્ય નથી."

આ સમ્બન્ધમા રા. રમણભાઈ સાથે અમારો થોડોક મતભેદ છે અમને લાગે છે કે શોખ ખાતર નાટક ભજવનાર (amateur) વર્ગ પોતે માને છે તેટલી અભિનયશક્તિ ધરાવતો હોતો નથી, અને અન્ય કળાઓની માફક અભિયનકળા પણ લાંબા અનુભવથી જ [illegible]રિપાક પામે છે. એક જ શેક્સપિયરની કૃતિ જુદીજુદી રીતે [illegible]મઝીને જુદીજુદી રીતે અભિનયમા ઊતારવામા આવે છે, એ [illegible]રા લાંબા પરિચય અને અસાધારણ પ્રતિભાનું જ ફળ હોય છે. ધ્યાનમાં લેતાં આપણો કેળવાએલો વર્ગ માત્ર શોખ ખાતર કે [illegible]ાગ ખાતર નાટક ભજવીને બેસી ન રહેતાં શોખથી એ ધંધામાં જ [illegible] તો જ દીર્ઘ અનુભવ અને તેજસ્વી પ્રતિભા એનું કાર્ય કરે, ગૂજરાતની રંગભૂમિ નવું રૂપ ધરે.

"પ્રૌઢ સુન્દર ગદ્યશૈલી માટે ઇતિહાસના અહોળા સાહિત્યની [illegible]યકતા છે.'—"અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર એ વિષયોનુ સાહિત્ય ગુજરાતી ભાષામાં છે જ નહિ. તે એ

ચારપાચ ભાષાન્તરોથી પૂરાય તેમ નથી એ શાસ્ત્રના અભ્યાસમાં નિપુણ પંડિતો તરફથી નવા મૌલિક (original) ગ્રંથો એ વિષયના રચાય ત્યારે એ સબન્ધી સાહિત્ય થવા માંડે અને એ વિષયના વિચાર તરફ લક્ષ જતા નવા વિચાર પ્રદર્શિત કરવાની વૃત્તિ થવા માડે. જાહેર જીવનના પ્રસંગોમાં આ વિષયોની છુટક ઉપલક્યિા ચર્ચા કરવા આપણે તત્પર રહીએ છીએ, પરંતુ આ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો શ્રમ લેવાની ઇચ્છા આપણામા વિદ્યમાન નથી. એ વિષયોના ન્હાના નિબંધ હજી લખાવા માડયા નથી તો વિસ્તારી પરીક્ષાવાળા ગ્રંથો—શ્રમસાધ્ય ગ્રંથો લખવાની હાલ શી રીતે આશા રાખી શકીએ ?"

"ઇતિહાસ, જીવનચરિત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અને રાજનીતિશાસ્ત્ર, સરખા વિષયો ઉપર પ્રૌઢ ગ્રંથો લખાય, માત્ર તવારીખના ઇતિહાસ સબંધી નહિ પણ લોકજીવનનો ઇતિહાસ, ધર્મનો ઇતિહાસ, એ વગેરે ઇતિહાસના ગ્રંથો લખાય—તે વિના ગુજરાતી ભાષાનુ ગદ્ય સમર્થ વેગવાન અને વિવિધ વિષયોને પહોંચી વળનારૂં થવાનુ નથી. આધ્યાત્મિક વિષયો સબન્ધી, નીતિમીમાસા સંબન્ધી અને તત્ત્વચિંતન સબન્ધી મૌલિક ગ્રંથોની પણ અપેક્ષા છે."

રા. રમણભાઈની સાચી પણ શ્યામરંગી પીછીએ ચીતરેલી રજનીથી હૃદય મૂઝાતું હોય તો હવે સત્કારમંડળના પ્રમુખ રા. કૃષ્ણલાલ ઝવેરીના ભાષણ તરફ વળવુ ઠીક પડશે નીચેનો ઊતારો એ આપણી નસોમા આશા અને ઉત્સાહનુ બળ પૂરવા સમર્થ છે.

"આપણા સાહિત્યની સર્વાંગે ઉન્નતિ એ આપણી પરિષદ્‌નુ ધ્યેય છે. એ ધ્યેયને આપણી સાહિત્યરસિક વ્યક્તિઓએ લાંબા કાળથી પોતાની દૃષ્ટિ આગળ રાખી કામ કર્યું છે. પ્રેમાનન્દના અંતઃકરણને જે 'ધગશ' ધગધગાવતી હતી તે જ 'ધગશે' કવિ

નર્મદાશંકરના અંતઃકરણને પણ હચમચાવી મૂક્યુ હતું, અને હાલના સમયમાં પણ જે સેંકડો પુસ્તકો, લાંબી નવલકથાઓ, ન્હાની ન્હાની વાતો, કાવ્યના ગ્રંથો, ચોપાનિયાં, ખબરપત્રો, દિનપ્રતિદિન પ્રસિદ્ધિ પામતાં જાય છે, તે પણ એ જ 'ધણશ'ની સાક્ષી પૂરે છે. 'સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી'*થી માંડીને 'સિદ્ધરાજ જયસિંહના રંગ'થી

'પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત—'
'હિન્દુ, મુસલમિન, પારસી સર્વે,
માત! અમે તુજ બાળ
અંગ ઉમગ ભરી નવ રગે
કરિયે સેવા સહુ કાળ.'

એ શ્લોકો ત્રણુમેં વરસના અરસામા ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષનો પ્રવાહ સતત વહ્યા કર્યો છે તેના સાક્ષીભૂત છે. એ પ્રવાહ હજુ પણ 'જવલંત, જીવંત' છે, અને તેની સાબિતી એ આજથી શરૂ થતી આપણી પરિષદ્."

"ગુજરાતમાં તો અલબત સાહિત્યસમુદ્રનુ મંથન ઘણા વેગથી ચાલે છે. એ વલોણાની રવઈને બાંધેલાં નેતરાને ખેંચવામાં પુરુષ, સ્ત્રી, બાળક સૌ પોતપોતાની શક્તિ મુજબ ભાગ આપે છે. સ્ત્રીકેળવણીએ વધારે જોરથી પોતાનું અસ્તિત્વ બતાવવા માંડ્યું છે, અને બી. એ. ની પદવી ધારણ કરેલી અથવા તો તેથી થોડી ઊતરતી કેળવણીવાળી આપણી બ્હેનોના એક ઝૂમખાએ સાહિત્ય

* આ પંક્તિ પ્રેમાનન્દની કૃતિ છે કે નહિ તે જુદી વાત છે, પરંતુ પોતાની ભાષાની ઉન્નતિ માટેની એની લાગણીનુ પ્રતિબિંબ એમાં આબેહૂબ પડે છે.

ખેડવામા સ્તુત્ય ભાગ લેવા માડ્યો છે. વળી વિશેષમાં બાળકો પણ પોતપોતામા નિર્દોષ સાહિત્યખેલ કરી રહ્યા છે એમના હસ્તલિખિત માસિકો, પાક્ષિકો જેમના જોવામા આવ્યા હશે તેઓ જરૂર સહર્ષ તેની કદર કરશે. એમાંના કેટલાંક ચિત્રમય, સાહિત્યરસિક, કલારસિક થતા આવે છે. પાછળ પડી ગયેલુ સૌરાષ્ટ્ર પણ હવે ખોએલો વખત પાછો મેળવવા એકપગે થઈ રહ્યુ છે છેલ્લા ત્રીસચાળીસ વરસમા સૌરાષ્ટ્ર મોખરે આવી ગયુ છે એટલુ જ નહિ પણ મહાત્માજીના મહાસત્રની શરૂઆત થયા બાદ તો કાઠીઆવાડીઓએ પોતાના પ્રદેશના ઐતિહાસિક સાહિત્ય, લોકસાહિત્ય, ગીતસાહિત્ય વગેરેની કીંમત પૂરેપૂરી આકી તેને પ્રસિદ્ધિમા લાવવા માટે એકસરખો પ્રયત્ન આદર્યો છે સૌરાષ્ટ્રથી પણ વધારે પાછળ પડેલો કચ્છ પ્રદેશ—જેને અત્યાર સુધી કોઈ ગણતરીમા લેતુ ન હતુ તેણે પણ પોતાનો બહાર જણાવવા માડ્યો છે ગુજરાતની બહાર વસતા ગુજરાતીઓ, જેના વસ્તીસ્થાનને—પછી તે હિન્દુસ્તાનમા હો કે હિન્દુસ્તાનની બહાર આફ્રિકા, એશિયા, યૂરોપમા હો,—મહાગુજરાત અથવા બૃહદ્ ગુજરાત એવુ નામ આપવામા આવ્યુ છે, તેઓ પણ પોતાની માતૃભાષા માટે મગરૂરી લઈ કાઈ ને કાઇ તેના સાહિત્યમા ફાળો આપે છે એ રીતે જોતા ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય પ્રત્યે પૂર્વે જે ઘૃણા જોવામાં આવતી હતી તે લગભગ નીકળી ગઈ છે એમ કહીએ તો ચાલે "

પરિષદ્મા વચાએલા નિબન્ધો વિષે, અને વિશેષત પરિષદના સર્વ ભાષણોમા નિર્વિવાદ રીતે ઉત્તમ ગણાઈને વખણાએલા 'કલા' વિષેના સર મનુભાઈ નન્દશકરના ભાષણ વિષે, અમે આગળ ઉપર લખીશું. આજ આ પરિષદ્નું છ્વાતુભૂત અને લાક્ષણિક કાર્ય જે 'બંધારણ' તે વિષે ત્રમાગ વિચાર દર્શાવી આ નોધ સમાપ્ત કરીશું

ત્રીજી રાજકોટ પરિષદ્‌માં ત્યાંના વાતાવરણનો લાભ લઈ 'ભંડોળ' ઊભું કર્યું, તેનો યશ કે અપયશ રા. બળવંતરાય ઠાકોરને જ છે. તે પહેલાં એ દિશાનો વિચાર સરખો અન્ય કોઈ કાર્યકર્તાને સૂઝેલો નહિ. તે વખતે રા. રમણભાઈને અને મને પરિષદ્‌ના દેહમાં કલિનું બીજ નખાય છે એમ ભીતિ ઉત્પન્ન થએલી. પરંતુ રા. બળવંતરાયના કામની ચોકસાઈ અને નિષ્પક્ષપાતતા એ બે કારણોને લીધે એ ભીતિ ખરી પડવાનું તુરત કાંઈ ચિહ્ન દેખાયું નહિ. પછી જતે દહાડે અમદાવાદ પરિષદ્‌મા જ્યારે રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ પરિષદ્‌ને દસ હજાર રૂપીઆનું દાન કરવાનું વચન આપ્યું ત્યારે રા. બળવંતરાયના 'ભંડોળ'ના પ્રશ્ને બેડોળ રૂપ ધારણ કર્યું: 'ભંડોળ' ઉપર કોનો અધિકાર!—એની માલકીનો પ્રશ્ન બાજુ પર રાખતાં, એનો વહીવટ કોણ કરે? એ ભંડોળ પરિષદ્‌ને કેમ ન સોંપાય?—એ ચર્ચા જોરથી ચાલવા માંડી. અને પરિષદ્‌માં મળવું એટલે વિદ્યાના વિનોદ કે વિનિમય માટે નહિ, બલ્કે 'જોડણી'ના નિયમો ઘડવા માટે નહિ, પણ 'ભંડોળ'—ને પરિષદ્‌ના કાબુમાં લાવવા માટે, એમ કેટલેક ભાગે થઈ પડયું. પહેલા બે વિષયોમા જેઓ ભાગ લઈ ન શકે તેમને માટે આ 'ભંડોળ'ના કુરુક્ષેત્રમા ભાગ લેવો સહેલો હતો. 'ભંડોળ'ની માલકી તો પરિષદ્‌ની જ, પણ પરિષદ્‌નું યોગ્ય બંધારણ રચાયા વિના એ એને સોંપાય નહિ એ રા. બળવંતરાયનો વાંધો વાજબી હતો, અને એ વાંધો દૂર કરવા સારૂ રા. મુનશી વગેરેની સલાહથી પરિષદ્‌નું બંધારણ તૈયાર કરીને રજિસ્ટર્ડ કરાવવાને ભાવનગરની પરિષદે એક કમિટિ નીમી. અને એ કમિટિએ એ કાર્ય ભેગી ત્વરાથી—મુંબઇ પરિષદ મળતાં પહેલા—કરી નાખ્યું. એટલું જ નહિ, 'બંધારણ'નો પ્રશ્ન હવે 'ભંડોળ'નો પ્રશ્ન મટી વધારે વ્યાપક થયો. અને અત્યારે ગૂજરાતનું ઉત્સાહી યુવક સાક્ષરમંડળ બંધારણના કોઈ અપૂર્વ સાહિત્યયુગના કિરણો ફૂટતા જુવે છે.

મુબાઈની પરિષદે પસાર કરેલુ બધારણુ એકમે પરિષદ્ પછી એનુ સ્થાયી સ્વરૂપ પકડશે, અને આગળ જતા, ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાયટિ અને ફૉર્બ્સ સભાના પ્રકારની આ એક સસ્થા થઈ રહેશે અત્યારે ગૂજરાતમા પુસ્તકપ્રચારક પાચ છ સસ્થાઓ છે. તેમા એકનો ઉમેરો થાય તેથી જેટલો લાભ થાય તેટલો જ લાભ અમે આ બધારણુની રચનામા જોઈએ છીએ, ને તેટલા પૂરતો જ હર્ષ પામીએ છીએ પરતુ એ સામે અમારાથી એક વાત ભૂલી શકાતી નથી કે પરિષદ્ જે દહાડે એક પુસ્તકપ્રચારક મડળ થઈ રહેશે તે જ દહાડે એનુ સ્વત્વ નાશ પામશે. બધા જ મેજખુરસી બનાવનાર સુથારના કારખાના થઈ જશે, તો ચિત્રકાર અને શિલ્પકારનુ ભાવનાત્મક કામ કોણ કરશે? પરિષદનુ કામ સાક્ષરી ફર્નિચર ઘડવાનું કે મકાન ચણુવનુ નથી પણ જેઓ એ જાતનુ ઉપયોગી કાર્ય કરવામા પડયા હોય તેમને આકૃતિ દોરી આપવાનુ કામ જ એનુ છે. લોકમત, વિદ્વન્મત, તાજો વિચાર, પરિપકવ વિચાર, એ સર્વને એકત્ર કરી, એમાથી સાહિત્યવિકાસની દિશાઓ શોધી કાઢવી, અને પથિકોને તે બતાવવી એ પરિષદ્નો એક મુખ્ય હેતુ અને ઉચ્ચ અધિકાર છે. પરિષદ્ પોતે જ ખભે પોટલા બાંધી વટેમાર્ગુ થઈ એક માર્ગે ચાલવા માડશે તો પથિકોને માર્ગદર્શન કોણ કરાવશે?

હાલની પુસ્તકપ્રસારક મડળીઓની માળામા પોતે એક મણકા રૂપે ઉમેરાવુ એ પરિષદ્નુ કામ નથી. એણે તો એ મંડળીઓના દેહમા છૂટા વાતાવરણમાથી એક પ્રાણરૂપે પ્રવેશ કરતા રહેવાનું છે, એ રીતે જ એ પોતાના અસ્તિત્વનુ સાફલ્ય કરી શકે, અને ફૉર્બ્સ સભા, ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ વગેરે સ્થપાએલી સંસ્થાઓને બહુ ઉપયોગી સાહાય્ય આપી શકે.

ટૂંકામા—'Conference' અને 'Institution' વચ્ચે

તાત્ત્વિક સ્વરૂપત. ભેદ છે. પરિષદ્ જે તત્ત્વત: સ્વરૂપત. 'Conference' જ છે એને "Intitution' કરવાનો પ્રયત્ન કરવો એટલે એકને સ્થાને બીજો પદાર્થ જ સ્થાપવો એમ અમને લાગે છે. તથાપિ આપણે આશા રાખીશું કે પરિષદ્‌નું બંધારણ પરિષદ્‌નું વિઘાતક ન નીવડે તે માટે ઘટતા ઉપાયો લેવાશે શા લેવાય છે એ ઉત્સુકતાથી જોઈશું.

[ વસન્તઃ વર્ષ ૨૪, અંક ૧૨, પોષ, સં. ૧૯૮૨ ]

# દશમી ગૂજરાતી સાહિત્યપરિષદ્

દશમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ આ ડીસેમ્બરની તા. ૧૨–૧૩ મીએ નડિયાદમા મળી અને પરિષદ્‌ના બધારણના પ્રશ્નનો નીકાલ કરી નાખ્યો અમે પરિષદ્‌ના બધારણ માટે કદી ઉત્સાહ ધરાવ્યો નથી* પરતુ અમારા અન્ય બધુઓનો આગ્રહ અને એમાથી ઉત્પન્ન થએલા રાગદ્વેષ સાહિત્યના ઉત્કર્ષમા સહાયભૂત ન થતા, બલ્કે એની આડે આવતા, તેથી એ પ્રશ્નનો જેમ બને તેમ જલદી નીવેડો થઈ જાય તો સારૂ એમ અમને હમેશા રહ્યા કરતુ આ સબન્ધી ઝગડા પૂરેપૂરા શાન્ત કરવા માટે સર્વાનુમતે નિર્ણય થવાની જરૂર હતી, અને તે પ્રમાણે થયુ તેથી અમને અત્યન્ત હર્ષ થાય છે સાહિત્યપરિષદ્ સાથે બહુ વખતથી જોડાએલા કોઈ પણ સાક્ષર કરતા, ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે લાગણી ધરાવનાર છતા તટસ્થ એવા કોઈ સુજ્ઞ પુરુષની પ્રમુખ તરીકેની આ વખતે પસદગી કરવી વધારે ઇષ્ટ હતી, અને એ દૃષ્ટિબિન્દુથી નડિયાદનિવાસી સાહિત્યપ્રેમી સજ્જનોએ રા. રા ભૂલાભાઈ જીવણજી દેસાઈને પ્રમુખ તરીકે પસદ કરીને પ્રસગનુ તાત્ત્વિક સ્વરૂપ સમજવામા ઊડી બુદ્ધિ દર્શાવી એટલુ જ નહિ, પણ ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ના ભાવી ઉત્કર્ષને એક મ્હોટી સેવા કરી એમ અમારૂ માનવુ છે આ પસદગી

---

* જુઓ મુબઇમા મળેલી આઠમા સાહિત્ય પરિષદને ટાંકણે અમે જણાવેલા વિચાર. જુઓ પૃ. ૧૩૧, ૧૩૩, ૧૬૬. સ.)

કરવામાં એ સજ્જનોએ પરિષદ્ના અંધારણના નિર્ણય માટે રા. ભૂલાભાઈનું કાયદાનું જ્ઞાન બહુ ઉપયોગી થશે એ દૃષ્ટિ જ રાખી હોય એ સંભવિત છે; અને જે ભાઈઓએ આ પસંદગી સામે આક્ષેપ કર્યો છે એમને રા. ભૂલાભાઈના કાયદાની વિદ્વત્તા સિવાય એમને વિષે બીજું કાંઇ પણ જાણવામાં ન હોય તો નવાઈ નહિ. પરંતુ અમારો પોતાનો રા. ભૂલાભાઈ સાથે લાંબા સમયનો પરિચય હોઈ અમે મૈત્રીના પક્ષપાતથી નહિ પણ વસ્તુના જ્ઞાનપૂર્વક કહીએ છીએ કે રા. ભૂલાભાઈ ગૂજરાતી સાહિત્યના કેવળ અનભિજ્ઞ કે એ સાહિત્ય માટે રુચિહીન એવા પુરુષ નથી. 'વસન્ત' પત્રના આદિકાળમાં અમે જે કેટલાક વિદ્વાનોનો સહકાર મેળવી શક્યા હતા તેમાંના એ એક હતા, અને સરસ્વતી દ્વારા લક્ષ્મીની ઉપાસના એમણે અંગીકાર કરી ન હોત તો આજ સરસ્વતીના ઐકાન્તિક ભક્ત તરીકે ગૂજરાતમાં સારી પ્રતિષ્ઠા પામ્યા હોત. એમને પ્રભુએ શીઘ્ર, તીક્ષ્ણ અને વસ્તુગ્રાહી બુદ્ધિ અસાધારણ માપમાં બક્ષી છે, અને તેથી ગૂજરાતી સાહિત્ય અત્યારે શી સ્થિતિમાં છે અને એની જરૂરિયાત શી છે એ વિષે એમના એક તટસ્થ વિદ્વાન તરીકેના વિચાર શ્રવણ અને મનનને પાત્ર છે. સર ફિરોઝશાહ મહેતા યુનિવર્સિટિ સેનેટમાં પ્રોફેસરો ઉપરાંત બહારના કેળવાએલા અને વ્યવહારદક્ષ પુરુષોની અપેક્ષા રાખતા એટલું જ નહિ, પણ 'વિશિષ્ટ વિદ્વાનોના જુલમ' ('tyranny of experts') થી કેળવણીને બચાવવા માટે એવા પુરુષોની સેનેટમાં જરૂર છે એમ કહેતા. અમને લાગે છે કે એ જ ધોરણે રા. ભૂલાભાઈ જેવા કાઇક બહારના પુરુષના પ્રમુખસ્થાનેથી દર્શાવેલા વિચારોને અમે કિંમતી ગણીએ છીએ.

રા. ભૂલાભાઈએ ગૂજરાતી સાહિત્યમાં કાંઈ સેવા કરી નથી, અને પરિષદ્નું પ્રમુખસ્થાન તો એવી સેવાના બદલારૂપે મળવું જોઈએ એવી દલીલ એમની પ્રમુખ તરીકેની પસંદગી સામે થઈ હતી પણ અમને પ્રમુખની પસંદગી માટેનુ આ ધોરણ સાંકડું લાગે

છે. પરિષદ્‌નુ પ્રમુખસ્થાન એ સાહિત્યસેવાના બદલારૂપ જ ન ગણાવું જોઈએ, પરિષદ્‌ના કાર્યનુ અને પ્રયોજનનુ કાંઈક મર્મ બતાવે, એની પ્રવૃત્તિ ઉપર કાંઈક વિશેષ પ્રકાશ નાખે, વા ભૂત, વર્તમાન અને ભવિષ્યના અવલોકનનુ કાંઈક નવુ દૃષ્ટિબિન્દુ રજુ કરે—એવા નેતાના ગુણો પ્રમુખમા હોવા જોઈએ. એ કસોટીએ તપાસતા રા. ભૂલાભાઈએ પ્રમુખ તરીકે સહુને સતોષ આપ્યો છે એટલુ જ નહિ, પણ ગૂજરાતી ભાષાના એક લેખક, વા વક્તા તરીકે ઘણાએ નહિ કલ્પેલી એવી વિસ્મયકારક શકિત એમના ભાષણમાં દાખવી છે ઉદાહરણ રૂપે એક પૅરેગ્રાફ અન્યત્ર છપાઈ ગયા છતા ફરી એકવાર અમે અહી ઊતારીશુ

“ અત્યારે ખરેખરો મન્થનકાળ છે, એનો પૂરેપૂરો લાભ લેજો સાહિત્યનો ઘણીવાર કરવામા આવે છે એવો સાકડો અર્થ કરશો નહી, તેમ જ આડબરી અર્થ પણ કરશો નહી. સાહિત્યનો ખરો આધાર વસ્તુ ઉપર છે અસલ ગુજરાત કેવુયે માતબર હશે, કોણ જાણે પણ અત્યારે તો નવુ ગુજરાત પ્રગટી રહ્યુ છે. એના તેજની રેખાઓ વડે ગુજરાત બહારના અધારા પણ અલોપ થવા માડયાં છે. એ ગુજરાતમા અત્યારે તપનો પ્રભાવ છે, દેશદાઝના ઊડા ખમીર છે, ભોળા અને નિડર ખેડૂતોની ખરી મહેનત છે, સાચી નિખાલસતા છે, અજાયબ પમાડે એવી ત્યાગની ભાવના અને ખાનદાની છે, ડહાપણભર્યા અને વ્યવહારૂ ઘરસસાર છે. અજેય અને અમોઘ અહિસાનું હથિયાર છે પ્રેમ, સત્ય અને શાન્તિનો તરવેણી સગમ છે. કવિતા, નાટક કે નવલકથા માટે એવી કઈ ભાવના અહી ઓછી છે કે તમારે પારકી આશા પર આધાર રાખવો પડે ? એવી કઈ પ્રેરણા અને વસ્તુ અધૂરા છે કે તમારે બહારથી સાધન શોધવા જવુ પડે ? એવુ જાહોજલાલીવાળુ હાલનુ ગુજરાત છે. અને એવી બરકતવાળી એની સાહિત્યસામગ્રી છે. આજે તમારી નજર સામે જે ભવ્ય ગુજરાત છે એ જ તમારા જીવત સાહિત્યની

સાચી કામધેનુ છે એવા અઢળક ધન વડે તમે શું શું પેદા નહી કરી શકો ?"

ભાગ્યે જ કોઈ સાક્ષર, ઉપરના પરિચ્છેદ કરતા, વધારે તેજસ્વી પ્રબળ અને ગૌરવભરી વાણીમાં પોતાના વિચાર પ્રકટ કરી શકે.

આ ઉપરાંત, ગૂજરાતી સાહિત્ય ઉપર વિચાર પ્રકટ કરવાનો અને ભવિષ્યનો માર્ગ બતાવવાનો એમનો અધિકાર, એમની તેજસ્વી બુદ્ધિ, ઇતર સાહિત્યનું જ્ઞાન અને સ્વાભાવિક કરેસ અને વ્યવહારુ દષ્ટિ એ વિશિષ્ટ ગુણો થકી પ્રાપ્ત થાય છે. પરિણામે એમના વિચારમા કેટલા મળવુ, અથવા તો એમણે સૂચવેલો ભવિષ્યનો માર્ગ કેટલો સ્વીકારવો એ દરેક અધિકારી વાચકના સ્વતન્ત્ર મતનો વિષય છે. પણ ક્યા પ્રમુખના વિચાર એક કે બીજા સાક્ષરે પૂરેપૂરા સ્વીકાર્યા છે ?

રા. ભૂલાભાઈએ એમના ભાષણમા સાહિત્ય અને ભાષા સંબન્ધી સામાન્ય વિચાર જણાવવાની સાથે, આપણા હાલના સાહિત્યના ઘણાખરા પ્રદેશો ઉપર દષ્ટિ નાખી છે. અને એમા પોતાને લાગ્યા તે ગુણ દોષ પણ નિખાલસ રીતે દર્શાવ્યા છે હવે આ સર્વ અંશમાં અમારો જે જે મતભેદ છે તે અત્રે ટૂંકામાં નોધીશુ, અને અમને ખાતરી છે કે જે વિદ્વાનને એમના ધંધાને અંગે હમેશા અપ્રામાણિક મતભેદ પણ કોઈ કોઈ વાર સાભળવાની ટેવ છે એ પ્રામાણિક મતભેદ જાણવા સદા તત્પર છે સાહિત્યની વ્યાખ્યામા એક સ્થળે એમણે ભાષાને તો બીજે સ્થળે વસ્તુને મહત્ત્વ આપ્યુ છે એટલે એ સમ્બન્ધી કાંઈ કહેવાની જરૂર નથી. ભાષા સાદી અને એ સામાન્ય જનતાના હૃદયને સ્પર્શે એવી હોવી જોઈએ એ કહેવુ પણ અમુક અંશે યથાર્થ છે. અને એ અંશ એમને અત્યારે ઉપેક્ષાતો લાગવાથી એ ઉપર ખાસ ભાર દીધો હોય તો તેમ કરવાનો એમને હક છે. પણ સમગ્ર સત્ય ખાતર તો કહેવું જ પડશે કે ભાષા વિચાર, ભાવ, વસ્તુ અને પ્રસંગને અનુકૂળ હોવી જોઈએ. કાર્લાઈલ યથાર્થ કહે છે કે ભાષા

એ બહારના લુગડા નથી કે જે પહેરાય અને કઢાય, એ તો શરીરની ચામડી છે કે જે શરીર થકી છૂટી પડી જ શકે નહિ વિચારની દરિદ્રતા કે ક્ષુદ્રતા ઢાકવા માટે આડમ્બરી ભાષાનો પ્રયોગ અનિષ્ટ છે, પણ 'ડિઝર્ટેડ વિલેજ'ની ભાષામા 'પૅરેડાઇઝ લૉસ્ટ' લખાય નહિ. રા. ભૂલાભાઈ મિલ્ટનથી ટેનિસન સુધીની ભાષામા સાદાઈ તરફ વલણ જુવે છે પરતુ વલણ એ માત્ર ઇતિહાસ યાને બનેલી હકીકત છે, શુ હોવુ જોઈએ એનો સિદ્ધાન્ત એ થકી બંધાતો નથી. 'વિહકાર ઑફ વેકફીલ્ડ' કે 'ગુડનેચર્ડ મૅન' કરતાં વર્તમાન અગ્રેજી નવલકથાઓ અને નાટકોની ભાષા વધારે સાદી છે, અથવા તો એ સાદાઈના કારણથી શેકસપિયર કરતા ગોલ્ડસ્મિથ કે મિલ્ટન કરતાં ટેનિસન કે શેલિ કરતા સ્કૉટ ચઢે એવાં વિધાનો ભાગ્યે જ કોઈ કરશે. જો કે અમે એ તો માનીએ જ છીએ કે યુગ યુગના શોખ જુદા જુદા હોય છે, વ્યક્તિની પસદગી જુદા જુદા કવિઓ ઉપર પડે છે, બલ્કે એક જ સહૃદયને જુદા જુદા પ્રસગે અને જુદી જુદી માનસિક સ્થિતિમા જુદા જુદા પ્રકારના કાવ્યો, નાટકો, વાર્તાઓ, નિબન્ધો વાચવનુ ગમે છે. તેથી કોઈ પણ અમુક કૃતિના ભાવ આદિના સબન્ધમા એની ભાષાની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવાને બદલે ભાષા સાદી જ હોવી જોઈએ એવુ ઐકાન્તિક મતદર્શન ભ્રમ ઉત્પન્ન કરે એવુ છે આપણા કેટલાક પારસી ભાઈઓને, અને જે અન્ય ભાઈઓનુ જ્ઞાન અને વાચન વર્તમાન પત્રોના લખાણમા જ સમાઈ રહેલુ છે તેમને, હાલના 'સાક્ષરો'ની ભાષા કઠણ લાગે એમા નવાઈ નહિ, પણ એ ભાષા કૃત્રિમ છે, અને વિચારને વધારે ચોકસ રૂપે પ્રકટ કરવા માટે વા ભાષાનુ વધારે સુન્દર રીતે વહન કરવા માટે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલી નથી, એમ ભાગ્યે જ કહી શકાશે.

આખરે ભાષા હાલના કરતા પણ સાદી હોવી જોઈએ એટલો જ રા. ભૂલાભાઈનો આગ્રહ હોય તો પરતુ એક ખડ-સત્ય તરીકે પણ નર્મદયુગ અને ગાધીયુગની વચ્ચેના ગાળાની એ કદર કરી

શક્યા નથી એ જોઈ અમને ખેદ થાય છે. ગાંધીજીએ ગૂજરાતી સાહિત્ય ઉપર કરેલી સુન્દર અસરની ઊંચી કિંમત આંકવામાં અમે કોઈથી પણ પછાત નથી. એમના અનુયાયીઓમાં શ્રીયુત કાલેલકર, મહાદેવભાઈ, રામનારાયણભાઈ, વલ્લભભાઈ વગેરેએ ગૃજરાતી ભાષામાં એક નવીન વાતાવરણ અને નવી ભાષાશલી ઉપજાવી છે એને પણ અમે આનન્દથી વધાવીએ છીએ. પરંતુ નરસિંહરાવ અને ગોવર્ધનરામ, મણિલાલ અને રમણભાઈ, મણિશંકર અને 'કલાપી', ન્હાનાલાલ અને કન્હૈયાલાલ, કૃષ્ણલાલ અને બળવંતરાય, ખબરદાર અને લલિતજી એમનો સમય ગૂજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક અન્ધકારયુગ ગયો છે એમ માનવાને અમે તત્પર નથી, બલ્કે અમે ત્યાંસુધી કહેવા હિંમત ધરીએ છીએ કે એ યુગના પ્રાસાદની ઉપલી ભૂમિકા સુધી પહોંચવાને પણ હજી ગાંધીયુગને વાર છે આ મતભેદનો નિષ્પક્ષપાત નિર્ણય તો હવે પછીનો બીજો કે ત્રીજો જમાનો જ કરી શકશે.

આમ રા ભૂલાભાઈના ભાષણની કદર કરીને અને તે પછી અમુક મતભેદનાં સ્થાનો બતાવીને–એક બે સામાન્ય વાક્યખંડ જે એમની બુદ્ધિના ઠરેલપણાનું અને હૃદયની સુરુચિનું સુન્દર દર્શન કરાવે છે એની નોંધ કરવી અમે ભૂલીશું નહિ

(૧) "જોડણીના અને વ્યાકરણના નિયમોને ડગલે ડગલે ઠોકરો મારવામાં કંઈ બહાદુરી કે મોટાઈ નથી. પરંતુ એ વિષયના ચિવટ–હદબહારની ચિવટ રાખી માથા કરતાં મણીકો ભારી કરવામાં પણ કાંઈ સાર નથી." (આનો અર્થ એવો ન થવો જોઈએ કે વિદ્વાનોની શાસ્ત્રીય ચિવટ માટે કોઈ પણ તરેહની હદ હોવી જોઈએ એ શાસ્ત્રને માન આપવું અને યથાશક્તિ અનુસરવું એ સામાન્ય સુશિક્ષિત જનની ફરજ છે અને એની શક્તિ ધ્યાનમા લઈ શાસ્ત્રને વ્યવહાર-કોટિમાં મૂકતાં જેટલો ફેરફાર આવશ્યક જણાય તેટલો તે કરવામાં વિદ્વાનોએ પણ સંમતિ આપવી એ એમનો ધર્મ છે.)

(૨) "સમાજની કાળી બાજુને કોઈ પણ જાતના મુદ્દા વિના એની અસરનો વિચાર કર્યા સિવાય, ચૂનો ઢોળવાની કુચીઆ પીછીથી બે ચાર લોગા મારી ચિતરાયલા નવલકથા અને નાટકોને હું તો ઘણા જ હાનિકારક માનું છુ પ્રામાણિકતા અને નગ્ન સત્યે કહેવાની હિમ્મતના બહાના હેઠળ, નાટકની શુદ્ધ કળાને વઠેલી ન બનાવી શકાય '

(૩) "ભાષાનો આધાર કેવળ કલ્પનાના પરદેશી સાબુના ફીણથી ઉરાડેલા ગોળા હોઈ જ ન શકે ભાષાનુ પોષણતત્ત્વ તો તે પ્રાતના સાચા જનસ્વભાવના આલેખનમા જ હોય છે." આનો અર્થ એવો નથી કે કોઈપણ લેખકે પોતાની કલ્પનાને ધરફૂકડી કરી નાખવાની છે. જગત્‌ના સાહિત્યના અનેક મ્હોટા યુગો પરદેશી સાહિત્યના સપર્કથી ઉત્પન્ન થયા છે પણ એ સપર્કથી સ્વદેશી બુદ્ધિ દબાઈ જાય છે કે એને પોતાના ખમીરમા મેળવી લે છે અને નવો અવતાર આપે છે, એ ઉપર એના ઉત્કર્ષનો આધાર છે.

પરિષદના બધારણનુ સ્વરૂપ હજી અમે જોયુ–વિચાર્યું નથી. પણ અમે ઉપર કહ્યુ તેમ એનો સર્વાનુમતે નિર્ણય થયો એથી અમને પરમ સંતોષ છે. એનો યશ પરિષદ્‌ના બાહોશ પ્રમુખ રા રા. ભૂલાભાઈને, મૂળ બધારણ કર્તા અને અત્યારે યોગ્ય ફેરફાર સ્વીકારીને સમાધાન કરવા તત્પર થએલા રા રા. કન્હૈયાલાલ મુનશીને, અને બધારણમા મૌલિક પરિવર્ત કરાવવાનો આગ્રહ ધરાવનાર પણ અત્યારે શાન્તિથી સમાધાન કરવા રાજી એવા નડિયાદના સજ્જનોને ઘટે છે

[ વસત : વર્ષ ૩૦, અક ૧૧, માગશીર્ષ, સ. ૧૯૮૮ ]

# લાઠીમાં ૧૧મી ગૂજરાતી સાહિત્યપરિષદ્

"કલાપી"ના પાટનગર લાઠી (કાઠીઆવાડ)મા અગીઆરમી ગૂજરાતી સાહિત્યપરિષદ્ થઈ, નવા બંધારણની ભાષામા બોલીએ (જો કે એ ભાષા અશુદ્ધ છે) તો પરિષદ્‌નુ સમેલન થયુ. તેમા બે ચાર વૃદ્ધ સાક્ષરોને બાદ કરતા, ગૂજરાતના ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો તેમ જ સાહિત્યપ્રેમી અને સાહિત્યયુવકજનો ઉપસ્થિત થયા હતા. તે સમયે એક કલાપ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતુ, અને મગલાચરણ ઉચિત રીતે જ સર પ્રભાશંકર પટ્ટણીએ કર્યું હતુ, શ્રીમાન લાઠીનરેશે ટૂંકા પણ પ્રેમ અને નમ્ર ભાવથી નીતરતા શબ્દોમાં સ્વાગત ઉચ્ચાર્યું હતુ; અને પરિષદ્‌ના પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પ્રમુખસ્થાનેથી નિરાડબર પણ ગભીર અને મનનીય ભાષણમાં ગૂજરાતને બહુ મહત્ત્વની કાર્યદિશા બતાવી હતી.

દિ. બ. કૃષ્ણલાલભાઈના ભાષણના મુખ્ય અંશો વાચકને મનન માટે તારવી આપીએ:—

આરંભમાં પ્રમુખે કેટલીક સાક્ષરવ્યક્તિઓ આ જીવનમાંથી અસ્ત પામી તેમને નિવાપાંજલિ અર્પી. તેમાં પરમ સ્વાતન્ત્ર્યભક્ત વિઠ્ઠલભાઈ પટેલ જેઓ સાહિત્યસાક્ષર ન હતા તેમનુ આ સબંધમાં પ્રથમ નામ સાંભળી કોઈને આશ્ચર્ય લાગે તો તેનો ઉત્તર પ્રમુખે એક સૂત્રમાં આપ્યો કે "જે દેશ સ્વતન્ત્ર તેનુ સાહિત્ય સ્વતન્ત્ર" તે પછી સ્વ. મટુભાઈ કાંટાવાળા, તથા આપણા પારસી ભાઈઓ મિ. કાબરાજી હોડીવાલા

(જૂનાગઢ કોલેજના પ્રિન્સિપાલ, ઇતિહાસના વિશાળ અભ્યાસી, અને મુદ્રા–સિક્કા શાસ્ત્રના ઉત્તમ વિદ્વાન), મિ. જી. કે. નરીમાન (સંસ્કૃત ફારસી ઝંદ ફ્રેંચ જર્મન વગેરે અનેક ભાષાના જાણકાર), સર જમશેદજી મોદી (પ્રખ્યાત પ્રાચીન ઇતિહાસસંશોધક) અને પીરોજશાહ જહાંગીર મર્ઝબાન (જામે જમશેદના તન્ત્રી) એઓના અવસાન માટે શોક દર્શાવ્યો તે પછી મુખ્ય વિષયભાગ ઉપર આવતા પહેલા, રા. કૃષ્ણલાલભાઈએ સાચા હૃદયના પણ વસ્તુત. અયથાર્થ વિનયથી પોતાની “મર્યાદા” આંકી, પરંતુ એમના પહેલાના અનેક પ્રમુખો કરતા એમની વિશિષ્ટતા જરા પણ ન્યૂન છે એમ ગૂજરાત નહિ જ માને. બલ્કે અત્યારે ગૂજરાતના સાક્ષરોમા રા. કૃષ્ણલાલ ફારસીના એકના એક–અનન્ય–વિદ્વાન છે, અને ફારસીના જ્ઞાનને અભાવે ગૂજરાતીની સાક્ષરતા કેવી અધૂરી રહે છે એ તો સર્વવિદિત છે.

તે પછી વિદ્યમાન લાઠીનરેશને સંબોધી “કલાપી” વિષે એમણે જે શબ્દો ઉચ્ચાર્યા એ નોંધી રાખવા જેવા છે એમણે કહ્યુ “નામદાર ઠાકોર સાહેબ! આ સંમેલનને કઈ ભૂમિમા મળવાનુ પ્રાપ્ત થયુ છે તે અત્રે ભેગી થયેલી મંડળીના ધ્યાન બહાર નથી. **લાઠી એટલે સાહિત્યતીર્થ.** જેણે પોતાનો બાપીકો વારસો જતો કરી એક રાજાએ અદા કરવાની ફરજો, એક નૃપતિએ માણવાનાં વિલાસ અને સુખ, એક રાજકુટુમ્બીએ ભોગવવાનુ ઐશ્વર્ય–એ બધાને તુચ્છ ગણી, તેનો અનાદર કરી,–સાહિત્યવિલાસને પોતાનુ ધ્યેય ગણ્યું; સાહિત્યરસમા મસ્ત રહી જેણે પોતાના જેવા જ સાહિત્યરસિકોને પોતાને આંગણે નોતરી, બોલાવી રાખી તેની પવિત્રતામા વધારો કર્યો, ગોવર્ધનરામ, મણિલાલ, મણિશંકર ભટ્ટ, જટાશંકર (‘જટિલ’) એવા એવા સમર્થ વિદ્વાનોને પોતાના ગુરુ બનાવી તેમના શિષ્ય બનવાનુ પદ વગર આનાકાનીએ જે રાજવીએ સ્વીકાર્યું તે રાજવી સાહિત્યકારની રાજધાનીમા આ સાહિત્યમંત્ર ઉજવવાનુ સદ્ભાગ્ય ગુજરાત સાહિત્યપરિષદ્‌ને પ્રાપ્ત થાય છે”

તે પછી કાઠીઆવાડ (ભૂમિદેવતા) ની એકતાના લક્ષણમાં ર. કૃષ્ણલાલ યથાર્થ કહે છે કે–"કાઠીઆવાડ એ વીરભૂમિ હતી," "કાઠીઆવાડ એ ભક્તોની ભૂમિ હતી," "કાઠીઆવાડ એ ભાટ-ચારણોની ભૂમિ છે," "કાઠીઆવાડ એટલે દૂહા-લોક દૂહા–પ્રેમ શૌર્યની વાણીપ્રચુર દૂહાની ભૂમિ," "કાઠીઆવાડ એ સાહસની ભૂમિ." આવા અદ્ભુત ભૂપ્રદેશનો ઇતિહાસ લખવો જોઈએ, અને તે માટે ભરચક સાધનો છે, જેની હજી સુધી બહુ થોડી જ શોધ અને બહુ થોડો જ ઉપયોગ થયો છે. આ ઉદાસીનતાનું કારણ રસનો અભાવ નથી પણ ફારસી ભાષા, જેની આ કામ માટે અત્યન્ત આવશ્યકતા છે, એના જ્ઞાનનો અભાવ છે. ખાસ કરીને "મિરાતે અહમદી"નો અભ્યાસ કરવાની ર. કૃષ્ણલાલ ભલામણ કરે છે. એ પુસ્તકમાં ગૂજરાતનો, માત્ર રાજકીય ઇતિહાસ નહિ, પણ આર્થિક અને સામાજિક ઇતિહાસ પણ જાણવામાં આવે છે ર. કૃષ્ણલાલ જોરથી કહે છે, અને તે સર્વાંશે યથાર્થ છે કે "ગુજરાતના ઇતિહાસ માટે **ફારસીના જ્ઞાનની આવશ્યકતા છે માટે તેના પ્રત્યે ઉદાસીનતા નહિ ચાલે."**

તે પછી, ગૂજરાતી સાહિત્યની સ્થિતિનુ અવલોકન કરતા, ર. કૃષ્ણલાલ બહુ સંતોષભર્યું અને આશાભર્યું ચિત્ર જોયુ "સ્થિતિ સારી છે, આશાપડતી છે, આપણે આગળ વધતા જઈએ છીએ"–આ મતમાં આપણે મળીશુ વર્તમાન સાહિત્યમાં "ટૂકી વાર્તા" અને એના દોરે એમનુ ઠીક ધ્યાન ખેંચ્યુ છે. એ વિષે બોલતાં એ કહે છેઃ "દૈનિક અને સાપ્તાહિક સમાચારપત્રો તેમ જ માસિકમાં ટૂકી વાર્તા જો ન હોય તો તેની કીમત નહીં. સાહિત્યનુ એ અંગ આપણુ મુખ્ય ધ્યાન ખેંચે છે. તેમ થવાનુ કારણ કે અંગ્રેજી સાહિત્યે હાલ એ દિશાના જોર વધારે પકડ્યુ છે. એટલે આપણે તેની નકલ કરીએ છીએ. વળી ટૂકી વાર્તા લખવી તે માટે ઝાઝો જ્ઞાનભંડોળ જોઈતો નથી. ખાસ કોઈ વિષયનો અભ્યાસ કરવાની નથી [illegible]

લેખક પરિચિત હોય એટલે બસ, એટલે ઉગતા લેખકોને એ માર્ગ ઘણો સ્હેલો થઈ પડે છે. તેથી તેઓ તે તરફ આકર્ષાય છે" સંતોષ એટલો જ છે કે "કોલેજ, વિદ્યાપીઠ વગેરે સસ્થાઓમાંથી કેળવણી લઈ બહાર પડતો યુવકવર્ગ પણ આગળના કરતા સાહિત્યમા વધારે રસ લેતો હોવાથી તે વર્ગમાથી પુષ્કળ લેખકો પોતાની માતૃભાષાની સેવા કરી રહ્યા છે" એ વર્ગની શક્તિ અને મુશ્કેલી રા કૃષ્ણલાલ સારી રીતે સમજે છે અને સુન્દર ઉપમાપૂર્વક બતાવે છે "એ સખ્યાબધ લેખકોમાથી દીવાળીમા ફૂટતી ફુલખરણીના કણ માફક કેટલાએક નીચે પડતા પડતા જગ પ્રકાશ આપી ભોયે પડી જાય છે, કેટલાએક એ જ પ્રસગે ફૂટતી કોઠીમાથી ઊચે ઊડતી તારાકણી માફક ઝગઝગાટ બતાવી ઊચે ઊડી પછી ભોયે પડે છે ત્યારે થોડા માત્ર આકાશે ચઢી ત્યા ઝગઝગાટ આપતા તારાનુ અચળ સ્થાન પ્રાપ્ત કરે છે. એ વર્ગ હાલ કરે છે તેનાથી વિશેષ સુદર કામ કરી શકે, પરતુ સરસ્વતી ને લક્ષ્મીનો જૂનો ઝગડો તેમને નડે છે. પારસીભાઈઓ ગૂજરાતી ભાષા અને સાહિત્યમા પહેલા કરતા ઓછો રસ લે છે તે માટે ખેદ દર્શાવી, "ઉત્સાહી મુસલ્માન યુવકો" ગૂજરાતીમા વધારે રસ લેતા થયા છે તે માટે આનન્દ પ્રદર્શિત કરે છે

પછી "સાહિત્યપરિષદ્‌ના સમેલનોની ફળનિષ્પત્તિ"ની કદર કરી, "સાહિત્યપરિષદ્‌મા આવેલુ વ્યવસ્થાનુ જોમ" એટલે કે નવા બધારણને અગે દેખાતા ઉત્સાહના વખાણ કરે છે. અમારી પરિષદ્‌ના કાર્યની ભાવના કાઇક જુદી હોઈ, "બંધારણ" માટેના વિગ્રહને અમે સત્કાર આપી શકયા નથી, અને હજી પણ આપતાં અમારૂ મન માનતુ નથી

છેક અન્તમા, રા કૃષ્ણલાલ "ગુજરાતીને ઊચી કેળવણીમાં સ્થાન" આપવાની હિમાયત કરે છે અને અત્યારે આ માર્ગે મુબઈ યુનિવર્સિટિમા જે કાર્ય થઈ રહ્યુ છે તેમા સમતિ જાહેર કરે છે. અને યોગ્ય જ કહે છે કે "જ્યારે સઘળી કેળવણી માતૃ-

ભાષામાં અપાતી થશે ત્યારે જ ભાષાની ખીલવણી થશે." અમે પણ આ મતમા મળીએ છીએ; પણ તે એવી મર્યાદા સાથે કે અંગ્રેજી પુસ્તકોની લાઈબ્રેરીનો ઉપયોગ અત્યારે થાય છે તેવો, બલ્કે એથી પણ વધારે થાય તો જ. નહિ તો એક ભાષાન્તરરૂપ જૂનુ પાઠ્ય-પુસ્તક માત્ર ભણી વિદ્યાર્થીની બુદ્ધિ વગર-કેળવાએલી જ રહેશે.

[વસંત : પુ. ૩૩; અંક ૧; માઘ, સં. ૧૯૯૦]

# બારમું ગૂજરાતી સાહિત્યસંમેલન

ગૂજરાતી સાહિત્યપરિષદે મેળવેલુ ૧૨ મું સમેલન ગયા ઓકટોબર તા. ૩૧ અને નવેમ્બરની તા ૧–૨ એ ત્રણ દિવસ અમદાવાદમાં મળ્યું હતુ પ્રમુખપદે મહાત્મા ગાધીજી હતા. અમદાવાદે પ્રમુખની પસદગી હમેશા વિશિષ્ટ રૂપની કરી છે. પહેલુ સમેલન (જે તે સમયમા પરિષદ્ કહેવાતુ) ગૂજગતના સર્વ–સમત શ્રેષ્ઠ સાક્ષર શ્રી ગોવર્ધનરામના પ્રમુખપદ તળે ભરાયુ હતુ. તે પછી અમદાવાદ ખાતે થએલા ૧૯૨૦ ના સમેલનમા મ ગાંધીજીની પ્રેરણાથી કવિવર રવીન્દ્રનાથ ટાગોરને મહેમાન તરીકે બોલાવ્યા હતા અને એમની હાજરીએ સમેલનને વિશિષ્ટતા આપી બહુ ઉત્સાહ વધાર્યો હતો. પછી આ ૧૯૩૬ મા અમદાવાદમા સમેલન થયુ એમા મહાત્મા ગાધીજી સ્વય પ્રમુખ તરીકે પસદ થયા આ સમેલન ફતેહમન્દીથી પાર ઊતર્યુ

આ સમેલન અનેક રીતે સફલ થયુ માની શકાય પ્રતિનિધિઓ અને શ્રોતાઓની ઉપસ્થિત સખ્યાના ધોરણે જોઈએ તો સમેલનની સફળતા વિષે કાઈ જ સદેહ રહેતો નથી વળી મ. ગાધીજીની હાજરીને લીધે સમેલનમા ઉપસ્થિત થએલા ભાઇઓ અને બ્હેનોમા ઉત્સાહ પણ પુષ્કળ હતો, અને તે ત્રણે દિવસ અવિચ્છિન્ન કાયમ રહેલો હતો એટલુ જ નહિ, પણ ત્રણ દિવસ

તે જ પ્રમાણે કવિસમેલન યાને મુશાયરાનો જલસો પણ બહુ રમુજી અને આનંદજનક નીવડ્યો હતો.

'સાહિત્યસમેલન" ના ઉદ્દેશ અને કાર્ય વિષે ગભીર દૃષ્ટિએ વિચાર કરનારને આ જાતના કાર્યથી સતોષ નહિ થાય. તેઓને સતોષ આપે એવુ કાંઈ હતુ' આનો ઉત્તર આપવો કઠણ છે.

ઠરાવોની દૃષ્ટિએ જોઈએ તો એમા કાંઈ નૂતન ન હતુ. "બધારણ" ના પ્રશ્નને ફરી તપાસવા માટે કમિટી નીમાઈ અમે આશા રાખતા હતા કે લાહોર પરિષદ્મા આ પ્રશ્નની સમાપ્તિ થઈ ગઈ હશે, પણ દુર્ભાગ્યે હજી એ પ્રશ્ન જાગતો રહ્યો છે અને કેટલાક યુવક સાક્ષરોએ મ ગાધીજી આગળ એ ફરી ખોલ્યો તેથી ગાધીજીએ બધારણ વિષે ફરી વિચાર કરવાની સૂચના કરી, અને તે પ્રમાણે ઠરાવ થયો અમે આશા રાખીએ છીએ કે હવે તો એ પ્રશ્ન લાબા સમય માટે શાન્ત થઈ જશે ખરુ જોતા અમે માનીએ છીએ કે સાહિત્યના ઉત્કર્ષ માટે વાસ્તવિક રીતે આ પ્રશ્નનુ અલ્પ ગૌરવ છે, જે કાંઈ ગૌરવ દેખાય છે તે "ભડોળ"ની ન્હાની સરખી રકમનો ઉપયોગ કેમ કરવો અને કોણે કરવો એ પ્રશ્નને લઈને જ છે, પરતુ વાસ્તવિક રીતે એને સાહિત્યના ઉત્કર્ષ સાથે અન્તરગ સબન્ધ, પરિષદ્નુ કાર્ય વિચારતા, અમને નહિ જેવો દેખાય છે.

સમેલનનું ગભીર દૃષ્ટિએ અવલોકન કરતા બીજી કસોટી એમા વચાએલા વિભાગી અધ્યક્ષ અને બીજા વિદ્વાનોના નિબન્ધોના ગુણ અમે દિલગીર છીએ કે અસ્વસ્થ શરીરના કારણથી વિભાગી અધ્યક્ષના ભાષણો સિવાય બીજા નિબન્ધો વચાયા તે સમયે અમારાથી હાજર રહેવાયુ ન હતુ. એટલે એ વિષે કહેવુ અશક્ય છે પરતુ વિભાગી પ્રમુખના ભાષણ તો સારા હતા કેટલાંક જોઈએ તે કરતા લાબા હતાં, અથવા તો અમુક તત્ત્વ એમાં ખૂટતા હતા, અથવા તો અમુક વાતમા અમારો મતભેદ છે, એ કહેવુ શક્ય છે.

પણ એના દોષ કાઢવા હમેશા સહેલા છે. એકંદર ગુણદોષનુ તારતમ્ય વિચારતાં અમને લાગે છે કે સર્વે નિબન્ધો સારા હતા. વિશિષ્ટ અભિપ્રાય આપવો હોય તો અમે કહીએ કે દિશાસૂચકતા કરતાં નિરૂપણ અને નિરૂપણ કરતાં પણ સ્વમતપ્રદર્શન એમાં વધારે હતુ.

**નવીન દિશાસૂચન** એ સંમેલનની મુખ્ય ખામી હતી એનો અપવાદ કેવળ પ્રમુખ શ્રી. ગાંધીજીનુ ભાષણ હતુ. પરતુ એમાં પણ સમયને અભાવે નવી દિશામા પ્રસ્થાન કરવા મટે જોઇતી યોજના ન થઈ શકી એ ખામી રહી. સમેલને 'બધારણ' ફરી તપાસવા કમિટી નીમી એના કરતા તો સાહિત્યપરિષદ્ અને સાહિત્ય-સમેલનના અત્યાર સુધીના કાર્યની ફરી તપાસ કરી ભવિષ્યના કાર્યને માટે સૂચના કરવા એક કમિટી નીમી હોત તો વધારે સારૂં હતુ.

[વસત : પુ. ૩૫, અક ૪, કાર્તિક—પૌષ, સં. ૧૯૯૩]

# તેરમું ગૂજરાતી સાહિત્યસંમેલન

: ૧

## તેરમું સાહિત્યસંમેલન

કરાચીમા ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ની યોજનાથી ગૂજરાતની સર્વ સાહિત્યસંસ્થાઓના પ્રતિનિધિઓનુ સંમેલન થયુ. હુ દિલગીર છુ કે મ્હારાથી એમા ભાગ લઈ શકાયો નહોતો, તેથી, જેમાં પ્રત્યક્ષ હાજરીની જરૂર ગણાય તે પર્યાલોચનનો ભાગ તેટલા પૂરતો ખામી ભરેલો રહે એ સ્વાભાવિક છે અને તેથી એ ખામી વાચક દરગુજર કરશે એમ હુ વિનતિ કરૂ છુ.

સંમેલનના પ્રમુખ ગ. રા. (ગણ્યમાન્ય રાષ્ટ્રશ્રી) કનૈયાલાલ મુનશી હતા. વિભાગી પ્રમુખોના અનેક સુન્દર અને ગંભીર ભાષણો કરતા પણ સમગ્ર સંમેલનના અધિષ્ઠાતા તરીકેનુ એમનુ ભાષણ જુદુ જ દીપી આવતુ હતુ—એની ભાષા, વિચાર, ઉભયનો પ્રવાહ અને પ્રવાહનો જોસ સહુ લાક્ષણિક હતા—એમા ગ. મુનશીનુ 'વ્યક્તિત્વદર્શન' હતુ, અને તેથી એમનુ ભાષણ પોતે જ એમણે રજુ કરેલી સાહિત્યની કસોટીએ, એક સાહિત્ય હતુ. મ્હોટે ભાગે, ગ. મુનશીએ આજસુધી જણાવેલા પોતાના વિચારો જ એમા સ્પષ્ટ કરીને અને વિસ્તારીને મૂક્યા છે, અને તેથી એમા નવીનતા નથી એમ આક્ષેપ કરનારને અમે પૂછીશુ કે—એ વિચારો જે અત્યારે ગુજરાતમા રૂઢ થઈ ગયા છે અને તેથી પુરાણા લાગે એને પ્રથમ

ઉત્પન્ન કરવાનું માન કોને છે? બેશક, રા. મુનશી અત્યારે એક 'એનજિન ડ્રાઇવર' નું કામ લઈ બેઠા છે, પરંતુ એ એક સુન્દર ઉપવનના માળી જ રહ્યા હોત તો એમણે કરાંચીમાં આજ જુદુ જ કાર્ય કર્યું હોત એમ અમે માનીએ છીએ. પણ એમણે એનજીન ડ્રાઇવરનું કામ દેશ પ્રત્યે કર્તવ્યબુદ્ધિથી જ સ્વીકાર્યું છે એ ધ્યાનમાં રાખીને એમના સંમેલનના કાર્યમાં રહેલી ખામીઓ આપણે સહી લેવી જોઈએ બીજી તરફ, રા. મુનશીએ પણ લક્ષ્યમાં રાખવું ઉચિત છે કે એમના ઉપર જે આક્ષેપો થાય છે એ એમની પાસેથી સાહિત્યપ્રેમી આલમ કેવી મ્હોટી આશા રાખે છે એ સૂચવે છે, અને એમ આડકતરી રીતે એ એમની સાહિત્યની કાર્યશક્તિની માનભરી સ્તુતિ છે.

રા. મુનશીના ભાષણના બે ભાગ છેઃ (૧) ગૂજરાતનુ વ્યક્તિત્વ-સાક્ષાત્કાર અને (૨) સાહિત્યમા વ્યક્તિદર્શન. અમે નિખાલસપણે કહીશું કે વર્તમાન સમયમાં પ્રાન્તિક સ્વરાજ્યને લીધે પ્રાન્તિક 'અસ્મિતા' ભારતના અભેદદર્શનમાં વિઘ્નકર થવાનો ભય છે. અને તેથી યોગસૂત્ર—જેમાથી રા. મુનશી એ શબ્દ ખેચી લાવ્યા છે—'હેય' (ત્યાજ્ય) વૃત્તિમાં જ એની ગણના કરે છે એને માન આપી રા મુનશી હવે પ્રાન્તીય 'અસ્મિતા' માટે જેમ બને તેમ ઓછો આગ્રહ રાખે તો સારૂ એમ અમે ઈચ્છીએ છીએ.

આ ભય રા. મુનશીના ધ્યાન બહાર નથી, અને તેથી એ પોતે જ ચેતવણીરૂપે કહે છે કે "આની ભાવના જો પ્રાન્તીયતાની સિદ્ધિ સારૂ સેવાય તો તે જરૂર સંકુચિત બને, અને રાષ્ટ્રવિધાનની આડે આવે. હિન્દ જેવા વિશાળ દેશમાં જ્યાં સામાજિક અને ધાર્મિક ભેદોના ઢગલા પડયા હોય ત્યા પ્રાન્તિક પ્રેમની નીસરણી દ્વારા જ રાષ્ટ્રીયતાની સિદ્ધિને પહોંચાય જો આ ભાવો પરસ્પર વિરોધી ન હોય તો હિન્દથી અલગ ગુજરાતનુ અસ્તિત્વ ન હોવું જોઈએ, ન હોય

શકે બધી પ્રાન્તિક વિશિષ્ટતા હિન્દની પ્રચંડ એકતામાં ભળી જાય તો જ જીવનસાફલ્ય પ્રાપ્ત થશે.”

રા. મુનશીના આ શબ્દો અમે સવિસ્તર ઊતાર્યા છે, કારણ કે પ્રાન્તીય સ્વરાજ્યના આ દિવસોમાં હિન્દ સમસ્તની એકતાની ભાવના લક્ષ્ય બહાર જતી રહેવાનો અમને ભય છે અમે તો એક ગૂજરાતી તરીકેની આપણી અસ્મિતા વધારે ઉત્કટ ન બની જાય તેટલા માટે વ્યક્તિત્વવાદી વાચકોને વિચારવા વિનવશું કે ગ. મુનશી જેને ગૂજરાતનું “સાંસ્કારિક વ્યક્તિત્વ” કહે છે એના ઘટક અવયવો શા છે, કે જે ભારતની સામાન્ય સંસ્કૃતિમાં નથી અને જે ગૂજરાતની વિશિષ્ટતા બતાવે છે? અમને તો ભાગ્યે કોઈ જડે છે

ગૂજરાતની ‘અસ્મિતા’ એનાં જે વ્યક્તિત્વ ઉપર આધાર રાખે છે એનો વિચાર કરતા રા. મુનશી કહે છે કે “એ વ્યક્તિત્વના ઘડતરમાં પર્વત ને નદીઓનું સ્થાન ગૌણ છે મુખ્ય સ્થાન તો જે મહાપુરુષોએ ગુજરાતની આ ભાવના સરજાવી છે તેમનું છે” પછી આ વ્યક્તિત્વ ઘડનાર મહાપુરુષો ગણાવે છે તે—સિદ્ધરાજ જયસિંહ, હેમચન્દ્રાચાર્ય, નરસિંહ મહેતા, મીરાબાઈ, પ્રેમાનંદ, નર્મદ અને ગાંધીજી પણ આવી મહાપુરુષની એકંદર સમૃદ્ધિ અન્ય પ્રાન્તમાં નહિ જડે એમ નથી

રા. મુનશીના ભાષણમાં બીજો મુદ્દો—સાહિત્યમાં વ્યક્તિત્વ યાને “Individuality in Literature” એ છે અને તે વિવેચનશાસ્ત્રના ગૂજરાતી વાઙ્મયમાં કિંમતી ઉમેરો છે. વ્યક્તિત્વના ઉદાહરણમાં હોમરનો એકીલીસ અને હેક્ટર, વાલ્મીકિના રામચન્દ્ર, કાલિદાસની શકુન્તલા, ને ભાગવતકારના શ્રીકૃષ્ણ, શેકસપીયરના હેમ્લેટ ઑથેલો ને ફૉલસ્ટાફ, ઇત્યાદિ એ ઉપલક્ષણરૂપે રા. મુનશીએ ગણાવ્યા છે, અને આ લઘુ લેખમાં એટલાં ઉદાહરણો પૂરતાં છે. પરંતુ અમે ઉપર કહ્યું તેમ, રા. મુનશી કેવલ સાહિત્યપરાયણ

હોત તો એમની પાસેથી સાહિત્યવિષયક આપણે ઘણું વાઙ્મય મેળવી શકત અને જેમ લોકમાન્ય ટિળક મહારાજે કહ્યું હતું કે એમને રાષ્ટ્રીય રાજ્યપ્રકરણમા પડવું પડયું ન હોત તો એ ગણિતશાસ્ત્રી રહેવા ઇચ્છત, તેમ અમને લાગે છે કે રા. મુનશી એમના વર્તમાન સ્થાન કરતાં, અરે એડવોકેટના ધનદાયી ધધા કરતા પણ સાહિત્યસેવાના કાર્યમાં વધારે આનન્દ પામત વળી ઉપરનાં પાત્રોનો ઉલ્લેખ કરીને, ગ. મુનશી કહે છે કે એ "ખરા સ્ત્રી પુરુષોથી વધારે માનવી છે, ખરી વ્યક્તિઓથી વધારે અપૂર્વ છે. અને તેથી આપણી જીવનયાત્રાનાં અણુવિછોડયા ને નિકટના સાથી બને છે. અને સાહિત્ય આમ જીવનથી વધારે સત્ય અને પ્રત્યક્ષ બની, આપણને વધારે સમૃદ્ધ અનુભવસૃષ્ટિનું સામ્રાજ્ય અપાવે છે." સાહિત્યસૃષ્ટિ આ પરિદૃશ્યમાન સૃષ્ટિ કરતા વધારે સત્ય છે એ અમારા પ્રિય સિદ્ધાન્તમા રા. મુનશીની સંમતિ જોઈ અમને આનન્દ થાય છે.

રા. મુનશીના ભાષણના પ્રથમ ભાગ સંબન્ધે અમે વાચકને એક ચેતવણી આપી. તેમ આ બીજા ભાગ સંબન્ધે પણ એક બીજી ચેતવણી આપીને એમના ભાષણનું અવલોકન સમાપ્ત કરીશું.

વ્યક્તિત્વભર્યા કવિનો હૃદયોદ્ગાર કે કવિનુ પાત્રાલેખન એ ઊર્મિકાવ્ય નાટક નવલકથા અને વીરમહાકથાને ઊંચું કાવ્યત્વ અર્પે છે, પરંતુ આનો અર્થ એમ સમજવાનો નથી કે એ પ્રકારનો હૃદયોદ્ગાર કે પાત્રાલેખન હોય તો જ કાવ્યત્વ આવે ટૂંકા સૂત્રમા કહીએ તો, વ્યક્તિત્વ કાવ્યમાં ઉત્કર્ષ સાધે છે, પણ તે સર્વત્ર કાવ્યનું આવશ્યક તત્ત્વ છે એમ નથી ઘણા કાવ્યોનો આનન્દ વ્યક્તિદર્શનમાં નહિ, પણ અવ્યક્ત સુન્દરતાનુ વાતાવરણ ઉત્પન્ન કરવામા જ રહેલો હોય છે (ગૂજરાતી સાહિત્યમા કવિ ન્હાનાલાલનાં કાવ્યો અને નરસિંહરાવની કેટલીક ગરબીઓ વગેરે આનાં ઉદાહરણ છે) વ્યક્તિત્વવાદ હૃદયોદ્ગારી (subjective) સાહિત્યને જેટલી ન્હેલાઈથી લાગુ પાડી શકાય છે તેટલી સ્હેલાઈથી એ પરોક્ષ (objective)

સાહિત્યને સર્વત્ર લાગુ પાડી શકાતો નથી. બલ્કે તેમ કરવા જતા કૃત્રિમતા સેવવી પડે છે. દા મુનશીના પ્રકૃત યત્નમાં પણ એમ જ થયુ છે. તત્ત્વજ્ઞાનના પ્રદેશમા, ‘પરાક્’ (objective) માથી ‘અર્વાક્’ (subjective) કે “અર્વાક્’ માથી “પરાક્” કાઢવા જતા જેવી મુશ્કલી નડે છે અને તેથી આ બંને તત્ત્વની પર કોઈ તત્ત્વમાથી એમને ઊતારવા પડે છે, તે જ પ્રમાણે કવિતાનુ મૂળ કેવળ બાહ્ય કે કેવળ આન્તર કલ્પવાથી વિટબણાઓ ઉત્પન્ન થાય છે. આવી સુકુચિત દૃષ્ટિને લીધે જ ઘણી નવલકથાઓની કિંમત આકવામા આપણે ભૂલ કરીએ છીએ પાત્રાલેખન–વ્યક્તિસર્જન–એ નવલકથાની કસોટીમાં એક મ્હોટું તત્ત્વ છે. પણ કોઈ પણ વિવેચનશાસ્ત્રનો ગ્રન્થ ઊઘાડશો તો નવલકથાના સ્વરૂપમાં પાત્રા-લેખન ઉપરાત બીજા અનેક તત્ત્વો ગણાવેલાં જોશો–જેને અવગણવાથી જ અમુક નવલકથા અમુક નવલકથાથી સારી કે ખોટી એમ આપણે સહસા મત ઉચ્ચારી દઈએ છીએ.

. ૨

## આ સંમેલન ‘સફળ કે નિષ્ફળ’ ?

આ સમેલન સફળ કે નિષ્ફળ ?—એ પ્રશ્ન ઉપર અમદાવાદના સાહિત્યરસિક ભાઈઓએ એક સાઝ સાહિત્યવિનોદમા ગાળી પણ જુદા જુદા વક્તાઓએ પોતપોતાના જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી જોઈ, આ સમેલનને સફળ કે નિષ્ફળ જાહેર કર્યુ. અમે તો જેમ રાષ્ટ્રમાન્ય રાષ્ટ્રશ્રી કનૈયાલાલ મુનશી માને છે કે “જ્યા જ્યા વસે એક ગુજરાતી ત્યા ત્યા સદાકાળ ગુજરાત” એ કેવળ કલ્પના નથી પણ વાસ્તવિક સત્ય છે, તેમ ગૂજરાતના સાહિત્યરસિક સ્ત્રી પુરુષો જ્યા મળે અને આનદ કરે ત્યા સદાકાળ સરસ્વતીનુ પ્રસન્ન વદન સ્મિતભર્યું શોભી જ રહ્યુ છે એમ માનીએ છીએ. આમ હોઈ, અમને આવાં સમેલનમા કદી નિષ્ફળતાના દર્શન થતા જ નથી એટલુ અમારૂ સદ્ભાગ્ય છે.

લગ્નના વિધિ સાથે ઉત્સવ પણ હોય; ઉત્સવથી વિધિને હાનિ પહોંચવી ન જોઈએ એટલી જ મર્યાદા પાળી શકાય, અને પાળવી જોઈએ. ઉત્સવ પોતે એવું વાતાવરણ ઉત્પન્ન કરે છે કે જેથી નવી અને ઊંચી પ્રેરણા મળે.× સંમેલન કોઈ નિશાળ—વિદ્યોપાર્જનનું સ્થાન—નથી. એમાં ભાગ લે તેઓએ થોડે ઘણે અંશે સરસ્વતીની ઉપાસના કરી જ હોવી જોઈએ, અને તેથી સંમેલન તે નિત્ય ઉપાસનાને સ્થાને એક નૈમિત્તિક ઉપાસનાની યોજના જ સમજવાની છે. આપણા પૂર્વજો નિત્ય પંચમહાયજ્ઞ ઉપરાંત વખતોવખત મ્હોટા યજ્ઞો—સત્રો—કરતા અને એમાં ધાર્મિક ઉત્સવ માણતા, તે આવા જ આશયથી. કેટલાકને "સાહિત્યસંમેલન"માંથી આંખે દેખી શકાય એવું સ્થૂળ ફળ જોઇએ છે તેમને ડૉ. હરિપ્રસાદે જવાબ દીધો કે "હેમાચાર્યનો સારસ્વત સત્ર અને અક્ષરોના નાગરીકરણનો ઠરાવ વગેરે ઉપયોગી ઠરાવો પણ સંમેલને કર્યા છે" કેટલાક "કોશ અને વ્યાકરણ"ની સનાતન ભિક્ષા સાહિત્યસંમેલન પાસે માગ્યા જ કરે છે, પણ વર્તમાન સમયે ગૂજરાતને કેવા કોશની અને કેવા વ્યાકરણની જરૂર છે એ ચર્ચા આજસુધી કોઇએ કરી જાણવામાં નથી. કેટલાકને પ્રમુખની "અન્ય" પ્રવૃત્તિઓ ખૂંચી છે પણ આપણા દેશમાં જુદા જુદા વિષયો જુદા જુદા નેતાઓ સંભાળી લે એટલી નેતાઓની સંખ્યા નથી, અને તેથી એક જ વ્યક્તિને માથે અનેક ક્ષેત્રો સાચવવાનું કામ આવી પડે છે. અને જો એ સર્વ ક્ષેત્રો આપણાં જ છે એટલું સમજીએ તો નેતાઓની થોડીક ઊણપ ઉદાર દિલથી સહી લેતા આવડે. વળી કેટલાક ટીકાકારો બંધારણનો પ્રશ્ન હાથ ઊકલ્યો નહિ તે માટે રોષ દર્શાવે છે. બંધારણનો પ્રશ્ન એ વહીવટી સત્તાનો પ્રશ્ન છે અને અમે તો મૂળથી જ માનતા આવ્યા છીએ કે સાહિત્યના ખરા હિતને માટે

× સંસ્કૃત ઉત્સવ (ઉત્—ઊંચું અને સવ.—ઉત્પન્ન કરવું તે) ઉપરથી ઉત્સવ—ઊંચી પ્રેરણા ઉત્પન્ન કરનાર પ્રસંગ, એ એનો અભિપ્રેત અર્થ છે.

એને સબંધ નથી છતા એ પ્રશ્ન હવે મહત્ત્વનો ગણાવા લાગ્યો છે તો એનો એક વખતે નીવેડો કરી નાખી, કેટલોક વખત એને બંધ કરી મૂકવો જોઇએ, જેથી સાહિત્યના અન્તરંગ પ્રશ્નો ઉપર સમેલનનુ ધ્યાન ચોંટે.

કવિતા આદિ સાહિત્યના સ્વયભૂ ઝરણાં ઉપજાવવાનુ તો સાહિત્યસમેલનનુ સામર્થ્ય નથી પણ વિદ્યાના ઘણા ક્ષેત્રો જે અત્યારે અણખેડ છે એને ખેડાવી શકે અને જ્યા અત્યારે માત્ર કોઇ કોઈ સ્થળે ઉપરછલ્લુ હળ ફર્યુ દેખાય છે તેને વ્યવસ્થિત રીતે ખેડાવીને ફળદ્રુપ કરાવી શકે આપણે ગૂજરાત યુનિવ્હર્સિટિની વાતો કરીએ છીએ પણ બાહ્ય સ્વરાજ્ય જેમ ગાધીજીએ સ્ફુરાવેલા આન્તર સ્વરાજ્યમાથી જ ઊગ્યુ, તેમ ગૂજરાતની બાહ્ય અને સ્થૂળ યુનિવ્હર્સિટિ પણ એની આન્તર યાને સૂક્ષ્મ યુનિવ્હર્સિટિમાથી જ ઉત્પન્ન થશે પણ આ આન્તર યુનિવ્હર્સિટિ કયા? આપણી યુનિવ્હર્સિટિની વિદ્યા ઘણો વખત અગ્રેજી રહી, એને ગૂજરાતી કરવા માટે **વસન્ત** સ્થપાયુ, પણ એ હજી એનો ઉદ્દેશ પાર પાડી શકયુ નહિ ગૂજરાત વ્હર્નાકયુલર સોસાઇટિએ થોડાક અગ્રેજી પુસ્તકોનો ગૂજરાતીમા અનુવાદ કરાવ્યો પણ આપણા નવશિક્ષિત યુવકો ગૂજરાતીમા ઉચ્ચ વિચાર કરતા થયા? ઉચ્ચ શિક્ષણની અનેક શાખાઓના વિવાદોથી આપણા વર્તમાનપત્રો–માસિકો અને ત્રૈમાસિકો–ગાજ્યા? ગૂજરાતમા અને એની બહાર ઘણા ગૂજરાતી વિદ્વાનો પ્રોફેસરો છે, તેઓએ પોતાની વિદ્યા ગૂજરાતીમા મૂર્તિમન્ત કરી? આપણુ વિદ્યાનુ વાતાવરણ એવુ થવુ જોઈએ કે જેઓને કોલેજમા જવાની અનુકૂળતા ન હોય તે પણ સામાન્ય વાચનમાથી જ્ઞાન પામે

અત્રે વિદ્યા પરત્વે સાહિત્યપરિષદ્‌ના કર્તવ્યની વાત કરી, પણ એથી અમારૂ એમ કહેવું નથી કે કવિતા વગેરે સ્વયભૂ સાહિત્ય સાથે પરિષદ્‌ને કાઈ સબંધ નથી. સ્વયંભૂ સાહિત્યને પણ આસ-

પાસના વાતાવરણ સાથે બહુ સંબંધ છે. જો એ વાતાવરણ શુદ્ધ અને જીવનને પોષે એવું હોય તો જ આપણું સાહિત્ય પણ ઊંચા પ્રકારનું નીપજે. અને એવું વાતાવરણ ઉત્પન્ન કરવામાં સાહિત્ય-પરિષદ્ ઘણો ભાગ લઈ શકે.

આ કારણથી અમે સંમેલનના વિભાગ પાડવાની રૂઢિ પસંદ કરીએ છીએ. હજી આપણું વાઙ્મય એટલું થોડું વિકસેલું છે કે સંમેલનમાં મળેલા ઘણા જનો એક બે કરતાં વધારે વિભાગમાં ભાગ લઈ શકે એમ હોય છે અને તેઓને સાથેલાગા ચાલતા વિવિધ વિભાગોમાં હાજરી આપવાની અનુકૂળતા મળતી નથી અને તેથી તે અસંતુષ્ટ રહે છે. પણ વિભાગનું કાર્ય જેમ જેમ વધુ વિકસશે અને ઝીણવટભરેલું થશે તેમ તેમ એ વિભાગો વિશિષ્ટતા પ્રાપ્ત કરશે. અને જ્ઞાનપ્રદ થશે. હજી એ વિભાગના પ્રમુખની પસંદગી વિષે એક વિચાર કરવો રહે છે. વિભાગના પ્રમુખ તે તે વિષયના વિશિષ્ટ વિદ્વાન હોવા જોઈએ? કે ગૂજરાતીમાં એ વિષયમાં શું કાંઈ થયું છે અથવા તો એ વિષયની દૃષ્ટિએ ગૂજરાતી સાહિત્યમાં શું નજરે પડે છે એ વિષે જ્ઞાન આપી શકે એવા હોવા જોઈએ? આ બેમાંથી એક જ ધોરણે હમેશાં પસંદગી થવી જોઈએ એમ અમારો આગ્રહ નથી. પણ આ બે ધોરણ સિવાય ત્રીજું કોઈ ધોરણ અમારી કલ્પનામાં વાજબી રીતે આવતું નથી. પણ એક તો એ છે કે આ ધોરણ અમુક વ્યક્તિને લાગુ પાડવા જેટલું પણ આપણને તે તે વિભાગના વિષયનું જ્ઞાન હોતું નથી. અને કેવળ બહિરંગ ધોરણે જ આપણે વિભાગી પ્રમુખની પસંદગી કરીએ છીએ.

[વસંત: વર્ષ ૩૬, અંક ૩. ભાદ્રપદ–આશ્વિન, સં. ૧૯૯૩]

ઉપર રોપાએલા આ વૃક્ષને આજ ફલાભિમુખ થતુ જોઈ અમને આનન્દ થાય છે. એનો બીજનિક્ષેપ કેવે સમયે અને કોને હાથે થયો હતો એ વિષેની હકીકત રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી—એઓના 'ફાર્બસ જીવનચરિત્ર' મા વાચવા જેવી છે પોતે લખે છે કે "મુબઈમા લક્ષ્મીની ભરતી આવી હતી, તે સમયે તેનો લાભ લઈ દેશહિતના કાર્યે કરવાને, ધનરૂપ જલ, સભા કે મડલીપાત્રમા ભરી લેવાનો વિચાર, કોઈ કોઈ ગૃહસ્થોના મનમા આવ્યો હોય એવુ થયુ હતું અને તે પ્રમાણે કેટલાક ગૃહસ્થોએ પરોક્ષ અપરોક્ષ કાર્ય સાધી પણ લીધા છે ઉદાર શ્રીમતોને પ્રાર્થના કરીને અને કેટલાકોને પ્રેરીને લક્ષાવધિ ધન પરોપકારના કાર્યોમા કઢાવ્યા છે ધન્ય છે ઉદાર શ્રીમતો અને ધન્ય છે તેઓના દૂરદર્શી પ્રેરકો. ભરતીનો ઓટ થઈ ગયો પણ પેલા શુભ કાર્યો સારૂ ભરી લીધેલા પાત્રો હજી વિદ્યમાન છે." સમયની અનુકૂલતાનો લાભ લઈ ગૂજરાતી ભાષાની ઉન્નતિ માટે એક સભા સ્થાપવાનો શુભ વિચાર આપણા વિદ્યાપ્રેમી સાક્ષરશ્રી રા. રા. મનસુખરામભાઈના મનમા સ્ફુર્યો અને રેવરન્ડ મિ ધનજીભાઈ, ડૉ. વિલ્સન, અને મિ ફાર્બસ સાહેબ પોતે, એ ત્રણની મુખ્ય સહાયતાથી એક સભા સ્થાપવામા આવી, એ સભાનુ નામ "ફાર્બસ ગૂજરાતી સભા" પાડવામા આવ્યુ અને એ ખાતે કાઠીઆવાડના રાજાઓની અને મુબઈના શ્રીમન્તોની ઉદારતાથી પુષ્કળ નાણા ભરાયા પણ થોડાક જ માસમા મુબઈની દશા પલટાઈ, અને ભરેલા નાણા બધા વસૂલ થઈ શક્યા નહિ, તેથી મૂળ રકમને વ્યાજવડે વધવા દેવાનો ઠરાવ થયો, અને ઈ સ ૧૮૯૭ ને અન્તે એ રકમ રૂા. ૬૨૫૦૦)ની થઈ. એની સરકારી નોટો લેવાઈ, અને તે મુબાઈ બૅંકમા જમે મકાઈ ૧૮૯૭ પછી પણ એ રકમમા પ્રતિવર્ષ વ્યાજનો વધારો થતો ગયો છે.

આજનો જમાનો એની વર્તમાન મુસીબતોમા એવો ગૂથાઈ ગયો છે કે ગયા જમાનાની પૂરી કદર કરવાનો એને અવકાશ

મળતો નથી; પણ ભવિષ્યમાં જ્યારે એ સમયનો ઇતિહાસ લખાશે, ત્યારે એ જમાનાએ ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, ફાર્બસ સભા આદિ સંસ્થાઓદ્વારા વિદ્યાવૃદ્ધિ માટે જે અનુકૂલતા કરી આપી છે, તેની પૂરેપૂરી કિંમત સમજાશે. એ ઇતિહાસમાં, તે સમયનાં સર્વ શુભ કાર્યોમાં વિદ્યાવૃદ્ધિ માટે કરેલા પ્રયત્નો સૌથી અધિક ઉજ્જવળ તેજથી દીપશે એમ લાગે છે.

[વસંત વર્ષ ૫, અંક ૫, જ્યેષ્ઠ; સં ૧૯૬૨]

# રાષ્ટ્રીય વિદ્યાપીઠ*

બ્હેનો અને ભાઈઓ—હું એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે, પણ સહકારી રાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે, જોડાએલો છુ, અને તેમ કરવામાં દોષ જોતો નથી, છતા મ્હારો ગૂજરાતના વિદ્યાર્થીઓ સાથેનો સંબન્ધ વિચારી, તમારા આચાર્ય શ્રી ગિદવાણીજીએ ઉદારભાવથી મને આજ અહીં આવવાનુ નિમત્રણ આપ્યુ છે, તથા તમને સબોધીને બે શબ્દો હું બોલુ એમ ઇચ્છા દર્શાવી છે, તે માટે હુ એમનો તેમજ અસહકારી શ્રોતાજન તરીકે તમારો પણ, ઉપકાર માનું છુ મેં મ્હારા આ લઘુ વ્યાખ્યાનનો વિષય પણ એવો પસદ કર્યો છે કે જેમા ચર્ચા અને મતભેદને અવકાશ છે છતાં પણ હું આશા રાખુ છુ કે મને સહુ શાન્તિથી અને સહિષ્ણુતાથી સાંભળશો હું વીશેક મિનિટ કરતા તમારો વધારે વખત નહિ લઉ.

થોડાક વખત ઉપર બ્રિટિશ સામ્રાજ્યની યુનિવ્હર્સિટિઓને લગતા એક પુસ્તકમા મે એક આખ્યાયિકા વાચી એક અધ્યાપક રેલ્વે-ગાડીના કૅમ્પાર્ટમેન્ટમા બેઠો હતો ત્યા કેટલાક વિદ્યાર્થીઓ દાખલ થયા. એ વિદ્યાર્થીઓને મૂકવા બીજા વિદ્યાર્થીઓ સ્ટેશન ઉપર આવ્યા હતા—તેમાથી એકને છૂટા પડતી વખતે કૅમ્પાર્ટમેન્ટમાના એક વિદ્યાર્થીએ કહ્યું. "Well, good-bye, Atmosphere, old man." આ સાભળીને પેલા અધ્યાપકે કહ્યુ. "ભાઈ, તમારા

---

* ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને આપેલુ ભાષણ.

મિત્રનું નામ વિચિત્ર દેખાય છેઃ તમે 'Atmosphere' કહ્યું, નહિ વારુ?" પેલા વિદ્યાર્થીએ જવાબ દીધો. "હા. 'Atmosphere' એ અમે વિદ્યાર્થીઓએ એનું પાડેલું નામ છે. બન્યું એમ કે એ યુનિવર્સિટિમાં આવ્યો તે વખતે અમે એને પૂછ્યું કે 'તમે શું શીખવા માગો છો?' ત્યારે એણે ઉત્તર દીધો કે 'ખાસ કાંઈ જ નહિ. હું તો ઑક્સફર્ડનું Atmosphere યાને વાતાવરણ લેવા આવ્યો છું.' તે દિવસથી એ ભાઈનું નામ Atmosphere પાડ્યું."

બ્હેનો અને બંધુઓ—એ ભાઈ એક અણસમજુ વિદ્યાર્થી નહિ જ હોય. શાળામાં જે વિદ્યા શીખવાની હોય છે તે કરતાં, એનું 'Atmosphere' યાને વાતાવરણ વધારે મહત્ત્વનું છે એ ઊંડું તત્ત્વ એ વિદ્યાર્થીએ જોયું હતું.

થોડાક વખત ઉપર તમે 'મૉર્નિંગ પોસ્ટ'માં (તમને એ પત્રનું નામ નહિ ગમે; કોઈ પણ હિન્દના વતનીને ગમતું નથી. પણ ઉકરડેથી પણ રત્ન હોય તો લઈએ.) એ પત્રમાં અમેરિકાના પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી અને હાસ્યરસના લેખક મિ. સ્ટીવન લીકૉકે અમેરિકા અને ઑક્સફર્ડની યુનિવર્સિટિ વચ્ચે સરખામણી કરીને એક ભેદ બતાવ્યો હતો. ઑક્સફર્ડમાં વિદ્યા કેમ ભણાય છે એનું એણે આ પ્રમાણે ચિત્ર આપ્યું છે.

"I understand that the key to the mystery is found in the operations of the person called the tutor. It is from him, or rather with him, that the students learn all that they know; one and all are agreed on that. Yet it is a little odd to know just how he does it. 'We go to his rooms,' said one student, 'and he just lights a pipe and talks to us.' 'We sit round with him,' said another,' 'and he simply smokes and

talks and goes over our exercises with us' From this and the other evidence I gather that what an Oxford tutor does is to get a little group of students together and smoke at them. Men who have been systematically smoked at for four years turn into ripe scholars If any one doubts this he can go to Oxford and he can see the thing actually in operation. A well-smoked man speaks and writes English with a grace that can be acquired in no other way."

આથી ઊલટું અમેરિકા વિષે બોલતા કહે છે

" All this is changed in America A University Professor is now a busy, hustling person, approximating as closely as he can do it to a business man...The man, in short, is a 'hustler,' an 'advertiser' whose highest aim is to be a 'live-wire'. In my opinion, reached after fifty two years of profound reflection, this system contains in itself the seeds of destruction It puts a premium on dulness and a penalty on genius It circumscribes that latitude of mind which is the real spirit of learning..

"Now the principal reason why am led to admire Oxford is that the place is little touched by this measuring of 'results' and this passion of visible and probable 'efficiency.'"

પછી ઑક્સફર્ડ વિષે આ પ્રમાણે કહીને સમાપ્ત કરે છેઃ

"The excellence of Oxford, then, as I see it, lies in the peculiar vagueness of the organisation of its work. It starts from the assumption that the professor is a really learned man whose sole interest lies in his own sphere, and that a student, or at least the only student with whom the university cares to reckon seriously is a young man who desires to know. This is an ancient medieval attitude, long since buried in more up-to-date places under successive strata of compulsory education, state teaching, the democratisation of knowledge, and the substitution of the shadow for the substance and the casket for the gem. No doubt in newer places the thing has got to be so. Higher education in America flourishes chiefly as a qualification for entrance into a money-making profession, and not as a thing in itself. But in Oxford one can still see the surviving outlines of a nobler type of structure and a higher inspiration.'

અત્યુક્તિ કરીને સત્ય સૂચવવા કરનાર આ લેખક–મિ. સ્ટીવન લીકૉક—ના કથનમાંથી સાર ગ્રહણ કરવાનો તે એ કે સાક્ષાત્ વિદ્યાપ્રદાન કરવા કરતાં વિદ્યાનું વાતાવરણ અધિક મહત્ત્વનું છે.

બહેનો અને ભાઈઓ—મેં આ ભાષણમાં જ આટલા લાંબા ઉતારા વાંચીને તમારો વખત લીધો તેનું કારણ કે દરેક વિદ્યાના [illegible] એનું વાતાવરણ એ મુખ્ય છે, એ વાત હું તમારા મન ઉપર જોરથી ઠસાવવા ઇચ્છતો હતો. આપણે [illegible]

જરૂર નથી, તેમ અમેરિકાના વેપારી અધ્યાપકનાં વિદ્યા ઘડવાનાં અને કસવાના યન્ત્રોની પણ અપેક્ષા નથી આપણે તો ઋષિજનોનું આધ્યાત્મિક વાતાવરણ ઇચ્છીએ છીએ તમે જાણો છો જ કે આપણા પ્રાચીન ઋષિઓના આશ્રમની શોભા એમા છાઈ રહેલા બ્રાહ્મણ-જીવનના વાતાવરણમા રહેલી હતી શાકુન્તલમા,

> "कुल्याम्भोभि पवनचपलै शाखिनो धौतमूला
> भिन्नो राग· किसलयरुचामाज्यधूमोद्गमेन ।
> एते चार्वागुपवनभुवि च्छिन्नदर्भाङ्कुराया
> नष्टाशङ्का हरिणशिशवो मन्दमन्द चरन्ति ॥

આ દૃશ્યથી આપણા નેત્ર આગળ ખૂલતો કણ્વ-ઋષિનો આશ્રમ, બાહ્યસૃષ્ટિ મનુજશરીર અને મનુજહૃદયની સુન્દરતા ઉપરાંત, અહિંસા તપ અને આતિથ્યના વાતાવરણથી છવાએલો છે સાતમા અકમા કશ્યપ અને અદિતિના આશ્રમમા રાજા જાય છે ત્યા દમ્પતીધર્મનું વાતાવરણ વ્યાપેલુ છે

આ સર્વ વિવેચન અને સ્મરણનો સાર એ કે આપણી શાળામા અવર્ણનીય કાઈક એવુ હોવુ જોઈએ કે જે એની ભૂમિમા પણ મૂકનારનુ ધ્યાન ખેચે, જે વિદ્યાર્થીઓમા વગર શીખવ્યે આપોઆપ દાખલ થતું હોય તે શુ છે ?—એમ હું પૂછુ ? તમે કહેશો કે તે તો **ખાદી** છે જ. બેશક, ખાદી તો છે જ. પણ દેહ તે આત્મા ન હોઈ શકે ખાદીના અન્તરમા રહેલો ખાદીનો આત્મા—ખાદીના પહેરવેશથી સૂચવાતા, વા સૂચવાવા જોઈએ એવા, ગુણ—વિમળતા અને શુભ્રતા, સાદાઈ અને સયમ, સત્યનિષ્ઠા અને અહિંસા—જે ગુણો ખાદીના આચાર્યમા આપણે જોએલા છે, તે આ શાળાના વાતાવરણમા વ્યાપી રહેવા જોઈએ. અને તે પણ તમે માસ બે કે વર્ષ બે વર્ષ ધારણ કરો એથી બસ ન થાય. 'यावज्जीवमग्निहोत्रं जुहुयात्' એ ગુણ વાતાવરણરૂપ ત્યારે જ થાય કે જ્યારે અગ્નિમા જેને

'tradition' કહે છે તે સ્થપાઈ જાય—અર્થાત્ એ ગુણનો—પહેરવેશનો જ નહિ, પણ ગુણનો—સંપ્રદાય થઈ જવો જોઈએ. દરેક વિદ્યાર્થીના અંતરમાં એ એવા ઊતરી જવા જોઈએ કે તે માટે પ્રયત્ન કે પ્રયાસ કરવાનું હોય નહિ.

મ્હેં જે ગુણો ગણાવ્યા તેમાં એક ગુણ રહી ગયો એમ કદાચ તમને લાગશે, અને એવું વાતાવરણ રચવા તમે પ્રેરાશો એ ગુણ તે **સ્વતન્ત્રતા.** બેશક, સ્વતન્ત્રતા એ મ્હોટો ગુણ છે, અને તમારી ગુણાવલિમા તમે એને પ્રધાન સ્થાન આપશો તોપણ એમા હું વાંધો નહિ લઉં. પણ એટલું ઉમેરૂં તો ક્ષમા કરશો કે સ્વતન્ત્રતા એટલે સ્વચ્છન્દ નહિ, મ્હારો કહેવાનો અર્થ એવો ન કરશો કે આ ચેતવણી આપવામાં હું તમારા ઉપર ગર્ભિત રીતે સ્વચ્છન્દીપણાનો આરોપ મૂકું છું. તમને ચેતવણી આપવાનું કારણ એટલું જ છે કે જગતના એક મહાન ફિલસૂફ ઍરિસ્ટૉટલે જોયું છે કે સદ્ગુણ તે બે ગુણોનું મધ્યબિન્દુ છે, અને તે એક તરફ ખશી પડવાથી દુર્ગુણ બની જવાનો ભય રહે છે. ઉદાહરણ તરીકે, હિંમત (courage)ની એક બાજુએ બ્હીકણપણું (cowardice) અને બીજી બાજુએ નફાળજિયાપણું (rashness) વસે છે, તેમા હિંમતને નફાળજિયાપણા સાથે અદ્દલ ભાઈબંધી હોય એમાં ભળી જવાનો સંભવ છે. તે જ પ્રમાણે સ્વતન્ત્રતાથી ઊલટી પરતન્ત્રતા, પણ સ્વતન્ત્રતાનું દુષ્ટ રૂપ સ્વચ્છન્દ. છન્દ એટલે કૂદવું: (छन्द.-Lat. Seandere -). સ્વચ્છન્દ એટલે ફાવે એમ કૂદવું. પણ કૂદવાની ક્રિયા પણ સુન્દર નૃત્ય બને છે—જો એ ક્રિયાને સંયમ અને નિયમથી નિયમી હોય તો. સ્વતન્ત્રતાનો પૂરેપૂરો અને ખરેખરો અર્થ તમારે સમજી લેવો જોઈએ. સ્વતન્ત્રતા એટલે આપણું તન્ત્ર આપણા હાથમાં. અગર તો બીજી રીતે કહીએ તો આપણો આધાર આપણા પોતા ઉપર જ. એની સ્થિતિ. આ શબ્દનો અર્થ કરવામાં જેટલો 'સ્વ' ઉપર ભાર દેખાય છે, તેટલો જ 'તન્ત્ર' રચના ઉપર પણ છે. આપણું તન્ત્ર આપણે ચલાવીએ, લાવીએ, દોરીએ.

અને રાધીએ, આપણા વસ્ત્ર આપણે જ વાવીએ, કાતીએ અને વણીએ, આપણા પુસ્તકો પણ આપણે જ રચીએ અને વાંચીએ, અર્થાત્ આપણી વિદ્યા પોતે જ સીધા સૃષ્ટિ અને જનસમાજના અવલોકનથી પ્રાપ્ત કરીએ એટલે કે દરેક જણ પોતપોતાની જરૂરિયાત પૂરી પાડવા માટે પોતા ઉપર જ આધાર રાખે, તો જનસમાજ એના વિકાસક્રમમા એક પગલુ પણ આગળ ભરી શકે નહિ જનસમાજ આવી સાદાઈ સહન કરી શકતો જ નથી—એનુ સ્વાભાવિક વલણ કાર્યવિભાગ, કાર્યસવિભાગ, અને તજ્જન્ય પરસ્પરાશ્રય તરફ છે આથી પરવશતા ઉત્પન્ન થાય છે, એમ નથી એવા પરસ્પરના સહકારથી 'સ્વ'ની દીવાલો તૂટે છે, અહભાવ નાશ પામે છે, સર્વાત્મભાવ પ્રસરે છે ઇંગ્લંડના ગઈ સદીના ઇતિહાસમાં જ્ઞાનની અને ઇન્સાનિયતની પરિસીમારૂપે મનાએલુ 'Individualism' યાને અહભાવ ઉપર રચાએલુ જનસમાજનુ બધારણ અત્યારે ભૂલભરેલું જ મનાય છે, અને એને સ્થાને 'co-operation' યાને સમષ્ટિભાવ ઉપર રચાએલુ જનસમાજનું બધારણ—જે હિંદુસ્થાનના જનસમાજનું પ્રાચીન બધારણ છે—તે જ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અત્યારે ઉત્તમ મનાય છે અન્તરાત્મા કહે તે જ કરવુ એ સૂત્ર એના અન્તિમ અર્થમા આત્માના ગભીર ઔપનિષદ અર્થમા—ઘણુ જ ખરૂ છે, પણ વ્યવહારમા એ ભ્રાન્તિમા નાખે એવુ છે, કારણ કે ન્હાના સરખા સાકડી બુદ્ધિના અને સ્વાર્થથી ભરેલ. 'સ્વ' યાને 'અહ'-ને આપણે અન્તરાત્મા માની લેવાનો ભય છે તેથી જે જે વિચાર તમારા મગજમા સ્ફુરે તે સર્વને તમે તમારા 'અન્તરાત્માનો અવાજ' માની બેસશો નહિ 'सता हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तय'—પણ તે 'सताम्' સત્પુરુષોનું જ, અને સત્પુરુષપણુ પ્રાપ્ત

---

— બરાબર રીતે કહીએ તો એથી પણ એક ભૂમિકા આગળ વધીને Individualism અને Co-operation યાને વ્યષ્ટિ અને સમષ્ટિનો એ સમન્વય કરે છે.

કરવું સહેલું નથી. સત્પુરુષોનો સંગ, ભરપૂર વિદ્યા અને પ્રાકૃતન સંસ્કાર–એથી જ એ પ્રાપ્ત થાય છે, રસ્તામાં રીઢું પડ્યું નથી. અંગ્રેજી conscience શબ્દના 'con'–सम्–સહ અંગમાંથી સૂચના લો: તમારા વિચારને જનસમાજના વિચાર સાથે, તે પણ એક દેશના અને એક કાળના જ જનસમાજના નહિ પણ મનુષ્ય–સંસ્કૃતિમાં ભાગ લેતા સર્વ દેશ અને સર્વ કાળના જનસમાજના વિચાર સાથે–એ જનસમાજના અગ્રેસર મહાપુરુષોના વિચાર સાથે, કારણ કે જનસમાજનો આત્મા એના અગ્રેસર મહાપુરુષોમાં જ પ્રકટ થાય છે–મેળવી જોજો, અને તે પછી જ તમારા વિચાર કાયમ કરજો. "सा विद्या या विमुक्तये" એ તમારા વિદ્યાપીઠનું સૂત્ર ખરું છે. જે વડે મુક્તિ મળે એ વિદ્યા: અર્થાત્ પહેલી વિદ્યા અને પછી મુક્તિ વિદ્યા એ મુક્તિનું સાધન, પહેલી મુક્તિ અને પછી વિદ્યા, મુક્તિ એ વિદ્યાનું સાધન એવો વિપરીત ક્રમ નહિ. આથી ફલિત એ થાય છે કે ખરી સ્વતન્ત્રતા માટે વિદ્યા ઘણી જરૂરની છે. તમે એક સ્વતન્ત્ર વિદ્યાસંસ્થા બાંધી છે, તો એ સ્વતન્ત્રતાનો એમાં પૂર્ણ લાભ લો. સત્ય એક છે, અને વિદ્યા એક છે, એ જોતાં સરકારી શાળાઓમાં જે શિક્ષણ અપાય તેથી તમારું શિક્ષણ સર્વથા ભિન્ન હોય એમ બની શકે જ નહિ તેથી ઉભયમાં કેટલુંક સામાન્ય હોય તો તેમાં તમારું હીનપદ નથી પણ તમારા શિક્ષણમાં કાંઈક વિશિષ્ટતા તો હોવી જ જોઈએ, જેનાથી તમારું વિદ્યાસમ્બન્ધી વાતાવરણ બંધાય શંકરાચાર્ય મંડનમિશ્રનું ઘર શોધતા ગયા હતા ત્યાં ગાંદરે પનઘટ ઉપર પાણિયારીઓ પાણી ભરતી હતી–તેઓએ આ પ્રમાણે મંડનમિશ્રના ઘરની એંધાણી આપી.

"स्वतः प्रमाणं परतः प्रमाणं शुकाङ्गना (कीराङ्गना) यत्र गिरो गिरन्ति ।
द्वारस्थनीडान्तरसन्निरुद्धा अवेहि (जानीहि) तन्मण्डनमिश्रधाम ।
फलप्रदं कर्म फलप्रदोऽजः शुकाङ्गना यत्र गिरो गिरन्ति ।
जगद्ध्रुवं स्याज्जगदध्रुवं स्याद् अवेहि (जानीहि) तन्मण्डनमिश्रधाम ॥

કર્મપરાયણ પૂર્વમીમાસકને ત્યા પૂર્વમીમાસાના પૂર્વપક્ષ–ઉત્તરપક્ષના ધ્વનિ થઈ રહ્યા હોય અને તે આ પ્રમાણે મેનાઓને મુખે પણ ચઢી જાય એવુ એ વિદ્યાપીઠનુ વાતાવરણ હતુ એ જ રીતે તમારૂ પણ કોઈ એક વિદ્યાનુ વાતાવરણ હોવુ જોઈએ, તે શુ છે? હજી એ રચવાનુ છે, તો એની રચનામા કાઇક વિશિષ્ટતા મૂકો તમે ધારો તો કેટલુ બધુ કરી શકો? એનુ થોડુક દિગ્દર્શન કરાવી મ્હારૂ આ લઘુ વ્યાખ્યાન સમાપ્ત કરીશ

પ્રથમ તો **સાહિત્યમા**—સસ્કૃત અને સસ્કૃતમાથી ઉદ્‌ભવેલી ગૂજરાતી, મરાઠી, હિન્દી, બગાળી વગેરે ભાષામા કેટલુ શીખવાનુ, નવીન શોધવાનુ, તમારી આગળ પડ્યુ છે! એની કિંમત પશ્ચિમની ભાષા અને સાહિત્યની ઉપેક્ષા ન કરતા એના પુષ્કળ જ્ઞાન સાથે તમારા દેશની વિવિધ ભાષા અને સાહિત્યનુ અવલોકન કરશો ત્યારે જ તમે પૂરેપૂરી સમઝી શકશો હિન્દી, બગાળી કે મરાઠી બોલતા આવડે તેનુ નામ એ ભાષાઓનુ જ્ઞાન નથી એવુ જ્ઞાન તો કાન-પુર કે કલકત્તા વેપાર કરવા ગયેલા વાણોતરને જ શોભે વિદ્યાપીઠને શોભતુ જ્ઞાન તો બહુ વિશાળ અને ઊંડુ બલ્કે કાઇક જુદુ જ છે. શબ્દ વ્યાકરણ અને વ્યુત્પત્તિનો અભ્યાસ કે એ સર્વનુ તુલનાત્મક જ્ઞાન પણ બસ નથી વિશેષમા, તે તે ભાષાના સાહિત્યનો અભ્યાસ, પ્રેમ અને ઉપભોગ જોઈએ *ટૂકામાં, એ સાહિત્યના અન્તર્ગત્માાં પ્રવેશ મેળવવો જોઈએ

હવે ઇતિહાસ લો દુનિયા એટલે યુરોપ, અને ઇતિહાસ એટલે યુરોપનો ઇતિહાસ, પૂર્વ એટલે ગ્રીસ, અને બહુ તો એશિયા-માઇનર અને પૅલેસ્ટાઇન આવી સકુચિત દૃષ્ટિથી લખાએલો ઇતિહાસ

---

* હાલમા ઇંગ્લડમા 'on the teaching of English'ની જે પ્રવૃત્તિ ચાલી રહી છે તેમાં એક મુખ્ય મુદ્દો એ છે કે વિદ્યાર્થીઓને અગ્રેજી સાહિત્યનો ઉપભોગ લેતા શીખવવું

કેટલો વખત ચાલી શકશે? યુરોપ અને યુરોપની સંસ્કૃતિની એકતા યાને અખંડતા છે (જુવો માર્વિનનું ('Unity of Western Civilisation') તો તેવી જ એશિયાની સંસ્કૃતિની નથી? અત્યારે એશિયાનો ઇતિહાસ એશિયાના જુદા જુદા ઇતિહાસમાં વ્હેંચાઈ ગયેલો શીખવાય છે, અગર તે પણ એકાદ દેશનો જ ન્હાના હિન્દુસ્થાનનો જ ('Lesser India' as opposed to what mons. Levi calls 'Greater India') અને તે પણ, બરાબર રીતે તો એક બે સમયનો જ—બ્રિટિશ સમયનો, અને થોડોક મુસલમાન સમયનો. અને પ્રાચીન તો નામનો જ, અને તે કંટાળો ઉપજે એવી રીતે! એટલું જ નહિ, ઇતિહાસનાં મ્હોટાં પુસ્તકોમાં પણ એશિયાના ઇતિહાસને એક વધારાના પરિશિષ્ટરૂપે જ મૂકાય છે, એ બરાબર નથી. હિન્દુસ્થાનના અભિમાન ખાતર નહિ, પણ ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસ ખાતર હું પૂછું છું કે ઇરાનના ધર્મોપદેશના જ્ઞાન વગર યાહુદી ધર્મપુસ્તકોનો અભ્યાસ શાસ્ત્રીય છે ખરો? એ જ પ્રમાણે બૌદ્ધધર્મના ખાસ કરી મહાયાન શાખાના—અભ્યાસ વગર રોમન કેથોલિક સંપ્રદાય અને મધ્યકાલીન યુરોપનો ઇતિહાસ વાંચવો એમાં ઇતિહાસની અવિચ્છિન્નતાને ન્યાય થાય છે ખરો? એશિયાના જંગલી મનુષ્યોનાં ટોળાંએ રોમની સંસ્કૃતિનો વિનાશ કર્યો એમ કહેવાય છે. પણ એ જ સંસ્કૃતિને જન્મ આપ્યો એમ નહિ? આ સર્વ જોતાં એશિયાના—અભ્યાસપૂર્વક જ યુરોપનો અભ્યાસ થાય એ જ યોગ્ય નથી?

તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તો હિન્દુસ્થાનનું સર્વોપરિપદ સુપ્રસિદ્ધ છે, છતાં મનુષ્યવિચારમાં જે કંઈ ઉત્તમ છે તે સર્વ ગ્રીસમાંથી જ આવેલું છે એવા સિદ્ધાન્ત ઉપર જ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ હજી લખાય છે. હું પોતે ગ્રીસનો પ્રેમી છું, પણ જ્ઞાન-માત્રના વિજ્ઞાનનું પ્રભવસ્થાન ગ્રીસને જ ગણવું એ મને માન્ય નથી. હિન્દુસ્થાનની ફિલસૂફીએ ઘણા વખતથી ઘણું સ્વતંત્ર પોતાનું

દ્રોષથી શરમાઈને, 'Indian philosophy 'નો એક પેપર એના અભ્યાસક્રમમા, અને વધારે સાચાઈથી કહીએ તો એના પરીક્ષા-ક્રમમા થોડાક વખતથી દાખલ કર્યો છે પણ તે સસ્કૃત, પાલિ, માગધી ન જાણતા એવા સર્વ વિદ્યાર્થીઓને માટે હોઈ એવાં પુસ્તકો પરીક્ષા માટે રાખવામા આવે છે કે જેના અગ્રેજીમા ભાષાન્તર થયા હોય, અગર જે હિન્દુસ્થાનના તત્ત્વજ્ઞાનને લગતા અગ્રેજીમા લખાયેલા નિબધરૂપ હોય આથી વિદ્યાર્થીનુ હિન્દુસ્થાનના તત્ત્વજ્ઞાન વિષેનું જ્ઞાન પૂર્વોક્ત પુસ્તકો કરતા આગળ વધી શકતુ નથી—એ જ્ઞાન સૂકા વહેરાએલા લાકડા જેવુ રહે છે, જીવન્ત વૃક્ષ જેવુ થતુ નથી, અને તેથી એ જ્ઞાનની વૃદ્ધિમા વિદ્યાર્થી કઈ જ ભાગ લઈ શકતો નથી.

તે જ પ્રમાણે વર્તમાન અર્થશાસ્ત્ર (Economics), રાજ્ય-શાસ્ત્ર (Political Science) અને સમાજશાસ્ત્ર (Sociology) પણ યૂરોપના ઇતિહાસ અને સમાજના બધારણને આધારે જ લખાયા છે, અને બહુધા એ પ્રમાણે 'મખ્ખી એ મખ્ખી' શીખવાય છે. આના બચાવમા એમ કહેવામા આવશે કે આ વિષયના આપણે હિદનિવાસી જનોએ પુસ્તકો રચ્યા નથી, તો પછી પશ્ચિમના જ પુસ્તકો શીખવાય એમા શી નવાઈ? નવાઈ કાઈ જ નહિ, પણ વિપરી-તતા તો ઘણી જ. આ વિષયના અભ્યાસની શરૂઆત અત્યારથી થવા માડે તો આ વિપરીતતા દૂર થાય ઉપર કહ્યા તે ત્રણે શાસ્ત્ર માટે પ્રથમ તો, 'Materials' યાને ઉપાદાનવસ્તુ પુષ્કળ એકઠી કરવી જોઈએ, અને તે કરવાના માર્ગની દિશા, પદ્ધતિ અને વ્યવસ્થા આપણી યુનિવર્સિટિના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની બુદ્ધિ, ઇચ્છા અને શ્રમ ઉપર જ આધાર રાખે છે. વસ્તુત આ શાસ્ત્રો યૂરોપમાં પણ હજી રચાય છે They are still in the making. હમણા જ એક પ્રસગે મિ બાલ્ફરે અર્થશાસ્ત્રના સબધમા કહ્યુ છે કે—

"Political economy, indeed in the narrower sense of the term, has, by a process of some-what

brutal simplification at the hands of those who were our teachers, been made a study of such definite outline that it is in many respects eminently fitted for a subject of tuition and a subject of examination. But when you leave political economy in that narrower sense and when you come to such wide topics as civics and politics you touch subjects which seem to spread out—and in truth do spread out—over almost the whole field of human activity, or at all events of human co-operative activity, and it is evidently more difficult to see how they can be a subject for professional teaching or for University examinations"

અર્થાત્, હજી આ અને આવા શાસ્ત્ર તમારે રચવાના છે અને તે કૃત્રિમ શિક્ષણ અને પરીક્ષા અર્થે નહિ, પણ શાળાની દીવાલોની બહાર જગતમાં જે શક્તિઓ કામ કરી રહી છે તેના અભ્યાસ અર્થે.

બ્હેનો, ભાઈઓ અને અધ્યાપક બન્ધુઓ! તમે રાષ્ટ્રીય વિદ્યાલયમાં જોડાઈને તમારે માથે કેવી મ્હોટી જવાબદારી લીધી છે એ સંબંધી મારા અલ્પ વિચાર મ્હેં તમારી સમક્ષ મૂક્યા. તમને શોભતા એવા સદ્‌ગુણોની મૂર્તિરૂપ બનશો, અને મ્હેં કહ્યું તેમ હિન્દુસ્થાનની વિદ્યાને નવો જન્મ આપશો—આ પુરાણા દેશમાં જ્ઞાનની નવી ઉષા પ્રકટાવશો, તો તેમાં સાહસ તમારું હોઈ યશ પણ તમારો જ રહેશે.

[વસન્ત વર્ષ ૨૧, અંક ૬, આષાઢ, સં. ૧૯૭૮]

## ગૂજરાત મહાવિદ્યાલયમાં આપેલું એક ભાષણ*

### વિદ્યાર્થીઓને ઉપદેશ

અધ્યાપક બન્ધુઓ, વિદ્યાર્થી ભાઈઓ અને બ્હેનો, અને અન્ય સજ્જનો અને સન્નારીઓ—

આ સંસ્થાના નવા સત્રને આરમ્ભે મ્હારા મિત્ર અને ભૂતપૂર્વ સહાધ્યાપક અને આ વિદ્યાલયના આચાર્ય શ્રી કૃપાલાનીજીએ વિદ્યાર્થિવર્ગને સંબોધીને બે શબ્દો બોલવાનું મને નિમન્ત્રણ દીધું છે તે માટે હું એમનો, આ વિદ્યાલયના કાર્યકર્તાઓનો, તેમજ આપ સર્વ શ્રોતાજનનો ઉપકાર માનું છું મ્હારો ગૂજરાતની કેળવણી સાથે લાંબો સંબન્ધ, અને આપનામાંના ઘણાક સાથેની મ્હારી અંગત મિત્રાચારી એ જ આપણા પરસ્પર આકર્ષણનું કારણ છે મ્હારા વિચાર આપના વિચારથી કોઈ સ્થળે જુદા પડશે. પણ આપ એ ઉદારતાથી સહી લેશો.

આજનો વિધિ ઉપનયનનો છે, સમાવર્તનનો નથી એટલે ગૃહસ્થાશ્રમ અને ગૃહસ્થાશ્રમની જવાબદારી એ વિષે કરતાં વિદ્યાર્થિજીવન અને એ જીવનના કર્તવ્યો એ વિષે બોલવું વધારે ઉચિત છે. એ સંબન્ધમાં પ્રાચીન રીતિએ આજનો વિધિ કરવાનો હોય તો તે હું આ રીતે કરૂં દરેક વિદ્યાર્થીને હું મ્હારી પાસે લઈને–'ઉપનયન' કરીને—પહેલો ઉપદેશ એ દઉં કે सवित्रा प्रसूत । बृहस्पतेर्ब्रह्मचारी भव । असावपोशान । समिध आधेहि । कर्म कुरु । दिवा मा स्वाप्सी. ।

---

× તા. ૧૯ જૂન ૧૯૨૩ ને દિને.

તેજઃપુંજ જ્ઞાનમય સવિતાનો—ચૈતન્યપ્રેરક અને બુદ્ધિપ્રેરક પરમાત્માનો —તું પુત્ર છે; તુ વિદ્યા અને ધર્મના અધિષ્ઠાતા બૃહસ્પતિનો બ્રહ્મચારી થા: આ શુદ્ધ જળથી આચમન કરી ત્હારા આત્માને શુદ્ધ કર. જરૂર પડે તો તારૂં સર્વસ્વ હોમવાને પણ તું તત્પર છે એમ સૂચવનાર તારે હાથે એકઠી કરેલી સમિધ્ આ અગ્નિમાં હોમ. કર્મ કર. દિવસે સૂઈશ નહિ—અર્થાત્, તું કોણ છે એ વિચાર: તુ પરમાત્માનો અંશ છે તુ એક સામાન્ય મનુષ્યનો વિદ્યાર્થી નથી, તુ વિદ્યા અને ધર્મના અધિષ્ઠાતા અને આદર્શરૂપ દેવોના આચાર્ય બૃહસ્પતિનો વિદ્યાર્થી છે. ત્હારે ત્હારા આત્માને શુદ્ધ કરી સ્વાર્પણને માટે તત્પર થવાનું છે. તમારૂં જીવન કર્મ અને જાગૃતિથી ભરવાનુ છે.

પણ આ ઉપદેશ વિદ્યાર્થીના હૃદયને લાગશે જ નહિ, જ્યાં સુધી વિદ્યાર્થીનું જીવન અને આચાર્યનુ હૃદય એકબીજા સાથે મળ્યાં નથી, માટે આચાર્ય કહે છે:

मम हृदये हृदयं ते अस्तु । मम चित्तं चित्तेनान्वेहि । [ मम व्रते हृदयं ते दधामि શાખાન્તર ] मम वाचमेकमना जुषस्व । बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ।

—"મ્હારા હૃદયમા ત્હારૂં હૃદય હો. (મ્હારા વ્રતમા-અર્થાત્ ચારિત્રમા-ત્હારૂં હૃદય હું મૂકું છું.) મ્હારા ચિત્તને ત્હારા ચિત્ત વડે અનુસર. મ્હારી વાણીને એકાગ્રમન વડે આનન્દથી સેવ. બૃહસ્પતિ તને મ્હારી સાથે જોડો."

આપણા પ્રાચીન સંપ્રદાયાનુસાર આટલો માનસિક વિધિ કરીને, હવે આ સંસ્થાના વિદ્યાર્થી ભાઈઓને અને બ્હેનોને સંબોધીને થોડું કહું. લાંબા ભાષણનો આજનો પ્રસંગ નથી.

આપનુ સૂત્ર છે કે सा विद्या या विमुक्तये । એ જ વિદ્યા કે જે વડે વિમુક્તિ મળે. પણ વિમુક્તિ એ તો અભાવ થયો; જીવનની ભાવના તરીકે એ શોભે નહિ. ત્યારે આ વાક્યનુ તાત્પર્ય એવું લેવું જોઈએ કે મુક્તિની પાર એવો કોઈ ભાવાત્મક પદાર્થ છે કે જે વિમુક્તિ વડે સિદ્ધ કરવાનો

છે. એ ભાવાત્મક પદાર્થ તે હુ નિર્વિવાદરૂપે યાને આપની સંમતિ કલ્પી લઈને, માની લઉ છુ કે સ્વરૂપસિદ્ધિ—self-realization. હવે, આ સસ્થાની ભાવનાનુસાર એવી સ્વરૂપસિદ્ધિ કેવી રીતે થઈ શકે એ વિષે ગયે વર્ષે હુ આપની સમક્ષ કાઈ બોલ્યો હતો—એમા વિશેષત મે સસ્થાના વાતાવરણ ( atmosphere )ની જરૂર તરફ આપનું ધ્યાન ખેચ્યુ હતુ

આ વખત મુખ્ય ભાગે તમારી પોતાની–વિદ્યાર્થિજનની–સ્વરૂપ–સિદ્ધિ વિષે બોલવાનો મ્હારો વિચાર છે. સસ્થાની અને વિદ્યાર્થિજનની સ્વરૂપસિદ્ધિ એકબીજાથી છૂટી પાડી શકાતી નથી તમે વિદ્યાર્થીઓ સસ્થાને રચો છો, અને સસ્થા તમને રચે છે. પણ સસ્થા તમને રચે તે ઉપરાત તમે તમારી જાતને કેવી રીતે રચી શકો, તમારા પ્રાકૃત જીવનને કેળવણીના સસ્કારથી કેવુ સસ્કૃત બનાવી શકો–એ વિષે હું આજ બોલવા ઇચ્છુ છુ

મ્હે અનેકવાર અનેક સ્થળે ભાર મૂકી મૂકીને કહ્યુ છે કે કેળવણી માટે આપણામા ત્રણ પ્રાચીન શબ્દો છે એક તો કેળવણીના રૂઢ અર્થમા કૌટિલ્યે વાપરેલો वृद्धसप्रयोग શબ્દ–જેનો યૌગિક અર્થ વિદ્વાનોના સમાગમમા આવવુ એવો થાય છે, બીજો शिक्षण યાને શક્તિપ્રદાન, એટલે કે શક્તિઓ કેળવવી, અને ત્રીજો विनय નામ એક વિશિષ્ટ ઉદ્દેશ નક્કી કરી તે તરફ પોતાના જીવનને દોરવુ. કેળવણીને ઉચ્ચ–અભિજાત, ઉદ્દેશવાળી અને કાર્યકરી કરવા માટે આ ત્રણે વાના જરૂરના છે.

(૧) વૃદ્ધસંપ્રયોગ—વિદ્વાનોના સમાગમમા રહેવુ એ કેળવણીનાં પુસ્તકો જેટલું જ, અને એક રીતે એથી પણ અધિક, આવશ્યક છે કારણ કે વિદ્વત્સમાગમથી શિષ્યોના જીવનનુ વાતાવરણ બધાય છે, બલ્કે વેલ સીચાય છે. આ આવશ્યકતા માટે આ સસ્થામાં ગોઠવણ છે જ એમ હું માનું છું—નહિ હોય તો ધીમે ધીમે થઈ જશે,

કેમકે આ સંસ્થામાં ગુરુ અને શિષ્ય સૌ સમાન રીતે એક જ ભાવનાથી પ્રેરાઈ વ્યવસાયબન્ધુ તરીકે કામ કરે છે એ જાણીતું છે.

(૨) બીજુ, શિક્ષણઃ— કહેવાતા જ્ઞાનનાં સૂકાં ઠોકિયાંથી મગજ ભરવું એમ નહિ, પણ લીલા છોડ જેવી માનસિક શક્તિઓને સીંચવી, પોષવી, વિકસાવવી એ શિક્ષણનું ખરૂં સ્વરૂપ છે. એક ખ્રિસ્તી આખ્યાયિકા છે કે ધણીએ પરદેશ જતી વખતે એના નોકરને અમુક ટૅલન્ટ્સ્ એટલે કે કેટલુંક ધન આપ્યું. એમાંના બેએ તો એ ટૅલન્ટ્સનો ઉપયોગ કરી એકના બે કર્યાં ત્રીજાએ ટૅલન્ટ્સ્ દાટી મૂક્યા. ધણી પાછો આવ્યો અને નોકરને પૂછ્યું કે તમને સોંપેલા ટૅલન્ટ્સનું શું કર્યું ! ત્યારે એમણે પોતે કર્યું હતું તે કહ્યું. ધણી પહેલા બે ઉપર રાજી થયો, ત્રીજા ઉપર ગુસ્સે થયો આખ્યાયિકાનો સાર કે આપણી શક્તિઓ દાટી મૂકવા માટે નથી, વિકસાવવા માટે છે. સત્ય (Truth), કર્તવ્ય (Right), અને સૌન્દર્ય (Beauty)ની ભાવના મનુષ્યમાત્રમા વસેલી છે, અને એને કેળવવાની શક્તિ પણ પ્રભુએ આપેલી છે. આત્મા અખંડ હોઈ એ માટેની શક્તિઓ સર્વથા પ્રથક્ નથી, તેમ વિશ્વ પણ એક અખંડ પદાર્થ હોઈ એ શક્તિઓના વિષય પણ એકબીજાથી તદ્દન છૂટા પાડી શકાતા નથી. તોપણ સ્થૂળ રીતે જેટલો વિભાગ સત્ય છે તેટલો પાડીને બોલીએ તો આ ત્રિસૂત્રીમા જીવનની સઘળી કળા સમાવી શકાય છે તે એ છે કે—

**સત્યનિષ્ઠ બનો, કર્તવ્યનિષ્ઠ બનો, સૌન્દર્યનિષ્ઠ બનો.**

આમા સત્યનિષ્ઠા અને કર્તવ્યબળ વિષે બોલતા પહેલાં **સૌન્દર્યપ્રેમ** વિષે હું બોલવા ઇચ્છું છું, કારણ કે એ સૌથી વધારે ઉપેક્ષા પામેલો વિષય છે હમણા જ એક ઑક્સફર્ડના વિદ્યાર્થીએ મને લખ્યું છે કે—

"ઑક્સફર્ડનું Summer term—most glorious term —શરૂ થયું છે. ટર્મની શરૂઆતના ભાષણમા હમાણ Censor એ કહ્યું કે This is summer time, and you are young. માટે

વાચવુ નહિ, ખૂમ રમો. હિંદુસ્તાનમાં કોઈ પ્રોફેસર આવી શિખામણુ આપે એ કલ્પી શકાય છે?

ટાઢ એકદમ ખૂબ ઓછી થઈ ગઈ છે બધે Sunshine છે. Sunshine ની કિંમત અહીં જ છે—હિંદુસ્તાનમા ન હોઈ શકે. બધે લીલોતરી ખૂબ ઊગી છે, ઝાડ ઉપર પાછા લીલાંછમ પાદડા અને મ્હોર આવ્યાં છે. Daffodils, tulips and violets દેખાવા માડચાં છે. ફૂલો દેખાવે સુદર પણુ સુગ ધ બિલકુલ ન મળે, તેથી આપણુ મન તો એ જોઈ પ્રફુલ્લિત ન થાય. ટેનિસ, ક્રિકેટ વગેરેની સીઝન શરૂ થઈ છે એટલે દરરોજ બપોરે ઑક્સફર્ડની સ્ટ્રીટ્સમાં White flannels પહેરી undergraduates હાથમા રેકેટ લઈ ટેનિસ રમવા જતા અથવા રમીને આવતા નજરે પડે”

આમા હિન્દુસ્તાનના પ્રોફેસરોને કાઈક અન્યાય છે પણુ સર્વા ગપૂર્ણુ કેળવણીમા અમુક અગ વિસ્મરાવા ન જોઈએ એ જણાવવા માટે આ પેરેગ્રાફ આપની સમક્ષ મ્હે મૂકચા છે. સૌન્દર્યનો પ્રેમ આપણા જનસમાજમાંથી બહુ ઘટી ગયો છે એમ સૌ કોઈ કબૂલ કરશે આપણી જૂની ધર્મરૂઢિમા વ્રત, ઉત્સવ, તીર્થ, દેવપૂજન આદિને અગે આને માટે ઘણી વ્યવસ્થા કરવામા આવી હતી, પણુ પાશ્ચાત્ય નફાતોટાની (Utilitarianism) અને બુદ્ધિમહિમા (Rationalism)-ની દષ્ટિએ જૂના સપ્રદાયને નવીન યુવકોના જીવનમાથી લુપ્ત કરી નાખ્યો છે, અને તેને સ્થાને સૌન્દર્યના પ્રેમને કેળવવા માટે નવુ કાઈ ઊપજાવ્યુ નથી, પણુ વસ્તુત મનુષ્યના હ્રદયમા રહેલી ચન્દ્ર જેવી આ શીતળ અને મીઠી ભાવના—જે સત્યપ્રકાશ જેવી જ્વલન્ત કે કર્તવ્યની ધારા જેવી તીક્ષ્ણુ નથી, એ કેળવવાની બહુ જરૂર છે. આ સબધમા મ્હારા એકબે અનુભવોનો ઉલ્લેખ કરૂ તો આપ એમા અહંભાવની વૃત્તિ નહિ જુવો એમ હું આશા રાખુ છુ.

એક વખતે, ગૂજરાત કૉલેજના પ્રિવિયસ હૉલમા—મકાનના, ઉત્તર દિશામાં છેલ્લા મ્હોટા ખંડમાં હું સસ્કૃત શીખવતો હતો.

એટલામાં ઉપલા માળના ખંડમાંથી—જેમાં, 'તે હિ નો દિવસા ગતાઃ' એ ભાવથી મને સાંભરતા પુરાણા* દિવસોમાં, તે વખતે પ્રિન્સિપાલનો બંગલો બંધાયેલો ન હોવાથી પ્રિન્સિપલ ડેવીઝ સકુટુમ્બ રહેતા હતા —ત્યાંથી એકાએક પિયાનોનો ગંભીર અને મન્દ્ર સ્વર નીચે ઊતર્યો! સૌ અણધાર્યા ચિત્રિત થઈ ગયા, અને પિયાનો વાગ્યે ગયો ત્યાં સુધી પુસ્તક વાંચવું અશક્ય થઈ ગયું કોઈ પણ તરેહના ખળભળાટના કારણથી નહિ, ઊલટું વર્ગમાં એટલી બધી શાન્તિ પ્રસરી ગઈ હતી કે સંગીતના લયકાળે 'જમીન ઉપર એક ટાંકણી પડે તોપણ સાંભળી શકાય.' ડિઝરાએલીના શબ્દો સ્મૃતિ ઉપર ચઢી આવ્યા પણ હું ભૂલું છું. આ આનન્દની સમાધિમાં કોઈ પણ એવો ધ્વનિ સાંભળી શકાય એમ હતું જ નહિ.

એક બીજો પ્રસંગ: જૂલાઈ માસ હતો—અને મેઘદૂતના સંસ્કાર ઉદ્બુદ્ધ કરવા માટે કહું તો આષાઢ માસ હતો—અને એ જૂના દિવસોમાં મુંબઈ યુનિવર્સિટિનું પહેલું ટર્મ જાન્યુઆરી માસથી શરૂ થતું હોઈ વિક્રમોર્વશીયના ચતુર્થ અંકનો આરંભ થવાનો સમય હતો. મ્હેં વર્ગમાં પુરૂરવાના મુખમાંથી નીકળતા પહેલા શ્લોકની પહેલી પંક્તિ—

नवजलधरः सनद्धोऽयं न दृप्तनिशाचरः।

—વાંચી, ત્યાં તો બહાર આકાશમાં વાદળાના ઘર ચઢી રહ્યા હતા, તેમાં એક ઊંડી ગર્જના થઈ, અને એ રસમાં જાણે વૈચિત્ર્ય પૂરવા પાસેના વૃક્ષમાંથી કોયલનો ટહુકો સંભળાયો! હું ઊંડા સુખથી સ્તબ્ધ થઈ ગયો, વિદ્યાર્થીઓનો સમૂહ પણ જાણે ચિત્રમાં આલેખાઈ ગયો, અને સૌને જીવનની એક ધન્ય ક્ષણ અનુભવાતી હોય એમ લાગ્યું.

આ બે પ્રસંગો ટાંકવાનું તાત્પર્ય કે આપણામાં સૌન્દર્યનો આનન્દ ભોગવવાની એક સ્વાભાવિક વૃત્તિ છે. જે ઉચ્છૃંખલતા પ્રેરતી નથી, પણ ઊલટું આત્મામાં શાન્તિ ભરી 'आनन्दसान्द्रो लयः' 'આનન્દસાન્દ્ર લય' ઉત્પન્ન કરે છે. વળી, ઇન્દ્રિયગ્રાહ્ય સૌન્દર્ય એ જ

---

* પુરાતનવત્=જૂના પણ નવા (નિરુક્ત).

સૌન્દર્ય નથી. આત્માનુ સૌન્દર્ય જે મનોગ્રાહ્ય વા શુદ્ધ આત્મગ્રાહ્ય છે તે એ કરતા પણ શ્રેષ્ઠ છે એક મનુજઆત્માની સુન્દરતા પારખવી અને એને ચાહવી એ એને પારખનાર અને ચાહનાર આત્માની ઉન્નતિની કસોટી, અને અધિક ઉન્નતિનુ સાધન છે. વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે અને વિદ્યાર્થી ગુરુ વચ્ચે આ જાતની કેળવણીના પ્રસંગો ઘણા આવે છે.

બીજુ **કર્તવ્યબળ** વિદ્યાર્થીઓમાં કર્તવ્યબળ પ્રેરવાની આવશ્યકતા વધારે ખુલ્લી છે. વિદ્યાર્થીઓ કર્તવ્યનિષ્ઠ થાય એ કયા અધ્યાપકને ન ગમે? પણ કર્તવ્યબળ ઉત્પન્ન કરવા માટે હજી જોઈએ તેટલી યોજનાઓ શિક્ષણાલયોમા રચાઈ નથી રમતગમતના સ્થાન એ ચારિત્ર્યશિક્ષણની શાળાઓ મનાય છે. ઇગ્લડની ‘ પબ્લિક સ્કૂલ’ અને એના પાયા ઉપર રચાએલુ ત્યાની યુનિવર્સિટિનુ જીવન એ આ માન્યતાનું પ્રભવસ્થાન છે. હવે એ માન્યતા ખોટી છે એમ કહેવાનુ મ્હારૂ તાત્પર્ય નથી. પણ રમતગમત એ જ પૂર્ણ ચારિત્ર્ય બાધવા માટે પૂર્ણ છે એમ સમઝી ચારિત્ર્યરચનાની બીજી યોજનાઓ યોજવા તરફ જોઈએ તેવુ લક્ષ અપાતું નથી એ શોચનીય છે ધર્મશિક્ષણ, ઇતિહાસશિક્ષણ, સમાજશાસ્ત્રશિક્ષણ—આપણી પરિભાષામા વર્ણાશ્રમ-ધર્મશિક્ષણ–સત્સમાગમ ગુરુસપ્રયોગ અન્તેવાસ(છાત્રાલય) વ્યવસ્થા, કર્તવ્યક્ષેત્રયોજના–આદિ બહુવિધ સાધનદ્વારા વિદ્યાર્થીઓમા કર્તવ્યજ્ઞાન અને કર્તવ્યબળ ઉત્પન્ન કરી શકાય છે

ત્રીજો ગુણ કેળવવાનો તે **સત્યનિષ્ઠા.** સત્યનિષ્ઠાની જરૂર માટે તો મતભેદ હોઇ શકે જ નહિ, પરતુ વસ્તુત. કેટલા થોડા ખરા અને સપૂર્ણ અર્થમાં સત્યનિષ્ઠ હોય છે? ઇતિહાસ કે સાયન્સની વસ્તુ શોધવામા (Research) કે એ સંબન્ધે વિચાર અને વિવેકશક્તિ (Judgment) વાપરવામાં કેવળ સત્યથી જ દોરાય એવા કેટલા હોય છે? ઇતિહાસને ખોટા સ્વદેશાભિમાનથી કે પરદેશાભિમાનથી—બંને દોષ છે—અસત્ય અને કદ્રૂપો કરી નાંખવામાં આવતો નથી? પરદેશી

માલની માફક પરદેશથી ઊતરી આવેલું સત્ય (!) જ આપણુ ચિત્ત હરે અને સ્વદેશી સત્યને વિના ગ્રાહકે ઘેર ઘેર ભટકવુ પડે એ થોડી શરમની વાત નથી. પણ હાલના વખતમા એક નવો ભય તો સ્વદેશાભિમાન—ખોટા સ્વદેશાભિમાનમાં રહેલો છે. જાણે સ્વદેશાભિમાન એ જ એક સદ્‌ગુણનો રાજા હોય એમ માની ઇતિહાસની વિદ્યાને સ્વદેશાભિમાનની દાસી બનાવવામા આવે એ બરાબર નહિ. આ દોષ અત્રે કોઈ કરે છે એમ કહેવાની મતલબ નથી પણ સૌએ એથી ચેતતા રહેવાની જરૂર છે. એનું અત્યારના નવા જીવન વખતે સ્મરણ દેવડાવવુ એ નિરર્થક કે અપ્રાસંગિક નથી.

(૩) આ પ્રમાણે શિક્ષણ યાને શક્તિ કેળવવાની વાત સમાપ્ત કરીને હવે હું 'વિનય' યાને વિશિષ્ટ ઉદ્દેશ તરફ પોતાની જાતને દોરવી એ અર્થમાં કેળવણીના વિષયમાં તમારૂ તેમ જ અમારૂ—અધ્યાપક વર્ગનુ—શુ કર્તવ્ય છે એ વિષે કહેવા માગુ છુ.

જીવન એ માત્ર કાલપ્રવાહમા તણાતું કાષ્ઠ નથી, પણ કાલને પણ વશમાં લેતી ચૈતન્યશક્તિનો આવિર્ભાવ છે. તેથી જીવન એ drift નહિ પણ art, તેમજ artificiality પણ નહિ પણ art, અર્થાત્ ચૈતન્યશક્તિથી પ્રકટ થતી એક સુંદર કળા હોવી જોઈએ. તેથી દરેક વિદ્યાર્થીએ આ શાળામા દાખલ થતા પહેલા પોતાની જાતને આ પ્રશ્ન પૂછીને નિર્ણય કરી નાખવો જોઈએ કે આ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં દાખલ થવામા પોતાનો હેતુ શો છે? આમાં જો મ્હારી કોઈ પણ સૂચના ઉપયોગી થતી હોય તો હું કહુ છુ કે—આ સંસ્થાના વિદ્યાર્થીઓએ પોતાના આત્માને—અર્થાત્ માનસિક [illegible]—અગાઉથી સમજી લઈને બે વર્ગમા વહેંચાઈ જવૂ જોઈએ. (૧) સાધક અને (૨) સ્થિર, અહીં ત્રીજાને સ્થાન ન હોવુ જોઈએ. જેમને

સૌન્દર્ય નથી. આત્માનુ સૌન્દર્ય જે મનોગ્રાહ્ય વા શુદ્ધ આત્મગ્રાહ્ય છે તે એ કરતાં પણુ શ્રેષ્ઠ છે એક મનુજઆત્માની સુન્દરતા પારખવી અને એને ચાહવી એ એને પારખનાર અને ચાહનાર આત્માની ઉન્નતિની કસોટી, અને અધિક ઉન્નતિનુ સાધન છે. વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે અને વિદ્યાર્થી ગુરુ વચ્ચે આ જાતની કેળવણીના પ્રસગો ઘણા આવે છે.

બીજુ **કર્તવ્યબળ** વિદ્યાર્થીઓમા કર્તવ્યબળ પ્રેરવાની આવશ્યકતા વધારે ખુલ્લી છે વિદ્યાર્થીઓ કર્તવ્યનિષ્ઠ થાય એ કયા અધ્યાપકને ન ગમે? પણુ કર્તવ્યબળ ઉત્પન્ન કરવા માટે હજી જોઈએ તેટલી યોજનાઓ શિક્ષણાલયોમા રચાઈ નથી રમતગમતના સ્થાન એ ચારિત્ર્યશિક્ષણની શાળાઓ મનાય છે. ઇગ્લડની ‘પબ્લિક સ્કૂલ’ અને એના પાયા ઉપર રચાએલુ ત્યાની યુનિવ્હર્સિટિનુ જીવન એ આ માન્યતાનુ પ્રભવસ્થાન છે હવે એ માન્યતા ખોટી છે એમ કહેવાનુ મ્હારૂ તાત્પર્ય નથી. પણુ રમતગમત એ જ પૂર્ણ ચારિત્ર્ય બાધવા માટે પૂર્ણ છે એમ સમઝી ચારિત્ર્યરચનાની બીજી યોજનાઓ યોજવા તરફ જોઈએ તેવુ લક્ષ અપાતુ નથી એ શોચનીય છે. ધર્મશિક્ષણ, ઇતિહાસશિક્ષણ, સમાજશાસ્ત્રશિક્ષણ—આપણી પરિભાષામા વર્ણાશ્રમધર્મશિક્ષણ—સત્સમાગમ ગુરુસપ્રયોગ અન્તેવાસ(છાત્રાલય) વ્યવસ્થા, કર્તવ્યક્ષેત્રયોજના—આદિ બહુવિધ સાધનદ્વારા વિદ્યાર્થીઓમા કર્તવ્યજ્ઞાન અને કર્તવ્યબળ ઉત્પન્ન કરી શકાય છે

ત્રીજો ગુણ કેળવવાનો તે **સત્યનિષ્ઠા.** સત્યનિષ્ઠાની જરૂર માટે તો મતભેદ હોઈ શકે જ નહિ, પરતુ વસ્તુત: કેટલા થોડા ખરા મને સપૂર્ણ અર્થમા સત્યનિષ્ઠ હોય છે? ઇતિહાસ કે સાયન્સની વસ્તુ શોધવામા (Research) કે એ સબન્ધે વિચાર અને વિવેકશકિત (Judgment) વાપરવામા કેવળ સત્યથી જ દોરાય એવા કેટલા હોય છે? ઇતિહાસને ખોટા સ્વદેશાભિમાનથી કે પરદેશાભિમાનથી—બન્ને દોષ છે—અસત્ય અને કદ્રૂપો કરી નાખવામા આવતો નથી? પરદેશી

માલની માફક પરદેશથી ઊતરી આવેલું સત્ય ([1]) જ આપણું ચિત્ત હરે અને સ્વદેશી સત્યને વિના ગ્રાહકે ઘેર ઘેર ભટકવું પડે એ થોડી શરમની વાત નથી. પણ હાલના વખતમાં એક નવો ભય તો સ્વદેશાભિમાન—ખોટા સ્વદેશાભિમાનમાં રહેલો છે. જાણે સ્વદેશાભિમાન એ જ એક સદ્ગુણનો રાજા હોય એમ માની ઇતિહાસની વિદ્યાને સ્વદેશાભિમાનની દાસી બનાવવામાં આવે એ બરાબર નહિ. આ દોષ અત્રે કોઈ કરે છે એમ કહેવાની મતલબ નથી પણ સૌએ એથી ચેતતા રહેવાની જરૂર છે. એનું અત્યારના નવા જીવન વખતે સ્મરણ દેવડાવવું એ નિરર્થક કે અપ્રાસંગિક નથી.

(૩) આ પ્રમાણે શિક્ષણ યાને શક્તિ કેળવવાની વાત સમાપ્ત કરીને હવે હું 'વિનય' યાને વિશિષ્ટ ઉદ્દેશ તરફ પોતાની જાતને દોરવી એ અર્થમાં કેળવણીના વિષયમાં તમારું તેમ જ અમારું—અધ્યાપક વર્ગનું—શું કર્તવ્ય છે એ વિષે કહેવા માગું છું.

જીવન એ માત્ર કાલપ્રવાહમાં તણાતું કાષ્ઠ નથી, પણ કાલને પણ વશમાં લેતી ચૈતન્યશક્તિનો આવિર્ભાવ છે. તેથી જીવન એ drift નહિ પણ art, તેમજ artificiality પણ નહિ પણ art, અર્થાત્ ચૈતન્યશક્તિથી પ્રકટ થતી એક સુંદર કળા હોવી જોઈએ. તેથી દરેક વિદ્યાર્થીએ આ શાળામાં દાખલ થતાં પહેલાં પોતાની જાતને આ પ્રશ્ન પૂછીને નિર્ણય કરી નાખવો જોઈએ કે આ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં દાખલ થવામાં પોતાનો હેતુ શો છે? આમાં મારી કોઈ પણ સૂચના ઉપયોગી થતી હોય તો હું કહું છું કે—આ સંસ્થાના વિદ્યાર્થીઓએ પોતાના આત્માને—અર્થાત્ માનસિક વ્યાપારોને—બરાબર સમજી લઈને બે વર્ગમાં વહેંચાઈ જવું જોઈએ. (૧) બ્રાહ્મણ અને (૨) ક્ષત્રિય, પણ વૈશ્ય અને શૂદ્રને સ્થાન ન હોવું જોઈએ. જેઓને

વિદ્યા ભણીને ધનના ઢગલા કરવાની તૃષ્ણા હોય– વા જેમને શૂદ્ર નોકરી કરીને પેટ ભરવુ હોય તેમને માટે આ સસ્થા નથી આ ચોખ્ખી સમજણ સાથે જ વિદ્યાર્થીઓને આ સસ્થામા દાખલ કરવા જોઇએ ભલે એથી વિદ્યાર્થીની સખ્યા ઓછી થાય, પણ મહાત્માજીએ અન્ય પ્રસગે અન્ય વિષયમા કહ્યુ છે તેમ સો ખોટા રૂપિયા કરતા એક સાચો રૂપિયો સારો–ખોટા રૂપિયા તો ભારરૂપ જ હુ વૈશ્ય અને શૂદ્રને ખોટા રૂપિયા ના કહુ, કારણ કે એ પણ પ્રકૃતિના ખરા રૂપમાથી જ ઘડાએલા છે, પણ જુદી છાપના રૂપિયા તો કહું જ, અને જગતને જણાવી દઉ કે આ ટકશાળમા અમુક છાપના રૂપિયા પડતા નથી–જેથી પાછળથી એ વિદ્યાર્થીને નિરાશાનુ કે ફરિયાદ કરવાનુ કારણ ન રહે

વારૂ, ત્યારે આપણે જેને બ્રાહ્મણ અને ક્ષત્રિય વિભાગ કહ્યા, તેમા કરવાનુ શુ શુ? પ્રથમ ક્ષત્રિયવિભાગ લઈએ 'ક્ષત્રિય' શબ્દનો અર્થ બરાબર સમજજો ક્ષત્રિયો લડવા માટે સર્જાયા નથી– એ આસુરભાવ તો હિસ્ર પશુઓને જ હોય કાલિદાસ કહે છે તેમ– क्षतात्किल त्रायत इत्युदग्र क्षत्रस्य शब्दो भुवनेषु रूढ. ।–એ જ ખરો ક્ષત્રિય કે જે અન્યનુ ક્ષતથી રક્ષણ કરે–અને તેમ કરવા જતા જો પ્રાણ આપવાનો પ્રસગ આવે તો તે દિલીપ રાજાની માફક આપવા તૈયાર થઈ જાય આર્તત્રાણ એ ક્ષત્રિયનો ધર્મ છે વળી દેશને જડ સિપાહીઓ નથી જોઈતા, પણ બુદ્ધિશાળી ક્ષત્રિયો જોઇએ છે. તેથી राजा प्रकृतिरञ्जनात्–પ્રજાના મત અનુસાર રાજ્યકાર્ય કરવુ એ બીજો ક્ષત્રિયનો ધર્મ છે અને એ કાર્ય માટે યોગ્યતા સપાદન કરવા સારૂ પૂરતુ જ્ઞાન મેળવવુ એ ધર્મના યોગ્ય અનુષ્ઠાનમા આવી જાય છે તે

– અન્ય શાળાઓમા જે વિદ્યાર્થી જાય છે તે આવી તૃષ્ણાથી જ જાય છે એમ મારુ માનવુ કે કહેવુ નથી આ શાળાના વિદ્યાર્થીને એ તૃષ્ણા હશે તો તે પૂરી નહિ પડે એમ એ વિદ્યાર્થીને સ્પષ્ટ સમજાવી દેવા માટે આ વચન છે.

માટે ક્ષત્રિયવિભાગમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને રાજ્યશાસ્ત્રનું શિક્ષણ આવે, તેમા એ દરેકના સ્થૂળ સિદ્ધાન્ત માત્ર નહિ, પણ ઝીણી ઝીણી પણ અગત્યની સંપૂર્ણ વિગતની માહિતી, તેમ જ નવીન શોધ પણ સમાવવી જોઈએ. શાળા છોડીને આવા ઊભેલા નહિ, પણ જેઓ આ વિદ્યામાં પારગત થશે તેઓ જ દેશની સેવા કરી શકશે. સરકારી શાળામા કેળવાએલો વિદ્યાર્થી પણ જો સ્વદેશભક્ત હશે અને તમારા કરતાં પૂર્વોક્ત વિષયમાં અધિક જ્ઞાન ધરાવતો હશે તો એ તમારા કરતા દેશની જરૂર વધારે સારી સેવા કરી શકશે. તે માટે ક્ષત્રિય-વિભાગમા સઘળી તૈયારી ઉપર કહેલા વિષયમા પારગત થવા માટે કરો. કહું તો ક્ષમા કરજો કે અસહકાર, ખાદી, રાષ્ટ્રીયશાળા ખોલવાનો ઉપદેશ એ જ તમારા જીવનનુ પરમકાર્ય હોઈ ન શકે. જીવનના ન્હાના ન્હાના કર્તવ્યો કરવા એ સારૂ છે, પણ જીવનમા મોટા કર્તવ્યો પણ હોય છે, એ સ્વીકારવુ જોઇએ. અને ભવ્ય જીવ થઈ ને એ મ્હોટા કર્તવ્યો કરવા માટે પણ તમે કટિબદ્ધ થઈ જાઓ એમ મ્હારી વિનંતી છે. Indian Administration—હિન્દના રાજ્યવહીવટ—ની સંપૂર્ણ માહિતી મેળવો, પણ એટલુ જ બસ નથી વહીવટ એ અમુક સિદ્ધાન્ત ઉપર રચાએલો હોય છે અને તેથી Political Science નો પણ એક શાસ્ત્ર તરીકે અભ્યાસ કરો. History અને Political—ઇતિહાસ અને રાજ્યતન્ત્ર પ્રો. સીલી કહે છે તેમ—બીજ અને ફળ પેઠે સાથે જોડાએલા છે, તેથી ઇતિહાસ વડે Political Science—રાજ્ય-શાસ્ત્રને કસો, ઇતિહાસમા પણ ધર્મ આદિ બળ ઉપરાંત દેશની આર્થિક સ્થિતિ કેવો ભાગ ભજવે છે એ ધ્યાનમા રાખી Economics—અર્થશાસ્ત્ર—નો પણ બહુ સંગીન અભ્યાસ કરો. મને પંડિત માલવીયાજી કહેતા હતા કે જ્યારે 'Reverse Council bills' નો પ્રશ્ન ધારાસભામા ઉપસ્થિત થયો ત્યારે સૌને સ્વર્ગસ્થ ગોખલેની ખોટ જણાઈ હતી. અત્યારે તમે રાજ્યતન્ત્ર સાથે અસહકારી રહો, પણ જતે દહાડે રાજ્યતન્ત્ર ચક્રના પગા વિના ટકો નથી આજના

સન્યાસી કાલે ગૃહસ્થાશ્રમ માંડશે હું સૌને નિખાલસપણે અને મિત્રભાવથી સન્યાસને બદલે બ્રહ્મચર્ય (Education) અને ગૃહસ્થાશ્રમ (Councils) કેળવવાની સલાહ આપુ છુ.

બીજો **બ્રાહ્મણ વિભાગ:** એમાં સાહિત્ય, તત્ત્વજ્ઞાન, અને રાજ્યશાસ્ત્ર ઉપરાત પૂર્વોક્ત ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રનુ પણ નિષ્કામ (રાજ્યવહીવટમા ભાગ લેવા માટે નહિ પણ નિષ્કામ) અધ્યયન કરાવવુ જોઈએ. આ વિદ્યાલયમા દાખલ થતા અમુક વિદ્યાર્થીઓ આ બ્રાહ્મણભાવનાનુ વ્રત લે તો અત્યારની એક મોટી મુશીબતનું નિરાકરણ થઈ જાય આરભના કાળમા જ્યારે પાઠ્યપુસ્તકો અગ્રેજીમા જ છે અને અધ્યાપકો પણ ઘણે ભાગે અગ્રેજી દ્વારા જ શિક્ષણ આપી શકે એમ છે તે વખતે આ વિદ્યાલયનો એક પ્રધાન નિશ્ચય—માતૃભાષા દ્વારા કેળવણી આપવાનો—તે અમલમા મૂકવા માટે એક ઉત્તમ માર્ગ એ છે કે હાલના વિદ્યાર્થીઓ વિશાળ વાચન કરી, જ્ઞાનથી ભરાઈ, સ્નાતક વા નિષ્ણાત થઈ એ જ્ઞાનના પરિપાકરૂપે તે તે વિષયોના ગ્રન્થો રચવામા લાગી જાય. એ ગ્રન્થો અગ્રેજી ગ્રન્થોનુ સ્થાન લઈ પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારાય એમ હુ અત્યારે કે આવતા દશેક વર્ષ સુધી તો ઇચ્છી શકતો નથી જ પણ તે તે વિષયના પુસ્તકોનો સિદ્ધ કે સૂચિત આદર્શ આ રીતે ખડો થાય તો ગૂજરાતી વાઙ્મય બહુ વિસ્તાર અને ગૌરવ પામે દાખલા તરીકે, અને ફક્ત દાખલા તરીકે જ—પ્રાચીન હિન્દના ઇતિહાસ અને સસ્કૃતિનો વિષય લો એમા કેટલુ બધુ કાર્ય કરવાનો અવકાશ છે! આ પ્રસગે હું આપના પુરાતત્ત્વમન્દિરને એક વિનતી કરવાની છૂટ લઉ છુ. એ મન્દિરનો વહીવટ રાષ્ટ્રીય વિદ્યાપીઠના અંગ તરીકે ચાલવો જોઈએ કે સ્વતત્ર રીતે એ પ્રશ્નો સાથે મારે લેવાદેવા નથી. તેમ એ મન્દિર અત્યારે ઘણું સારૂ કામ કરી રહ્યુ છે એ પણ હુ જાણુ છુ અને આનન્દથી સ્વીકારૂ છુ પણ એ સારા કામમાં પણ મને એક ખામી અત્યારે જણાઈ છે કે એ કામ રાષ્ટ્રવિદ્યાલયને

ઉપકારક થાય એ રીતે થતુ નથી. છૂટુંછવાયું Research યાને શોધ કે study—અભ્યાસ—નું કામ થાય છે, પણ હું સૂચના કરૂં છું તે એ કે પુરાતત્ત્વમન્દિરે પ્રાચીન ભારતના ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર એક ગ્રન્થ વા ગ્રન્થમાળા રચવી જોઈએ—અને એ રચવા ઉપર અધ્યાપકોએ અને વિદ્યાર્થીઓએ પોતાની સઘળી શક્તિ, શ્રમ અને બુદ્ધિ કેન્દ્રિત કરવાં જોઈએ. આવા એક પુસ્તકથી ગૂજરાતની બલ્કે સમસ્ત ભારતની જેવી સેવા થશે તેવી છૂટાછવાયા અભ્યાસથી કે શોધથી થવાની નથી. એ ગ્રન્થમાળામા—માત્ર એક સૂચના ખાતર—આ આઠ હું ગણાવુ છું.

(૧) પ્રાચીન હિન્દનો રાજકીય ઇતિહાસ.

(૨) એ ઇતિહાસનાં પ્રમાણ શિલાલેખ, સિક્કા ઇત્યાદિ

(૩) ધર્મ અને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ—બ્રાહ્મણ યાને વૈદિક.

(૪) ધર્મ અને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ—જૈન અને બૌદ્ધ.

(૫) સાહિત્ય અને કલા—સાહિત્ય અને એની ભાવનાનો ઇતિહાસ,

(૬) સાહિત્ય અને કલા—સંગીત ચિત્ર વગેરે કલાઓ, તથા ગણિત, જ્યોતિષ, રસાયન, શિલ્પ, આદિ શાસ્ત્ર અને કલાઓનો ઇતિહાસ.

(૭) ધર્મ (સ્મૃતિ—કાયદા) શાસ્ત્રનો ઇતિહાસ.

(૮) રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્રનો ઇતિહાસ

અન્ય સંસ્થાઓને કોશ અને વ્યાકરણ કાઢવાં દો. તમે આ એક ઇતિહાસ રચશો તો તમારૂં અસ્તિત્વ સફળ થયું ગણુ એમ અત્યારની અને ભવિષ્યની પ્રજા કહેશે.

[ વસન્ત વર્ષ ૨૨, અંક ૫, જ્યેષ્ઠ, સં. ૧૯૮૦ ]

ફેરફારથી આપણે અત્યારે શુ ખોયુ છે એનુ વિસ્મરણ કે વિના ખેદે સ્મરણ શક્ય નથી. હજી પણ ગૂજરાત વિદ્યાપીઠ સ્વતન્ત્રતાના વાતાવરણમાં ઉચ્ચ શિક્ષણ આપનાર એક આદર્શ સસ્થા થાય એમ ઇચ્છા રહ્યા કરે છે, અને નવા વિદ્યાર્થીઓ ન મળે તો જૂના વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને સસ્થાના મિત્રો એક મડળરૂપે ગોઠવાઈ, ઉચ્ચ અધ્યયનને પથે ચઢી, તથા સ્વકાર્યની ઉચ્ચતાથી અન્યને એ તરફ આકર્ષી મુઠ્ઠીભર વિદ્યાર્થીઓને બદલે અખિલ ગૂજરાતને એ મડળ કેળવણીનુ ક્ષેત્ર બનાવે તો કેવુ સારૂ એમ મનમા થઈ આવે છે.

આજ જે આનન્દજનક પ્રવૃત્તિ માટે અમે એ સંસ્થાના કાર્યકર્તાઓને અભિનન્દન આપવા ઇચ્છીએ છીએ તેને માટે ઉપર કરેલો ઉપોદ્‌ઘાત કોઇને બેસૂરો લાગે તો અમે ક્ષમા ઇચ્છી છીએ. વસ્તુત અમે આ નવી પ્રવૃતિને શિક્ષણની પ્રવૃત્તિથી સ્વતન્ત્ર સમાજસેવાની પ્રવૃત્તિ માનીએ છીએ, અને એના વાસ્તવિક રૂપમા એટલે કે સમાજસેવાના ઉપક્રમરૂપે જ, એની કદર કરીએ છીએ હિન્દુસ્તાન ગામડાનો દેશ છે એ સત્ય આપણા નાયકોને ઘણા વર્ષોથી જાણીતુ હતુ છતા એ સત્ય ધ્યાનમા રાખી ગામડાના સુધારા માટે પ્રજા તરફથી કાઈ પણ પ્રયત્ન થવા લાગ્યો હોય તો તે મહાત્મા ગાધીજીની પ્રેરણા અને પ્રવૃત્તિનુ ફળ છે. શ્રી. નગીનદાસ અમૂલખરાય તરફથી ગૂજરાત વિદ્યાપીઠને રૂપિયા એક લાખનુ દાન મળ્યુ છે, અને એની મદદથી ગૂજરાત વિદ્યાપીઠમા ગ્રામસેવામન્દિર કાઢવાનુ ઠર્યુ છે

“૧ આ મદિરનો ઉદ્દેશ સ્વરાજ્યની દૃષ્ટિએ ગ્રામસગઠન કરવાનો, તાલીમ પામેલા સેવકો તૈયાર કરવાનો છે.

૨ વિદ્યાપીઠના ધ્યેયો જેને માન્ય હશે અને મદિરનો અભ્યાસ પૂરો કર્યા પછી, વિદ્યાપીઠ જ્યા સોપે ત્યા પાચ વરસ સુધી ગ્રામસેવાનુ કામ કરવાની જે પ્રતિજ્ઞા લેશે તેવા યુવાનને આ મદિરમા દાખલ કરવામા આવશે.

૩. દાખલ થનાર યુવાનની રહેણી સાદી હોવી જોઈએ અને તેનામાં અંગમહેનતની ઇચ્છા અને ટેવ હોવા જોઈએ.

૪. જો ઉમેદવાર વિનીત જેટલું ભણેલો હશે તો એને બે વરસની તાલીમ લેવી પડશે અને જો તે સ્નાતક જેટલી કેળવણી પામેલો હશે તો તેનો અભ્યાસક્રમ એક વરસનો રહેશે. બનતાં સુધી સ્નાતક વિદ્યાર્થીઓને પસંદ કરવામા આવશે. વળી પરિણીત ઉમેદવાર કરતા અપરિણીત ઉમેદવારને વિશેષ પસંદગી આપવામા આવશે

૫. મૂળ ઉદ્દેશને પાર પાડવાની દૃષ્ટિએ જે ઉમેદવારમા વિશેષ લાયકાત દેખાશે તેને ઉપરના નિયમોને અપવાદ કરીને પણ દાખલ કરવામાં વાંધો નહિ આવે.

૬. આ મંદિરના વિદ્યાર્થી વિદ્યાપીઠના છાત્રાલયમાં રહેશે. ત્યાં ભોજનખર્ચ તથા બીજું જે પરચુરણ ખર્ચ આવે તેટલી રકમની વધુમા વધુ રૂ. ૨૦ સુધીની શિષ્યવૃત્તિ તેને મળશે.

૭. વિદ્યાપીઠમા રહી નક્કી કરેલી તાલીમ જેણે બરાબર લીધી હશે તેને તે બાબતનુ પ્રમાણપત્ર આપવામાં આવશે, અને જો તે વિદ્યાર્થી ગ્રામસંગઠનના કાર્યને માટે બીજી કોઈ રીતે નાલાયક નહિ જણાય તો માસિક રૂ. ૩૦ થી રૂ ૫૦ સુધીના પગારથી તેને રોકવામા આવશે, લાયકાત અને જરૂરિયાત પ્રમાણે વધારો કરીને માસિક પગાર રૂ ૬૦ સુધી વધારવામા આવશે.

૮. આ મંદિરનો અભ્યાસક્રમ નીચે પ્રમાણે છેઃ—

(क) સામાન્ય શિક્ષણમા રહેલી ખામીઓ દૂર કરવા માટે

૧. ગૂજરાતી—સફાઈદાર અક્ષર અને શુદ્ધ ઉચ્ચારણ.

૨. ભૂગોળ-હિંદુસ્તાનની તેમજ દુનિયાની ભૂગોળનુ વિશેષ જ્ઞાન.

૩. નામાના મૂળતત્ત્વો તથા કાંતણ અને વણાટના ધંધાના ચોપડા રાખતાં આવડે તેટલું વિશેષ નામુ.

૪ સંગીતનો સામાન્ય પરિચય–ભજનો દ્વારા.

(ख) ગ્રામસેવાની ખાસ લાયકાત મેળવવા માટે.

૧. સંપત્તિશાસ્ત્રના મૂળતત્ત્વો.

૨. ગામડાનો આર્થિક તેમજ સામાજિક અભ્યાસ.

૩. કાતણ, પીંજણ અને સુથારીકામ—રેંટિયો અને પીંજણ સુધારવા જેટલું.

૪ સ્વચ્છતા અને આરોગ્યસંરક્ષણ—વ્યક્તિગત તેમજ સામુદાયિક

૫. આહારશાસ્ત્ર, ઘરવૈદું તથા અકસ્માત વખતે તાત્કાળિક ઈલાજ.

૬. શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો અને શાળાની વ્યવસ્થા.

૭. વ્યાયામ, સંઘવ્યાયામ અને રમતો.

૮. સભાશાસન (સભાઓ અને સંસ્થાઓ નિર્વિઘ્નપણે ચલાવવાનું વ્યવસ્થાશાસ્ત્ર).

૯. જમીનપાણી

ઉપરના અભ્યાસક્રમ ઉપરાંત જમીનમહેસૂલ, ગૃહઉદ્યોગ, સહકારી મંડળીઓ, ખેડૂતોના મંડળો, મજૂરસંઘો, સામ્યવાદના પ્રકારો વગેરે વિષયોનો પરિચય નિયત વ્યાખ્યાનો દ્વારા આપવામાં આવશે.

આ રીતસરનો અભ્યાસક્રમ થયો. પરંતુ તે ઉપરાંત રાંધતા, તરતા, દોહતા, બળદગાડું હાંકતા, બજારમાંથી ખરીદી કરતા, ચીતરતા, હિંદુસ્તાની બોલતાં વગેરે બાબતો આવડવી ગ્રામસેવકને માટે અનેક રીતે ઉપયોગી છે પણ આ વસ્તુઓ માટે વર્ગો ચલાવવાના ન હોય દરેક ગ્રામસેવકે પોતાની મેળે ઉપરનામાંથી બને તેટલી વસ્તુઓ શીખી લેવી જોઈએ."

પ્રથમ દૃષ્ટિએ, ઉપર જણાવેલો માસિક પગાર રૂ. ૩૦ થી ૫૦ સુધીનો અને સારી લાયકાત પ્રાપ્ત થતા રૂા. ૬૦ સુધીનો ઓછો ગણાય પણ દેશસેવાના ધોરણ ઉપર રચાયેલી યોજનામાં કદાચ હાલ એ કરતા વધારે પગાર આપવો પરવડે નહિ એમ અમે

સ્વીકારીએ છીએ. પરંતુ "પરિણીત ઉમેદવાર કરતાં અપરિણીત ઉમેદવારને વિશેષ પસંદગી આપવામા આવશે" એ નિર્બન્ધ તો અમાગથી સમજાતો નથી; એટલું જ નહિ પણ વિપરીત લાગે છે. ગામડાંમા અપરિણીત દેશસેવક જોઈએ તેવો વિશ્વાસ ઉપજાવી શકશે નહિ; એટલુંજ નહિ, પણ ચારિત્ર્યભગને વશ થશે તો સંસ્થાને કાળી ટીલી લાગશે. આથી એમ ધારવાનું નથી કે અપરિણીત વ્યક્તિ દેશસેવા ન કરી શકે અથવા તો ઉચ્ચ ચારિત્ર્ય ન જાળવી શકે એમ અમારૂ માનવું છે. જગત્માં શંકરાચાર્ય અને બુદ્ધ ભગવાન જેવાનાં ઉદાહરણો અમને અજ્ઞાત નથી. પણ રાતદિવસ જેમનાં માનસ વૈરાગ્ય અને બ્રહ્મચર્યની ઉગ્ર ભાવનાથી પોષાતાં હતાં તેવાં નૈષ્ઠિક બ્રહ્મચારી અને સંન્યાસીની સસ્થાઓ પણ કાળે કરી મનુષ્યની સ્વાભાવિક નિર્બળતાને વશ થઈ પડી, તો વર્તમાન સ્ત્રીપુરુષના સહચાર, સંલાપ અને વિલાસના યુગમા અપરિણીત દેશસેવકોની સંસ્થા ઊભી કરવી અમને ભયંકર લાગે છે. વિશેષમા, પરિણીત જીવનની સુન્દરતા અને એનું માધુર્ય દૃષ્ટાન્તરૂપે ગામના લોકોને ઉપકારક છે એટલું જ નહિ, પણ એ ગ્રામસેવામા દમ્પતીનો સહચાર આદર્શરૂપે ગ્રામજન આગળ રહે એ અમે ઇષ્ટ માનીએ છીએ.

ઉપરનું લખ્યા પછી પ્રસિદ્ધ અંગ્રેજ ધર્મગુરુ અને લેખક ડીન ઇંગનું એક વચન અમારી નજરે પડયુ છે, એમા અમારા મતનું સ્વરૂપ પૂરેપૂરા આકારે પ્રકટ થયેલું જોઈ એ અમે અત્રે ટાંકીએ છીએ.–

"I do not think that we wish to make the priesthood a kind of third sex, though that view is widely held on the Continent.

A celibate priesthood may increase the church as an institution, but I do not think that, as a general rule, it is good for the priests themselves, or for their flocks."

[વસન્ત: વર્ષ ૨૮, અંક ૨, ફાલ્ગુન, સં. ૧૯૮૫]

# 'જીવંત સંસ્થા'*

ભાવનગરમા 'ગૂજરાત અને કેળવણી' સંબંધી મ્હારા ભાષણમા ગૂજરાતી પ્રોફેસરોનુ તે તે વિષય માટે એક એક મડળ રચવાની ગૂજરાત વર્નાક્યુલર સોસોઇટિને સૂચના કરી હતી, તેને અગે ગેરસમઝણ ન થાય તે માટે હું ખુલાસો કરવા ઇચ્છુ છુ કે સૂચનામાં "પ્રોફેસર" શબ્દ ઉપલક્ષણ માત્ર છે અર્થાત્ પ્રોફેસર નહિ એવા તે વિષયના બીજા પ્રતિષ્ઠિત વિદ્વાનો જે કોઈ હોય તેઓને પણ એ મડળમા લઈ શકાય, બીજુ એ મડળોની કેટલીક મીટિગ જેઓ એ વિષયમા ખરેખર રસ લેતા હોય તેમને માટે પણ ખુલ્લી રાખવી જોઈએ, અને ત્રીજુ એ કે "બોર્ડ ઓફ સ્ટડીઝ" જેવું મડળ રચવાનુ મ્હે કહ્યુ તે કયા વિદ્યાર્થીઓ માટે? અને એમણે પાઠ્યપુસ્તકોનો શો ક્રમ યોજવાનો? ખુલાસો—એમાનુ કાઈ નહિ. "બોર્ડ ઓફ સ્ટડીઝ" એટલે એના જેવા ખાસ વિદ્વાનોના મડળો વિદ્યાર્થીઓ વિદ્વાનો પોતે જ અને એમનુ કામ પાઠ્યપુસ્તકોની યોજનાને બદલે, એમના પોતાના કામની યોજના કરવી તે દરેક મડળ વર્ષ માટે વા તેથી વધારે બેત્રણ વર્ષ માટે પોતાના વિષયને લગતા પ્રશ્નોની યાદી કરે, અને એમાં શોધખોળ કરવાનુ કામ માહોમાહે વ્હેચી લે, વા કેટલુક વ્હેચી લઈ બીજું જાહેર પ્રજા આગળ મૂકે, જેથી મડળ બહારના કોઈ વિદ્વાનને એ ઉપર કામ કરવુ હોય તો તે કરે. વળી કૉલેજની ઉત્તમ કક્ષાના વિદ્યાર્થીઓને શ્રોતા તરીકે આમા જોડવા અને રસ લેતા કરવા, જેથી આ નવા ઉપક્રમમા પ્રજા પણ રસ લે, અને એ એક જીવન્ત સસ્થા બને.

[વસન્ત' વર્ષ ૩૮, અક ૩. ચૈત્ર, સ. ૧૯૯૧]

---

* મૂળ શીર્ષક : 'એક ખુલાસો.' સ૦

# અર્વાચીન હિન્દુસ્થાનના ઇતિહાસની પરિષદ્

હાલમા ( તા. ૭ મી જૂન ૧૯૩૫ ) પૂનામાં "All-India Modern History Congress" યાને "અખિલ ભારત અર્વાચીન ઇતિહાસની પરિષદ્" ભરાઈ. આ "અર્વાચીન ઇતિહાસ" હિન્દુસ્થાનનો, અને અર્વાચીન એટલે ઈ. સ ૧૦૦૦ પછીથી અત્યાર સુધીનો, જેમા (૧) મોઘલ પહેલાંના મુસલમાન સમયનો ( અને આમા રાજપૂત વગેરે અન્ય હિન્દુ રાજ્યોનો સમાવેશ કરવાનો, (૨) મોઘલ સમયનો ( જેમા તે સમયના મહારાષ્ટ્ર વગેરે પણ આવી જાય ); અને (૩) બ્રિટિશ સમયનો ( તેમા પણ દેશી રાજ્યો સહિત એ સમયના અખિલ ભારતવર્ષનો ) એમ ત્રણ પેટા વિભાગ પડે.

આ પરિષદ પહેલવહેલી ભરાઈ, અને એ ભરવાનુ સ્થાન યોગ્ય રીતે પૂના હતુ. પૂનાનુ "ભારત ઇતિહાસસંશોધક મંડળ" જે ઇતિહાસની શોધ માટે વ્યવસ્થિત રૂપે સ્થપાએલુ જૂનામા જૂનુ મંડળ છે, અને કામ બહુ ઉત્સાહથી અને કુનેહમન્દીથી કરે છે—એના પ્રયત્નથી આ પરિષદ્ ભરવામા આવી હતી. એના પ્રમુખ તરીકે અલ્લાહાબાદ યુનિવર્સિટિના ઇતિહાસના પ્રોફેસર ડૉ સર શફાત અહમદખાનને પસંદ કરવામા આવ્યા હતા. સર જદુનાથ સરકારનો આ સ્થાન માટે પહેલો હક ગણાય, પણ તેઓ હવે વૃદ્ધ થયા છે, અને તેથી એમનો લાભ ના લઈ શકાયો હોય તો સર શફાત જેવા એક બીજા યુવાન અને ઉત્સાહી વિદ્વાન તરીકે ઠરે. ડૉ. કૃષ્ણસ્વામી આયંગરે

દ્રાવિડ ઇતિહાસમા બહુ કાર્ય કર્યું છે, પણ એ પણ હવે નિવૃત્તિના અધિકારી મનાય. પણ એમણે ઇતિહાસના પ્રદેશમા કરેલી સેવા ધ્યાનમા લઈ યોજકોએ એમની પાસે ઇતિહાસનુ પ્રદર્શન ખુલ્લુ મૂકવાની ક્રિયા કરાવી હતી.

પરિષદે સ્થાયી મડળ સ્થાપવા સબધી તથા તેના કાર્ય સબધી કેટલાક ઠરાવ કર્યા, તેથી હવે આપણે માની લઈએ કે 'ઓરિયન્ટલ કૉન્ફરન્સ', 'સાયન્સ કૉન્ગ્રેસ' વગેરે મડળની રીતે આ મડળ પણ આખા હિન્દ માટે એક કાયમની સસ્થા બની રહે હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ ઓરિયન્ટલ કૉન્ફરન્સના કાર્યમા આવે છે એ કારણથી આ અર્વાચીન ઇતિહાસની કૉન્ફરન્સે એ પહેલાનો ઇતિહાસ પોતાના કાર્યક્ષેત્રની બહાર રાખ્યો છે પોતાનુ કાર્યક્ષેત્ર એટલુ મોટું છે કે તે એક મડળ માટે પૂરતુ છે.

પ્રમુખ ડૉ. શફાત અહમદનુ ભાષણ બહુ લાબુ હતુ એમા એમણે સાચા ભાવથી ભરેલા વિનયપૂર્વક મહારાષ્ટ્રના રાનડે, ટિળક (તેલગ કહેવા માગે છે?) વગેરેથી માડી આજ સુધીના "ઇતિહાસ-સશોધક" વિદ્વાનોની મુક્ત કઠે પ્રશસા કરી—અને તે પછી અત્યારે હિન્દુસ્થાનના જુદા જુદા ભાગમા વ્યક્તિઓએ, ખાનગી મડળોએ, પ્રતિષ્ઠિત સસ્થાઓએ, દેશી રાજ્યોએ, અને છેવટ બ્રિટિશ સરકારે પણ શુ શુ કર્યું છે એ જણાવ્યુ. પૂર્વોક્ત ત્રણ સમય પૈકી–દરેકના ઇતિહાસ માટે શા શા સાધનો ઉપલબ્ધ છે, કેટલાનો લાભ લેવાયો છે, કેટલાનો હજી તરજુમો થવો બાકી છે ઇત્યાદિ બતાવ્યુ–અને હજી આપણે માટે ઘણુ કરવાનુ બાકી છે એ કેમ કરવુ એની દિશા સૂચવી. આ કામ કરવાની યુનિવર્સિટિઓને માથે મ્હોટી જવાબદારી છે, એ પૂરી અદા થતી નથી એ માટે એમણે શોક દર્શાવ્યો.

એમના ભાષણમા બેચાર વાત ધ્યાનમા લેવા જેવી અને પુખ્તપણે વિચારવા જેવી હતી. એમનુ કહેવુ છે કે—

(૧) ઇતિહાસના વિદ્વાનોએ કેવળ સત્ય હકીકતનીજ દરકાર

રાખવી જોઈએ; કોઈ તરેહના રાગદ્વેષ કે રાજકીય દુરાગ્રહને એમના પવિત્ર કાર્યમાં સ્થાન નથી.

(૨) અત્યારે હિન્દુસ્થાનના ઇતિહાસનું સંશોધન જુદા જુદા પ્રાન્તોમાં થાય છે તે થવા દેવું—એ સર્વના કામનુ એકીકરણ અખિલ ભારત માટે હવે જે સંસ્થા સ્થાપવાની છે તેમાં થશે, પરંતુ તેવી અત્યારની પ્રાન્તિક સંસ્થાઓનો લોપ કરવાનો નથી. જેમકે અત્યારે મહારાષ્ટ્રના વિદ્વાનો મરાઠા અને પેશવાના સમયમાં ઉત્તમ શોધખોળ કરી રહ્યા છે અને તે જ પ્રમાણે દ્રાવિડ દેશના વિદ્વાનોએ પણ એ ભાગના ઇતિહાસ ઉપર પુષ્કળ પ્રકાશ નાખવા માંડ્યો છે, અને અલિગઢ વગેરે સ્થળે મુસલમાનોના ઇતિહાસને લગતા લેખો લખાય છે—એઓનું કામ પણ ચાલતુ રહેશે. પણ સર્વનાં કાર્યને એક હિન્દુસ્થાનના ઇતિહાસની દૃષ્ટિથી એક કરવાના છે. ડૉ. શાફતના શબ્દોમાં-

"We have not started this organization in a spirit of hostility to any institution. It is not our desire, nor can it be the wish of any one of its members, to start an association with the object of multiplying the long list of sectional and provincial organizations that have played, and are still playing, a brilliant role in the development of historical investigation. Provincial patriotism has a rightful, nay an essential, place in the national life and endeavour, for it is from the warmth and glow of the concrete events that appear every moment and unconsciously mould our outlook, that we reach the sublime heights of an All-India patriotism. I cannot

tion of Indian patriotism unless he has been bred in and has shared the thoughts of those who made Poona famous They have carved a temple of fame and valour which is a source of perennial interest to thousands who undertake the pilgrimage of piety and devotion to this sacred and historic city Similarly, I cannot conceive a Delhi citizen who is not constantly reminded of the splendour of the Moghal Rule by the daily almost hourly sight of monuments of Moghal glory and brilliance. A Sikh cannot become a true Indian patriot unless he has love for sacred Amritsar or historic Lahore. Provincial patriotism is the foundation of National patriotism "

(૩) ઇતિહાસના સંશોધનમાં ઇતિહાસના સાધનોની શોધ મુખ્ય છે, પણ એટલું જ આપણું કાર્ય નથી ઇતિહાસના સાધનોની મદદથી ઇતિહાસનો અર્થ કરવો, વસ્તુ ઊપજાવવું એ જરૂરનું કાર્ય છે ડૉ. શાફતના શબ્દો ઉતારીએ.

" History does not consist merely in the dissection of tiny bits of facts, out of musty old parchments, collected together after years of toil, without any principle possessing significance. This is not history but a heterogeneous collection of unorganized facts pieced together with soulless and mechanical industry. History consists, not merely in the organization, collection and

examination of material, but also in its interpretation. Without a correct interpretation of the mass of material presented to the historian, history will degenerate into a meaningless and barren recitation of strings of unrelated and unco-ordinated facts, and will cease either to inspire or instruct. Interpretation is the core of history."

(૪) અને આ માટે દૃષ્ટિબિન્દુ અમુક કોમ કે પ્રાન્તનું ન રાખતાં સમસ્ત હિન્દુસ્થાનનું રાખવું જોઈએ.

"We must not divide ourselves into hard and rigid classes of Mahratta, Sikh, Muslim and Bengali historians. While the subject may be concerned only with a small period of Indian History, every Indian historian should aim at a conception of united India. This is the noblest and truest legacy of fifty years of rapid progress. We are not merely Mahrattas and Muslims, we are also part of a larger whole, and it is our duty as historians to emphasise this point, and bring home to the young the spiritual energy and intellectual force which impelled many of the national heroes to work, not merely for the limited and circumscribed sphere in which they moved and breathed, but also for the general progress and improvement of our Motherland.

While history is the record of truth, and nothing but the truth, it deals with the human organism, with its passions and prejudices, its sub-conscious impulses and lofty ideals. It is a record of human activity, and is instinct with life. We deal not with fossils, but with the achievements of persons who have left imperishable monuments of their glory in the Indian society of today. The present is linked up with the past by the strongest forces in the world. It is the sacred duty of historians of India to attempt the interpretation of her annals in a way that is in harmony, not only with the facts of history, but also with the conception of her common nationality

[ વસંત : વર્ષ ૩૪, અંક ૩, ચૈત્ર, સં. ૧૯૯૧ ]

# પૂનાની 'ઓરિયન્ટલ કૉન્ફરન્સ'*

એક વારંવાર ઉચ્ચારાતું, સર્વાનુમતે સ્વીકારાતું, પણ વ્યવહારમાં ઘણી વાર ભુલાઈ જતું સત્ય આ છે કે—મનુષ્યજીવન એક અખંડ પદાર્થ હોઈ એના કહેવાતા એક ભાગમાં થએલો ફેરફાર એના બીજા ભાગમાં અસર કર્યા વિના રહેતો નથી. છેલ્લાં પંદર વર્ષથી હિન્દુસ્થાનનો આત્મા જે સ્વરાજ્યની ભાવનાથી ઝળહળી રાજકીય જીવનકલામાં રૂપાન્તર પામ્યો છે તેણે એના જીવનની બીજી કલાઓને પણ વત્તીઓછી અસર કરી છે, અને એનું જ આ એક પરિણામ છે કે જેમ હિન્દુસ્થાનની પ્રજા હવે એનો રાજકીય વ્યવહાર પરદેશી અમલદારો ('સિવિલિયનો')ને આધીન રહેવા દેવા રાજી નથી, તેમ એની બુદ્ધિનું સ્વાભાવિક સ્વાતન્ત્ર્ય પણ પશ્ચિમના વિદ્વાનોને વશવર્ત રહે એ એને ગમતું નથી. મૅક્સમૂલર, વેબર અને કીલ્હૉર્નના મતો આપણે બહુ વાર ટાંક્યા—એને બહુ વાર નમ્યા, બહુવાર અનુસર્યા, હવે તો આપણે સ્વતન્ત્રતાથી મત બાંધીએ, એટલું જ નહિ, પણ પશ્ચિમના વિદ્વાનોમાં આપણા મત માટે માન અને પ્રતિષ્ઠા પાડીએ તો સારું—એવી ચોતરફ લાગણી જાગી છે. અત્યાર સુધીમાં ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર, ભગવાનલાલ ઈન્દ્રજી, રાજેન્દ્રલાલ મિત્ર વગેરેએ પશ્ચિમના વિદ્વન્મંડળ પાસે અનેક વિષયમાં માન મેળવ્યાં

* 'વીસમી સદી' માટે લખેલો આ લેખ, એ પત્રના તન્ત્રીની પરવાનગીથી અત્રે ('વસન્ત') માં આપ્યો છે.

છે, પણ એવા વિદ્વાનો માત્ર મુઠ્ઠીભર જ અને તેથી 'ઓરિયન્ટલ' (પ્રાચ્ય) વિષયના વિદ્વાનોની પરિષદ્ તો પશ્ચિમમા જ ભરાય! અને એ વિષયના અહીના કોઈ વિદ્વાને પોતાનુ કાર્ય રજુ કરવુ હોય ને તે ઉપર જગત્નું ધ્યાન ખેચવુ હોય તો—જેમ સિવિલ સર્વિસ માટે ઈંગ્લંડ જવુ પડે છે તેમ– આ માટે પશ્ચિમના વિદ્વાનોની પરિષદ્મા હાજર થવુ જોઈએ, અથવા ત્યા લેખ લખી મોકલવો જોઇએ! નવા જાગેલા આત્મમાનના સમયમા હિન્દુસ્થાન આ સ્થિતિ સહન કરી શકે નહિ એ ખુલ્લુ છે અને પૂનામા ભરાએલી કૉન્ફરન્સ તે આ નવા સમયનું ચિહ્ન છે

આ આત્મમાન, સાચા હૃદયનુ હોવા છતા પણ, ખરા પાયા વિનાનુ—ખાલી—હોઈ શકે છે પણ પૂનામા વચાએલા કૉન્ફરન્સના નિબન્ધોએ એ આત્મમાનને વાજબી ઠરાવી આપ્યુ એટલુ જ નહિ, પણ એના આધારરૂપ આટલી વિદ્વતા હિન્દુસ્થાનમા જુદાં જુદા સ્થળોમા વિખરાએલી પડી છે એ પૂનાની કૉન્ફરન્સ જોઈ અને એના લેખો વાચ્યા સાભળ્યા ત્યારે જ ઘણાએ જાણ્યુ હશે એમ કહીએ તો ખોટુ નથી

મ્હારી પ્રકૃતિ એ અરસામા અસ્વસ્થ હોવાથી, મ્હારૂ પૂને જવુ થોડોક વખત સશયદોલાએ ચઢયુ હતુ. અને છેવટે એક પ્રબળ લાગણીથી દોરાઈ રેલવે ગાડીમા મ્હેં પગ મૂકયો ન હોત તો સરસ્વતીના આ એક મહાન સત્રના દર્શનથી બુદ્ધિ પાવન કરવાનો મગળ પ્રસગ મ્હે ખોયો હોત, વિશેષમા, એક આનુષગિક લાભ ઉમેરૂ તો—રા નરસિહરાવના મનોહર અને પ્રેમનિર્ભર સહવાસના મ્હારા જીવનના કેટલાક ધન્ય દિવસોમાના થોડા દિવસો મ્હારી જીવનપોથીમાથી લખાવા રહી જાત. પણ મ્હારૂ આ વર્ષ મારા જીવન-વિકાસ માટે અસાધારણ શુભ અદષ્ટવાળુ હોય એમ મને લાગે છે. અને તેથી જ પૂર્વોક્ત પ્રસંગ મ્હારા જીવનમાથી છટકતો રહી ગયો.

ગ. 'નન્નુભાઈ' (નરસિંહરાવ) અને હું, તથા રા. નન્નુભાઈનાં પુત્રી બ્હેન લવંગિકા (જે એલ્ફિન્સ્ટન કૉલેજમાં બી. એ.–ફિલૉસોફીનો અભ્યાસ કરે છે) તથા મ્હારા બે પુત્રો તા. ૩ જી નવ્હેમ્બરની '૨૩–૪૦' ની ટ્રેનમાં મુંબઈથી પૂને જવા ઊપડયાં. મનુષ્યજીવનની આસપાસ તો અન્ધકાર જ વીંટાએલો છે ને તેમાં દૃષ્ટિ નાખવી વ્યર્થ છે એમ સમજી જેઓ એ અન્ધકાર તરફ વળતા જ નથી તેઓની માફક, અમારામાંના કેટલાક, ખાસ કરીને અમે વૃદ્ધો,—જેમની જિજ્ઞાસાવૃત્તિ જગતના ડુંગરા અને ખીણો જોઈને ધરાઈ ગઈ હતી તેઓએ નિદ્રા સ્વીકારી એકબેએ તો હું જાણું છું તે પ્રમાણે (નિદ્રાભંગના આંતરામાં જ તો) એ અન્ધકારમાં જોવા મનુષ્યદૃષ્ટિ સમર્થ છે કે કેમ એ તત્ત્વજ્ઞાનના આરંભનો પ્રશ્ન કાન્ટને સોંપી, કાન્ટ જેને મનુષ્યબુદ્ધિની સ્વાભાવિક અને અનિવાર્ય જિજ્ઞાસાવૃત્તિ કહે છે તેને જ પ્રાધાન્ય આપી, અન્ધકારમાં દૃષ્ટિ નાખ્યા જ કરી! મને ખાતરી છે કે એ જિજ્ઞાસાની ઉત્કટતાથી દૃષ્ટિ સતેજ થઈ અન્ધકાર ભેદાયો હશે, અને અનેક અંધારી ખીણોએ એના ગૂઢ સત્યો થોડાંઘણાં પણ પ્રગટ કર્યાં હશે! આ રાત્રિથી માંડી તા. ૮ મીના પ્રદોષ સમયે અમે પાછા વિક્ટોરિયા ટર્મિનસ પહોંચ્યા ત્યાં સુધીના અમારા અનેક ન્હાનામ્હોટા વિનોદો વાચકને પોતાને અનુભવવા ગમે, પણ એની અમારી—પારકી—કથા સાંભળવી ભાગ્યે જ ગમેઃ માટે એ સર્વ છોડી દઉં છું અને આ વિષયના મુખ્ય વિષય ઉપર આવું છું. એ મુખ્ય વિષય એક રીતે તો, આ પરિષદે પ્રાચ્ય વિષયની વિદ્વત્તાને જે વિશેષ રૂપે સેવા કરી તે જ. પણ એ ઉપર આવતા પહેલાં થોડોક ઉપોદ્ઘાત કરવાની જરૂર છે.

અમારામાંથી રા. નરસિંહરાવના પુત્રી—બ્હેન લવંગિકા તો. દેવદત્ત ભાંડારકરની પુત્રીઓના સહાધ્યાયિની હોઈ એમને ત્યાં [illegible] કે સર રામકૃષ્ણને ત્યાં ઊતર્યાં, અને અમે પહેલેથી ઠરેલી અમારી ખાનગી ગોઠવણ પ્રમાણે, 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટિ' માં

ગયા સોસાઇટિના મકાનની આ બાજુએ 'વૈદિકાશ્રમ' કરીને એક મકાન છે,—જે સાભળવા પ્રમાણે પ્રથમ શ્રોત્રિયોને માટે રચેલુ, પાછળથી સરકારે જેમા પંડિતો માટે એક શાળા સ્થાપવા ધારેલી અને અત્યારે જે ફર્ગસન કૉલેજના એક છાત્રાલય તરીકે વપરાય છે—તેમા ઘણાખરા મ્હેમાનોને માટે ઊતારાની ગોઠવણ કરવામા આવી હતી 'વૈદિકાશ્રમ'થી થોડેક દૂર 'સર્વૅન્ટ્સ્ ઑફ ઇન્ડિયા સોસાયઇટિ', ફર્ગસન કૉલેજ, ભાડારકર રિસર્ચ ઇન્સ્ટિટયૂટ—દેશસેવાના ભિન્ન ભિન્ન પ્રકારના ત્રણ મનોહર અગ—પાસે પાસે આવેલા છે. આ ઇન્સ્ટિટયૂટ ખાતાની જમીન ઉપર, ઇન્સ્ટિટયૂટ સામે જ પરિષદ્ માટે સુદર અને વિશાળ મડપ બાધ્યો હતો. એ સ્થળે અમે તા. ૪ થીની સાજે—લગભગ આથમતે સૂર્યે—જોવા ગયા. ઇન્સ્ટિટયૂટની પાછળ ડુગરની હાર આવેલી છે, એની ઉપલી કરાડ ઉપર કલ્પનાશક્તિથી ક્ષણવાર બેશી મ્હે પૂર્વોક્ત સસ્થાઓના મકાન ઉપર દૃષ્ટિ નાખી, ત્યા દાક્ષિણાત્યોની બ્રાહ્મણજીવનના ક્ષેત્રમા પ્રકટ થતી કર્તૃત્વશક્તિ આગળ મ્હારૂ શિર નમ્યુ

તા ૫ મીએ પરિષદ્નુ કામ શરૂ થયુ. આપણા ગૂજરાતી બન્ધુ રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ—જેઓશ્રી સસ્કૃત વિદ્યાના અભ્યુદયમા બહુ રસ લે છે—એઓ સત્કારિણી સભાના પ્રમુખ હતા. એમણે એ સ્થાનેથી સૌને આવકાર આપ્યો, એમા પશ્ચિમમા ભરાતી આ જાતની પરિષદોનો ઉલ્લેખ કરી, પરિષદોમા શકર પાડુરગ પડિત, ડૉ. ભાડારકર અને હરિલાલ હર્ષદરાવ ધ્રુવે હાજરી આપેલી એ વાત કહી, તથા આ પરિષદ્ના કાર્યમા સત્કાર, દેશી રજવાડા અને પ્રજા તરફથી મળેલી મદદ માટે ઉપકાર માન્યો. અને છેવટે મુબઈના ગવ્હર્નર સર જ્યૉર્જ લૉઈડને પરિષદ્નુ કાર્ય ઊઘાડવા વિનતિ કરી નામદારે સહાનુભૂતિભર્યુ અને ઉત્તેજનદાયી ભાષણ કર્યું. તે પછી પ્રમુખ તરીકે સર રામકૃષ્ણ ભાડારકરને નીમવાની દરખાસ્ત મૂકાઈ ને પસાર થઈ સર રામકૃષ્ણ વૃદ્ધાવસ્થાને લીધે

સસ્કૃત સાહિત્ય, ફારસી અને અરબી, દ્રાવિડ, તત્ત્વજ્ઞાન, પ્રાચીન લેખ, પ્રાચીન ઇતિહાસ, મનુષ્યજાતિશાસ્ત્ર અને લોકવાર્તા, ગણિત, આયુર્વેદ, વૃત્ત, સગીત ઇત્યાદિ શાસ્ત્રવિશેષ અને સામાન્ય—આ પ્રમાણે કરવામા આવ્યુ હતું, અને તદનુસાર તે તે વિભાગમા એને લગતા નિબન્ધ વાચવા સારૂ મડપમા વખોતોવખત પડદા બાધીને ખડ પાડવામા આવતા હતા, તથા ખૂટતી જગ્યા તબૂ નાખીને પૂરી પાડવામા આવી હતી અગ્રેજી ન જાણનાર શાસ્ત્રીઓ માટે પણ એક તબૂમા ખાસ ગોઠવણ કરવામા આવી હતી, અને તેઓએ અખિલ હિંદુસ્થાનની પ્રાચીન વિદ્યાની સામાન્ય ભાષા—સસ્કૃત ભાષામા—નિબધ વાચ્યા હતા દરેક ખંડના અધ્યક્ષ ઠરાવવામા આવ્યા હતા, અને સઘળુ કામ બહુ સરળતાથી બહુ સારી રીતે ચાલ્યુ હતુ માત્ર એક અનિવાર્ય મુશ્કેલી હતી કે બધા નિબધો જુદા જુદા ખડમા એકીવખતે વચાતા હોવાથી, એક કરતા વધારે વિષયમા રસ લેનારને ઘણા નિબધો સાભળવા રહી જતા હતા રા. નરસિહરાવનો ગૂજરાતી ઍ અને ઑના પહોળા ઉચ્ચારની ઉત્પત્તિ વિષેનો નિબધ અડધો વચાઈ ગયા પછી, હુ બીજા ખડમા મારો નિબધ વાચીને આવી શક્યો ર. રમણભાઇનો નિબન્ધ આખો સાભળવાનુ બની શક્યુ ર. બળવતરાયનો નિબન્ધ મ્હોટે ભાગે મ્હે સાભળ્યો. પણ આ સર્વ સ્થળે મ્હે હાજરી આપી એ દરમિયાન બીજા ખડના કેટલાક મહત્ત્વના નિબન્ધ મ્હારે સાભળવા રહી ગયા મ્હારો પોતાનો નિબન્ધ રા રમણભાઈ અને રા નરસિહરાવ સાભળી શક્યા નહિ, એટલુ જ નહિ પણ મને ખાસ દિલગીરી એ થઈ કે ડૉ. સતીશચદ્ર વિદ્યાભૂષણ—જેમના ન્યાય-ભાષ્યકાર વાત્સ્યાયનના સમય સબધી મત સામે, તથા ગ્રીક અનુમાનની આપણુ બૌદ્ધ અને બ્રાહ્મણ ન્યાયશાસ્ત્રના અનુમાન ઉપર અસર થઈ છે એ મત સામે મ્હે મારા નિબધમા ટીકા કરી હતી એ પણ પોતે અન્ય ખંડમા અધ્યક્ષ તરીકે બેઠેલા હોવાથી મ્હારો નિબન્ધ સાભળવા આવી શક્યા નહિ. કેટલાક નિબન્ધ આખી

સભામાં વાંચવાના ઠરાવ્યા હતાઃ એની પસંદગી, સર્વ શાખાના શ્રોતાજનોને એ રસ પમાડે એવો છે કે કેમ એ મુખ્ય ધોરણની સાથે લેખકની પ્રતિષ્ઠા, સ્થાન, જાતિ વગેરે મેળવીને કરવામાં આવેલી જણાતી હતી. જ્યાં સર્વ નિબંધો સાભળી શકાયા નહોતા અને અખંડ સભામાં વંચાએલા નિબન્ધો કેવળ ઉત્કૃષ્ટતાના ધોરણથી જ પસંદ થએલા નહોતા (જો કે વંચાયા તેમાંના ઘણાખરા ઉત્તમ કક્ષાના નહોતા એમ કહેવાનું તાત્પર્ય નથી) ત્યાં અમુક નિબન્ધોને જ આ લેખમાં નામનિર્દેશથી કે સારોદ્ધારથી વિશેષિત કરવા એ બીજાને અન્યાય કરવા જેવું થાય. તેથી એ વિષે હું અત્રે કાંઈ લખતો નથી. તથાપિ આ ગૂજરાતી માસિક હોઈ એમાં ગૂજરાતી ભાઈઓના કાર્ય સંબન્ધી નોંધ લેવી મને ઉચિત જણાય છે. પ્રથમ તો ગ. વિશ્વનાથભાઈ વિષે કહેવું જોઈએ કે એમણે પરિષદ્‌ના કાર્યને ફતેહમંદ કરવામાં શાન્ત અને ગૂઢ રીતે ઘણો શ્રમ લીધો હતો. નિબંધલેખકોમાં—રા. નરસિંહરાવ. એમણે ગૂજરાતી ઍ અને ઑના પહોળા ઉચ્ચારની ઉત્પત્તિના સંબંધમાં પ્રો. ટેસિટોરીને વિવેક અને દૃઢતાથી જે ઉત્તર આપ્યો કે તે વાંચ્યા પછી એ વિદ્વાનને પોતાનો વિચાર 'ચિન્ત્ય' થઈ પડશે. બીજે રા. રમણભાઈ. એમણે યૂરોપમાં ભટકતી જિપ્સી (Gypsy) નામક જાતિના લોકની ભાષાનું ગૂજરાતી સાથે મળતાપણું (અનેક શબ્દોદ્વારા, તેમાં ખાસ કરીને એના પ્રશ્નાર્થક શબ્દમાં ળકાર તરફ લક્ષ્ય ખેંચી) બતાવ્યું. રા. રમણભાઈના વિષયની અસાધારણતા થકી પ્રિન્સિપાલ (લાહોર કૉલેજના) વુલનર બહુ પ્રસન્ન થયા હતા. અને એ વિષય ઉપર ચર્ચા કરતાં એ વિદ્વાને જણાવ્યું કે પોતે આ બાબત કેટલીક તપાસી છે, અને એને અંગે એમણે જિપ્સી ભાષાનો બંગાળી ભાષા સાથે સંબન્ધ જોયો છે. પ્રો. રાજવાડે જે એ ખંડના અધ્યક્ષ હતા તેમણે મરાઠી ભાષા સાથે પણ સામ્ય દેખાય છે એમ કહ્યું, તે ઉપરથી પ્રિ. વુલનરે સૂચન કર્યું કે જિપ્સી જાતિ જેમ યૂરોપમાં

ભટકતી જાતિ તરીકે જોવામા આવી છે તેમ હિંદુસ્થાનમાં પણ એ ભટકેલી હોય એ સભવિત છે. ત્રીજા રા. બળવતરાય. એમણે શાકુન્તલ નાટકની જુદા જુદા પ્રાંતોની પ્રતો મેળવી એક પ્રતિષ્ઠિત આવૃત્તિ તૈયાર કરવાની ભલામણ કરી હતી. કેવે ધોરણે પાઠનિર્ણય થવો જોઇએ એ ધોરણુની પરિગણનામા કાંઈ પણ ન્યૂનતા હતી નહિ અને નિબંધ બહુ સુદર, શુદ્ધ અને સસ્કારી અગ્રેજીમા લખાયલો હોઈ સાભળનાં આનદ આવતો હતો એ ધોરણોમા, સુંદર તેટલુ ગ્રન્થકર્તાનું—એ ધોરણ શાસ્ત્રીય ગણાય નહિ. બાકી બધા ધોરણો બાધરહિત હતા પણ ધોરણો ઉપરથી જે પાઠવિશેષ ઠરાવવાની એમની સૂચનાઓ હતી તેમાની કેટલીક રા. રમણભાઈને, નરસિહરાવને અને મને તો ગમી નહિ. પણ એથી શાકુન્તલની આવૃત્તિ માટે કરેલી એમની સામાન્ય સૂચનાને બાધ આવતો નથી, બલ્કે મને તો એ અગત્યની, એક તુરત હાથમા ધરવા જેવી સૂચના લાગે છે અને તે કોઈક ઉત્સાહી પ્રેસે ઊપાડી લેવી જોઇએ. આ ઉપરાત, મિ એચ. એ. શાહ નામે એક તરુણ જૈન વિદ્વાને 'ગુપ્ત સવત્' ઉપર અને 'કૌટિલ્ય અને કાલિદાસ' ઉપર એમ બે નિબન્ધો વાંચ્યા હતા. પહેલા નિબન્ધના થોડાક ભાગ વખતે હું હાજર હતો બીજો નિબધ મ્હે લગભગ સપૂર્ણ સાભળ્યો હતો. એમા મિ. શાહે કાલિદાસના ગ્રન્થો અને કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી સામ્ય અને સબંધના ઊતારા પુષ્કળ વિગતવાર આપ્યા હતા મને લાગે છે કે છેવટે સબળા પુરાવામાથી કાલિદાસ અને કૌટિલ્યની એકતાનો (શેક્સપિયર અને બેકનની એકતા કરતા પણ વધારે વિરૂપ) સિદ્ધાન્ત કાઢ્યો ન હોત તો પૂર્વોક્ત વિગત એક માહિતીરૂપે સારી હતી મિ દવે નામે એક ગૃહસ્થે ગૂજરાતી સાહિત્ય સબધી એક નિબધ વાચ્યો હતો. પણ તે વખતે હુ હાજર નહોતો. રા શભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા પરિષદ્‌મા જોવામા આવ્યા નહોતા, પણ 'પાશ્ચાત્ય અને પ્રાચ્ય પ્રજાના લગ્નવિધિ' વિષેનો એમનો એક લેખ ઘણી રસિક માહિતીથી ભરેલો પરિષદ્‌ના નિબન્ધોની સારાવલિમાં જોવામાં આવે છે.

છેલ્લે દિવસે વેદના અસુર અને માયા શબ્દના અર્થ સંબન્ધી પ્રો. રાજવાડેએ આખી સભા આગળ નિબન્ધ વાંચ્યો—ઉચ્ચાર્યો કહેવું વાજબી છે, કારણ કે ભાષણકર્તાના હાથમાં લેખ હતો, પણ ક્ષણવાર પણ એમણે તે તરફ દૃષ્ટિ કરી નહોતી—એ આ આખા સરસ્વતી-સત્રની બહુ સુન્દર સમાપ્તિ હતી (તે પછી ફક્ત એક ડૉ. સતીશ-ચન્દ્રનો નાગાર્જુન ઉપર નિબન્ધ વંચાયો.) સમાપ્તિ પછી સાંજે પરિષદ્‌ની કાર્યકારિણી મંડળીનો અને સમસ્ત પરિષદ્‌ના સભાજનોનો ફોટોગ્રાફ લેવાયો. વળતે દિવસે (તા. ૭ મીએ સવારે) પ્રિન્સિપાલ પરાંજપે અને ફર્ગ્યુસન કૉલેજના થોડાક પ્રોફેસરો હાજર હતા, તેમણે પરિષદ્‌ને ચાહપાણી અને ફળ મીઠાઈ લેવા નોતર્યા. એમાં પહેલાં સાંજે ઘણાખરા મ્હેમાનો વિદાય થઈ ગયેલા હોવાથી, મ્હેમાનોની હાજરી થોડી હતી; પણ જે થોડા મળ્યા તેઓની આ બે ઘડી આનન્દમાં અને મીઠા વાર્તાલાપમાં ગઈ. અતિથિ અને યજમાન વચ્ચે ઉપકાર, પ્રશંસા અને પ્રેમનાં બેત્રણ લઘુ ભાષણ પણ થયાં.

એ જ બપોરે અમે પૂનેથી વિદાય થયા. વિદાય થતા પહેલાં સોસાઇટિની લાઈબ્રેરી (મ્હેં પૂર્વે એક વખત જોઈ હતી) જોઈ. અમારા ઊતારાની જોડે જ 'સર્વન્ટ્સ'ને રહેવાનું મકાન છે એ અમે અંદર ફરીને જોયું એમાં અમને સ્વ. ગોખલેના અવસાનકાળની ખુરશી બતાવવામાં આવી. એ જોઈ, એ મહાન હિન્દસેવકનું જીવન અને એનો અકાળે વિચ્છેદ અમારી દૃષ્ટિ આગળ ખડા થતાં, અમારા હૃદયમાં જે જે ભાવો ઊપજ્યા એ અમારા વર્ણવવા કરતાં વાચકને કલ્પવું વધારે સહેલું છે. ખરેખર સોસાઇટિમાં અમારૂં ઊતરવું થયું એ અમે એક તીર્થયાત્રા સમાન માનીએ છીએ.

પરિષદ્‌નું એક બહિરંગ—પરોણાગતની વ્યવસ્થા એ અસાધારણ દરજ્જે સારી હતી. આ ઉક્તિનો ખ્યાલ જેઓએ એ વ્યવસ્થા જોઈ નથી તેમને કદાચ નહિ આવે. બેશક, કૉન્ગ્રેસને અંગે વ્યવસ્થા કરવામાં જે મુશ્કેલીઓ આવે છે તેવી આ પરિષદ્‌ને અંગે ન જ

આવે–કારણ કે એક તો મ્હેમાનોની સંખ્યા ઓછી, બીજું, કેવળ વિદ્વજ્જનોની જ જરૂરિયાતો પૂરી પાડવાની, જે સ્વાભાવિક રીતે જ પ્રમાણમાં સાદી હોય, અને ત્રીજું, શાન્ત રસ જ આ પરિષદમાં પ્રધાન હોઈ વ્યક્તિઓના મિજાજ ઊછળી આવવાનો સંભવ ઓછો છતાં પણ જ્યારે એક અવાજે એ વ્યવસ્થાની પ્રશંસા થાય છે ત્યારે એમાં કાંઈક વિશિષ્ટતા હોવી જોઈએ. શી હતી એમ કોઈ પૂછે તો તેને એક શબ્દમાં જ ઉત્તર આપી શકાય કે સૌષ્ઠવ એક જાતની સુન્દરતા, જેમાં સર્વ અંગ પોતપોતાને સ્થાને, કાર્યક્રમ અને યોગ્ય માપવાળાં.

અન્તરંગ તત્ત્વ વિચારતાં પરિષદ્ સફળ કે નિષ્ફળ? સફળ તો કેટલી સફળ? આટલી કે એમાં વંચાએલા નિબંધો પૈકી લગભગ ⅓ અપૂર્વ અગર તો તાજી માહિતીવાળા, ⅓ સુવ્યવસ્થિત અનુવાદ–રૂપ, અને ⅓ નમાલા. આટલી સફળતા આ પહેલી સ્વદેશી પરિષદ્ માટે થોડી નથી. એની વ્યવસ્થાના કાર્યમાં પડેલા પરિશ્રમનો યશ મ્હોટે ભાગે ડૉ. ગુણેને છે.

બનારસ તા. ૩૦ નવ્હે ૧૯૧૯

[વસંત : વર્ષ ૧૮, અંક ૭, શ્રાવણ, સં. ૧૯૭૫]

# સાતમી ઓરિએન્ટલ કૉન્ફરન્સ

આ નાતાલમાં વડોદરામાં સાતમી ઓરિયન્ટલ કૉન્ફરન્સ ભરાઈ, અને જાહોજલાલીથી કાર્ય કરી વીખરાઈ. પ્રમુખસ્થાને પટણાના બૅરિસ્ટર અને પ્રાચીન ભારતના રાજ્યતન્ત્રની શોધના આદ્યપ્રવર્તક શ્રીયુત કાશીપ્રસાદ જયસ્વાલ હતા.

વાચકને યાદ હશે કે પહેલી આરિયન્ટલ કૉન્ફરન્સ ૧૯૧૯ મા પૂનામાં ભરાઈ હતી, અને તેમાં સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પ્રમુખ હતા. એમની સર્વતોમુખી સંસ્કૃત વિદ્વત્તા અને સત્યનિષ્ઠ મતિ સુપ્રસિદ્ધ છે, અને પહેલી પરિષદ્‌ના પ્રમુખસ્થાનનુ માન એમને જ હોય એમાં શુ કહેવુ? પરંતુ બિમારીના કારણથી એ સભામાં ઉપસ્થિત થઈ શક્યા ન હતા. અને તેથી એમની વની પ્રમુખનુ કાર્ય ડૉ. શતીશચન્દ્ર વિદ્યાભૂષણ (કલકત્તાની સંસ્કૃત કૉલેજના મુખ્ય અધ્યાપક) એમણે કર્યું હતું. તે પછી બે વર્ષે બીજી કૉન્ફરન્સ સર આશુતોષ મુકરજીના ઉપક્રમથી કલકત્તામાં ભરાઈ એમા પ્રમુખ ડૉ. સિલ્વેન લેવી હતા. એ વૃદ્ધ ફ્રેંચ વિદ્વાનની સંસ્કૃત વિદ્વત્તા મુખ્યત્વે કરીને સાહિત્ય, અલંકાર અને બૌદ્ધધર્મના ગ્રન્થોના વિષયમા સારી રીતે જાણીતી છે. ત્રીજી કૉન્ફરન્સ મદ્રાસમા ભરાઈ ત્યાં અલ્લાહાબાદના તે સમયના વ્હાઇસ ચૅન્સેલર ડૉ. ગંગાનાથ ઝા પ્રમુખ હતા. ડૉ. ગંગાનાથ ઝાએ અસાધારણ શ્રમ અને કાળજીથી સંસ્કૃત તત્ત્વજ્ઞાનના ઘણા દુરૂહ (કઠિન)

ગ્રન્થોનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે અને એમનાં ભાષાન્તરોની મદદથી જ પશ્ચિમના વિદ્વાનો સંસ્કૃત તત્ત્વજ્ઞાનમાં કાંઈ પણ પ્રવેશ કરી શક્યા છે ડૉ ઝાની એ સેવા અમૂલ્ય અને અદ્વિતીય છે. ચોથી કૉન્ફરન્સ અલ્લાહાબાદમાં ભરવામા આવી હતી, અને એમાં આપણા ઇલાકાના પ્રસિદ્ધ વૃદ્ધ પારસી વિદ્વાન સર જમશેદજી જીવણજી મોદી— જેમની ઝંદ અવસ્તા અને આનુષંગિક અને ઐતિહાસિક વિષયોની વિદ્વત્તા અને એને અંગે અનેક દેશોમા કરેલું એમનુ પર્યટન જાણીતાં છે—એમને આપવામા આવ્યુ હતુ પાચમી કૉન્ફરન્સ લાહોરમા ભરાઈ. ત્યા બહુશાસ્ત્રવિદ્ અને પ્રાચીન ગ્રન્થશોધક વૃદ્ધ વિદ્વાન મહામહોપાધ્યાય ડૉ હરપ્રસાદ શાસ્ત્રીને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું પેશવાના સમય પછીની ગયા શતકની સંસ્કૃત વિદ્યા, અને તિબેટ સહવર્તમાન દેશમાં વિવિધ સ્થળે આવેલા સંસ્કૃત ગ્રન્થોના ભંડારો, એ ગ્રન્થોને પ્રકટ કરવા માટે થએલા ને થતા યત્નો એની હકીકત એ એમના ભાષણની વિશિષ્ટતા હતી છઠ્ઠી કૉન્ફરન્સ પટણામા થઈ, અને ત્યારથી કાંઈક નવી પ્રણાલી ચાલી હિન્દીના અને પ્રાચીન વસ્તુઓના એક સારા વિદ્વાન અને અભ્યાસી રાયબહાદુર હીરાલાલને પ્રમુખપદ આપવામાં આવ્યુ. રા બ હીરાલાલજી મધ્ય પ્રાન્તમા પૂર્વે કલેક્ટર હતા, અને એમણે પ્રાકૃત અને અપભ્રંશના ગ્રન્થો શોધી કાઢવામા સારૂ કામ કર્યું છે અને હજી કરે છે, ભાષાના સ્વરૂપ અને ઇતિહાસનાં સાધનો પ્રાપ્ત કરવાની બાબતમા એમની સેવા સારી છે. આ સાતમી કૉન્ફરન્સ વડોદરામા ભરાઈ એના પ્રમુખ શ્રીયુત કાશીપ્રસાદ જયસ્વાલ થયા. એઓ પ્રાચીન ભારતના રાજ્યતન્ત્રના આદ્યદ્રષ્ટા, અનેક શિલાલેખોના વાચક અને પ્રાચીન ભારતના ઇતિહાસનાં અનેક અંધારાને કલ્પનાના કિરણોથી ફેડનાર એક અસાધારણ શક્તિના વિદ્વાન છે. એમના વિચારો અને નિર્ણયોમાના કેટલાક અન્ય વિદ્વાનોએ પાછળથી કરેલી પરીક્ષાથી ઊથલી ગયા છે પણ ઇતિહાસના તે તે પ્રદેશમા પ્રથમ દીપ લઈ જનાર અને ઇતિહાસની દૃષ્ટિએ

પાશ્ચાત્ય ઈતિહાસકારો જેને 'પ્રાચીન સમય' કહે છે તે સમયની બહુ પહેલા ઈ. સ. ૧૪૦૦ થી આપણી દૃષ્ટિ પ્રમાણે ભારતનો મધ્યકાળ શરૂ થાય છે, અને પરીક્ષિતથી મહાનન્દ (ઈ સ પૂર્વે ૪૦૦) સુધીના એ મધ્યકાળ પછી અર્વાચીન કાળનો આરભ છે. તેથી કહેવુ જોઈએ કે આપણા ઈતિહાસનું પશ્ચિમના વિદ્વાનોએ ઊભુ કરેલુ બાવલુ 'માથા વિનાનુ ધડ' છે તે માટે, ઉપર કહ્યુ તેમ પુરાણોનો આધાર લઈ નર્મદાની ખીણુમા ખોદકામ કરીને પ્રાચીન ભારતનો ઈતિહાસ ઊકેલવા શ્રી જયસ્વાલ કહે છે. દરમિયાન, સ્વદેશી દૃષ્ટિથી ભારતનો એક ઈતિહાસ રચાવવાની યોજના શ્રીયુત જયસ્વાલ તુરત અમલમા મૂકવા ઇચ્છે છે

આ કાર્ય સિદ્ધ થશે તો વડોદરાની ઓરિયન્ટલ કૉન્ફરન્સે એક મહત્ત્વનુ કાર્ય કર્યુ એમ કહેવાશે

[વસન્ત વર્ષ ૩૩, અક ૨, ફાલ્ગુન, સ ૧૯૯૦]

# અખિલ ભારત સાહિત્યસંમેલન

નાગપુરમાં 'અખિલ ભારત સાહિત્યસંમેલન' થયું. એનો ઉદ્દેશ હિન્દીદ્વારા હિન્દુસ્થાનની વિવિધ ભાષાના સાહિત્યનો એકબીજાને પરિચય કરાવવો, અને એક ભાષાના સાહિત્યનું બીજી ભાષાના સાહિત્યના સામાન્ય વાચકને પણ ઓળખાણ થાય એવી યોજના કરવી, એવો છે. કાર્ય ભારે છે, પણ એ કરવા જેવું છે, અને હજી એ એની બીજાવસ્થામાં છે. આ પ્રવૃત્તિમાં આપણા પ્રાન્તમાંથી શ્રીયુત ભાઈ કનૈયાલાલ મુનશીનો સહકાર છે, અને એમાં પ્રધાનપણે મહાત્મા ગાંધીજીની પ્રેરણા છે. એ ઉપરાંત હિન્દી અને હિન્દુસ્થાની ભાષાના પ્રેમી શ્રીયુત રાજેન્દ્રપ્રસાદ અને જવાહરલાલના પણ એને આશીર્વાદ છે.

રાષ્ટ્રની રાજકીય એકતાની સાથે ભાષા અને સાહિત્યની એકતાનો પ્રશ્ન પણ એવો ગાઢ રીતે જોડાએલો છે કે એકબીજાના વિકાસમાં એ બહુ અસર કરે છે. આમ હોઈ અખિલ ભારતની એક રાષ્ટ્રભાષા થાય અને એક રાષ્ટ્રસાહિત્ય રચાય એ બહુ ઇષ્ટ છે. આ ધ્યેય હિન્દુસ્થાની ભાષાએ અને તુલસીકૃત રામાયણાદિક સાહિત્યે કેટલેક અંશે સિદ્ધ કર્યું છે, પણ એ સિદ્ધિ દિનપરદિન વધારવાને રસ્તે એમાં બે મુશ્કેલીઓ આવી પડી છે. હિન્દુ મુસલમાનોના વિગ્રહથી હિન્દી અને ઉર્દૂનો પ્રશ્ન વધારે વિકટ થઈ પડ્યો છે અને વર્તમાન જીવનનું કેન્દ્ર માત્ર ધાર્મિક રહ્યું નથી એટલે તુલ…

રામાયણ જેવા ધાર્મિક ગ્રન્થથી પ્રજાનું કાર્ય સરતું નથી. હિન્દી અને ઉર્દૂના સબન્ધ વિષે હિન્દીના અનેક સાક્ષરોને પ્રતિપાદન કરતા અમે સાભળ્યા છે કે વસ્તુતઃ ઉર્દૂ પણ હિન્દી જ છે. બાદશાહી લશ્કર અને બજારમા ફારસી અને મૂળ હિન્દીના સકરમાથી ઉર્દૂ ઉપજી છે, એનુ વ્યાકરણ બલ્કે શરીરઘટના હિન્દી જ છે આ અમે માનીએ છીએ પણ ભાષાના સ્વરૂપમા વ્યાકરણ કરતા કોષનુ મહત્ત્વ થોડુ નથી. અમુક ભાષા, ભાષાની જાતિનો વિચાર કરતા, કયા ભાષા-મડળમા પડવી જોઈએ એ દૃષ્ટિએ વ્યાકરણ અને વાકયરચના નિર્ણાયક છે; પણ ભાષા સમઝવાની દૃષ્ટિએ, કોષ એમાં સહુથી મહત્ત્વનુ સ્થાન ભોગવે છે. આ કારણથી ઘણા ઉર્દૂ બોલતા હિન્દુઓના ભાષણો કેવળ હિન્દીના જ્ઞાતાથી ઝટ સહેલાઈથી સમઝી શકાતા નથી. પરતુ આથી, અમે ઉર્દૂ અને હિન્દીનો ઐકાન્તિક ભેદ માનીએ છીએ એમ સમઝવાનુ નથી એ બે ભાષાને પરસ્પર ગૂથવી એ એક આપણુ રાષ્ટ્રીય કર્તવ્ય છે એમ અમે માનીએ છીએ. પણ કર્તવ્યને સિદ્ધ વસ્તુસ્થિતિ માની લેવાથી કર્તવ્યની અવગણના અને ક્ષતિ થાય છે તેથી આ મુશ્કેલીભરી વસ્તુસ્થિતિ અમે સ્પષ્ટ-તાથી જણાવવા માગીએ છીએ. શ્રીયુત રાજેન્દ્રબાબુએ હિન્દી અને ઉર્દૂની પરસ્પર ગૂથણીની બાબતમા અતિસસ્કૃત અને અતિ ફારસી–અરબી શબ્દનો ઉપયોગ ન કરવો એમ સલાહ આપી. સામાન્ય વાતચીતની લોકભાષા માટે આ સલાહ ઉપયોગી છે, અને એમા જ એ પાળી શકાય એવી છે પટણામાં કેટલાંક વર્ષો ઉપર સર સૈયદ અલી ઈમામની પ્રેરણાથી એક સમેલન ભરવામા આવ્યુ હતું એમા આ પ્રશ્ન આ જ રૂપમા વિચાર માટે ઉપસ્થિત કરવામા આવ્યો હતો. તે વખતે હિન્દુ મુસલમાનનો વધતો જતો વિગ્રહ એ હિન્દીના અતિસસ્કૃત અને ઉર્દૂના અતિફારસી–અરબી વલણનુ કારણ બતાવવામા આવ્યુ હતુ આ પ્રસગમા બોલતા મ્હે સમેલનનુ એક વાત ઉપર લક્ષ ખેચ્યુ હતું તે એ કે હિન્દુ મુસલમાનના ઝેરવેરને

પરિણામે જ અતિસંસ્કૃત કે અતિફારસીના પ્રયોગો દાખલ થઈ હિન્દી અને ઉર્દૂ ભાષા પરસ્પર તદ્દન ભિન્ન ભાષા બનતી જાય છે એમ નથી. જ્યા સાયન્સમાં અંગ્રેજી શબ્દોને બદલે દેશી ભાષાના શબ્દો રચવાનો પ્રસંગ આવે, ત્યાં સંસ્કૃત જાણનાર સ્વાભાવિક રીતે સંસ્કૃત કોષનો આશ્રય લે અને ફારસી અરબી જાણનાર એ ભાષાનો ઉપયોગ કરે એમાં નવાઈ નથી. તેમ જ ગયા જમાના કરતાં વર્તમાન જમાનાના વિચાર અને ભાવ ઘણા સંકુલ અને રંગબેરંગી થયા છે, અને તેથી એને પૂરેપૂરી યથાર્થતાથી શબ્દમાં ઊતારવા માટે ઉચ્ચ સંસ્કૃતિના કાળની આપણી ભાષાઓને—સંસ્કૃત, ફારસી, અરબીને-ઉપયોગમાં લેવાની જરૂર પડે છે. આ અનિવાર્ય સ્થિતિને હિન્દુ મુસલમાનના ઝઘડાનું પરિણામ માનવાનું કાઈ જ કારણ નથી. આ અનિવાર્ય સ્થિતિ જો કે મ્હોટી મુશ્કેલી ઉત્પન્ન કરે છે, તથાપિ અમે ઉપર કહ્યું તેમ લોકભાષામાં એકતા સાધવાનુ કાર્ય શક્ય છે, અને કરવું જોઈએ,

એક બીજો મ્હોટો ચર્ચાનો વિષય ગાંધીજીના ભાષણમા સમાએલો હતો. વાચકને સ્મરણ હશે કે અમદાવાદમાં સ્વ હરગોવિન્દદાસ કાંટાવાળાના અધ્યક્ષપણા નીચે ગૂજરાતી સાહિત્યપરિષદ્ મળી, અને એમા કવિવર રવીન્દ્રનાથ ટાગોરનુ પધારવુ થયું હતુ, અને આપણા અગ્રણી ગાંધીજી હતા, તે વખતે એમણે એક એવો ભાવ પ્રકટ કર્યો હતો કે જે સાહિત્ય ગામડે ગામડે એટલે કે જનતાના અજ્ઞાન વર્ગ સુધી પહોંચી શકે તે જ સાહિત્ય ઉત્તમ. આ પ્રશ્ન ઉપર ચર્ચા નોતરવામાં આવી ત્યારે રા. નરસિંહરાવભાઈએ યોગ્ય રીતે સામો મત પ્રકટ કર્યો હતો. અમે આ વિષયમા વૈવિધ્યવાદી છીએ. મનુષ્યનો સાહિત્યરસ એના સંસ્કાર સાથે સંકળાએલો હોય છે, અને સંસ્કૃતિની જે ભૂમિકા કે કોણમાં એ વસે છે તે ભૂમિકા અને કોણને અનુરૂપ સાહિત્ય એની રસવૃત્તિને સ્પર્શે છે. ગામડાઓને 'જનપદ' કહીને આપણા પૂર્વજોએ ગામડાંઓની યોગ્ય કદર કરી છે કે ગામડાઓ જ

આપણી જનતાનુ ખરૂં સ્થાન છે, પરંતુ તે સાથે ગામડાંની વસ્તુને 'ગ્રામ્ય' કહીને એને સંસ્કૃતિની ભૂમિકામા ઊતરતી ગણી છે એ પણ એટલું જ યથાર્થ છે. આમ હોઈ પ્રજાની ઉત્તમ સંસ્કૃતિની ભૂમિકાએ વસનારના હૃદયને સ્પર્શી શકે એવુ સાહિત્ય ગામડાંની જનતાની રસવૃત્તિને પણ જગાડે એ બનવુ મુશ્કેલ છે. પણ જે ઉચ્ચ સંસ્કારી સાહિત્ય સંસ્કૃતિની ઊંચી ભૂમિકાના જનોને આનન્દ આપે છે એ જ સાહિત્ય અમુક રૂપમા ગામડાના પ્રાકૃતજનોને પણ પહોચાડી શકાય છે. આનુ તત્ત્વજ્ઞાનના વિષયમા એક ઉત્તમ ઉદાહરણ વેદાન્ત છે. જે વેદાન્ત શંકરે ઉચ્ચ સંસ્કારી જનોને ગ્રાહ્ય રૂપમા પ્રકટ કર્યું, એ જ કાંઈક રૂપાન્તરથી ભાષાયુગમા કબીર વગેરે સંતોએ લોકગ્રાહ્ય બનાવ્યુ આનો સાર કે ગાંધીજી સઘળું સાહિત્ય ગામડાના લોક સમજી શકે એવુ હોવુ જોઈએ એમ આગ્રહ ન કરી શકે (આ કેવળ શબ્દનો પ્રશ્ન નથી, પણ અર્થનો અને રસનો પણ છે ) પણ કેટલુંક ઊંચુ સાહિત્ય એના સાદા રૂપમા મૂકીને એને ગામડાના લોકને પહોચાડી શકાય. પણ સાથે સાથે ગામડામા શાળાની કેળવણી વિસ્તારવાનો પ્રયત્ન પૂર જોસથી ચલાવવો જોઈએ સાહિત્યને ગ્રામ્ય કરવાથી નહિ, પણ ગ્રામને સાહિત્યની ભૂમિકાએ ચઢાવવાથી જ આ પ્રશ્નનો ખરો અને કાયમનો નિકાલ થઈ શકશે. પણ વસ્તુત જ્યા કેળવણીનું ઠેકાણુ નથી ત્યા સાહિત્યનો પ્રશ્ન ઊઠાવીને શુ ? અત્યારના ગામડામા બહુ તો સાદા ભજનિયા ગવડાવી શકાય, પરંતુ તેમા મ્હોટે ભાગે ઘરડા લોકને રસ આવશે, અને જુવાનિયાઓ તો મોટર બસથી પાસેના શહેરમા સિનેમા જોવાને જ દોડવાના ! આનો અર્થ એ નથી કે ગામડામા આપણે માટે કાંઈક કર્તવ્ય નથી કર્તવ્ય થોડુ નથી, બહુ જ બહુ છે એમ સૂચવવાનુ અમારૂ તાત્પર્ય છે.

ગાંધીજીએ એક બીજી વાત ઉપર ખૂબ ભાર દીધો તે આજકાલ પ્રકટ થતા સાહિત્યના રસ ઉપર. ગાંધીજીએ યથાર્થ શોક અને ક્રોધ-પૂર્વક આ સાહિત્ય સામે પોકાર કર્યો છે. જે નિર્લજ્જ અને ઉચ્છૃંખલ

લખાણ આજકાલ બહાર પડે છે તે 'વર્તમાન જમાનો સ્વતન્ત્રતાનો છે' એમ કહીને પોતાની રક્ષા કરે છે, એને માટે અમે શૃંગારરસને જવાબદાર ગણતા નથી. સર્વ રસમાં શૃંગાર પ્રધાન રસ છે એમ બેશક કોઈ એક સ્થળે કહેવાઈ ગયું છે, અને તે સર્વથા અકારણ નથી. પરંતુ કરુણરસપ્રધાન ઉત્તરરામચરિત્રના કર્તાને કાલિદાસ કરતાં પણ ઉપર મૂકવામાં આપણા પ્રાચીન રસજ્ઞોએ સંકોચ રાખ્યો નથી. વસ્તુતઃ શૃંગારની જ નહિ, પણ વીર-કરુણ-શાન્ત-અદ્‌ભુત-અને હાસ્યરસની કૃતિઓએ પણ જગતના પ્રથમ પંક્તિના સાહિત્યમાં સ્થાન મેળવ્યું છે. ઉદાહરણ—શાકુન્તલની (જેની શ્રેષ્ઠતા માત્ર એના શૃંગારમાં જ રહેલી છે એમ અમારું માનવું નથી) જ નહિ, પણ ઈલિયડ, ઉત્તરરામચરિત્ર, મહાભારત, અરેબિયન નાઈટ્સ, અને પિકવિક પેપર્સની જગતના ઉત્તમ સાહિત્યમાં ગણના થાય છે.

અમે ઇચ્છીએ છીએ કે નાગપુરનું અખિલભારત સાહિત્યસંમેલન પોતાના ઠરાવોને અમલમાં મૂકવાને જોઈતાં પગલાં ભરશે. એને માથે આ ભગીરથ કાર્ય પડયું છે કે લોકવૃત્તિ યોગ્ય માર્ગે કેળવવી, અને ગામડામાં કેળવણી વિસ્તારવાનો યત્ન કરવો. પ્રાન્તિક સાહિત્ય-સંમેલન અને શિક્ષણમંડળો તથા ગ્રામોદ્ધાર સમિતિઓને આ માટે હલાવવાની ભારે જરૂર છે.

[ વસન્ત : વર્ષ ૩૫, અંક ૨, ફાલ્ગુન, સં. ૧૯૯૨ ]

## સાહિત્ય સંસદ્નું કવિસંમેલન

ગયા ઑગસ્ટની તા ૧૬ મીના પ્રદોષ સમયે, મુમ્બઈમા શ્રીયુત કનૈયાલાલ મુનશીએ સ્થાપેલી 'સાહિત્યસસદ્'ના વાર્ષિક ઉત્સવના અગે એક કવિસમેલન ભરવામા આવ્યુ હતુ જે વખતે કવિની કૃતિઓ સાભળવાને શ્રોતાજન ઉત્કઠ થઈને બેઠા હોય તે વખતે કવિતાના સ્વરૂપ સબન્ધી શાસ્ત્રીય ઊહાપોહ અકાળે છે, તેમ એ મડળમા એકત્રિત થએલા સજ્જનોને ઉત્તર હિન્દુસ્થાનની આ ખાસ સસ્થા–જે ઉર્દૂ અને હિન્દીમા 'મુશાયરા'ના અને 'કવિસમેલન'ના નામે સુપ્રસિદ્ધ છે અને જે હવે આપણા પ્રાન્તમા પણ કેટલાક સમયથી દાખલ થઈ ચૂકી છે એ અજ્ઞાત નથી એમ વિચારી, મ્હારી પ્રમુખ તરીકેની પ્રસ્તાવનામા મ્હે થોડો જ વખત લીધો, અને એમા આ કવિકૃતિઓ કેવી દૃષ્ટિથી જોવી જોઈએ એ સબન્ધી જ બે શબ્દો કહ્યા એક વાત તો એ કહી કે ઉત્તર હિન્દુસ્થાનમા આ સસ્થા બહુ લોકપ્રિય છે, અને યુનિવ્હર્સિટિઓના વિદ્યાર્થીઓના સ્નેહસમેલનમા પણ એ એક આનન્દનુ સ્થાન ભોગવે છે. એનો સમય રાત્રે નવ વાગ્યા પછીનો હોય છે—જ્યારે સહુ સમાજ ભોજન કરી પરવારી કવિતા લલકારવા કે વાહવાહ કહેવા એકઠો થયો હોય છે જેમણે આવા જલસા જોયા નહિ હોય છતા જેઓએ રેડિયોમા સાભળ્યા હશે તેઓ કહી શકશે કે કવિતાની કડીએ કડીએ 'વાહવાહ'ના ઉદ્ગાર કરવા એ તો મુશાયરા અને

કવિસંમેલન માત્રનું એક સામાન્ય લક્ષણ થઈ પડયું છે. તે માટે મ્હારી સહુને વિનંતી છે કે 'વાહવાહ' કરવાની તૈયારી સાથે જ આપ સઘળી કવિતાઓ સાંભળજો. આ જાતની કવિતાનો રસ લેવા માટે આપણી રસવૃત્તિનું 'ફોકસ' યાને ગ્રહણબિન્દુ આ ઉત્સવના સ્વરૂપ સાથે મેળવવું જોઈએ. આ જાતની કવિતાને પંડિતોની કરડી નજરે જોવાની નથી. આ સભારંજની કવિતા છે, અને સભાનું રંજન થાય એટલું એનું પ્રયોજન સિદ્ધ થયું. રસનાં ઝરણાં એમાં વહી રહ્યાં છે કે કેમ, અલંકારના શણગાર ચમકી રહ્યા છે કે કેમ, એમાં કેવો પદનિવેશ થાય છે, કેવા ધ્વનિ સંભળાય છે ઇત્યાદિ તપાસ કરીને દુ:ખી થવાનું આપણે પંડિતોને સોંપીશું. આપણે તો આજ અત્રે ઉત્સવ ઊજવવાને એકત્ર થયા છીએ એ ભૂલીશું નહિ.

આપ પૂછશો કે આ કાવ્યો 'કાવ્ય' તો હોવાં જોઈએ કે નહિ? હોવાં જોઈએ. પણ કાવ્યનું લક્ષણ બે રીતે બાંધી શકાય જેમ 'મનુષ્ય'નું લક્ષણ બે રીતે બંધાય તેમ એક લક્ષણ તો એવું કે જેનામાં મનુષ્યના સ્વરૂપની પરિપૂર્ણતા હોય તે મનુષ્ય. આવું લક્ષણ જગતના વિરલ મહાપુરુષોને લાગુ પડે, અથવા ખરો મહાપુરુષ તો પુરુષોત્તમ ભગવાન જ છે એમ વિચારતાં એક પણ મનુષ્યને લાગુ ન પડે. તે અર્થાત્ આવા લક્ષણમાં 'અસંભવ દોષ' આવે, એટલે એક પણ વ્યક્તિને એ લાગુ ન પડે, તો ચાલે? કારણ કે ભાવના (Ideal)નો નિર્દેશ કરવા માટે એ લક્ષણ છે. મનુષ્ય કોણ? તો ઉત્તર કે જેનામાં મનુષ્યના ગુણની પરિપૂર્ણતા હોય (Perfect Men). લક્ષણ બાંધવાની બીજી રીત એ છે કે અમુક શબ્દથી ઓળખાતી દરેક વ્યક્તિને એ લાગુ પડે. જંગલીમાં જંગલી મનુષ્યથી માંડી સૉક્રેટીસ પર્યન્ત—જેનામાં વિચારશક્તિનો છાંટો પણ હોય ત્યાંથી માંડીને જે મનુષ્યતાની પરિપૂર્ણતાએ પહોંચેલો હોય ત્યાં સુધીનાં સર્વ મનુષ્યોને તે લાગુ પડે. પહેલું લક્ષણ ઉચ્ચ દૃષ્ટિનું છે, બીજું વિશાળ દૃષ્ટિનું છે. મ્હારી આપને વિનતિ છે કે આજ

અત્રે વિશાળ દૃષ્ટિથી—રસ લેવા તત્પર થઈ રહેલા હૃદયથી—સર્વ કવિતાઓ સાભળજો

ત્યારપછી જે કવિતાઓ વચાઈ તેમા કેટલીક તો ઘણી સારી હતી. આવા જલસામા સાધારણ રીતે વગર તૈયારીએ વા પાદપૂર્તિ-રૂપે કવિતા કરવાનો એ રિવાજ હોય છે અને એ આપણે ધારીએ તે કરતા વણીવાર વધારે સફળ થાય છે પણ સફળતા સાથે નિષ્ફળતાના નમૂના પણ ભળેલા હોય છે, જે કાવ્યના આનન્દમા તો નહિ પણ જલસાની રમૂજમા ઠીક ફાળો આપે છે પણ વર્તમાન સમયમા જ્યારે ખરી કવિતા કોને કહેવી એ પ્રશ્ન ઉપર અધિક લક્ષ્ય દેવાય છે ત્યારે આ નિષ્ફળતા ઘણા સહૃદયોને ખૂચે છે, પણ વસ્તુત મ્હે આગળ કહ્યુ તેમ વિશાળ દૃષ્ટિથી આ વસ્તુ જોવામા આવે તો રમૂજી કવિતાના ધોરણે આ નિષ્ફળતાને પણ સફળતા માની લેવાય પણ કીમિયો દિલ ઉદાર કર્યા સિવાય બની શકતો નથી.

પણ ઉપર કહ્યુ તેમ આ કવિસમેલનમા કવિઓએ પોતાની ઉત્તમોત્તમ વા પ્રસગોચિત ગેય કવિતા ઘેરથી લઇને આવવાનુ નહોતુ, એટલે કવિતાઓનો મ્હોટો ભાગ સારો જ હતો, અને કેટલીક તો ઘણી સારી હતી. જ્યા આવી ઘણી સારી કવિતાની મ્હોટી સખ્યા હોય ત્યા પસદગીનો ક્રમ બાધવો કઠણ છે, અને સભવ છે એવકો ક્રમની બાબતમા સહૃદયોનો મતભેદ પડે, બલ્કે એઓ પોતે જ એક કરતા વધારે મત બાધવા લલચાય

તથાપિ સર્વોત્તમ કવિતાઓ ફરી એકવાર સાભળીએ એમ મ્હે ઇચ્છા દર્શાવી ત્યારે સભામાથી એક અવાજે, આ અકમા ઉપર છાપેલી બે કવિતાઓ* છાપી છે તે ક્રમમા-મૂકી વાચી સભળાવવાની

---

* આ અકમા એ અમે પ્રસિદ્ધ કરી છે કવિઓના તેમજ સમેલનના કાર્યકર્તાઓના સૌજન્યથી અમને એ મળી છે, તે માટે અમે એઓનો ઉપકાર માનીએ છીએ [એ કાવ્યો તે—(૧) શ્રી 'આસિમ' રાંદેરી કૃત

માગણી કરી, અને તે પ્રમાણે વંચાઈ. મ્હેં પોતે પણ એ જ બે કવિતાઓ અને તે એ જ ક્રમમાં પસંદ કરી હતી, અને જ્યારે મ્હારૂં હૃદય સભાના હૃદય સાથે આમ એકસૂર જણાયું ત્યારે મ્હેં સભાને હર્ષથી એ જણાવ્યું અને વિશેષમાં ઉમેર્યું કે મ્હારા હૃદયની રસનાડી યુવકોના હૃદયની રસનાડી પ્રમાણે જ ધબકે છે એ જોઈ મને હજી જીવનની આશા પડે છે!

ઉપરની બે કવિતાઓ ઉપરાંત શ્રી સુન્દરજી બેટાઈ વગેરે બીજા ભાઈઓની કવિતાઓ પણ ઘણી સારી હતી, અને એકએ બાદ કરતાં સર્વે બહુ યોગ્ય રીતે ગાવામા આવી હતી. આ જાતની કવિતાનો રસ એ ગવાય ત્યારે જ પૂરેપૂરો શ્રોતાના હૃદયમા રેલાય છે.

[વસન્તઃ વર્ષ ૩૭, અંક ૩, શ્રાવણ-આશ્વિન, સં. ૧૯૯૪]

---

'આંધળી ઓરડી' (એક ઈચ્છા છે કે મ્હારી માનુ મુખડું ફેરી દઉં — એ 'તરંગ' વાળુ કાવ્ય) અને (૨) શ્રી પિનાકિન્ ત્રિવેદીકૃત 'આવ્યો ના.' — સં.]

## 'બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિનું કૅાન્વોકેશન' યાને પદવીદાન

અમારે ત્યા તા. ૨૬ મી જાન્યુઆરીએ ગયે વર્ષે× પરીક્ષામા ઉત્તીર્ણ થયેલા પદવીયોગ્ય વિદ્યાર્થીઓને પદવીદાન કરવામા આવ્યુ. એ દિવસની પહેલા અને પછી, ભાષણો, રમતો ઇનામના મેળાવડા મૅજિક લૅન્ટર્ન પ્રદર્શનો વગેરેની યોજના કરવામાં આવી હતી, અને તેથી એક આખુ અઠવાડિયુ જ્ઞાન અને આનન્દથી ભરાયેલુ ગયુ.

તા. ૨૫ જાન્યુઆરીઃ આજ કૅાલેજના 'કાશીનરેશ હૅાલ'મા પ્રાતઃકાળના ભાગમા સેન્ટ્રલ હિન્દુ કૅાલેજને અગે વિદ્યાર્થીઓની 'પાર્લમેન્ટ' નામની એ આકારે વાદવિવાદ અને ઠરાવ કરવાની સસ્થા છે તેમા પ્રશ્ન ચર્ચાયો "હિન્દુસ્થાન હાલ તુરત જ સપૂર્ણ સ્વરાજ્યને યોગ્ય છે." ચર્ચા બહુ આનન્દ પમાડે એવી હતી. 'ગવ્હર્ન્મેન્ટ' સામો 'ઑપોઝિશન' પક્ષ ગોઠવાઈ ગયો હતો. મિસિસ બેસન્ટ, બાબુ ભગવાનદાસ, મિ. તેલંગ, વિગેરે દ્રષ્ટા તરીકે આમતેમ બેઠા હતા. અન્ય ગૃહસ્થોથી હૅાલ ચિક્કાર ભરાઈ ગયો હતો. કૅાલેજના 'ઓલ્ડ બૅાયૂઝ' (અને એક ઓલ્ડ બૅાયે એનો એક રમૂજી ભાષણમા તરજુમો કર્યો એ શબ્દ વાપરૂ તો—'વૃદ્ધ બાલકો') પણ ભાગ લેવા આવ્યા હતા, કેટલાક દ્રષ્ટા હતા, કેટલાક પાર્લમેન્ટના

× અનેક કારણોને લીધે આ ક્રિયા કરવામાં વિલબ થઈ ગયો હતો.

મેમ્બર તરીકે બેઠા હતા. 'ઑપોઝિશન'ના લીડરે ઠરાવ રજુ કર્યો તેમાં સર સલારજંગ, સર ટી. માધવરાવ, મિ. દત્ત વગેરે અનેક મન્ત્રીઓનાં ઉદાહરણ આપી રાજ્યકાર્ય કરવાની આપણા લોકોની શક્તિ સાબિત કરી આપી, તથા બ્રિટિશ રાજ્યમાં પણ દેશીઓને જે કામ સોંપવામાં આવે છે તે બહુ કુશળતાથી તેઓ કરે છે (જુવો લૉર્ડ સિંહ વગેરેના દાખલા) ઇત્યાદિ દલીલો કરી.

એ જ પક્ષના સમર્થનમાં, બાબુ ભગવાનદાસના પુત્ર મિ. શ્રીપ્રકાશ જે ઇંગ્લંડ જઈ ઇતિહાસના વિષયમાં પદવી લઈ આવ્યા છે એમણે બહુ રમૂજી ભાષણ કર્યું. દેખીતા ગુસ્સાના પડ નીચે રમૂજ બેવડી સુન્દર બનતી હતી. એમણે કહ્યું કે "આગલા વક્તાનાથી તદ્દન ઊલટાં જ કારણસર હું એમના ઠરાવને ટેકો આપું છું" એમણે જણાવ્યું કે હિન્દીજનો સ્વરાજ્યને લાયક છે માટે સ્વરાજ્ય મળવું જોઈએ એમ નહિ, પણ હિન્દીજનો બહુ જ નાલાયક છે, માટે જ એમને સ્વરાજ્ય મળવું જોઈએ! હિન્દુસ્થાન જો ખરેખર સ્વરાજ્યને લાયક હોત તો સ્વરાજ્ય એને ક્યારનુંએ મળી ગયું હોત. લાયક નથી માટે જ એને ભીખ માગવી પડે છે. પછી મિ. શ્રીપ્રકાશે ગાંધીજીની 'સ્વરાજ્ય' પ્રસિદ્ધ વ્યાખ્યા—'ભૂલ કરવાની છૂટ'—એ ટાંકીને, એને આધારે હિન્દુસ્થાનને પોતાનું ઘર ચલાવવાનો અને ફાવે તો સળગાવી મૂકવાનો હક મળવો જોઈએ એમ જણાવ્યું. એમના ભાષણમાં એકએ વાત મનન કરવા જેવી આ હતી: રાજ્યકારણની બાબતમાં પણ આપણે પશ્ચિમની નકલ કરીએ છીએ, અને ત્યાંની સંસ્થાઓ જેવી સંસ્થાઓ માગીએ છીએ એ ખોટું છે, બીજું, ઇતિહાસ છેવટે એક જ પ્રશ્ન પૂછશે કે મનુષ્યજાતિની સંસ્કૃતિમાં હિન્દુસ્થાને શો 'ફાળો' આપ્યો? માટે, જ્યાં સુધી કોઈ પણ પ્રકારની વિશિષ્ટતા હિન્દુસ્થાન નહિ કેળવે ત્યાં સુધી વર્તમાન જગતના ઇતિહાસમાં એને સ્થાન મળવાનું નથી.

'અમેન્ડમેન્ટ' તરફથી 'ઑપોઝિશન'ને રિવાજ મુજબ જવાબ

દેવામાં આવ્યો, તેમાં સામા પક્ષના ઠરાવનું તત્ત્વ સ્વીકાર્યું, પણ હિન્દુસ્થાનને એકદમ સ્વરાજ્ય આપી દેવાથી હિન્દુસ્થાનને પોતાને જ નુકસાન છે—હિન્દુસ્થાનને ખભે સ્વરાજ્યની જવાબદારીનો બોજો નાખવો ઠીક છે, પણ તે એટલો ભારે ન હોવો જોઈએ કે જેને લીધે એ ચગદાઈ જાય, ઈત્યાદિ કહ્યું

મિ. ગુર્તુ નામે મિસિસ બેસન્ટના વખતમા સેન્ટ્રલ હિન્દુ કૉલેજ સાથે સબન્ધ ધરાવતા એક સરકારી ગૃહસ્થ છે, એમણે સુન્દર ભાષામા મિ. શ્રીપ્રકાશને જવાબ વાળ્યો. તેમા એક ધ્યાન ખેચે એવી વાત કહી અનેક જાતિના લોકને સહવાસથી એકપ્રજારૂપ બનાવવા એ મહાકાર્ય જે યૂરોપ અદ્યાપિ કરી શક્યુ નથી (જુવો પોલાડ અને બાલ્કન પ્રદેશના વતનીઓનો ઇતિહાસ) એ હિન્દુસ્થાને કર્યું છે, અને હિંદુસ્થાનની પ્રજા મહાન રાજકીય ભાવનાઓ સિદ્ધ કરવા માટે લાયક નથી એ વિચારનુ ખડન કર્યું અને કહ્યુ કે અત્યારે બધી પરિસ્થિતિ જોતા હિન્દુસ્થાન ક્રમશ સ્વરાજ્ય મેળવે એ જ બરાબર છે.

શ્રોતાઓની ખાસ ઇચ્છા હોવાથી મિસિસ બેસન્ટે ચર્ચામા ભાગ લીધો. એમણે જણાવ્યુ કે શ્રીપ્રકાશે બતાવેલો માર્ગ કેવળ અરાજકતાનો જ છે અત્યારે હિન્દુસ્થાને સપૂર્ણ સ્વરાજ્ય સાથે પરદેશી શત્રુઓ સામે પોતાનુ રક્ષણ કરવાની શક્તિ ધરાવવી જોઈએ, અને તે મેળવતા હજી વાર લાગશે હિન્દુઓમા બહાદુર સૈનિકો છે, પણ સેનાપતિઓ હજી કેળવવાના છે, અને અત્યારે યુદ્ધનુ શાસ્ત્ર એવુ કઠણ બની ગયુ છે કે એ સ્હેલાઇથી આવડી જાય એવુ નથી. શ્રીપ્રકાશે એમ કહ્યુ કે હિન્દુસ્થાન આત્મનિર્ણયથી પોતાનુ હિત બગાડવા ચ્હાય તો બગાડવાની પણ સત્તા એને હોવી જોઇએ, એ આત્મનિર્ણય માટેની દલીલના જવાબમા મિસિસ બેસન્ટે બહુ સરસ દલીલ કરી કે હિન્દુસ્થાનનો આત્મનિર્ણય શો છે એ જાણવાનુ હજી સાધન જ નથી, અને એ જાણવા માટે 'મતાધિકારી મડળ'

(‘electorates’) વગેરે રચીને એ દ્વારા પ્રજામત જાણવાનો છે—અર્થાત્ અત્યારે પ્રજાને જે હક આપવામા આવ્યા છે તે આત્મનિર્ણયના બાધક નથી, બલ્કે આત્મનિર્ણય પ્રકટ કરવાના સાધનરૂપ છે—વળી હિન્દુસ્થાન અત્યારે જ સ્વરાજ્ય મેળવે છે તે ભીખ માગીને મેળવેલુ દાન છે એના જવાબમા મિસિસ બેસન્ટે કહ્યુ કે આ સ્વરાજ્ય માત્ર આપેલુ—મરજીથી, અનુગ્રહવી આપેલુ—મેળવેલુ નથી, પણ લીધેલુ છે શ્રમ અને ચળવળ કરીને જોરથી લીધેલુ છે, આ પ્રમાણે અમારી ‘પાર્લ્યમેન્ટ’મા સ્વરાજ્યના પ્રશ્ન ઉપર વિચાર ભરી ચર્ચા થઈ.

એ જ સાંજે અપરાહ્‌ણમા યુનિવર્સિટિને અંગે સ્કૂલ છે એનો ઇનામનો મેળાવડો ભરવામા આવ્યો જે સ્કૂલ મૂળ વીસબાવીસ વર્ષ ઉપર મિસિસ બેસન્ટે સ્થાપેલી તે ત્રણ વર્ષ ઉપર એમની સંસ્થાઓ હિન્દુ યુનિવર્સિટિને સોંપાઈ તે વખતથી આ યુનિવર્સિટિના વહીવટમાં છે. આ ઇનામના મેળાવડામાં પ્રમુખસ્થાન પૂર્ણ ઔચિત્યથી મિસિસ બેસન્ટને આપવામા આવ્યું હતુ. આરંભમા, સૌ વિદ્યાર્થીઓએ મળીને સંસ્કૃત શ્લોકબદ્ધ ઈશ્વરસ્તુતિ ગાઈ, અને તે પછી એક વિદ્યાર્થીએ ‘વન્દે માતરમ્’ (બંગાળીમા) બહુ અસરકારક સ્વરથી ગાઈ સંભળાવ્યુ તે પછી વિદ્યાર્થીઓએ ટૂંકા ટૂંકા સંવાદો કરી સંભળાવ્યા. હિન્દુઓએ સંસ્કૃત ભાષા શીખવાની આવશ્યકતા વિષે સ્કૂલના શાસ્ત્રીએ રચેલો સંસ્કૃત સંવાદ બહુ સુન્દર હતો. એકદર, અંગ્રેજી સંવાદો યોગ્ય; આપણે ત્યા તેમ જ દક્ષિણમાં આવે પ્રસંગે સંસ્કૃત શ્લોકોના શુદ્ધ ઉચ્ચાર સહિતની ક્રિયા તથા સંસ્કૃત નાટકાદિકમાંથી પ્રવેશ રંગભૂમિ ઉપર ભજવાતા જોઈએ છીએ—તેવુ અહીં કાંઈ જ જોવામા ન આવ્યુ એ જરા અસન્તોષ થયો. શાળાના મકાનમા વિદ્યાર્થીઓના હાથ-ઉદ્યોગના નમૂનાનું

* આ આપણું સ્વદેશાભિમાન સમજ વિનાનો અતિ ... જ પ્રકાશ થતો હશે.

તેમજ શિક્ષણોપયોગી સાધનનુ પ્રદર્શન ભરવામા આવ્યુ હતું અને બીજી બાજુએ વિદ્યાર્થીઓને હાથે રચાએલી અને ઊછેરાએલી સુન્દર અને વિવિધતાવાળી બગીચી હતી. પાસે, મ્હોટા મેદાન ઉપર વિદ્યાર્થીઓની ડ્રિલ કરી બતાવવામાં આવી હતી. આ દેખાવ ભવ્ય હતો

તે જ સાંઝે અમારી કૉલેજમા ( સેન્ટ્રલ હિન્દુ કૉલેજમાં ) અલ્લાહાબાદની મૂર કૉલેજના પ્રિન્સિપાલ આર્ચબોલ્ડે ‘ Universities’ ઉપર ભાષણ આપ્યુ. મિ આર્ચબોલ્ડ પહેલા અલિગઢ કૉલેજમા હતા, અને ત્યાથી તે હાલને સ્થાને આવ્યા છે *સામાન્ય અગ્રેજ પ્રિન્સિપાલ કરતા વિદ્વત્તા માટે એમની પ્રતિષ્ઠા વધારે છે. એમણે ઈંગ્લડની ‘ ડિક્ષનેરી ઑફ નેશનલ બાયોગ્રેફી ’માં, તેમજ ‘એન્સાઇક્લોપીડિયા બ્રિટેનિકા’મા લેખ લખ્યા છે એમ કહેવાય છે એમના ભાષણમા આડમ્બર વિનાની પણ સ્પષ્ટ દેખાઈ આવતી એવી વિદ્વત્તાની છાપ હતી, અને અગ્રેજનો એક સ્વાભાવિક ગુણ—સ્વતન્ત્રતાથી વિચાર કરવો અને નિર્ભયપણે કહેવો—એ જોઈ માન ઊપજે એવુ હતુ. આટલી એમના સબન્ધી પ્રસ્તાવના કરવાનુ કારણ કે—એમના એકમે વિચાર ખાસ ધ્યાન ખેચે એવા અને પૂર્વોક્ત વિદ્વત્તા અને પ્રતિષ્ઠાના કારણથી માનને પાત્ર એવા હતા મિ. આર્ચબોલ્ડે યૂરોપમા ‘ મધ્યયુગ ’મા યુનિવ્હર્સિટિઓ કેવી રીતે સ્થપાઈ એનો ઇતિહાસ આપ્યો એ તો સામાન્ય ગણાય પણ એમાથી અત્યાર સુધી ઈંગ્લડમા ચાલી આવતી એક સ્વતન્ત્રતા અહીં દાખલ કરવાની એ ભલામણ કરે છે. એ સ્વતન્ત્રતા આ રીતની છે કે કોઈ વિદ્વાને ગમે તે નવા વિષયનો અભ્યાસ કર્યો હોય અને એ વિષયની વિદ્વત્તા પ્રસારવાની એની ઇચ્છા થાય તો તો એણે માત્ર કેમ્બ્રિજ જેવી યુનિવ્હર્સિટિમા જઈને ત્યાના ‘ બોર્ડ ઑફ સ્ટડીઝ’ (અભ્યાસનિયામક મંડળ)ને પોતાની ઇચ્છા દર્શાવવી, એટલે એ પુરુષની યોગ્યતા વિષે જરૂર જેટલો વિચાર કરી એ

* હમણા જ પેન્શન ઉપર ગયા.

ત્યજી દેવાથી આપણી યુનિવ્હર્સિટિઓને માનસિક અંધારાના અને સાંકડી કૂપમંડૂકતાના ગર્તમા ઊતારી દેવાનુ થશે—તે માટે મ્હારૂ કહેવુ છે કે એક કાંઠેથી બીજે કાંઠે માલ લઈ જવો હોય તો તે નદીમા હડસેલી દેવો ન જોઈએ પણ વ્હાણમા મૂકીને સંક્રાન્ત કરવો જોઈએ

**તા. ૨૬ મીએ** કૉન્વોકેશન થયુ એપ્રિલ આખર યુનિવ્હર્સિટિની નવી ભૂમિમા એન્જિનિયરિંગ કૉલેજનુ 'પાવર હાઉસ' ઉઘાડવા મહારાજા શ્રી પટિયાલા આવવાના છે તે વખતે મ્હોટો મેળાવડો થવાનો હોવાથી હાલનો પ્રસંગ સાદો રાખવામા આવ્યો હતો બહારના વિદ્વજ્જનોમા માત્ર મિ આર્ચબોલ્ડ, મિસિસ બેસન્ટ અને પ્રો રામન હતા

પદવીદાન કર્યા પછી વ્હાઇસ ચૅન્સલર તરીકે પંડિત શ્રી મદન-મોહન માલવીયાજીએ ભાષણ આપ્યુ એમને કશુ લખીને વાચવુ ફાવતુ નથી, તેથી એમણે આ ભાષણ વગર લખ્યે તાત્કાલિક વક્તૃત્વથી જ કર્યું હતુ પ્રથમ એક ભાગ હિન્દીમા કર્યો એમા આપણી પ્રાચીન યુનિવ્હર્સિટિનો ખ્યાલ આપવા સારૂ શૌનકાદિક કુલપતિઓના આશ્રમનુ સ્મરણ આપી પાછળના ઐતિહાસિક સમયમા તક્ષશિલા, નાલન્દ, વગેરે બૌદ્ધ વિદ્યાપીઠ વિષે વાચવામા આવે છે તેની હકીકત કહી. એમના ભાષણનો અસરકારક ભાગ એ હતો કે તૈત્તિરિય ઉપનિષદ્‌ની સત્યં વદ ધર્મં ચર ઇત્યાદિ શિક્ષાવલ્લિ નવા પદવીધર વિદ્યાર્થીઓને ઉપદેશી શ્રોતાજનોમા અંગ્રેજી જ જાણનાર એવા પણ કેટલાક હતા અને તેથી પંડિતજીએ અંગ્રેજી ભાષણ પણ કર્યુ. એમા એમણે હિન્દુ યુનિ વર્સિટિના આજ સુધીનો ઇતિહાસ આપ્યો, તથા ભવિષ્યના વિસ્તાર માટે દ્રવ્યની જે જરૂર છે તે જાહેર કરી. બેશક વ્હાઇસ ચૅન્સલરનુ ભાષણ કેવુ હોવુ જોઈએ એ કસોટીથી તપાસીએ તો એમનુ હિન્દી ભાષણ પૂર્ણ સન્તોષ ઉપજાવે એવુ હતુ, પણ વ્હાઇસ ચૅન્સલર ઉપરાંત યુનિવ્હર્સિટિના દ્રવ્યસંપાદક તરીકે એમને માથે જે કર્તવ્ય પડેલુ છે, અને જે અન્ય કોઈ જ

કરી શકે એમ નથી, એ કર્તવ્ય ખાતર એમને આ વેઠ આપણમાં કેટલું ક લખાણ કરવું પડ્યું—જે વ્હાઇસ ચૅન્સેલરના ભાષણમાં અસ્થાને લાગ્યું.

એકથી ચાર વચ્ચે કૉન્વોકેશનનું કામ પૂરું થઈ ગયા બાદ—એ સાંઝે મિસિસ બેસન્ટનું 'The Responsibilities of Freedom' ઉપર ભાષણ થયું. તેમાં વિદ્યાર્થીઓએ રાજકીય વિષયમાં રસ (interest) લેવો જોઈએ, પણ ભાગ (active part) લેવો ન જોઈએ, એમ પોતાનો મત દર્શાવ્યો. અને કારણમાં કહ્યું કે તેમ કરવા માટે દુનિયાનો અને મનુષ્યસ્વભાવનો જે અનુભવ હોવો જોઈએ તે વિદ્યાર્થીઓને હોતો નથી. વળી એની બુદ્ધિમાં ઇંગ્લંડની યુનિવર્સિટિઓમાં પણ અધિકારીઓની રજા મેળવ્યા સિવાય કોઈ પણ ભાષણકર્તાથી વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ થઈ શકતું નથી ઇત્યાદિ જણાવ્યું. કાયદા સામાન્ય નૈતિક બુદ્ધિ (average conscience) માટે હોય છે, અને ઊંચી નૈતિક બુદ્ધિવાળાને એનો ભંગ કરવાનો અધિકાર હોય છે, પણ સામાન્ય જનો જો એનો ભંગ કરે તો ખોટા કાયદા સાથે સારા કાયદા તોડવાનું પણ એમને મન થઈ જાય છે, અને અસંખ્ય મનુષ્યોની ઉચ્છૃંખલ વૃત્તિઓ સ્વચ્છંદ રીતે એકઠી થઈને જનસમાજમાં ભારે તોફાન અને અનર્થ ઉપજાવે છે, આ વાત કાયદાનો ભંગ ઉપદેશનાર નેતાઓએ યાદ રાખવી જોઈએ. મિસિસ બેસન્ટે આ સંબંધમાં એક સિદ્ધાન્ત એ ઉચ્ચાર્યો કે કોઈ પણ પ્રજા લાંબો કાળ અરાજકતા પસંદ કરતી નથી. સ્વાતન્ત્ર્ય (liberty) કરતાં પણ જાનમાલની સહીસલામતી (security) ને એ વધારે કિંમતી ગણે છે. અને રાજ્યવિપ્લવને પરિણામે જે અંધાધૂંધીની સ્થિતિ ઉત્પન્ન થાય છે તેમાંથી મુક્ત થવા એક વ્યક્તિની લશ્કરી સત્તા (Military Dictatorship) પણ એ સહન કરે છે. આમ સંયમની જરૂર બતાવવાની સાથે, હિન્દુસ્થાનને સ્વરાજ્યની જરૂર છે એમ મિસિસ બેસન્ટ ભાર દઈને કહે છે, અને એ સ્વરાજ્યની જરૂર એ એટલા માટે માને છે કે [illegible], પણ

હિન્દુસ્થાન હજી જીવતો દેશ છે—હજી હિન્દુસ્થાને જગતને સન્દેશ (message) આપવો બાકી છે અને એ આપવા માટે એને સ્વાતન્ત્ર્યની જરૂર છે, એમ મિસિસ બેસન્ટનું માનવુ છે એકંદરે મિસિસ બેસન્ટ અત્યારે વિનીત પક્ષનો ઉપદેશ ચોતરફ કરવા નીકળ્યા છે તેને અંગે આ ભાષણ હોઈ, એનો મુખ્ય ઝોક ‘સયમ’ અને ‘જવાબદારી ની બાજુએ હતો ભાષણમા એકવાર “મિ વ્હાઇસ ચૅન્સેલર હુ આપની છાયા (‘shelter’) નીચે રહીને આ બોલુ છુ,” એવા શબ્દો એ બોલી ગયા, એ અન્ય સ્થળે શ્રોતાજન તરફથી (ખાસ કરીને, વિદ્યાર્થી શ્રોતજન તરફથી) અનુભવેલી અસહિષ્ણુતાના સ્મરણથી નીકળ્યા હતા મતભેદ સયમથી અને ઉદારતાથી સહન કરવાનો મિસિસ બેસન્ટનો ઉપદેશ વર્તમાન સમયમા જરૂરનો છે, અને નવી કાઉન્સિલો રચાઇ આપણુ નવુ રાજકીય જીવન શરૂ થશે ત્યાર પછી તો એ વિના આપણાથી એક પગલુ પણ ચાલી નહિ શકાય

મિસિસ બેસન્ટના ભાષણ પછી અમારા ‘ઇન્ડસ્ટ્રિયલ કેમિસ્ટ્રિ’ (ઔદ્યોગિક રસાયનશાસ્ત્ર)ના પ્રો. ગોડબોલેએ જાપાનના લોકજીવન સબન્ધી મૅજિક લૅન્ટર્નથી ચિત્રો બતાવ્યા હુ આ જોવા રહી શક્યો નહોતો, પણ કહે છે કે સારા બોધક અને રમુજી હતા

**તા. ૨૭મીએ** સવારના ભાગમા “ઈશ્વર. એના અસ્તિત્વના પ્રમાણો, તથા એનો જીવ અને જગત્ સાથે સબન્ધ ’ એ વિષય ઉપર મ્હારૂ અગ્રેજીમા ભાષણ થયુ એમાના કેટલાક વિચાર ‘વસન્ત’ના વાચકોને જાણીતા છે, તથાપિ પુનરુક્તિ માટે ક્ષમા યાચીને આગળ ઉપર (ગૂજરાતીમા) વસન્તમા પ્રસિદ્ધ કરવાની હુ છૂટ લઈશ. મારા ભાષણ પછી તુરત જ “ધર્મ” ઉપર બગાળાના એક મહાન પડિત તર્કપચાનનનુ વ્યાખ્યાન થયુ વ્યાખ્યાન પ્રાચીન શૈલીનુ પણ દૃઢ, સાદુ અને અસરકારક હતું એમણે બહુ નિખાલસ રીતે કહ્યુ કે પશ્ચિમની યન્ત્રકળાથી અને કારખાનાથી આપણા આધ્યાત્મિક જીવનને બહુ હાનિ થાય છે જીવન સાદુ જોઈએ, અને જેમ બને તેમ થોડા પદાર્થથી જીવનનિર્વાહ કરવો જોઈએ તર્કપંચાનનજી

ઉમ્મરે વૃદ્ધતા તરફ વળેલા છે, અને પવિત્ર દેખાવના છે, અને વિના દ્રવ્ય લીધે વિદ્યા દાન કરવાની આપણી પ્રાચીન ભાવનાને અનુસરનારા છે.

બપોરે ટ્રેઈનિંગ કોલેજનો મેળાવડો થયો એક શિક્ષકે કેળવણીના વિષયને લગતો એક નિબન્ધ વાંચ્યો. અને તે પછી પ્રિન્સિપાલ તેલંગ સવજીએ ભાષણ કર્યું. તેમાં કેળવણીનો ઉદ્દેશ વ્યક્તિને નહિ પણ જનસમાજને ઉન્નત બનાવવાનો છે, અને તેથી મનુષ્યબન્ધુ ઉપર પ્રેમ અને સમાજસેવા એ જ એના ખરાં ફળ છે, એમ ઉત્સાહી વાણીમાં પ્રતિપાદન કર્યું. શિક્ષકનો ધંધો ઉમદા છે, અને શિક્ષકનો એના ધંધા ઉપર પ્રેમ હોવા જોઈએ એમ કહ્યું. આ છેલ્લી ઉક્તિને અવલંબી પ્રમુખથી માલવીયાજીએ પોતાનો ન્હાનપણથી માંડીને આત્મવૃત્તાન્ત કહ્યો તેમા પોતે શિક્ષક હતા વગેરે વાત હિંદીમા અતીવ રસિક કરીને કહી. રાત્રે કલકત્તા યુનિવર્સિટિના 'ફિઝિક્સ'-ના યુનિવર્સિટિ પ્રોફેસર મિ. સી વી. રામન—જે અમારા આનરરિ પ્રોફેસર છે—એમણે હમણાં તાજી કરેલી શોધો મેજિક લેન્ટર્નથી બતાવી. પ્રો. રામન એમના વિષયમા હમેશા મશગૂલ રહે છે, અને એ વિષયના બહુ ઉત્સાહી ઉપાસક છે તથા એમા એમણે કેટલીક નવીન શોધો પણ કરી છે. કલકત્તામા એમણે પોતાની આસપાસ પદાર્થધર વિદ્યાર્થીઓની સારી સંખ્યા એકઠી કરી છે, અને એમની પાસે ફિઝિક્સની જુદી જુદી શાખાઓમાં કાંઈક નવીન નવીન શોધાવ્યા કરે છે. પ્રો. રામન સારા સાઇન્ટિસ્ટ હોવા ઉપરાંત વક્તા પણ સારા છે; બહુ છુટથી, ઝડપથી વખતોવખત વિનોદ-પુરઃસર, અને આત્મશ્રદ્ધાથી બોલે છે. એમની ખાસ શોધ મૃદંગ વગેરે વાદ્યના સમ્બન્ધમાં છે.

તા. ૨૮ મીએ સાંજે મિસિસ બેસન્ટને હાથે રમત અને કસરત ખાતાના ઈનામ વ્હેંચાયાં અને તે પછી ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ મિ. તેલંગનું 'પ્રેમભક્તિ' ઉપર ભાષણ થયું તેનો લાહોર યુનિવર્સિટિના એમ. ઓ. એસ. એલ. બી. હોઈ પછી ઇંગ્લંડ અમેરિકામા કેળવણી સમ્બન્ધી જ્ઞાન મેળવી આવ્યા છે.

પણ ચુસ્ત સીખ છે, અને પોષાકમા ઘણા જ સાદા છે તે એટલે સુધી કે ઢીંચણ સુધી ચોરણો, અને શરીર ઉપર માત્ર એક વિશાળ પછેડો, અને માથાબાધણું—એટલા જ એમના વસ્ત્ર છે આ વસ્ત્ર સાથે એ ધર્મનો ઉપદેશ કરે છે ત્યારે ગુરુ નાનક વગેરેના પદ ગાય છે અને શ્રોતાઓ પાસે ગવડાવે છે. અગ્રેજી ભણેલાઓની સ્થિતિ કઢગી થઈ પડે છે અને ઘણાને હાસ્ય પણ આવે છે. પણ ધર્મ એ જેને મન ‘convention’ નથી, પણ સાચી વૃત્તિથી ‘લોક-લાજ’ ખોઈને પણ સાધવા જેવો જીવનનો પદાર્થ છે, તેને એમના કીર્તન ગમે એવા છે. એમના ઉપદેશનુ સામાન્ય સ્વરૂપ સીખ ગુરુઓના ઉપદેશ તરફ વારવાર ઢળતું, પણ સર્વ ધર્મમા પરમાત્મા એક છે અને એના સાક્ષાત્કાર માટે કામ, ક્રોધ, અભિમાન વગેરે શત્રુ જીતવા જોઈએ પ્રકારનુ હોય છે તે ગત્રે આપણી તરફના પ્રસિદ્ધ સગીતશાસ્ત્રી બર્વેનુ સગીતશાસ્ત્ર ઉપર થોડુક વ્યાખ્યાન, અને તે સાથે એમના બે ચિરંજીવીઓના સગીત થયા સગીતમા ગાયન, વાદન અને અભિનય ત્રણેનુ મિશ્રણ અને એકતા હોવા જોઈએ એમ “ तुम जागो मोहन प्यारे ” એટલી કડી લઈ એને જુદી જુદી રીતે ગાઈ બતાવીને શ્રોતાઓને ઠીક ગળે ઊતાર્યું ભાષણ શ્રોતાઓને રસિક થઈ પડ્યુ હતું, પણ મારે તે જ રાત્રે મુબાઇ સેનેટ અને ‘બોર્ડ ઑફ સ્ટડીઝ’ની મિટિંગમા હાજર રહેવા માટે નીકળવાનુ હતુ એટલે રસને અડધે ત્રૂટકે ઊઠવુ પડ્યુ.

તા. ૨૮ છેલ્લે દિવસે—મિસિસ બેસન્ટે ‘બાલક’ વિષય ઉપર કેળવણીને લગતુ ભાષણ આપ્યુ, અને ‘એક્સ્ટેન્શન લેક્ચર્સ’ યાને લોકોપયોગી જ્ઞાનવિસ્તારિણી વ્યાખ્યાનમાળાની શરૂઆત કરી.

માગ ગૂજરાતી ભાઈઓને આ તરફ ચાલતી પ્રવૃત્તિઓનો ખ્યાલ આવે તે માટે જ મ્હેં નોધ લબાણથી કરી છે એ વાંચતા કટાળો આવે તો તે સહન કરીને પણ દેશના બીજા ભાગોમા શુ શું કાર્ય થાય છે તે તેઓ જોશે અને વિચારશે એમ આશા છે.

[વસન્ત વર્ષ ૧૮, અક ૧૦, કાર્ત્તિક, સ. ૧૯૭૬]

# બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિ

## કાશી

બનારસ—વારાણસી—અને વધારે પ્રાચીન અને વધારે ઉદ્દાત્ત શબ્દથી નિર્દેશ કરીએ તો કાશી એ હિન્દુ ધર્મવાસનાનું કેન્દ્ર છે. એક અનાર્ય * કરવતથી માંડી સકલવાસનોચ્છેદ પર્યન્તનો મોક્ષધર્મ અહીં ઉપદેશાયો છે, અશ્વમેધાદિક અગણિત યાગ આ ભૂમિ ઉપર થયા છે; અને ભક્તિ અને જરાથી નમ્ર બનેલાં અસંખ્ય મનુષ્યશરીરો ગંગાજીમાં સ્નાન કરી પાપના ભારથી હલકા થવા તથા વિશ્વેશ્વરના દર્શન કરવા હજારો ગાઉથી, હજારો વર્ષથી, અહીં આવ્યા જ કરે છે! કાશીને આમ હિન્દુધર્મના સઘળાં તીર્થોમાં સર્વોત્કૃષ્ટ સ્થાન મળ્યું છે તેનું કારણ શું? 'અત્યારની ગંદી નગરી આગળથી લોપી નાખીએ, અને એને મૂળરૂપે 'ઉત્તરવાહિની ગંગા'ને તીરે આવેલું એક સુન્દર પ્રકૃતિનું અને પ્રકૃતિના મહાપુરુષ પરમાત્માનું નિવાસસ્થાન કલ્પીએ તોપણ એટલાથી આ સર્વોત્કૃષ્ટતાનો ખુલાસો થતો નથી; કારણ કે એવાં જ, બલ્કે એથી અધિક સુન્દર અને રમ્ય સ્થાનો હિન્દુસ્થાનમાં બીજાં ઘણાં છે. વળી વિશેષ. વેદની સંહિતામાં એનો ઉલ્લેખ નથી, મનુસ્મૃતિના 'બ્રહ્માવર્ત'માં પણ એ આવેલું નથી, બલ્કે 'મધ્યદેશ'માં પણ આવેલું નથી. છતાં, આ સ્થાનનું માહાત્મ્ય

---

* 'મેલ કરવત મોચીના મોચી.' એ પ્રાકૃત કહેવતમાં ઉલ્લેખાતું કરવત.

ગૌરવ કેમ ? આ પ્રશ્નનો ઉત્તર હિન્દુધર્મના સ્વરૂપ સાથે જોડાએલો છે. વિચારતા જણાશે કે આપણે જેને ‘ હિન્દુધર્મ ’ કહીએ છીએ એ સિન્ધુ નદીના પ્રદેશનો ‘ બ્રહ્માવર્ત ’ કે બ્રહ્મર્ષિદેશનો, અથવા તો મનુસ્મૃતિના ‘ મધ્યદેશ ’નો જ—એટલે કે ત્યા ઉત્પન્ન થએલો અને બધાએલો ધર્મ નથી એ ધર્મ મનુસ્મૃતિ જેને ‘ **આર્યાવર્ત** ’ કહે છે એ ભૂમિમા આર્યો જે સમય સુધીમા જામી ગયા તે સમય સુધીના સમગ્ર ધર્મના સ્વરૂપનુ નામ છે જે રીતે ‘ વેદ ’ એ ઋગ્વેદના સૂક્તોનુ જ કે ચાર વેદની સહિતાનુ જ નામ નથી, પણ મત્ર, બ્રાહ્મણ અને ઉપનિષદ્—એ સમગ્ર ગ્રન્થસમૂહનુ નામ છે તે રીતે. અને તેથી મનુસ્મૃતિના ‘ આર્યાવર્ત ’નુ જે મધ્યસ્થાન એ જ હિન્દુ-ધર્મનુ મધ્ય સ્થાન, હિન્દુઓની ધર્મવાસનાનુ કેન્દ્ર, અને તેથી જ મગધવાસી બુદ્ધભગવાનનુ ધર્મચક્રપ્રવર્તન પણ અહીથી જ

પણ કોઈ પૂછશે કે ત્યારે દક્ષિણ હિન્દુસ્થાન યાને દ્રવિડ દેશનુ શુ ? એનો ઉત્તર કે દ્રવિડ દેશ ક્રમે ક્રમે ઘણે ભાગે આર્ય લોકોથી જ વસી ગયો, અને એણે પૂર્વોક્ત ‘ આર્યાવર્ત ’નો જ ધર્મ (એટલે કે ‘ સસ્કૃતિ, ’ કારણ કે આપણા ‘ ધર્મ ’–શબ્દનો અર્થ Civilization ‘સસ્કૃતિ ’ થાય છે ) સ્વીકાર્યો, જેનો પુરાવો આપણા ઇતિહાસ અને પુરાણોની કથામા ત્યાના નગરોની અને લોકોની સજ્ઞામા ત્યાના ધર્મના સામાન્ય તેમજ વિશેષ સ્વરૂપમા, થોકબધ મળે છે. ઉત્તર હિન્દુસ્તાન પ્રત્યેનુ આ દેવુ દક્ષિણ હિદુસ્થાને એના ધાર્મિક ગ્રન્થોથી ધાર્મિક પ્રવૃત્તિઓથી, ધર્મના સરક્ષણથી અને સૌથી વિશેષે કરીને તો વેદભાષ્યકાર સાયણાચાર્ય અને આચાર્યત્રિપુટી—શકરાચાર્ય, રામાનુજાચાર્ય, અને વલ્લભાચાર્ય—ઉત્પન્ન કરીને વાળી આપ્યુ પણ ધાર્મિક ગ્રન્થો, પ્રવૃત્તિઓ, અને દેશનામા આધાર અને બીજરૂપ તો પૂર્વોક્ત આર્યાવર્તનો જ ધર્મ, અને એની જ ધાર્મિક કૃતિઓ વળી શકરાચાર્યાદિકનુ જન્મસ્થાન બન્કે અડધુ વિદ્યાસ્થાન (alma matar ) કદાચ દ્રવિડ દેશ

પણ એમનું પરીક્ષાસ્થાન (Examination Hall), એમના જ્ઞાનની પરિપૂર્તિ, તો કાશીમા જ, એમનો અને અન્ત્યજરૂપધારી શિવજીનો સંવાદ તે અહીં જ, અને રામાનુજાચાર્યની શિષ્યપરંપરામા રામાનન્દજીએ 'ભાષાયુગ' અને 'સતયુગ' નો પ્રથમ દુન્દુભિ વગાડ્યો તે આ જ સ્થળે.

કાશીનો ઉપર જણાવેલો ઇતિહાસ જોતા જણાશે કે કાશી તે માત્ર રૂઢ ધર્મનુ જ સ્થાન નથી-પણ હિન્દુસ્થાનના ત્રણ મ્હોટા ધાર્મિક સુધારાના યુગ–ગૌતમબુદ્ધનું ધર્મચક્રપ્રવર્તન, શંકરાચાર્યની અદ્વૈતદેશના, અને રામાનન્દનો 'ભાષા' માં ઉપદેશ–એ ત્રણેના આરંભ આ સ્થળેથી થયા છે.

વળી કાશી તે ધર્મસુધારાનુ ઉપદેશનુ સ્થાન હોવા ઉપરાત, હિન્દુસ્થાનનુ અતિ પ્રાચીન કાળથી ચાલતુ આવેલુ 'વિશ્વવિદ્યાલય' છે. એથન્સ એલેક્ઝાન્ડ્રિયા અને કોર્ડોવા વિદ્યાપીઠ તરીકે નામશેષ થઈ ગયાં, ત્યારે એ સર્વથી પુરાણુ આ વિદ્યાસ્થાન હજી પણ વિદ્યાસ્થાન તરીકે જીવતું છે

## સેન્ટ્રલ હિન્દુ કૉલેજ

આવા પૂર્વવૃત્તવાળી પુરી હિન્દુસ્થાનના વર્તમાન યુગને અનુરૂપ વિદ્યા અને ધર્મોત્થાનનુ સ્થાન બને એ એના પ્રારબ્ધને તેમજ હિન્દુઓના એ પુરી પ્રત્યેના માનભર્યા મમત્વને અનુસરતુ હતું. પણ હિન્દુસ્થાનને હાલની નવી દુનિયાને અનુકૂલ બનાવવાનુ જેમ બ્રિટિશ પ્રજાને હાથે જ પ્રભુએ નિર્મ્યું હતું, તેમ આ કાશીને નવા યુગને અનુરૂપ વિદ્યા અને ધર્મોત્થાનનું સ્થાન બનાવવાની પ્રેરણા પણ જગન્નિયન્તાએ એક અગ્રેજ બાઈ—મિસિસ બેસન્ટ—નીજ બુદ્ધિમા પ્રથમ કરી. પોણોસો સો વર્ષ ઉપર બ્રિટિશ રાજ્યકર્તાઓએ હિન્દુસ્થાનમાં નવા રાજ્યતન્ત્રની જે સસ્થાઓ દાખલ કરી, તે અત્યારે પોતાને માથે ઝેપાડી લેવા અને વિસ્તારવા હિન્દુસ્થાનની પ્રજા તૈયાર થઈ ગઈ છે, તેવી રીતે મિસિસ બેસન્ટે પ્રાચીન-

અને અર્વાચીન—પૂર્વ અને પશ્ચિમની—કેળવણીનો સમન્વય કરવા અહીં જે સેન્ટ્રલ હિન્દુ કૉલેજ સ્થાપી, તેને હિન્દુ પ્રજાએ પોતાને હસ્તક લઈ એમાંથી મ્હોટી હિન્દુ યુનિવર્સિટી રચી છે. એ માટે પ્રથમ માન મિસિસ બેસન્ટને ઘટે છે

બ્રિટિશ રાજ્ય કે દેશી રજવાડાઓના આશ્રય વિના સામાન્ય પ્રજાના હૃદયને આકર્ષીને મિસિસ બેસન્ટે કેવું સુંદર કાર્ય કર્યું છે એનો ખ્યાલ લાવવા એકાદ સાઝે સેન્ટ્રલ હિન્દુ કૉલેજના મકાન અને મેદાન ઉપર નજર નાખવાની જરૂર છે. ફુટબૉલ, ક્રિકેટ, ટેનિસ વગેરે અંગકસરતની રમતો રમતા વિદ્યાર્થીઓથી શોભતું વિશાળ મેદાન, એની બે બાજુએ કમરપૂર દીવાલ અને બીજી બે બાજુએ કૉલેજના સુન્દર મકાન, અને એ મકાનના બે કોણ ઉપર અસાધારણ સુન્દરતા અને વિશાળતાવાળાં ‘હોસ્ટેલ’ યાને છાત્રાલયો—સહુ એક અત્યન્ત મનોહર દેખાવ આપે છે મકાનો વિગતવાર અંદર ફરીને જોઈએ તો એમાં બેત્રણ ખંડ ખાસ ધ્યાન ખેંચે છે એક ‘કાશી-નરેશ હૉલ’ એ એક બાજુએથી તદ્દન ખુલ્લો અને અસલી કચેરીના ઘાટનો છે, પણ તે વિશાળ છે, અને તે એક બાજુએ ખુલ્લો હોવાથી વધારે વિશાળ બને છે સાધારણ રીતે મ્હોટા મેળાવડા ભરવાના કામમાં એ લેવાય છે એની સાથે જોડાએલી ખુલ્લી અગાશીના પગથિયાં ઊતરતાં જ મિસિસ બેસન્ટે સ્થાપેલું સરસ્વતીનું મન્દિર છે. દુર્ભાગ્યે એ શાળાના પાછળના ભાગમાં આવેલું હોઈ વિદ્યાર્થીઓ એ તરફ કદી પણ જતા દેખાતા નથી.

બીજો એક મ્હોટો હૉલ લંડનમાં ગુજરી ગએલા એક શર્મા નામે હિન્દી ગૃહસ્થની સખાવતથી બંધાયો છે. ‘શર્મા હૉલ’ નામે એ ઓળખાય છે. એ લંબચોરસ છે, અને ઈશ્વરસ્તવનના કાર્ય માટે વપરાય છે વક્તાની ભૂમિકાની સામે જ કાચની બારીમાં ગોપરાયી ભગવાનનું ચિત્ર છે, અને પાસે ‘સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ’ એવો મુદ્રાલેખ છે બાજુએ દીવાલ ઉપર રાજા રામમોહનરાય, સ્વામી

વિવેકાનન્દ વગેરેની છબીઓ લટકાવી છે, પણ તે દેખાવે અને અવ્યવસ્થિત રીતે ગોઠવાએલી હોઈ હૃદય ઉપર અસર નથી. કૉલેજના જ મેદાનમાં પણ એક જુદા મકાનમાં 'કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ લાયબ્રેરી' છે. એ લાયબ્રેરીનો મૂળ ભાગ આ પ્રિય વિદ્વાન સ્વર્ગસ્થ મિ. જસ્ટિસ તેલંગના ચિરંજીવી રા. પી તેલંગે કૉલેજને સમર્પી દીધો છે, અને તેથી તે યોગ્ય રીતે મહાપુરુષનું નામ ધારણ કરે છે. પાછળથી એ લાઈબ્રેરીના પુસ્તકો વધારો થયો છે, પણ મૂળ સમર્પણમાં રહેલી ઉદારતા થોડી નથી.*

પણ આ સર્વ ભુમિ અને મકાન, સ્કૂલને અથવા કલકત્તા યુનિવ્હર્સિટિ કમિશનમાં કહી છે તેવી એક ઈન્ટરમીડિયેટ કૉલેજ છૂટી પાડી એ કૉલેજને સોંપી દેવામાં આવશે, અને મુખ્ય કૉલેજ તથા કૉલેજના બી. એ, બી. એસસી. અને તે પછી અભ્યાસના વર્ગ બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિના નવા બંધાએલાં—વધારે યથાર્થતાથી બોલીએ તો બંધાતા—મકાનોમાં જશે.

## હિન્દુ યુનિવ્હર્સિટિ અને વિશ્વવિદ્યાલય

કાર્યની સુન્દરતા માટે મિસિસ બેસન્ટની સેન્ટ્રલ હિન્દુ કૉલેજ જુવો, તો એની ભવ્યતા માટે પંડિત મદનમોહન માલવીયની નવી 'હિન્દુ યુનિવ્હર્સિટિ' જોવી. એ સ્વદેશભક્ત, સ્વધર્મભક્ત, અને પ્રભુ-ભક્ત મહાપુરુષે કેવી અદ્ભુત પ્રતિભાશક્તિથી કેવા વિશાળ કાર્યની રેખા દોરી છે, એમાંથી કેટલું બધું કેવા ભગીરથ પ્રયત્નથી સિદ્ધ કર્યું

---

* એવો પ્રસંગ બન્યો કે મેં એ લાઇબ્રેરીમાંથી [illegible] પુસ્તક (દશરૂપ) એ ઉઘાડતાં જ [illegible] સ્વ. કાશીનાથ તેલંગને પોતાને હાથે [illegible]ashurath Trimbak Telang Elph Coll. 1871." એવા અક્ષરો એની નીચે દશરૂપના [illegible] શ્લોકના મૂળ નાટકના નામની યાદી [illegible] આ દષ્ટિએ પણ તેજ દેશકાળ અને મનુષ્યજાતિના [illegible] વિષે અનેક વિચારો આવ્યા.

છે, અને હજી કેટલુ બધુ અનેકગણુ વધારે સાધવા એ ઉત્સુક છે, અને એ સિદ્ધ થશે જ એમ હૃદયમા કેવી પ્રબળ અવિચળ બલ્કે ધાર્મિક શ્રદ્ધા એ ધરાવે છે—એ તો આ સ્થળે આવીને અને એમની જોડે નિકટ સબન્ધમા રહીને અને કાઈક સહાનુભૂતિથી જે જુવે તેને જ પૂરેપૂરૂ સમઝાય એવુ છે દૂરથી ખ્યાલ લેવા ઇચ્છનારને તો માત્ર દ્રવ્યની પરિભાષામા જ જણાવી શકાય કે—આ સસ્થા માટે એક કરોડ રૂપિયા (એથી કાઈક અધિક) ભરાઈ ગયા છે, સાઠ લાખ વસૂલ થઈ ગયા છે, અને વર્ષે દહાડે પચીસ લાખની ઊપજ આવે એવડી ('મ્હોટી?') રકમ જમે થઈ જાય તો પડિતનો આત્મા કૃતકૃત્યતાનો સન્તોષ પામે ! × આ આશા ઘણાને ગગન-વિહારિણીની લાગશે, પણ તે આ પૃથ્વીને સ્પર્શ કરતી નથી એમ ધારવામા આવતુ હોય તો તે ભૂલ છે સામાન્ય જનોને જયા દસવીસ હજારની ટીપ ભરાવવી મુશ્કેલ પડે છે, ત્યા પડિતજીની વિનયનમ્ર, સ્મિતમધુરી અને ઉત્સાહજ્વલન્ત વાણી લાખ્ખો રૂપિયા વિના આગ્રહે અને સરળતાથી ખેચે છે, અને તેથી જ દ્રવ્યની સાથે એમની યુનિવ્હર્સિટિની ભાવના પણ વિશાળ—બલ્કે દ્વિગુણ ગતિથી વિશાળ—થતી જાય છે યુનિવ્હર્સિટિએ (નગવા ગામ પાસે) એક માઇલ પહોળી અને બે માઇલ લાબી જમીન રોકી છે એના ઉપર ધમધોકાર લાખોના ખર્ચથી દેશી એન્જિનિયરોની દેખરેખ નીચે (૧) કૉલેજો, (૨) પ્રયોગશાળાઓ અને કારખાનાઓ, (૩) પ્રોફેસરોને રહેવાના ન્હાના મ્હોટા બગલાઓ, (૪) વિદ્યાર્થીઓ માટે 'હોસ્ટેલો' યાને છાત્રાલયો બધાય છે. આખી ભૂમિને બલ્કે આખા કાશીનગરને વીજળી પૂરી પાડી શકે એવુ 'પાવર હાઉસ" પણ તૈયાર થયુ છે. પાસે સામાનસરજામની મોદીઓની દુકાનો થશે, એટલુ જ નહિ, પણ આ મહાન કુલપતિના આશ્રમમા સૌને ચોખ્ખુ દૂધ મળી શકે

× આ એક જ વર્ષમા ચાળીસ લાખ એકઠા કરવાની જરૂર છે. ગૂજરાત એમા ભાગ નહિ આપે?

તે માટે ગોશાળાઓ પણ બંધાશે, અને અત્યારે સેંકડો ગૌ અને શાળા બંનેને માટે સંકલ્પો અને વચનો આપવા લાગ્યા છે.

યુનિવર્સિટિની આ બાહ્ય આકૃતિની સાથે, એનુ મુખ્ય કાર્ય —એનો આત્મા જે વિદ્યાદાન એને માટે શી યોજના છે એ જણાવવુ જોઈએ.

અત્યારે યુનિવર્સિટિમા છોકરાઓ અને છોકરીઓની સ્કૂલ ઉપરાત સેન્ટ્રલ હિન્દુ કૉલેજ, ઓરિયન્ટલ કૉલેજ ('પ્રાચ્ય વિભાગ'), થિયોલૉજિકલ કૉલેજ, (ધર્મવિભાગ), ટીચર્સ કૉલેજ અને એન્જિનિયરિંગ કૉલેજ એટલી કૉલેજો છે. એમાની પહેલી બે જામી ગઈ છે, ત્રીજી આપણે ઇચ્છીએ છીએ તેવી સન્તોષકારક સ્થિતિમા નથી, કારણ કે કેવળ પ્રાચીન પંડિતોને હાથે એનો વહીવટ ચાલે છે, ચોથી અને પાંચમીનો હમણા જ આરંભ થયો છે. આ ઉપરાંત અત્યારે એક કૉમર્સ (વેપાર) ની અને ઍગ્રિકલ્ચર (ખેતી)ની એમ બે કૉલેજો કાઢવાનો ઇરાદો છે. યુનિવર્સિટિનુ બંધારણ લોકમતના વર્તમાન યુગને શોભે એવુ છે. આપણે ત્યાના જેવી 'સેનેટ' અને 'સિન્ડિકેટ' ઉપરાંત નાણા સબન્ધી અધિકાર ધરાવતી એક 'કાઉન્સિલ' છે, અને સર્વના ઉપર 'કોર્ટ' નામનુ મંડળ છે યોગ્યતા પ્રમાણે કામની વ્હેચણી બહુ સુન્દર છે; જેમકે 'બોર્ડ ઑફ ઍપોઇન્ટમેન્ટ' યાને નીમણૂક કરનારી કમિટિ ઉમેદવારોની યોગ્યતા વિષે વિચારી શકે એવા ગૃહસ્થોની બનેલી છે અને એમની બદલામણુ ધ્યાનમા લઈ પગાર ઠરાવવાનુ કામ કાઉન્સિલ કે જેમાં વ્યવહારુ અનુભવવાળા ગૃહસ્થો વિશેષ હોય છે તેમને હાથ છે.

પ્રોફેસરોના (ડેમન્સ્ટ્રેટર ઉપરાત) ત્રણ વર્ગ છે—આસિસ્ટન્ટ પ્રોફેસર, પ્રોફેસર અને યુનિવર્સિટિ પ્રોફેસર એ ત્રણેને-પગાર એમના કામના પ્રમાણને અને વિદ્યાના પ્રમાણને અનુસરતા આપવાની યોજના છે, મ્હોટી યાને યુનિવર્સિટિ પ્રોફેસરોની પણી જગ્યાઓ હજી ખાલી છે, અને જૂના ખાતાં મજબૂત કર્યા વગર નવા ખાતા પણ ઉઘાડ્યા

કરે છે એવો એમના ઉપર કેટલાક જણનો આક્ષેપ છે વળી કેટલાકનો એવો પણ આક્ષેપ છે કે હજી હિન્દુ યુનિવ્હર્સિટિમા સ્વરૂપનિર્ણાયક કાંઈ ધોરણ જોવામા આવતુ નથી—અર્થાત્ હિન્દુ યુનિવ્હર્સિટિ એનુ હિન્દુપણું યાને વિશિષ્ટતા સિદ્ધ કરે એવી કાર્યદિશા નિર્ણીત થઈ નથી. આ બને આક્ષેપ વસ્તુસ્થિતિમા ખોટા નથી, પણ જે છે તે અપૂર્ણ દૃષ્ટિના છે. પહેલા આક્ષેપના સબન્ધમા એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે કૉલેજ અને યુનિવ્હર્સિટિ તે એક પદાર્થ નથી એક કૉલેજ એમા બહુ દ્રવ્ય નાખીને બહુ સારી રીતે ચલાવી શકાય પણ યુનિવ્હર્સિટિનુ સ્વરૂપ અને એનો ઉદ્દેશ કૉલેજ કરતા વધારે વિશાળ છે એની સપૂર્ણ રેખા એક વખત દોરાઈ જાય તો એના પેટાવિભાગમા ધીમે ધીમે રગ પૂરાતા જશે, અને અત્યારે જે ભાગ આછા દેખાય છે તે જતે દહાડે આખે ઊડી આવે એવા રગભર્યા બની જશે બીજા આક્ષેપના સબધમા એ સ્મરણમા રાખવાનુ છે કે 'હિન્દુ યુનિવ્હર્સિટિ'નો ઉદ્દેશ હિન્દુ તરીકેની વિશિષ્ટતા કેળવવાનો છે, પણ તે સાથે એનુ યુનિવ્હર્સિટિપણુ—અર્થાત્ વર્તમાન યુગના 'વિશ્વવિદ્યાલય'-ની ભાવના—સિદ્ધ કરવાનો પણ એનો હેતુ છે અને તેથી પ્રાચ્ય અને પાશ્ચાત્ય, પ્રાચીન અને અર્વાચીન બને તત્ત્વોના સમિશ્રણની જરૂર છે બેશક, અત્યારે એ તત્ત્વો છૂટાછૂટા જ રહેલા છે, પણ જતે દહાડે એમનુ સમિશ્રણ બલ્કે એકતા થયા વિના રહેશે નહિ, જે નિર્જીવ ભાગ હશે તે પાસેના ભાગથી કા તો જીવન પામશે, અગર ખરી પડશે, સજીવ ભાગ એકબીજા ઉપર અસર કર્યા વિના અને જીવનની એ રીતે પરિણામે એકતા નપાદન કર્યા વિના રહેશે નહિ. સહસા આ જ ક્ષણે એ એકતા રની જાય એ જીવન અને વિકાસના નિયમથી વિરુદ્ધ છે. વળી હિન્દુસ્થાનની જરૂરિયાત પરત્વે સહુ દાતાઓની સમઝણ અને રુચિ એકસરખી હોતી નથી કોઈને એન્જિનિયરિંગની જરૂર જણાય છે તો કોઈને પ્રાચીન હિન્દનો ઇતિહાસ ઉકેલાવવાની ઇચ્છા થાય છે જમીનદારો કૃષિશાસ્ત્રની ખીલવણી ઇચ્છે

છે, તો મધ્યમ વર્ગના જનો વેપાર અને હુન્નરઉદ્યોગનું શિક્ષણ ચાહે છે. દેશી રાજ્યો એમની ભૂમિના ખનિજ પદાર્થો ગોધી આપવા માટે ભૂસ્તરવિદ્યાની કેળવણી માગે છે, તો કેટલાકનાં હૃદય સંગીત અને ચિત્રકળા તરફ વળે છે—ઇત્યાદિ આ કારણથી અત્રે યુનિવર્સિટિમાં સર્વ વિદ્યાને સ્થાન હોઈ, એ સર્વ દાન સ્વીકારવામા આવે છે. બેશક, પંડિતજીના સહધુરન્ધર સર સુન્દરલાલ જીવતા હોત તો દ્રવ્યની વ્યવસ્થાનુ અને સામાન્ય વહીવટનુ કામ વધારે સારી રીતે થઈ શકત એમ ઘણાનુ કહેવુ છે. પણ આ ખોટ પંડિતજી પોતે જેવી સમજે છે તેવી કોઈ સમજતુ નથી, અને સર સુન્દરલાલના સ્મરણ સાથે એમના નેત્રમા જેવા અશ્રુ આવે છે તેવા કોઈને આવી શકે એમ નથી. પંડિતજીની સાથે રહીને જે શાન્ત અને કાર્યકુશળ વિદ્વાને આ યુનિવર્સિટિનુ સ્વરૂપ બાંધવામા, એના કાનૂનો ઘડવામા, તેમજ અંગ્રેજ અધિકારીઓની સહાનુભૂતિ અને પરિણામે 'બનારસ હિન્દુ યુનિવર્સિટિ ઍક્ટ' મેળવવામા જે શ્રમ, બુદ્ધિ અને એકાગ્રતાથી દેશસેવા કરી છે એ કદી વીસરાય એવી નથી. આ સાથે, સર હારકોર્ટ બટલર અને લૉર્ડ હાર્ડિંગને પણ હિન્દુ પ્રજા એમની સહાનુભૂતિ માટે થોડી આભારી નથી; તેમ દેશી રાજાઓ પણ આ પ્રસંગે પોતાનુ કર્તવ્ય સમજવામા હાથ સંકોચ્યો નથી — એ વાત નોંધવી જોઈએ.

[વસન્ત, વર્ષ ૧૮, અંક ૮, આશ્વિન, સં. ૧૯૭૫]

# પ્રો. કર્વેનું 'મહિલા વિશ્વવિદ્યાલય'

પ્રો. કર્વેનુ સમસ્ત હિન્દ માટેનુ 'મહિલા વિશ્વવિદ્યાલય' કેવુ ચાલે છે એ ઉપર સ્ત્રીકેળવણીમા રસ લેનાર સર્વ દેશહિતચિન્તકોનું લક્ષ્ય રહે છે. એ સસ્થાના છેલ્લા રિપોર્ટમા એકબે જાણવા જેવી હકીકત પ્રકટ થઈ છે કેટલાકની આજ પર્યન્ત એવી સમઝણ હતી કે એ સંસ્થા વસ્તુત પૂના માટે જ છે, અને જોકે સમસ્ત હિન્દ પાસેથી એ માટે નાણુા એકઠા કરવામા આવે છે તથાપિ નાણાનો લાભ પૂનાની સ્ત્રીશાળા જ લે છે। પ્રો. કર્વેને ઓળખનાર કોઈ પણ જનને આવો ભ્રમ ઉત્પન્ન થવો ન જોઈએ, તથાપિ સામાન્ય મનુષ્યસ્વભાવ મનુષ્યની સારાઈ માટે ઘણીવાર શકાશીલ રહે છે. આ શકાનુ આ રિપોર્ટમા બહુ સ્પષ્ટ નિરાકરણ કરવામા આવ્યુ છે આ 'મહિલા વિશ્વવિદ્યાલય' ફડ પૂનાની સ્ત્રીશિક્ષણની શાળાઓના ફડથી તદ્દન નિરાળુ છે અને એનો 'વિશ્વવિદ્યાલય'ના કામમા જ ઉપયોગ થાય છે—અર્થાત્ પૂનાની સ્ત્રીકેળવણીની શાળાઓ 'એ વિશ્વ-વિદ્યાલય'ના અગમા પડીને એ સસ્થાનો જેટલો લાભ લઈ શકે તેટલો જ લાભ ગૂજરાતની શાળાઓને પણ શક્ય છે 'ગાડી ગૂજરાત' સ્વત્વાભિમાન ન કેળવી જાણે એ એનુ ગાડપણ છે, પણ એ સ્વત્વાભિમાનના કારણથી ન પોતાનું વિશિષ્ટ સંગીત રચે કે ન અન્ય સંગીતમા પોતાનો સૂર મિલાવે એ તો ગાડપણુ સાથે ફુવડપણુ મેળવવા જેવુ થાય છે. ગૂજરાતનુ સ્ત્રીશિક્ષણ દક્ષિણના સ્ત્રીશિક્ષણ સાથે મુકાબલામા બેશી શકે એવુ નથી—એમ કહેવાનુ તાત્પર્ય નથી.

ગૂજરાતમાં અમદાવાદ, સૂરત, મુંબાઈ વગેરે અનેક સ્થળે સ્ત્રીકેળવણીના અનુકરણીય પ્રયત્નો થાય છે. પરંતુ એ પ્રયત્નોની વિવિધતામાંથી સ્ત્રીકેળવણીની ખેત્રણ વિશિષ્ટ જાતિ—types—હવે જાણવી જોઈએ: એક **સરકારી પદ્ધતિની સ્ત્રીકેળવણી**—જેમાં લોકમતને અનુસરીને સહવાળા ફેરફાર દાખલ કર્યા છતાં—એનાં બે લક્ષણ કાયમ રહે છે. એક તો એ કે મુંબાઈ યુનિવર્સિટિની મૅટ્રિક્યુલેશન પરીક્ષાથી એની આકૃતિ થોડીઘણી પણ નિમાયલી રહે છે જ; બીજું, હિન્દુ, પારસી, ખ્રિસ્તી વગેરે કોમના ગૃહસંસારી ભેદ ઉપર—સ્વાભાવિક રીતે જ—એ લક્ષ્ય આપી શકતી નથી, અને ત્રીજું, સરકારી અન્ય શાળાઓની માફક—બલ્કે સમસ્ત પશ્ચિમના સુધારાની માફક—આમા ગરીબ કરતાં તવંગરની અનુકૂળતા વિશેષ જોવાય છે. બીજી સ્ત્રીશિક્ષણની એક જાતિ **વનિતાવિશ્રામની શાળાઓમા** પ્રકટ થાય છે. આ શાળાઓનો વહીવટ બહુ ભાગે સરકારી શાળા જેટલો તકેદાર જોવામા આવતો નથી, અને પશ્ચિમના સુધારાનો પવન બરાબર ઝીલે એવા એના સઢ બાંધેલા હોતા નથી-પણ આ જ એનો ગુણ અને એની વિશિષ્ટતા છે. આ શાળાઓને વધારે કાર્યક્ષમ કરવા માટે એમા ઘણું કરવા જેવુ છે, તથાપિ સ્ત્રીશિક્ષણશાળાની એક વિશિષ્ટ જાતિ તરીકે આ રાખવા જેવી—માત્ર નભાવવા જેવી જ નહિ, પણ આદરપૂર્વક વિકસાવવા જેવી છે. અમુક નિયમિત અનુકૂળતાવાળી સ્ત્રીઓને એ બહુ ઉપયોગી છે, તથા આપણા દેશની વિશિષ્ટ સંસ્કૃતિનો એમા ખાસ સ્વીકાર છે. પૂર્વોક્ત બે જાતિની વચમાની એક ત્રીજી જાતિ ઉત્પન્ન કરવાનો હાલમા કોઈ કોઈ સ્થળે પ્રયત્ન ચાલે છે-જેમકે, અમદાવાદમા સૌ. બહેન વાડીલાલની દેખરેખ નીચે ચાલતી શાળામા સરકારી શાળાઓમાં અપાતું શિક્ષણ કેટલાંક અનિવાર્ય કારણથી લોકને જોઈએ તેવુ અનુકૂળ થતુ નથી તે માટે આ જાતની શાળાની જરૂર છે. આવી શાળાઓ પ્રો. કર્વેની યુનિવર્સિટિ સાથે જોડાવા માટે ખાસ યોગ્યતા ધરાવે છે. એ શાળાઓના પોતાનું

ચર્ચામાં આ સર્વ વિચાર બહિરંગ હતો અન્તરંગ વિચાર—પ્રકૃત વિષયમા વિચારવાના મુદ્દા—ખરી રીતે જોતા આટલા જ છે કે—પ્રાદેશિક યુનિવ્હર્સિટિઓ ઇષ્ટ છે કે નહિ? ઇષ્ટ હોય તો આવી એક યુનિવ્હર્સિટિ સ્થાપવા માટે પૂના યોગ્ય છે કે કેમ? યોગ્ય હોય તો વિશેષમા એનુ સ્વરૂપ કેવુ હોવુ જોઈએ? અન્તર્વ્યાપી કે અન્તર્-બહિર્ ઉભયવ્યાપી—અર્થાત્ પૂના માત્રમા સમાપ્ત થતું એવુ **સ્થાનિક**, પ્રાચીન ગુરુકુલ અને આશ્રમના ઢબનુ? કે પૂના ઉપરાત પૂના બહાર મહારાષ્ટ્રની કૉલેજો અને સ્કૂલો ઉપર અધિકાર ભોગવતું એવુ **સંગ્રાહક**? પ્રાદેશિક યુનિવ્હર્સિટિઓ સ્થાપવા સામે એક દલીલ એ કરવામા આવી કે એથી પ્રાદેશિક વિચ્છેદ, અને પરિણામમા પ્રાદેશિક દ્વેષ, અસૂયા, વિરોધ આદિ ભાવો વધશે અને અત્યારે દેશને એક અખડ રાષ્ટ્ર બનાવવાની જરૂર છે તે વખતે આવો ઉપક્રમ દેશના હિતને પ્રતિકૂળ છે આ દલીલ કરનારના ઊચા આશય માટે અમને માન છે. પણ મુબઈ યુનિવ્હર્સિટિ જેમા ગૂજરાતીઓ અને દક્ષિણીઓ પોણા સૈકાથી સાથે બેસીને કામ કરે છે ત્યા જો તેઓ એક છે તો મહારાષ્ટ્રની જુદી યુનિવ્હર્સિટિ સ્થાપવાથી એમની એકતામા ભગ થવાનો નથી, અને ત્યા જો એમનો વિરોધ છે અને એ વિરોધ આટલા લાબા સમાગમથી પણ શમ્યો નથી, તો તે લઢતા ભાઈઓને છૂટા પાડવા એ જ શ્રેયસ્કર માર્ગ છે અમને યુનિવ્હર્સિટિના આ પ્રશ્નમા જ જ્યા વિદ્યાના ઉત્કર્ષના સાધનોનો જ વિચાર કરવાનો છે, ત્યા આ બહિરંગ દૃષ્ટિબિન્દુ દાખલ કરવુ યોગ્ય દીસતું નથી.

પૂના આવી યુનિવ્હર્સિટિ સ્થાપવા માટે યોગ્ય સ્થાન છે, અને ભવિષ્યમા ગૂજગત માટે વિચાર કરવામા આવે તો એ પણ લગભગ યોગ્ય છે અને યોગ્યતામા જેટલી ખામી છે એ સ્હેલાઈથી પૂરી પાડી શકે એવી સ્થિતિમા એ છે—એમ અમારૂ માનવુ છે.

સામાન્ય રીતે યુનિવ્હર્સિટિનુ ઉત્તમ સ્વરૂપ તો સ્થાનિક, એટલે કે આપણાં પ્રાચીન ગુરુકુલ અને આશ્રમના જેવુ હોય, એ જ-

પરંતુ સ્થાનિક યુનિવર્સિટિઓ આર્થિક દૃષ્ટિએ બહુ મોંઘી પડે છે, એથી એ દુષ્કર છે; અને બીજું, આપણા વિશાળ દેશમાં યુનિવર્સિટિઓને કેવળ સ્થાનિક કરવાથી આવી મોંઘી યુનિવર્સિટિઓ પણ અસંખ્ય રચવી પડે એટલે અગતિકતાથી ઘણી યુનિવર્સિટિઓને અન્તર્–બહિર્ (affiliating) ઉભયવ્યાપી કર્યા વિના છૂટકો નથી. આપણી યુનિવર્સિટિઓને મુખ્ય ઊપજ સ્કૂલોની મૅટ્રિક્યુલેશન પરીક્ષાની હોય છે અને એ ઊપજની મદદથી સર આશુતોષ મુકરજીએ કલકત્તાની યુનિવર્સિટિમાં ઉચ્ચતમ (Post-gradute) શિક્ષા-વિભાગ ઉઘાડ્યો—જેના ફળરૂપે વિદ્યાના વિષયમાં આપણા સ્વદેશી વિદ્વાનોનું 'સાયન્સ કૉન્ગ્રેસ', 'ફિલોસૉફિકલ કૉન્ગ્રેસ', 'ઈકૉનોમિકલ કૉન્ફરન્સ', 'ઓરિયન્ટલ કૉન્ફરન્સ', વગેરે મંડળમાં અગ્રસ્થાન જેવા આપણે ભાગ્યશાળી થયા છીએ. આમ હોઈ પૂના યુનિવર્સિટિને બદલે 'મહારાષ્ટ્ર યુનિવર્સિટિ' રચવાનો પૂનાના વિદ્વન્મંડળનો ઉપક્રમ છે.

પણ આ કાર્ય માટે એ મંડળે બહુ દુર્ભાગી મુહૂર્ત પસંદ કર્યું છે અત્યારે સરકાર કે પ્રજા યુનિવર્સિટિ માટે બહુ ધન કાઢી શકે એવી સ્થિતિમાં નથી, અને અમે ઉપર કહ્યું તેમ આ પ્રશ્નમાં એની આર્થિક બાજુ એનું પ્રધાન તત્ત્વ છે અને તે પ્રશ્નના વિચારમાં અલગ કરી શકાય એમ નથી. બીજું—પૂનાના આર્ડિગોએ આ પ્રશ્નને પોતા માટે જ ઉપસ્થિત કરીને અન્ય પ્રદેશના લોકોને નારાજ કર્યા છે, એટલું જ નહિ પણ વસ્તુતઃ પોતા પૂરતો જ પ્રશ્ન જોડાવીને પ્રશ્નને સાંકડો કરી નાખ્યો છે, અને ભવિષ્યના દક્ષિણના બીજા વિભાગોમાં યુનિવર્સિટિ સ્થાપવાનો વખત આવે ત્યારે સરકારની મદદ માટે અત્યારથી શી યોજના થવી જોઈએ, એનો વિચાર પણ ઉપસ્થિત કર્યો નથી. કેવળ પૂનામાં ખળભળાટ કરવાને બદલે આખા દક્ષિણમાં ઉચ્ચ શિક્ષણની ઉન્નતિ અને વિસ્તાર કરવાનો મહાપ્રશ્ન ઉઠાવ્યો હોત તો એ ઉદારતાનો બદલો અમને મળ્યા વિના રહેત નહિ. હું અને 'મ્હારું'ના ભાવથી આપણી કેટલી યોજનાઓ છિન્નભિન્ન થઈ જાય છે!

[વસન્ત, વર્ષ ૩૨, અંક ૯, ભાદ્રપદ, સં. ૧૯૮૯]

# ગૂજરાત યુનિવ્હર્સિટિ*—૧

ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઈટિના ઉત્સાહી સેક્રેટરી રા હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે થોડાક માસ ઉપર ‘બુદ્ધિપ્રકાશ’×ના વધારારૂપે એક ગૂજરાતી યુનિવ્હર્સિટિની યોજના બહાર પાડી હતી. ગૂજરાતીને યુનિવ્હર્સિટિમા સ્થાન મળ્યા વગર એનો વિકાસ થવો અશક્ય છે, અને યુનિવ્હર્સિટિનુ હાલનુ બધારણ જોતા એ સ્થાન મળવુ સભવિત નથી, માટે પ્રજાએ એક સ્વતન્ત્ર ગૂજરાતી યુનિવ્હર્સિટિ સ્થાપવાનુ કામ જાતે ઊપાડી લેવુ જોઈએ—એ દલીલ રા. હીરાલાલની યોજનાનુ બીજ છે, અને આવી યુનિવ્હર્સિટિની એક શાખા વર્તમાન અગ્રેજી શાખાની સમાન કક્ષામા રચાય તો સારૂ એવો મત ઈંગ્લડના ‘ટાઇમ્સ’ પત્રના લેખકે જાહેર કર્યો છે એને અવલબીને રા હીરાલાલે પોતાના વિચાર ગૂજરાત આગળ મૂક્યા છે.

---

* સાત–આઠ વરસ પછી આચાર્યશ્રી ધ્રુવે ‘ગૂજરાત યુનિવ્હર્સિટી’ ઉપર બે લેખો લખ્યા છે તેને ખ્યાલમા રાખી આ લેખના મથાળામાં ‘ગૂજરાતી’ શબ્દ હતો તેને બદલે ‘ગૂજરાત’ મૂક્યો છે ત્રણે લેખો એક વિષયના છે એટલા ઉપરથી નં ૧–૨–૩ એમ આકડા આપ્યા છે —સ.

× બુદ્ધિપ્રકાશ, પુસ્તક ૬૪, અક ૧૦–૧૧–૧૨. ઑક્ટો૦ નવે૦ ડિસે૦, ૧૯૧૭નો વધારો પૃ૦ ૧–૧૨: ‘ગુજરાતી ભાષાના વધુ અભ્યાસ, વિકાસ અને વૃદ્ધિ અર્થે યુનિવરસિટિની યોજના’ શ્રી પારેખે ‘ગુજરાતી યુનિવરસિટિ’ એમ પ્રયોગ કર્યો છે. —સ.

ગૂજરાત આ વિષે શું ધારે છે?—આ જિજ્ઞાસાથી મ્હેં પર્યન્ત એ સંબન્ધી કાંઈ લખ્યું નહિ, પરંતુ વર્તમાનપત્રો કાર્યમાં વ્યાપૃત હોઈ ઘણે ભાગે આ વિષય પરત્વે મૌન ધારણ રહ્યા છે—તો હવે એ સંબંધી મારો જે વિચાર છે તે હું ટૂંકે અત્રે નોધું છું. એકાદબે વાક્યમાં જ જો મારો મત આપવાનો હોય તો હું નીચે પ્રમાણે પ્રો. યૉર્ક પૉવેલના શબ્દો અને તે ઉપર વૉલ્ટર રૅલેના શબ્દો ટાંકીને જ બેસી રહું:

"If you have a library and a printing-press,' he (Professor York Powell) once said, 'you have all that is necessary for a University.' He was thinking, no doubt, of the study of literature and the Arts the Sciences are not so readily satisfied."

પરંતુ હું ધારૂં છું કે રા. પારેખે જે શ્રમ ઉઠાવીને એ લેખ લખ્યો છે તે જોતા એની વિશેષ પરીક્ષા કરવી ઉચિત છે.

રા. હીરાલાલે ગૂજરાતી યુનિવ્હર્સિટિની યોજનામા નીચેનાં સાત અંગોનો સમાવેશ કર્યો છે અને તે દરેક વિભાગમા શું કાર્ય થઈ શકે તથા તે કરવા માટે હાલમાં શી શી અનુકૂળતા છે તે વિષે ક્રમસર વિવેચન કરેલુ છે.

'૧. પરીક્ષા (Examination) ૨. શિક્ષણ (Teaching). ૩. શોધખોળ (Research) ૪. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક ભાષણમાળાની યોજના—જનસમૂહ માટે કેળવણીની ફેલાવાની વ્યવસ્થા (University Extension Lectures). ૫ લાઇબ્રેરી. ૬. માસિક. ૭. પુસ્તકપ્રસિદ્ધિ [૮. છાપખાનું. આની વ્યવસ્થા જુદી હોવી જોઈએ... કરી છે એટલે તે ભાગ પડતો મૂક્યો છે.]"

હવે આ યોજનાનો તાત્ત્વિક ભાગ પકડી લઈએનું પૃથક્કરણ કરીએ તો તે બે વિભાગમાં વ્હેંચાઈ જાય છે: એક, શિક્ષણ સંસ્-

ખોળ સહવર્તમાન, અને બીજો, પુસ્તકપ્રસિદ્ધિ એમાના બીજા વિભાગ પરત્વે રા. હીરાલાલની જે સૂચના છે—

"૭. **પુસ્તકપ્રસિદ્ધિ. अ.** શોધખોળ વિભાગ તરફથી બે કે ત્રણ અધ્યાપકોના લેખો કે ગ્રથો તૈયાર થાય તે

ब. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળા—વર્ષ દરમ્યાન એક કે બે યોજાય તે

क ૧ સાહિત્યના જે વિભાગમા પુસ્તકો બહુ ઓછા હોય અથવા સમૂળગા ન લખાયા હોય, તે નવા લખાવવા અને તેમા પૂર્તિ કરવી

૨ હોમ યુનિવર્સિટિ, પીપલ્સ બુક્સ, કેમ્બ્રિજ યુનિવર્સિટિ મે-યુઅલ્સ, ટેમ્પલ પ્રાઈમર્સ, યુસફુલ નોલેજ સીરીઝ, વગેરે ઊચી પ્રતિના પણ સસ્તા પુસ્તકો—એમાથી ખાસ પસદ કરેલા પુસ્તકો—ક્રમસર સસ્તી કિમતે અને એક-સરખા કદના છપાવવા.

૩ બાળસાહિત્ય તૈયાર કરાવવુ

૪ કોપ, સાઈક્લોપિડિયા, ટાઈમ્સ ઓફ ઇંડિયા ઈયર બુક, લિટરરી ઈયર બુક—એવા રેફરન્સના પુસ્તકોની યોજના કરવી."

—તેમાનો કોઈ ભાગ એવો નથી કે જે હાલની જાહેર અને ખાનગી સસ્થાઓ—ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટિ, ફાર્બસ સભા, શ્રીમત ગાયકવાડ સરકારનુ પુસ્તકપ્રસિદ્ધિ ખાતુ, સાહિત્યપરિષદ્‌ની ભડોળ કમિટી, સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, ગૂજરાતી પત્ર ઑફિસ વગેરે સસ્થાઓ કરી ન શકે બલ્કે તે અત્યારે યથાશક્તિ કરે છે જરૂર છે તે એટલી કે એ સસ્થાઓએ પોતાનુ કાર્ય વ્યવસ્થિત રીતે કરવુ જોઈએ એ વ્યવસ્થાના અભાવનો મ્હોટે ભાગે કોઈ જ બચાવ નથી, માત્ર આપણા લોકની પ્રકૃતિની શિથિલતા એટલો જ ખુલાસો છે પણ થોડે ભાગે જે બચાવ છે તે આ છે કે (૧) લખનારા

મળતા નથી, અને (૨) પ્રજાને વાચનનો શોખ નથી—પુસ્તકો વગર વેચાયા પડી રહે છે. આ બચાવ ખોટો નથી, અને એની યથાર્થતા રા. હીરાલાલ પોતે અનુભવથી જાણે છે. ત્યારે લખનારા શાથી નથી—એ પ્રશ્નો પૂછી એનો ઉત્તર શોધવો જોઈએ બહુ ઊંડી શોધમા ન પડીએ તો પણ એક ખુલાસો ખુલ્લો છે, અને તે ખરો છે, કે અત્યારે આપણી કેળવણીના ક્રમમાં ગૂજરાતી ભાષાને જોઈએ તેવુ સ્થાન મળતુ નથી એ સ્થાનને અભાવે આપણો કેળવાએલો વર્ગ ગૂજરાતી ભાષાદ્વારા વિચાર પ્રકટ કરવાનુ સામર્થ્ય ધરાવતો નથી, સામર્થ્ય વિના આનદ આવતો નથી—આનદ વિના જે કાઈ કાર્ય થાય છે તે નિર્માલ્ય અને માદલુ નીપજી વાચકવર્ગને આકર્ષક થતુ નથી આ સ્થિતિમા, ખરો ઉપાય "(૧) અભ્યાસક્રમમા માતૃભાષાને ફરજિયાત સ્થાન, અને (૨) ઊંચી કેળવણી માટે ખાસ ડિગ્રીઓ સ્થાપી માતૃભાષાના જુદા અભ્યાસક્રમની યોજના" એ રા. હીરાલાલને જણાય છે, પરતુ એ સુધારો "વર્તમાન યુનિવર્સિટિ નજદીકમા સ્વીકારે એ સભવિત દીસતુ નથી. કેમકે તે સંસ્થાનુ તત્ર મુખ્યત્વે સરકાર હસ્તક હોય છે અને સરકારને આ વિષયની મહત્તા અને ગભીરતા જોઈએ તેટલી સ્પષ્ટ જણાતી નથી. તેથી પ્રજાએ આ કાર્ય માટે સ્વતત્ર યોજના કરવી પડશે," એમ રા. હીરાલાલ કહે છે. પરતુ 'યુનિવર્સિટિનુ તત્ર મુખ્યત્વે સરકાર હસ્તક' છે તેથી આ યોજના સ્વીકારાતી નથી એમ માનવુ યથાર્થ નથી, કારણ કે હજી પ્રજામા જ આ વિષયના વ્યવહારૂ ઉપાય પરત્વે મતભેદ ચાલે છે અને તેનો જ પડઘો યુનિવર્સિટિના પડે છે બાકી, રા રા. હીરાલાલ એ મુશ્કેલીની સ્થિતિમાથી 'પ્રજાએ આ કાર્ય માટે સ્વતંત્ર યોજના કરવી પડશે' એમ જે માર્ગ સૂચવે છે ત્યા જ આપણી સાકળની નબળી કડી રહેલી છે 'પ્રજાએ આ કાર્ય માટે સ્વતન્ત્ર યોજના કરવી પડશે' એ ખરૂં છે, પણ એ સ્વતન્ત્ર યોજના જો એક સ્વતન્ત્ર ગૂજરાતી યુનિવર્સિટિ જ હોય તો, તો

યુનિવર્સિટિ રચવા જેટલી સામગ્રી છે કે કેમ, અને હોય તો એ યુનિવર્સિટિ વિદ્યાર્થીઓને આકર્ષી શકશે કે કેમ એ વિચારવાનુ છે— અને એ બે મુદ્દાના વિચારનુ જ્યા દ્વાર ઊઘડે છે ત્યા જ રા. હીરાલાલ અજાણ્યે અટકી ગયા છેઃ એ દ્વાર **રાષ્ટ્રીય શિક્ષણના** મહાપ્રશ્નમાં પડે છે, પણ ત્યા રા. હીરાલાલ જતા નથી

" **શિક્ષણ** અને **શોધખોળ**—એના વિવેચનમા

૨. **શિક્ષણ અને ૩ શોધખોળ અ** માતૃભાષાના વિકાસ અર્થે, ભાષા, સાહિત્ય અને ઇતિહાસનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ અને તે માટે બે કે ત્રણ અધ્યાપકોની નીમણુક

**ચ** અધ્યાપકોનુ કર્તવ્ય —

૧ નિર્ણીત કરેલાં પુસ્તકો પર સામાન્ય વિવેચન—વ્યાખ્યાનરૂપે.

૨ અમુક સમય (period)નો અથવા લેખકનો પદ્ધતિસર અભ્યાસ અને તેનુ પરિણામ લેખ કે પુસ્તકરૂપે તૈયાર કરવુ

૩ અભ્યાસમંડળ સ્થાપવા

૬. ગ્રેજ્યુએટોને આગળ અભ્યાસ વધારવા માર્ગદર્શક થવુ. (Post graduate study) ૨ ખાસ વિષય પર વ્યાખ્યાનો આપવા ૩ મુદ્દત દરમ્યાન કરેલા અભ્યાસ અને પરિશ્રમનુ પરિણામ નિબંધ કે પુસ્તકરૂપે રજુ કરવુ "

—આ પ્રમાણે વિગત આપી છે પરંતુ એમાથી એક મુદ્દાની વાત સ્પષ્ટ સમઝાતી નથી તે એ કે—યુનિવર્સિટિ માત્ર 'ભાષા, સાહિત્ય અને ઇતિહાસ'નો જ શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરવા માટે 'બે કે ત્રણ અધ્યાપકો' નીમશે, કે એનો વિષયપ્રદેશ વધારે વિસ્તૃત રાખશે ' વળી ભાષા અને સાહિત્ય તે ગૂજરાતી, પણ ઇતિહાસ તે ભાષા અને સાહિત્યનો જ, કે ઇતિહાસના પ્રદેશમા આવતા સર્વ વિષયનો ? સર્વ વિષયનો લઈએ, તો પણ ભાષા, સાહિત્ય અને ઇતિહાસનુ જ્ઞાન, અને તે પણ ગૂજરાતી ભાષામા જેટલુ શક્ય

વિદ્યાર્થીઓને આ આકર્ષક હેતુ આ નવી સસ્થામા શો મળી આવશે? કસોટી અગત અને અપમાનકારક લાગશે, પણ તે સત્ય અને સંગીન હોઇ, પ્રજા જયારે એ કસોટી આપણને લગાડશે ત્યારે આપણે તે સ્વીકારવી જ પડશે, અને એ કસોટી એ કે આપણે પોતાના છોકરાને આ ગૂજરાતી યુનિવ્હર્સિટિમા મોકલીશુ કે કેમ? હુ પોતે ન જ મોકલુ, અને અન્ય કોઈ સ્તુત્ય પણ ભ્રાન્ત ઉત્સાહથી ઉશ્કેરાઇને મોકલે તો તે એ પોતાના છોકરાનું હિતના ઉદ્દેશથી અહિત સાધે છે એટલુ જ કહું, અને મારાથી બને ત્યા તેમ ન કરવા સલાહ પણ આપુ

હવે, અધ્યાપકો તરીકે આપણા પ્રતિષ્ઠિત વિદ્વાનોને લઈશુ કે નવા ઉત્સાહી યુવકોને યોજીશુ? પ્રથમ કલ્પ તો એવા વિદ્વાનોની સખ્યા અને ઉપલભ્યતાનુ માપ કાઢતા તથા આ નવી યુનિવ્હર્સિટિની આર્થિક શકિત વિચારતા અશકય લાગે છે, બીજો કલ્પ પૂર્વોકત દૃષ્ટિએ વિશેષ આશાપ્રદ છે, પણ એ યોજનાથી ઊભી થએલી સસ્થા યુનિવ્હર્સિટિના નામને પાત્ર થાય તેવુ કાર્ય કરી શકવા સમર્થ થશે કે કેમ એની મને શકા છે.

તો હવે મારે ઉત્તર દેવાનો પ્રશ્ન એક જ છે આ યોજના મારે ગ્રાહ્ય નથી, પણ જો એનો ઉદ્દેશ ગ્રાહ્ય છે—તો એ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે **બીજી કોઈ યોજના** હુ રજુ કરી શકુ એમ છુ કે કેમ? હુ યોજના રજુ કરી શકતો નથી. પણ થોડીક સૂચના કરૂ છુઃ

૧. મારૂ માનવુ એવુ છે કે ગૂજરાતી ભાષાના વિકાસ માટે હાલની યુનિવ્હર્સિટિની **અંદર** કે યુનિવ્હર્સિટિની **બહાર સમાન કક્ષાની** કોઈ વૈકલ્પિક યોજના ઉપર આશા બાંધવી નકામી છે. વર્તમાન જગતમાં જ્ઞાનનો સમૂહ એટલો બધો છે કે અત્યારે ગૂજરાતીમા ઊતારી શકાવાનો નથી અને તેથી કેવળ ગૂજરાતીદ્વાગ જ જ્ઞાન આપવાલેવાની વાત નિરર્થક છે—એટલે અગ્રેજીને જ્ઞાન—સપાદનનુ વાહન કર્યા વિના છૂટકો જ નથી.

પણ જ્ઞાનસંપાદનનું વાહન, માટે વિચારનું વાહન* કે ઊહાપોહનું વાહન એમ કાંઈ નથી. અત્યારે ગૂજરાતી ભાષાના અને સાહિત્યના વિકાસ અર્થે જે ખાસ કરવાની જરૂર છે તે એ છે કે વિદ્યાર્થીઓ કૉલેજમાં જે જે વિષયો શીખે છે તેનું મનન, તેનો ઊહાપોહ, તેની મિત્રમંડળમાં આપસે ગૂજરાતી ભાષામાં થવાં જોઈએ. અને તેથી જ ગૂજરાતી ભાષાને સેવા કરવા ઇચ્છતાં વર્તમાનપત્રોનું મુખ્ય કર્તવ્ય પણ આ જ છે કે—ઊંચા વિચાર, ગહન વિચાર, સંસ્કારી વિચાર સર્વ ગૂજરાતી ભાષામાં કરવા; ગૂજરાતી ભાષાને જોઈતા શબ્દોથી, અને એનું સાહિત્ય વિચાર અને ભાવથી ભરવું—એ ભરવા માટે આલાપ કરવો, જેથી મહાન ગ્રન્થરૂપ પાકું સાહિત્ય અસંખ્ય રાગરાગિણીની પેઠે એ વિવિધ આલાપમાંથી જામતું આવે.

ગૂજરાતી ભાષા અને સાહિત્યને વિકસાવવા માટે એને યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં મૂકી પરીક્ષાની ઘાણીમાં પીલવાની જરૂર નથી—સુન્દર પુષ્પની વાડીની માફક એનો વિકાસ કરવો જોઈએ; અને તે માટે કૉલેજમાં કૉલેજના વિદ્યાર્થીઓના કલબો, મંડપો સ્થપાવા જોઈએ. ગૃહમાં પણ માતાપિતાઓએ ગૂજરાતી વાચન કરી બાળકોને ન્હાનપણથી એના સાહિત્યનો પ્રેમ લગાડવો જોઈએ. અને જનસમાજમાં વખતોવખત મહાન વિષયો ગૂજરાતી ભાષણો અને નિબન્ધોદ્વારા ચર્ચવાનો રિવાજ ચાલવો જોઈએ. અત્યારે ખરી જરૂર નવી ગૂજરાતી યુનિવર્સિટિ યોજવાની નથી, પણ ગઈ સદીના બીજા ભાગના ડૉ. ન્યૂમેનના વખતમાં ધર્મ પરત્વે જેવી હિલચાલ ઑક્સફર્ડમાં ચાલી હતી તેવી પ્રબળ હિલચાલ ગૂજરાતી ભાષાના અભ્યાસ અને વિકાસ માટે આપણી કૉલેજોમાં ચલાવવી જોઈએ. ઇંગ્લંડમાં ગેલી, 'ન ઊર્નિ.' કે

* શિક્ષણનું વાહન, જ્ઞાનસંપાદનનું વાહન અને વિચારનું વાહન ત્રણેનો વિવેક કરવો જોઈએ. એની સેળભેળ કરવાથી આ વિષયના વાદવિવાદમાં ઘણી ભ્રાન્તિ થતી જોવામાં આવે છે.

વર્ડ્ઝવર્થ સોસાયટિઓ પરીક્ષામા તે તે કવિઓના કાવ્યો દાખલ કરાવવાથી ઉત્પન્ન થઈ નથી તેમ તે દાખલ કરાવવાની અપેક્ષા પણ રાખતી નથી તેજ પ્રમાણે જો કૉલેજમા તે તે વિષયના વિદ્યાર્થીઓ વિવિધ વિષય ઉપર નિબન્ધ વાચવાનો શોખ રાખે તો એ શોખ કૉલેજમાથી ઉત્તીર્ણ થયા પછી ચાલુ રહેવાનો સભવ છે, અને ગૂજરાતી સાહિત્ય એ જ રીતે ખરેખર ખીલવી શકાશે અગ્રેજી ભાષાને દૂર કરવાથી વા ગૌણ સ્થાન આપવાથી ગૂજરાતી ભાષા ખીલશે એમ માનવુ તે તો નાક દાબવાથી મ્હો ઊઘડશે એવી સ્થૂલ કલ્પનાના ખોટા સામ્ય ઉપર રચાયેલુ છે એ માર્ગ લેવાથી ગૂજરાતી ભાષા ખીલશે નહિ, અને ઊલટુ જ્ઞાનના સાધનો ટૂકા થઈ જશે, વિચાર દુર્બળ પડી જશે, અને પરિણામે પુસ્તકો રચાશે તે પોતાના અજ્ઞાનની સ્થિતિ પોતે જ ન જાણે એવા ગાઢ અજ્ઞાનથી ભરેલા નીકળશે—અને ગૂજરાતીને જ ખરી સેવા થતી અટકી પડશે તેથી ગૂજરાતી સાહિત્યના દરેક હિતેચ્છુને મારી વિનતિ છે કે વિચારનુ વાહન ગૂજરાતી ભાષાને કરો, પણ તે માટે સંપાદનનુ વાહન અને શિક્ષણનુ વાહન પણ ગૂજરાતી જ જોઈએ એવો આગ્રહ અત્યારે રાખશો નહિ.

૨. મારી બીજી સૂચના એ છે કે—આ યુનિવ્હર્સિટિના કાર્યની એક શાખારૂપે 'Extension Lectures'ની જે યોજના કરવા ધારો છો તેના ઉપર વિશેષ લક્ષ્ય આપો સાહિત્યપરિષદ્ તરફથી આ યોજના રચાઈ છે, પણ તે હજી કાગળ ઉપર જ છે—અને નવીન સંસ્થાઓની યોજના ઘડવા કરતા અત્યારે કાગળ ઉપર ચઢી ગયેલી યોજનાઓને વસ્તુસિદ્ધ કરાય તો પણ ઘણુ થાય એક યુનિવ્હર્સિટિ કરતા ઓછે ખર્ચે અને વિશેષ વિવિધતાથી થોડે આડમ્બરે અને વધારે સગીનપણે, જનસમૂહને 'નવીન જ્ઞાન અને માહિતી' આપવાનો માર્ગ આ ભાષણમાળાની યોજના છે પણ સાહિત્યપરિષદ્‌ની ભાષણમાળામા જેમ વૃદ્ધ વિદ્વાનો ઉપર આધાર રાખવામા આવ્યો હતો તેમ ન કરતાં

૨

અત્યારે જેમ 'સ્વરાજ્ય' 'સત્યાગ્રહ' વગેરેનાં ભાષણ માટે બહોળે હાથે ગ્રેજ્યુએટોનો ઉપયોગ કરવામાં આવે છે તેમ આ કામ માટે કરવું જોઈએ. અત્યારે મુંબાઈની કેટલીક કૉલેજોમાં વિદ્યાર્થીઓનાં એવાં મંડળો રચાયાં છે કે જે પોતાના અભ્યાસમાંથી થોડો સમય કાઢી અજ્ઞાન જનસમૂહને કેળવણી આપવાનું કાર્ય કરે છે. તે જ પ્રમાણે તાજી ડિગ્રી લઈ ઊતરેલા યુવાન વિદ્યાર્થીઓ, ધંધાની પ્રવેશભૂમિકા ઉપર વાટ જોતા યુવાન વકીલો અને દાક્તરો, નિષ્કામ સેવાના ઉદાર હેતુથી વા અલ્પ પારિતોષિકરૂપ સાહાય્ય ખાતર જનસમૂહને પોતાના જ્ઞાનનો લાભ આપવા તત્પર થઈ શકે. ગાંધીજી જેવા નેતા રાષ્ટ્રીય શિક્ષણની શાળા સ્થાપવાનો યત્ન કરે તે જ સાથે જનસમૂહમાં ઉપર કહી તેવી ભાષણમાળાદ્વારા જ્ઞાન વિસ્તારવાનો યત્ન કરે તો એમના પોતાના જ કાર્યની દિશામાં એક ઉત્તમ સેવા થઈ જાય. પરંતુ આ સબન્ધી કર્તવ્યની જવાબદારી જેટલી એમને શિર નથી તેટલી જ, બલ્કે અધિક, સાહિત્યપરિષદ્, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટિ વગેરે સંસ્થાઓ ઉપર છે. પણ સંસ્થાઓનો આત્મા હમેશાં મનુષ્ય છે; અને મનુષ્ય જાગશે ત્યારે જ એ સંસ્થાઓ હાલતી ચાલતી થઈ પોતાનું કર્તવ્ય કરતી થશે.

પણ મનુષ્ય ક્યાં? મહાપુરુષ તો ક્યાં જ! ગૂજરાત એની રાહ જુએ છે.

[વસન્તઃ વર્ષ ૧૯, અંક ૩, ચૈત્ર, સં. ૧૯૭૬]

# ગૂજરાત યુનિવ્હર્સિટિ—૨

અમે ઉપર× કહ્યું તેમ ઘંટીમાં અનાજ આકાશમાંથી ઊડીને પડતું નથી, બીજે સ્થળે એને વાવવું-ઊગાડવું-લણવું પડે છે એ માટે મ્હોટામાં મ્હોટું સ્થળ, પ્રકૃતમાં, યુનિવ્હર્સિટિ છે અમને આનન્દ થાય છે કે ગૂજરાતને પાંચ પંદર+ વર્ષથી ઝંખેલું સ્વપ્ન અત્યારે જાગ્રદવસ્થામાં અનુભવવાનો સંભવ પાસે દેખાય છે મુંબાઈ યુનિવ્હર્સિટિની સેનેટ ગૂજરાત માટે એક અલગ યુનિવ્હર્સિટિ સ્થાપવા દેવાની પરવાનગી આપે છે, અને રા. કન્હૈયાલાલ મુનશીના પ્રશસ્ય ઉત્સાહથી સર ચિમનલાલ સેતલવાડના પ્રમુખપદ નીચે એક કમિટી પણ સ્થપાઈ ચૂકી છે, જેમાં ગૂજરાત, કચ્છ અને કાઠિયાવાડના મુખ્ય મુખ્ય શહેરોના આ કાર્યમાં ઉપયોગી થાય એવા અગ્રણીઓનાં નામ મૂકવામાં આવ્યાં છે, તથા ડૉ ખંડુભાઇ નાયક (વડોદરા કૉલેજના સાયન્સના પ્રોફેસર) અને રા કન્હૈયાલાલ મુનશી સેક્રેટરી છે. વળી એક સબકમિટી ('ઉપસમિતિ') પણ રચવામાં આવી છે. જેમાં મુંબાઈ યુનિવ્હર્સિટી ઉપરાંત પરદેશી યુનિવ્હર્સિટિમાં વિદ્યા પામી આવેલા વિદ્વાનો પણ છે, એ સબકમિટીને યુનિવ્હર્સિટિનું સ્થળ, સ્વરૂપ (આકાર), જમીન, મકાન, ઉપકરણ વગેરે સામગ્રી

× જુઓ 'આવતી (૮મી) સાહિત્ય પરિષદ,–એ લેખ પૃ૦ ૧૩૪ લીટી ૧૯ મૂળમાં એ લેખ અને આ એક પછી એક એમ એકજ અંકમાં છપાયેલા છે. —સં.

+પ્રિન્સિપાલ ગેબ્રર્ટ્સને પંદર વર્ષ ઉપર, અમદાવાદ સાહિત્યપરિષદે પાંચ છ વર્ષ ઉપર.

માટે જોઈતો દ્રવ્યનો અંદાજ, અને એ દ્રવ્ય પૂરું પાડવા માટે સાધન—યોજના—એ વિષે પૂરી તપાસ કરી સૂચના કરવાનું સોંપવામાં આવ્યું છે.

આ સંબંધે અત્યારે અમારે સામાન્ય આકારની બેત્રણ વાતો કહેવાની છે; એક એ કે ઉઘાડી આંખે મુસ્કેલી જોઈ એને ઉતરવી એમાં વીરતા છે, આંખ મીંચીને ધસવામાં નથી. અને તેવી અમે આશા રાખીએ છીએ કે સબકમિટિના ગૃહસ્થો પૂર્ણ વિચાર કરીને પોતાના કાર્યની રૂપરેખા દોરશે, જેથી બીજી યુનિવર્સિટિઓની ભૂલોનું આપણે ત્યાં પુનરાવર્તન થાય નહિ અને કર્યું ખર્ચ નકામું જાય નહિ. ભૂલના ભયથી કાર્ય કરતાં અટકી પડવાનું નથી, પણ ભૂલ કરવામાં જ કાર્યશક્તિનું ગૌરવ રહેલું છે એમ પણ નથી. સબકમિટિના ગૃહસ્થો વિદ્વાન અને કાર્યદક્ષ પુરુષો હોઈ તેઓને આ જાતના ભ્રમમાં પડવાનો સંભવ નથી, તથાપિ આ વિષયમાં બહુ વિચાર અને ઊહાપોહની અપેક્ષા છે એ વાત ઉપર ભાર દેવામાં અમે ધારીએ છીએ કે એ સજ્જનોને કાંઈ અન્યાય થતો નથી. આ યુનિવર્સિટિના 'Teaching અને Affiliating'—અર્થાત્ આન્તર અને બાહ્ય એવા બે વિભાગ રહેશે, એનો સમન્વય કેવી રીતે કરવો એ આ વિષયને અંગે પ્રધાન પ્રશ્ન કોયડો. અલ્હાબાદ યુનિવર્સિટિ આ જાતની હોઈ એનું બંધારણ દિગ્દર્શક થઈ પડશે, પરંતુ કાગળ ઉપર ચિત્રેલા બંધારણ અને વસ્તુસ્થિતિ વચ્ચે તથા વસ્તુસ્થિતિ અને દૃષ્ટિવસ્તુ વચ્ચે ભેદ રહે છે એ ધ્યાનમાં ગણવાનું છે. સુભાગ્યે હમણાં જ આ વિષયમાં મુંબાઈ યુનિવર્સિટિ રિફોર્મ કમિટીના કાર્યને અંગે વ્હાઇસ ચૅન્સલર સર ચિમનલાલે જોઈતી માહિતી મેળવી છે એટલે એ કામમાં યથાયોગ્ય સરળતા થઈ રહેશે એમ વિશ્વાસ છે.

એની રૂપરેખા પરત્વે અમારી એક સૂચના એ છે કે કેળવણીનાં સમગ્ર અને ખંડ એવા બે સ્વરૂપ દોરવાં, અને એનો સંબંધ [illegible] એવો રાખવો કે ખંડ સ્વરૂપમાંથી સમગ્ર સ્વરૂપમાં વધી [illegible] કહેવાનું તાત્પર્ય એ છે કે એક રૂપરેખા તો એવી જોઈએ કે જેમાં [illegible] ગૂજરાતમાં યુનિવર્સિટિ કેવી થવી જોઈએ એનું [illegible] પૂરું [illegible].

એ ચિત્ર કેવળ કાલ્પનિક ગન્ધર્વનગર જેવુ તો ન જ હોવુ જોઈએ, કિંતુ ગૂજરાત પચીસ વર્ષમા જરૂર પ્રાપ્ત કરી શકે એવુ હોવુ જોઇએ. આને અંગે ગૂજરાતમા કયા કયા વિષયની કૉલેજો હોવી જોઇએ, એ મુખ્ય વિચારવાનુ રહેશે. પણ એટલી કૉલેજો સ્થાપી શકાય એટલી સાધનસામગ્રી અત્યારે ને અત્યારે પ્રાપ્ત ન જ થઈ શકે એ ખુલ્લુ છે, અને એ પ્રાપ્ત થાય ત્યા સુધી વાટ જોઈને બેસી રહેવુ એ પણ ખોટુ છે તે માટે **તાત્કાલિક શક્યતા** અનુસાર એક બીજી રૂપરેખા પણ દોરવી, અને એને કાર્યરૂપે પરિણત કરવા મચી પડવુ.

બીજી એક અત્યારથી જ સમઝી લેવા જેવી વાત એ છે કે ગૂજરાત યુનિવ્હર્સિટિનો ઉદ્દેશ ગૂજરાતના વિદ્યાર્થીઓએ મુબાઈ સુધી જવુ ન પડે અને ઘરઆગણે એમને ઉચ્ચ શિક્ષણ મળી શકે એવી અનુકૂળતા જ પૂરી પાડવાનો નથી—ન હોવો જોઇએ. અમદાવાદ કે વડોદરાની કૉલેજને ગૂજરાત યુનિવ્હર્સિટિનુ નામ આપીને આપણે કૃતકૃત્ય થઈ શકીશુ નહિ પણ વિદ્યાના જે જે વિષયો આપણે હાથ ધરીએ તેમા કાઈ ને કાઈ વિશિષ્ટતા—અધિકતા, ઉચ્ચતા કે વિલક્ષણતા પૂરવાનો આપણો ઉદ્દેશ હોવો જોઇએ. તેમ કરવામા ગૂજરાતની વિશિષ્ટ* સંસ્કૃતિ પ્રકટ કરવાનો અને એ સંસ્કૃતિને વિશેષ કેળવવાનો ખ્યાલ તો રહેશે જ, પણ હિન્દની બલ્કે મનુષ્યજાતિની સંસ્કૃતિ કેળવવાનો આશય પણ ભૂલી જવાશે નહિ, બલ્કે એ જ મુખ્ય ભાગે અને પૂર્વોક્ત ખ્યાલ ન્હાને ભાગે રહેશે. માત્ર સત્યની દાડી સમતાથી પકડી રાખવા માટે અમે આ નિ:સત્ત્વ સૂત્ર ઉચ્ચારી રહ્યા છીએ એમ નથી, પરંતુ પ્રાન્તિક સંસ્કૃતિની વાતોમા યુનિવ્હર્સિટિનો પ્રધાન ઉદ્દેશ ભૂલાઇ જવાનો અમને ભય રહે છે તે માટે આ ચેતવણી

* અત્યારે હિન્દુસ્થાનમા વૈશિષ્ટ્યના ભાનવાળા પ્રાન્તોમા પ્રથમ પંક્તિમા બંગાળ અને મહારાષ્ટ્ર બેસે છે, બીજી પંક્તિમા આન્ધ્ર અને ગૂજરાત અને સંયુક્ત પ્રાંતમા ઉર્દૂ બોલતી પ્રજા, અને બાકીનો સંયુક્ત પ્રાન્ત, મદ્રાસ, મધ્ય પ્રાંત, રાજપૂતાના, પંજાબ, અને બિહાર તથા ઓઢીઆ એમા વિશિષ્ટતાનુ ભાન એવો પદાર્થ ભાગ્યે જ દેખાય છે.

## ગૂજરાત યુનિવ્હર્સિટિ—૩

બોમ્બે યુનિવ્હર્સિટિ રિફોર્મ કમિટી આગળ થએલી મ્હારી જુબાનીમા મ્હે ગૂજરાત યુનિવ્હર્સિટી સ્થાપી શકાય એમ જણાવ્યુ, ત્યારે ડો પગજપેએ કમિટીના મેમ્બર તરીકે મ્હને પ્રશ્ન પૂછ્યો કે 'અમદાવાદમા સેનેટ માટે સભ્યો મળી શકશે?' મ્હે ઉત્તર આપ્યો; 'જરૂર' ડો. પરાજપેના પ્રશ્નમા કેટલાકને ગર્વભરી ધૃષ્ટતા દેખાઈ છે, મ્હને એમા એ નિખાલસ સ્વભાવના વિદ્વાનનુ કમિટીના મેમ્બર તરીકેની જવાબદારીનુ ભાન પ્રતીત થાય છે મુબાઈ યુનિવ્હર્સિટિએ આપણને ગૂજગત યુનિવ્હર્સિટિ સ્થાપવાની પરવાનગી આપી છે. પણ એ પરવાનગી આપી તે જ ક્ષણેથી મુબાઈની જવાબદારી મટીને ગૂજગતની શરૂ થઈ છે ગૂજરાત એટલે ગૂજરાતીઓ પછી તે ગમે ત્યા વસતા હોય—દૂર પ્રાન્તમા વસવાથી હક ઓછો થાય છે, કર્તવ્ય ઓછા થતા નથી

**૧. ગૂજરાતમાં યુનિવ્હર્સિટિની શી જરૂર?**—મુબાઈ યુનિવ્હર્સિટિને તો આપણે આ પ્રશ્નનો ઉત્તર આપવાનો રહ્યો નથી, પણ ગૂજરાતની પ્રજા જેની મદદથી જ આપણુ સ્વપ્નુ જાગ્રદવસ્થાના સત્યમા આપણે પરિણામી શકીએ એમ છે એને ખાતરી કરી આપવાની આપણી ફરજ છે. પ્રથમ તો એક વાત એ કહુ કે ડો પગજપેના પ્રશ્નમા મને ધૃષ્ટતા ન લાગી, પણ મ્હને મ્હારા પ્રાન્ત વિષે કાઈક શરમ તો આવી જ શરમ એટલી જ કે આટલા પ્રશ્નનો પણ અવકાશ રહ્યો. પૂના માટે પ્રામાણિકપણે આપણે આ પ્રશ્ન

પૂછી શકીએ ? નહિ જ. પણ તેનું કારણ શું ? ગૂજરાત બુદ્ધિશક્તિમા ઊતરતુ છે ? ના જ. છતા, ગૂજરાત વિદ્વતા અને વિદ્યારસના ચિહ્નરૂપ ઉત્તમોત્તમ પરીક્ષામા ઉત્તીર્ણ જનોની સખ્યામાં પૂના કરતા પાછળ છે, એની કોઈ 'પ્રાન્તિક સ્વદેશાભિમાની' પણ ના પાડી શકશે નહિ આ ન્યૂનતા હોવાનુ એક કારણ પૂના બ્રાહ્મણપ્રધાન હોઈ વિદ્યાપરાયણ છે, અને દરિદ્ર હોઈ વ્હેપારનાં અને એને લગતા ઉદ્યોગના દ્વાર એને માટે બધ જેવાં છે. પણ બીજુ કારણ એ પણ છે કે પૂના મુબાઈની પાસે હોવાથી તેમજ મુબાઈ સરકારની એક રાજધાની હોવાથી કેળવણીનો લાભ એ વધારે વહેલું અને વધારે સહેલાઈથી લઈ શકયુ છે, અને એને પોતાના ઘરમાં તેમજ પોતાને આગણે અનેક તેમજ વિવિધ કૉલેજો છે. આ કારણથી ગૂજરાત મહારાષ્ટ્રથી પછાત રહ્યુ તો એને સદાકાળ પછાત રાખવુ ? મ્હને લાગે છે કે જે કારણથી એ પગારપેનો પ્રશ્ન શક્ય થયો એ કારણે જ ગૂજરાતમા યુનિવ્હર્સિટિ સ્થાપવાનુ એક મ્હોટુ કારણ છે.

**૨. મુંબાઈમાં યુનિવ્હર્સિટિ છે, તો પછી અમદાવાદમાં શા માટે જોઈએ ?** (૧) આજ આ રાજ્ય-અર્થ–અને મનુષ્ય–સંસ્કૃતિના શાસ્ત્રોથી સ્વીકારાએલું સત્ય છે કે હરેક પ્રજાની સસ્કૃતિ સમપ્રમાણ વિસ્તરી જોઈએ. ગામડા તૂટીને ગામ વસે કે ગામ તૂટીને શહેરો વસે કે શહેરો તૂટીને રાજધાની જ પરિપુષ્ટ થાય એમા દેશનુ કલ્યાણ નથી. માત્ર સંખ્યાની જ દૃષ્ટિએ જ એમા અપૂર્ણતા છે એમ નથી, પણ રાષ્ટ્રદેહના અમુક અમુક અવયવોને એમાં પક્ષાઘાત છે, અને પક્ષાઘાતવાળુ રોગી શરીર માત્ર અમુક અવયવમા જ રોગી રહીને અટકતુ નથી, પણ આખા દેહની તદુરસ્તીને નબળે છે. અને પરિણામે એનો વિનાશ કરે છે. ગૂજરાતની બુદ્ધિશક્તિ કે નૈતિક સામર્થ્ય કે ધનસંપત્તિ બધી મુંબાઈમા જ આવી વસે એ કદાપિ ઇષ્ટ નથી. ગૂજરાતના દરેક શહેર, ગામ, અને ગામડામા આ શક્તિ,

સામર્થ્ય અને સંપત્તિનું રુધિર ફરતું રહેવું જોઈએ, જેથી એનો લાભ દરેક અવયવને મળતો જ રહે. કેટલાક તરફથી આ સામે વિચારવા-લાયક પણ વસ્તુત ઊંડા વિચાર વિનાની એક દલીલ સાંભળશો કે મુંબઈની કૉલેજમાં ભણવા જવાથી ચાલાકી આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ જેમનું દુર્ભાગ્ય રજવાડાની સાંકડી ખટપટમાં ઊછરવાનું છે તેમને માટે આ મુક્તિ પણ છે. પણ આવી દલીલ કરનારને પૂછશો કે આ સ્થિતિ શાથી ઉદ્ભવી છે? એ દૂર કરવાનું મુખ્ય સાધન એ છે કે મુંબઈની ઉચ્ચ કેળવણી અને સ્વતન્ત્રતાનું વાતાવરણ જે મુંબાઈમાં જ ભરી મૂક્યું છે એનો વિસ્તાર ગૂજરાતના સર્વ ભાગમાં થવો જોઈએ, અને એ જ ખરું પ્રજાજીવન છે. રાજધાની એ જ પ્રજા નથી. કૂપમંડૂકવૃત્તિ બેશક ખોટી છે, પણ કૂવા અને નદીઓ વિના મનુષ્યજીવન કેવું? સાગરથી નદીઓની ગરજ સરે? બલ્કે નદીઓ વિના સાગર કેવો? ગૂજરાત વિના મુંબાઈ પણ તેવું જ. (૨) મુંબાઈ માથે ભાર ઘણો છે, એ ભાર ઘટાડો. ગૂજરાત યુનિવ્હર્સિટિ સ્થાપવા માટે ઘણા કારણો છે, પણ અન્ય કોઈ પણ કારણ ન હોય તોપણ આ એક જ કારણ મુંબાઈના હિત ખાતર થોડું નથી. મુંબાઇને પોતાને પોતાનું કામ સારી રીતે કરવા દેવું હોય તો એને માથે પડેલા ભારની વ્હેંચણી થઈ જવી જોઈએ. મુંબાઈથી કાંઈ પણ વિશિષ્ટતા વગરની, મુંબાઈની જ પ્રતિબિમ્બભૂત, ગૂજરાત યુનિવ્હર્સિટિ થાય તો તે પણ મુંબાઈનો જ ભાર ઘટાડવા માટે ઇષ્ટ છે.

**૩. ગૂજરાત યુનિવ્હર્સિટિમાં કોઈ ખાસ વિશિષ્ટતા મૂકાશે કે કેમ?** વસ્તુતઃ ગૂજરાત યુનિવ્હર્સિટિમાં કેટલીક વિશિષ્ટતા લાવી શકાય એમ છે. પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ઘણી વિશિષ્ટતા તો મનુષ્યના ચહેરાની માફક, જન્મથી જ હોતી નથી પણ ધીમે ધીમે વિકસે છે. યુનિવ્હર્સિટિઓ પણ જેમ જેમ વિકસશે તેમ તેમ એનું સ્વરૂપ અધિક વિશિષ્ટતા ગ્રહણ કરતું જશે. આ સંબન્ધમાં એક વાત એ પણ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે હિન્દુસ્થાનની

યુનિવર્સિટિઓ હજી બાલ્યાવસ્થામાં છે. એ જે જ્ઞાન પ્રસારે છે એ હજી સામાન્ય આકારનું છે, એટલું જ છે કે જેટલું દરેક યુનિવર્સિટિમાં હોવું જ જોઈએ. અને વિશિષ્ટતાની વાત તે પછી જ શરૂ થઈ શકે છે. ઈંગ્લંડમાં છેલ્લાં પચાસ સો વર્ષમા જે યુનિવર્સિટિઓ ઊભી થઈ છે એ કેવા હેતુથી ઊભી થઈ છે એ જોઈએ. ખુલ્લું છે કે ઉચ્ચ શિક્ષણનો અભિલાષ ધરાવતા ઇંગ્લંડના સઘળા જ વિદ્યાર્થીઓને ઑક્સફર્ડ-કેમ્બ્રિજમાં સ્થાન ન મળી શકે, અને એકાદ બીજી યુનિવર્સિટિ ઊઘાડવામાં આવે તો તે પણ બધા વિદ્યાર્થીઓને નિવાસસ્થાન આપી ન શકે. તેથી લંડન યુનિવર્સિટિ થઈ તે લંડનમા શિક્ષક, અને લંડન બહારને માટે કેવળ પરીક્ષક, યુનિવર્સિટિ થઈ. બીજી યુનિવર્સિટિઓ સ્થપાતાં, લંડનમા બહારની પરીક્ષા કરતાં અંદરના શિક્ષણ ઉપર ધ્યાન વિશેષ દેવાવા લાગ્યું, અને અત્યારે લંડનમા પણ શિષ્યાવાસની વિશેષ જોગવાઈ કરવાનો યત્ન ચાલે છે. બીજી યુનિવર્સિટિ, જેમકે વેલ્સ, બર્મિંગહામ, મન્ચેસ્ટર, શેફીલ્ડ, લીડ્ઝ, ડર્હામ, રેડિંગ વગેરે સ્થપાઈ તેમાં બે હેતુ રહેલા હતા. એક હેતુ તો ઈંગ્લંડમાં જેને National Education યાને રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન કહે છે તે હતો; એટલે કે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના શિષ્યાવાસ અને એનું શિક્ષણ બહુ ખર્ચાળ હોઈ તવંગર અને અમીર વર્ગ સિવાયના સામાન્ય લોકને ત્યાંની કેળવણી અપ્રાપ્ય હતી, અને હજી પણ છે, અને તેથી સહુ કોઈ ઉચ્ચ શિક્ષણ લઈ શકે તે માટે બીજી યુનિવર્સિટિઓ સ્થાપવાની જરૂર હતી. આ સાથે બીજો ગૌણ હેતુ જે ખરું જોતાં હેતુ નહિ પણ આનુષંગિક લાભ હતો, તે એ કે ઑક્સફર્ડ-કેમ્બ્રિજના મધ્યકાલીન યુરોપનું વાતાવરણ છે તેને બદલે આ નવી યુનિવર્સિટિઓમા અર્વાચીન યુગને અનુરૂપ એટલે વ્યવહારૂ ભૌતિકપદાર્થવિદ્યાના પ્રાધાન્યવાળી કેળવણી આપી શકાય. પણ આટલા ઉપરથી કોઈ એમ અનુમાન કરે કે આ જૂની અને નવી યુનિવર્સિટિઓએ વિષય વ્હેંચી લીધા છે, અથવા પ્રજાને યુનિવર્સિટિઓ વ્હેંચી લીધી છે તો તે યથાર્થ નથી. ઑક્સફર્ડ

કેમ્બ્રિજમા શીખવાતા ઘણા વિષયો નવી યુનિવ્હર્સિટિમા શીખવાય છે, અને નવી યુનિવ્હર્સિટિના ઑક્સફર્ડ કેમ્બ્રિજમા પણ શીખવાય છે. ભેદ માત્ર વિષયના પ્રાધાન્યમા અને વાતાવરણમા છે, તેમજ, યુદ્ધ પછી મજૂર વર્ગ પણ હવે ઑક્સફર્ડ કેમ્બ્રિજમા ગ્રીક અને લેટિન શીખવાનો હક્ક કરે છે, અને એ યુનિવ્હર્સિટિમા સ્થાન મેળવે છે. અને તેથી અત્યારે જો કે એ યુનિવ્હર્સિટિઓ મ્હોટે ભાગે કન્સર્વેટિવ પક્ષમા છે, તોપણ મજૂર પક્ષ સાથે સહાનુભૂતિવાળો વર્ગ પણ એમા થોડો નથી પણ આ વિષય ઉપર ન ચઢી જતા મૂળ વિષય ઉપર રહીએ તો કહેવાનુ એ કે આપણી નવી યુનિવ્હર્સિટિમા એકાન્તિક વૈશિષ્ટ્યની અપેક્ષા રાખવી યોગ્ય નથી· એવુ વૈશિષ્ટ્ય ઇગ્લડમા પણ નથી અને આપણે ત્યા તો એ શક્ય નથી, અને પૂર્વોક્ત કારણસર—સામાન્ય વિષયની આવશ્યકતા એ કારણથી—અત્યારે ઇષ્ટ પણ નથી. પણ આ તો એક ચેતવણીરૂપે એટલા માટે કહ્યુ કે કેટલાક લોકને વૈશિષ્ટ્યનો અદ્ભુત ખ્યાલ હોય છે તેઓ એમ ધાગતા દેખાય છે કે મુબાઈમા માણસો પગે ચાલે છે તો ગૂજરાતમા તેમણે માથા ઉપર ચાલવુ જોઈએ। વસ્તુત મુબાઈ યુનિવ્હર્સિટિની અને ગૂજરાત યુનિવ્હર્સિટિની કેળવણી વચ્ચે એવો ભેદ રહેશે નહિ પણ ગૂજરાત યુનિવ્હર્સિટિ ગૂજરાતની વિશિષ્ટ સસ્કૃતિ જાળવવા અને કેળવવા માટે ખાસ પ્રયત્ન તો કરશે જ, કારણ કે એ એની ઉત્પત્તિનુ એક પ્રયોજન છે જોન બ્રાઈટે લગભગ પોણોસો વર્ષ ઉપર જોયુ હતુ, અને આપણા રાજ્યતન્ત્રીઓ જુએ છે કે હિદુસ્થાનની રાષ્ટ્રીય એકતા પ્રાન્તિક બન્ધુતાના (Federation of Provinces)રૂપમા જ શક્ય છે. પ્રત્યેક પ્રાન્તની કેટલીક વિશિષ્ટતા છે, જે એની સામાન્ય હિન્દ-સસ્કૃતિમા કેટલીક ભાત પાડે છે, અને એ વિશિષ્ટતા પ્રાન્તિક ભાષાદ્વારા કેળવણી આપીને સાચવી શકાય છે, પણ તે ઉપરાત આપણી ગૂજરાતી પ્રકૃતિને ખાસ અનુકૂળ પડતા, અને ગૂજરાતમા જેના અભ્યાસ માટે

સારી જોગવાઈ થઈ શકે એમ છે એવા કેટલાક વિષયો આપણી નવી યુનિવ્હર્સિટિમાં દાખલ કરી શકાશે. આ વિષે નવી કૉલેજો અને કૉલેજોનાં કેટલાંક નવાં ખાતાં ઊઘાડવા સમ્બન્ધી સૂચનાને અંગે આગળ ઉપર વિચાર કરીશું. પણ આટલી વિશિષ્ટતા બાદ કરતાં, પ્રાન્તિક વિશિષ્ટતાના મોહમાં આપણે રાષ્ટ્રીય એકતાનુ ભાન ભૂલી ન જઈએ, અને યુનિવ્હર્સિટિનું એક પ્રધાન કર્તવ્ય જ્ઞાનમાં મનુષ્યમાત્રની એકતા સાધવાનુ એ વીસરી ન જઈએ, તે માટે હુ 'વસન્ત'ના માર્ગશીર્ષ માસના અંકમા જણાવેલા વિચાર પ્રત્યે સહુનુ ફરી ધ્યાન ખેંચું છુ. તે એ કે યુનિવ્હર્સિટિઓએ સભેદક થવુ જોઈએ, વિભેદક નહિ ×

**કેળવણીનું વાહન ગૂજરાતી કે અંગ્રેજી?**—પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં તો માતૃભાષાદ્વારા જ શિક્ષણ આપવું જોઇએ એ સિદ્ધાન્ત અત્યારે સર્વાનુમતે સ્વીકારાઈ ચૂકયો છે અને મૅટ્રિકયુલેશન પરીક્ષા પણ માતૃભાષામાં લેવી જોઈએ એમ હિંદુસ્થાનની લગભગ બધી જ યુનિવ્હર્સિટિઓએ માન્યું છે, અને એનો વૈકલ્પિકરૂપે અને અમુક વિષયોમાં અમલ પણ શરૂ કરી દીધો છે. વિકલ્પનો લાભ લઈ કેટલીક શાળાઓ જૂને ચીલે ચાલ્યાં ન કરે તે માટે સંયુક્ત પ્રાન્તની હાઈસ્કૂલ બોર્ડે તો જે વિદ્યાર્થીની ભાષા હિન્દી કે ઉર્દૂ હોય તેને માટે માતૃભાષામાં ઉત્તરો લખવા એ ફરજિયાત કર્યું છે. પણ તે પછી કૉલેજોમાં અપાતુ શિક્ષણ હિન્દુસ્થાનની બધી જ યુનિવ્હર્સિટિઓમાં (નિઝામ રાજ્યની ઉસમાનિયા યુનિવ્હર્સિટિ સિવાય) હજી અંગ્રેજીમાં જ અપાય છે. આ પદ્ધતિ ખોટી છે એમ તો હવે વિદ્વાનો પણ માનતા થયા છે. પરંતુ યુનિવ્હર્સિટિમાં માતૃ-

× અહીં આપેલી પાદટીપ રદ કરી છે કેમકે તે શબ્દો આની આગળના લેખમાં આવી ગયા છે. પાદટીપ પૃ૦ ૨૭૬ની છેલ્લી બે લીટીઓ ('પરતુ પ્રાન્તિક સસ્કૃતિની . .થી શરૂ થતી) અને આખા ૨૭૭મા ('.. ... .. તો કોણ કરશે?'થી પૂરા થતા) પૃષ્ઠની બનેલી છે.

—સં.

ભાષાદ્વારા શિક્ષણ આપવામા ઘણીક વ્યાવહારિક મુસ્કેલીઓ નડે છે, જેની અવગણના કરીને ચાલવાથી વિદ્યાર્થીની વિદ્યાને હાનિ જ થવાનો સભવ છે એમ ઘણાઓને ભય રહે છે નવી યુનિવ્હર્સિટિઓ—જેમ કે લખનૌ, અલ્હાબાદ—ઈન્ટર્મીડિયેટ પછી જ યુનિવ્હર્સિટિ-શિક્ષણ શરૂ કરે છે ત્યા કદાચ આગળ જતા ઈન્ટર્મીડિયેટ સુધીનું શિક્ષણ અને પરીક્ષા હાઇસ્કૂલની પેઠે માતૃભાષાદ્વારા જ આપવાનું કરે એ સભવિત છે ડૉ પરાજપેએ મહારાષ્ટ્ર યુનિવ્હર્સિટિમાં તેમ કરવાનો મત જાહેર કર્યો છે. આપણે ત્યાને માટે બામ્બે યુનિવ્હર્સિટિ રિફૉર્મ કમિટીએ આ પ્રશ્નનો વિચાર કર્યો છે, પણ દૃઢતાપૂર્વક નિર્ણય આપ્યો નથી તથાપિ મહારાષ્ટ્ર યુનિવ્હર્સિટિ મરાઠી ભાષાદ્વારા શિક્ષણ આપશે એ સભવિત માન્યુ છે, અને ત્યા એ પ્રમાણે જ થશે. આપણે ત્યા તો ગૂજરાતીદ્વારા શિક્ષણ આપવામાં બાધ મનાશે નહિ, અને હુ ધારૂં છુ કે એ તરફ જ આપણામાના ઘણાખરાનુ વલણ છે છતા, લાબા વખત સુધી અમદાવાદ સાહિત્ય પરિષદ્મા સૂચવાઈ હતી તેવી દ્વિરૂપ પદ્ધતિ અગતિકતાએ સ્વીકારવી પડશે—એટલે કે પાઠ્યપુસ્તકો અને વિદ્યાવૃદ્ધિના પુસ્તકો અગ્રેજી, અને અધ્યાપકનુ અધ્યાપન ગૂજરાતીમા માતૃભાષાનો પ્રયોગ આટલો પણ કૉલેજના શિક્ષણમા દાખલ કરવાથી એક પરિણામ શુ આવશે એ ઉઘાડી આખે જોઈ લેવુ જોઈએ પછી ભલે એમા કોઈને ઇષ્ટાપત્તિ હોય અને કોઈને આફત હોય તે એ કે આપણા પ્રોફેસરો ગૂજરાતી જ, અર્થાત્ જેઓ આપણી માતૃભાષાનો બહુ સુદર અને સબળ રીતે પ્રયોગ કરી શકે એવા જ રાખવા પડશે આમા વિદ્યાની દૃષ્ટિએ લાભ છે કે હાનિ એ બહુ પુખ્ત વિચાર કરીને નક્કી કરવાનુ છે. હુ પોતે આ નિયન્ત્રણ બી એ., બી એસસી. સુધી એટલે સામાન્ય કૉલેજોમા સહન કરવા તૈયાર છુ પણ યુનિવ્હર્સિટિના પોસ્ટ-ગ્રૅજ્યુએટ કામ માટે તો અગ્રેજી ભાષા જ રહેવી જોઈએ, અને પ્રોફેસરોની પસદગીમા માતૃભાષાનુ કશુ જ નિયન્ત્રણ

રહેવું ન જોઈએ એવો મારો દૃઢ મત છે. આ જાતના ઊંચા કામ માટે માતૃભાષામાં સાધન નથી કે એ માટે જેવા પ્રોફેસરો જોઈએ તેવા ગૂજરાતમાં અલભ્ય છે, એ મારા મતનું કારણ નથી. પણ હું માનું છું કે અમુક ભૂમિકાથી આગળ આપણી યુનિવ્હર્સિટિએ પ્રાન્તિક મટી જવુ જોઈએ; અને બીજી યુનિવ્હર્સિટિઓ સાથે નિત્ય વ્યવહારમા—જ્ઞાનની આપલેમા—જોડાએલા રહેવુ જોઈએ. અને આ વ્યવહાર માત્ર હિન્દુસ્થાનની યુનિવ્હર્સિટિઓ સાથે જ નહિ પણ પરદેશી યુનિવ્હર્સિટિઓ સાથે પણ રહેશે અને રહેવો જોઈએ, તેથી અંગ્રેજી ભાષાદ્વારા જ પોસ્ટ-ગ્રેડ્યુએટ કામ થવુ જોઈએ.

હવે આપણે બંધારણના પ્રશ્ન ઉપર આવીએ.

**ગુજરાત યુનિવ્હર્સિટિનું બંધારણઃ**—આ એક ‘chartered’ યુનિવ્હર્સિટિ યાને સરકારી કાયદાની રૂએ સ્થાપિત યુનિવ્હર્સિટિ થશે, અને તે એક સ્થાનની જ—જેમકે અમદાવાદની જ—યુનિવ્હર્સિટી નહિ પણ સમસ્ત ગૂજરાતની એટલે કે અન્તરંગ અને બહિરંગ—internal side અને external side એમ બે અંગવાળી unitary and residential as well as affiliating એવી યુનિવ્હર્સિટિ બનશે. આ યુનિવ્હર્સિટિમા સરકારનો હાથ કેટલો રહેશે, પ્રજાનો કેટલો રહેશે અને પ્રજામાં પણ વિદ્વાનોનો કેટલો રહેશે, ધનદાતાઓનો અને ધનિકોનો કેટલો રહેશે, અને સામાન્ય ‘આમ’ વર્ગનો કેટલો રહેશે, તથા આ યુનિવ્હર્સિટિનાં અન્તરંગ અને બહિરંગ એ બે અંગોનો અવિરોધ અને સમન્વય કેવી રીતે સધાશે— આ વિકટ પ્રશ્નો બધા કાંઈક હાલની કામચલાઉ કમિટીએ અને વિશેષ ભાગે હવે પછી કાયદાસર નીમાનાર લેજિસ્લેટિવ કાઉન્સિલની કમિટીએ વિચારવા પડશે. દરમિયાન હાલની કમિટી એનો ખરડો તૈયાર કરી પ્રજા આગળ મૂકે એમ આપણે ઈચ્છીએ છીએ. એ જ્યારે મૂકાશે ત્યારે પ્રજાએ એક વાત લક્ષ્યમાં રાખવી પડશે કે આ યુનિવ્હર્સિટિ વિદ્યાનું ધામ છે, સામાન્ય લોકસંસ્થા નથી. જુદા જુદા

દેશની યુનિવર્સિટિઓનાં બંધારણ જુદાં જુદાં છે. એક ઈંગ્લંડમાં પણ યુનિવર્સિટિઓના અનેક બંધારણો પ્રવર્તે છે, પણ અત્યારે હિન્દમાં નવી યુનિવર્સિટિના બે જાતનાં બંધારણ ઘડાઈ ચૂક્યાં છે. એક કેવલ residential યાને શિષ્યાવાસવાળી યુનિવર્સિટિ માટે, અને બીજું બહારની કૉલેજને સ્વીકૃત કરનાર તેમજ શિષ્યાવાસવાળી એવી affiliating and residential યુનિવર્સિટિ માટે. બનારસ, લખનૌ, ઢાકા, અલિગઢ એઓનું બંધારણ લગભગ એકસરખું છે, અલ્લાહાબાદનું જુદું છે આગ્રાનું હજી ક્રિયમાણ દશામાં છે.* પણ આ બંને પ્રકારમાં પણ કેટલુંક સ્વરૂપ સમાન છે—અને એટલું આપણી ગૂજરાત યુનિવર્સિટિમાં પણ રહેશે જ તે આ પ્રમાણે —

---

* હમણાંજ મ્હારા મિત્ર રાય બહાદુર સીતારામ—સંયુક્ત પ્રાન્તની ધારાસભાના પ્રેસિડન્ટ—પાસેથી આગ્રા યુનિવર્સિટિ બિલની નકલ હું મેળવી શક્યો છું એ બિલ ધારાસભાની આવતી બેઠકમાં ચર્ચાશે, અને કદાચ કોઈ કોઈ સ્થળે એમાં ફેરફાર થશે—પણ એનું તાત્ત્વિક સ્વરૂપ બદલાશે નહિ એમ હું માનું છું. હિન્દુસ્થાનની બધી યુનિવર્સિટિઓમાં આ સૌથી તાજી હોઈ, અને પ્રશ્નો આપણી ગૂજરાત યુનિવર્સિટિને મળતા હોઈ, એ આપણા વિચાર માટે ઉપયોગી થશે. એમાં બીજી યુનિવર્સિટિના ચાર અંગ—કોર્ટ, કાઉન્સિલ (એક્ઝિક્યૂટિવ કાઉન્સિલ), સેનેટ અને સિન્ડિકેટ (એકેડેમિક કાઉન્સિલ) એ ચાર અંગ—ને બદલે સેનેટ, એક્ઝિક્યૂટિવ કાઉન્સિલ અને એકેડેમિક બોર્ડ એવાં ત્રણ અંગ જ રાખવામાં આવ્યાં છે. એક્ઝિક્યૂટિવ કાઉન્સિલમાં બીજી નવી યુનિવર્સિટિઓ (જેમકે બનારસ)ની કાઉન્સિલ અને સિન્ડિકેટનું મિશ્રસ્વરૂપ રાખેલું છે, અને તે ઘણે ભાગે મુંબાઈની સિન્ડિકેટને મળતું આવે છે એકેડેમિક બોર્ડ બીજી નવી યુનિવર્સિટિઓની સિન્ડિકેટ કરતાં ઓછા અધિકારવાળું જણાય છે, અને મુંબાઈ યુનિવર્સિટિના બધા બોર્ડ્સ ઑફ સ્ટડીઝ એકઠા કરીને એને ઉપરાંત વિશેષ અધિકાર આપ્યા હોય એના જેવું છે આપણી ગૂજરાત યુનિવર્સિટિનાં ત્રણ અંગ રાખવાં કે ચાર એ ગૌણ ઘટનાર [illegible] વિચારવાનું છે. અત્યારે તે વિષે ચર્ચા કરવાની જરૂર નથી.

હાલ મુંબાઈ યુનિવ્હર્સિટિના બંધારણમાં માત્ર બે જ મુખ્ય મંડળ છેઃ એક સેનેટ અને બીજું સેનેટનું કાર્યકારી મંડળ સિન્ડિકેટ. એ બે મળી નાણુંનો વહીવટ કરે છે તેમજ વિદ્યાના પ્રશ્નો પણ વિચારે છે અને અમલમા મૂકે છે ગૂજરાત યુનિવ્હર્સિટિના નવા બંધારણના એને બદલે ચાર+ મંડળો થશે જેમાંના બે વિચારક અને બે કાર્યવાહક (૧) કોર્ટ (Court) એ ધનદાતાઓનું, સેનેટમાથી પ્રતિનિધિ થએલા વિદ્વાનોનું, અને અન્ય વિદ્વાનો અને વ્યવહારદક્ષ પુરુષોનું મળીને એક સર્વોપરિ મંડળ એમાં વિદ્વાનોની સંખ્યા ગૌણ અને વ્યવહારદક્ષ પુરુષોની પ્રધાન અને એનુ કાર્યવહક મંડળ તે (૨) કાઉન્સિલ (Council), જેને નવી પરિભાષામાં 'એક્ઝિક્યૂટિવ કાઉન્સિલ' (Executive Council) કહે છે. નાણુાનો અને વિદ્યા સિવાયના સઘળાં કામોનો વહીવટ એ કરે છે વિદ્યાવિભાગનું પણ હિત સચવાય તેટલા માટે સેનેટ યાને વિદ્વત્સભાના પ્રતિનિધિઓ એમાં મૂકાય છે. (૩) સેનેટ (Senate) યાને વિદ્વત્સભા એનું સ્વરૂપ તો જાણીતું જ છે, અને એનું કાર્યવાહક

---

પણ એમા બે મુદ્દાની બાબતો છે. એક એ કે અલ્લાહાબાદ યુનિવ્હર્સિટિની માફક આગ્રા યુનિવ્હર્સિટિ પણ ઈન્ટર્મીડિયેટ પછીના શિક્ષણ સાથે સબન્ધ ધરાવે છે. બહારની કોલેજો—જે આગ્રા સાથે જોડારો—એ પોતાનું શિક્ષણ ઉત્તમ કોટિ પર્યન્તનુ પોતાને ત્યાં જ ચાલુ રાખશે—યુનિવ્હર્સિટિ પોતે પોતાના ત્યાં એટલે આગ્રા ઉત્તમ કોટિના શિક્ષણ માટે યોજના કરશે, તેમજ તે સ્વસબદ્ધ કોલેજોના એક જાતના શિક્ષણમાં મદદ કરવા માટે પોતા તરફથી આગ્રા બહાર અમુક અમુક સ્થળે શિક્ષકો પણ નીમશે. આપણે ઇન્ટમીડિયેટ કોલેજોને યુનિવ્હર્સિટિની બહાર હાઈસ્કૂલના ખાડામાં નહિ જ નાખીએ, કારણ કે આપણી મુબાઇ યુનિવ્હર્સિટિનો મત (ડૉ. પરાંજપે બાદ કરતાં) એ યોજનાની વિરુદ્ધ છે. પરતુ આગ્રા યુનિવ્હર્સિટિ પોતાને ત્યાં શિક્ષણ આપવા ઉપરાંત બહાર શિક્ષકો નીમવાની જે યોજના કરવા ઇચ્છે છે એ આપણે લક્ષ્યમાં લેવા જેવી છે.

× આગ્રા પ્રમાણે કરે તો ત્રણ.

મંડળ તે (૪) સિન્ડિકેટ (Syndicate) આ બે મંડળોના કર્તવ્યો પહેલા બે મંડળોના કર્તવ્યોથી છૂટા પાડવાનો હેતુ વિદ્યાના વિષયમાં એ વધારે લક્ષ આપી શકે અને એમાં વિદ્વાનોનો વિશેષ નિયોગ થઈ શકે એ છે પણ પહેલાં બે મંડળ પાસે નાણાનો વહીવટ હોઈ એ આ બીજા બે મંડળના કાર્યમાં પ્રતિરોધ ન કરે એ જરૂરનું છે, અને તે જ પ્રમાણે આ બીજા બે મંડળ નાણાની સ્થિતિ ન વિચારીને વિદ્યાનો વિસ્તાર કરવામાં આગળ ધસે વા પોતાનો સ્વાર્થ સાધવા તત્પર થાય એ અટકાવવાની પણ એટલી જ જરૂર છે. આ કારણસર એકબીજા મંડળમાં અમુક પ્રમાણમાં એકબીજાના પ્રતિનિધિઓ રાખવામાં આવે છે તે સિવાય એમનું સંઘર્ષણ નિવારવા માટે બીજું કોઈ બંધારણનું સાધન નથી મનુષ્યની સામાન્ય બુદ્ધિ અને પ્રામાણિકતા+ ઉપર આધાર રાખ્યા સિવાય છૂટકો નથી. તે માટે જોઈતું વાતાવરણ મુખ્ય ભાગે એ મંડળોમાં જ હોવું જોઈએ; અને કેટલેક ભાગે યુનિવ્હર્સિટિનો મુખ્ય કાર્યકર્તા વ્હાઈસ ચૅન્સલર અને એનો સહાયક પ્રો-વ્હાઇસ ચૅન્સલર એ પૂરૂં પાડે હાલની ઘણી-ખરી નવી યુનિવ્હર્સિટિઓમાં વ્હાઈસ ચૅન્સલર પગારદાર હોય છે. અને પ્રો-વ્હાઈસ ચૅન્સલર હોતો જ નથી, પણ ઘણાનું એમ માનવું છે કે યુનિવ્હર્સિટિનો મુખ્ય અધિકારી અવેતન—'ઑનરરિ'—હોય તો સારૂં *એવી સ્થિતિમાં એની પાસેથી બહુ કામ લઈ શકાતું નથી અને તેથી પગારદાર પ્રો-વ્હાઇસ ચૅન્સલરની જરૂર પડે છે [બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિમાં બન્ને જગ્યાઓ કોર્ટના મેમ્બરોના મતપ્રદાન (election) થી થાય છે અને અવૈતનિક (honorary) છે.]

ગુજરાત યુનિવ્હર્સિટિનું સ્વરૂપ કેવું થવું જોઇએ ?—

ગૂજરાત યુનિવર્સિટિને જૂની મુંબાઈ યુનિવર્સિટિના જેવી પરીક્ષક યુનિવર્સિટિ જ કરવી હોય તો એ કામ સહેલું છે પરીક્ષક નીમવા, પ્રશ્નપત્ર કઢાવવા, પ્રશ્નપત્ર ફૂટવા ન દેવા, પરીક્ષાના મંડપો

*આના નિયમમાં એ પ્રમાણે છે.

બંધાવવા, અને કોઈ બાળી ન નાંખે તે માટે ચોકી રાખવી, તથા વીમો ઊતરાવી રાખવો, નીમેલે દિવસે પરીક્ષાનાં પરિણામ બહાર પાડવા, અને કૉન્વોકેશન ભરી ડિગ્રીઓ આપવી અને એ ઘટમાળ વર્ષોવર્ષ ચલાવ્યાં કરવી—જેનો કંટાળો રોજ નવા આવતા વિદ્યાર્થીઓને ન આવે, પણ ઘરડા થતા પ્રોફેસરોને તો જરૂર આવે. હુ આશા રાખુ છું કે ગૂજરાત આવી જાતની જ યુનિવ્હર્સિટિ નહિ ઇચ્છે. તેમ બીજે છેડે જઈ ને, આપણી નવી યુનિવ્હર્સિટિ અમદાવાદમાં કે વડોદરામા એક સ્થાનિક શિક્ષણની અને શિષ્યાવાસની જ યુનિવ્હર્સિટિ થઈ ન શકે ગૂજરાત યુનિવ્હર્સિટિને એક સ્થળે સ્થાનિક રાખીને એની જોડે બહારની કૉલેજોનો સબન્ધ જોડવો એ જ પ્રકાર (residential and affiliating type) શક્ય છે એને અગે અન્તરગ (internal side) અને બહિરંગ (external side) નો અવિરોધ અને સમન્વય રચવો એ આ નવી યુનિવ્હર્સિટિની યોજના ઘડનારનુ, તેમજ એ યોજનાને અનુભવથી છેવટનું રૂપ આપનાર વ્હાઇસ ચૅન્સલરનું, કર્તવ્ય રહેશે. ગૂજરાતની બધી જ કૉલેજો બી. એ. સુધીનુ શિક્ષણ આપે છે અને એમા પણ વિદ્યાર્થી મોકલે છે એમનો ઑનર્સ સહવર્તમાન બી. એ., બી. એસસી. સુધીના શિક્ષણનો હક્ક કાયમ રાખવો જ પડશે. એ કૉલેજો એમ., એ., એમ એસસી. માં પરીક્ષાર્થીને મોકલે છે, પણ તેઓને વિદ્યાસ પાદન માટે સાધારણ સૂચના આપવા ઉપરાંત વધારે કાંઈ કરી શકતી નથી, યોગ્ય પ્રોફેસર છે ત્યા શિક્ષણના પૂરતા સાધન નથી. 'શિક્ષણના' કહેવામાં મ્હારૂ તાત્પર્ય એ છે કે પરીક્ષા પાસ કરાવવા માટે ભલે જોઈએ તેટલાં સાધન હો, પણ એમ. એ., એમ. એસસી. ના વિદ્યાર્થીને એના વિષયના વિસ્તીર્ણ ક્ષેત્રનુ દર્શન કરાવવાની જરૂર છે, જે અત્યારે ગૂજરાતની કૉલેજો કરી શકતી નથી. તેથી એ કૉલેજોમાંથી એ ઉચ્ચતમ શિક્ષણ ઊપાડી લઈ ગૂજરાત યુનિવ્હર્સિટિમાં, વિશાળ લાઈબ્રેરિ અને વિષય વિષયના પ્રત્યેક વિભાગના જુદા જુદા

પ્રોફેસરો પૂરા પાડીને, સ્થાપવુ જોઈએ હાલના પ્રોફેસરોમાથી જે યુનિવ્હર્સિટિને ઉપયોગી થઈ શકે તેમને યુનિવ્હર્સિટિએ કાલેજમાથી માગી લેવા જોઈએ, પણ એ કોલેજો મોટા પ્રોફેસરોને અભાવે દરિદ્ર ન થઈ જાય તે માટે સામાન્ય નીતિ એ પ્રોફેસરોને લઈ લેવા કરતા બીજા પ્રોફેસરોની ભરતી કરવી એ છે પણ યુનિવ્હર્સિટિની સેનેટ, ફેકલ્ટીઝ, બોર્ડ ઓફ સ્ટડીઝ વગેરેમાં એમની સહાયતા લેવા ઉપરાત, 'સ્પેશ્યલ લેકચર્સ'ની યોજના કરીને એમના જ્ઞાનનો લાભ યુનિવ્હર્સિટિના એમ એ., એમ. એસસી ના વિદ્યાર્થીઓને અપાવવો જોઈએ * આ વ્યવસ્થા જેમ વિદ્યાના લાભ માટે ઇષ્ટ છે, તેમ એના બહિરંગને અન્તરંગ સાથે જીવત સબન્ધથી જોડાએલુ રાખવા માટે જરૂરની છે, એ વિના અલ્હાહાબાદ યુનિવ્હર્સિટિમા કેવી મુશ્કેલીઓ ઉત્પન્ન થઈ છે એ સુવિદિત છે, અને બામ્બે યુનિવ્હર્સિટિ રિફાર્મ કમિટીએ પણ એના રિપોર્ટમા આ વિષમ સ્થિતિનો ઉલ્લેખ કર્યો છે મ્હે એક વખત કહ્યુ તેમ વ્હાઇસ ચેન્સલરની ન્યાયી અને વિશાળ દૃષ્ટિ ઉપર યુનિવ્હર્સિટિની નિર્વિઘ્ન સફળતાનો ઘણો આધાર રહેશે

**યુનિવ્હર્સિટિમાં જોઈતી સાધનસામગ્રી**—એક વિદ્વાને કહ્યું છે કે યુનિવ્હર્સિટિ સ્થાપવા માટે બે જ વસ્તુઓ જોઈએ 'a library and a printing press'—પુસ્તકાલય અને મુદ્રણાલય યુનિવ્હર્સિટિનુ પુસ્તકાલય કેવુ હોવુ જોઈએ, અને મુદ્રણાલય ફક્ત પરીક્ષાના પ્રશ્નપત્રો જ છાપવા માટે નથી એ આજના શ્રોતાજનોને સમજાવવું પડે એમ નથી પુસ્તકાલય સાથે પ્રયોગશાળા પણ સમજી લેવાની છે, કારણ કે આર્ટ્સમા જેમ લાઇબ્રેરિ છે તેમ સાયન્સમા લેબોરેટરિ છે અને બને યુનિવ્હર્સિટિના ફેફસા—પ્રાણ-સચારનાં સ્થાન છે આ ઉપરાત રમતગમતના ક્ષેત્રો, કસરતશાળા, સગીતશાળા, નાટ્યશાળા, યુનિવ્હર્સિટિ સિનેમા વગેરે પણ શરીર

* નવા યુનિવ્હર્સિટિ બિલમા આવા બહારને સ્થળે પણ યુનિવ્હર્સિટિ તરફથી અધ્યાપકો નીમવાની યોજના છે.

અને મનના સૌષ્ઠવ અર્થે આવશ્યક છે. આટલી યુનિવર્સિટિના વાતાવરણ માટે જોઈતી સામગ્રી. પણ આ ઉપરાંત મ્હોટી જરૂર કેટલીક કોલેજો અને અભ્યાસના નવા વિષયો ઉમેરવાની છે. અમદાવાદમાં અત્યારે ફક્ત આર્ટ્સ અને સાયન્સની કોલેજ છે. એમાં લૉ કોલેજ બહુ સહેલાઈથી ઉમેરી શકાય. ગૂજરાત જે હિન્દુસ્થાનનો બાગ કહેવાય છે ત્યાં હજી ખેતીવાડીની કોલેજ નથી!—પૂનામા છે. મુંબાઈમાં વેપારી કોલેજ સ્થાને છે, અમદાવાદમાં પણ એ સ્થાને નથી? આખા ગૂજરાતમા એક પણ મેડિકલ કોલેજ ન હોય એ થોડું શોચનીય છે? એને માટે અમદાવાદમાં સામગ્રી છે, ફક્ત એને વધારવાની જરૂર છે. અમદાવાદમાં સાઠસિત્તેર મિલ છે અને રેલ્વેનું જંક્શન છે ત્યાં એન્જીનિયરિંગ કોલેજ માટે પણ યોગ્ય સ્થાન છે. ગૂજરાત સ્વતન્ત્ર પ્રાન્ત હોત, એમાં જિયોલોજી અને માઈનિંગની એક કોલેજ હોત તો શિવરાજપુર સિન્ડિકેટ આજ કોની હોત? એ જ રીતે હજી ન ખોદાએલી ખનિજ પદાર્થની ભૂમિ ગૂજરાતમા કેટલી બધી છે?—એમા ગૂજરાતના વિદ્યાર્થીઓને પ્રયોગ અને અન્વેષણનો કેટલો બધો અવકાશ છે? રેવાકાંઠા, રાજપીપળા, લુણાવાડા, બારિયા, સોનગઢવ્યારા, દંડકારણ્ય અને ગીરના વનમા ફોરેસ્ટ્રીના વિદ્યાર્થીએ કેટલું બધુ શીખવાનું છે?—છતાં, આ વિષયો શીખવાનાં સ્થાન ક્યાં? કાગળ, રંગ વગેરેની બનાવટ સંબન્ધી પણ કેમિસ્ટ્રી અને ફોરેસ્ટ્રીને અંગે કેટલી બધી શોધો થઈ શકે? અને એ શોધોનો લાભ ગૂજરાતના કારખાનાવાળાઓ લઈ શકે એવો કોણ લઈ શકે? ગૂજરાતમાં અમદાવાદ મિલઓનર્સ એસોસિયેશનને અર્થશાસ્ત્રના ઊંડા પ્રશ્નો ઊકેલે એવા વિદ્યાર્થીઓની અને અધ્યાપકોની જરૂર નથી? ફારસી અરબ્બીનો અભ્યાસ ક્યાં છે?—છતા ગૂજરાતી ભાષાના અને મધ્યકાલીન ગૂજરાતના ઇતિહાસના અભ્યાસીને એની કેટલી બધી જરૂર છે! ગૂજરાતમાં કેટલા બધા જૈન ભંડારો—ઘણું બૌદ્ધ અને જૈન ગ્રન્થોની ભરપૂર—પડ્યા છે, એના ઉપર હજી સુધી

કેટલો થોડો શ્રમ થયો છે? ગૂજરાતમાં ભગવાનલાલ ઇન્દ્રજી કે હેમાચાર્ય રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ ન સ્થાપી શકાય? પણ આ તો કેટલાક ખાસ વિષયોનું દિગ્દર્શન કર્યું મ્હેં એકવાર કહ્યું તેમ યુનિવ્હર્સિટિઓ માત્ર સ્થાનિક વિષયો કેળવવા માટે જ નથી. મનુષ્યજાતિની જ્ઞાન-વૃદ્ધિમાં અને એની સંસ્કૃતિના સઘળા વિષયોમાં દરેક યુનિવ્હર્સિટિએ પોતા તરફથી કાંઈ ને કાંઈ ભેટ ધરવાની છે, અને એ જ યુનિવ્હ-ર્સિટિઓનું પ્રધાન કર્તવ્ય છે.

**યુનિવ્હર્સિટિ માટે જોઈતું દ્રવ્યઃ**—મ્હેં જે વિષયોનું સૂચન કર્યું એ સઘળા યુનિવ્હર્સિટિ સ્થપાતાની સાથે એકદમ જાણે જાદુથી આપણી સમક્ષ આવી જાય અથવા તો જ્યાં સુધી એ બધા ન આવે ત્યાં સુધી યુનિવ્હર્સિટિ સ્થાપી ન શકાય એમ મ્હારૂં કહેવું નથી પણ મુંબાઈ યુનિવ્હર્સિટિથી છૂટા પડીને આપણે શોભીએ નહિ એવી દરિદ્ર ધરસંસારની માંડણી તો ન જ થવી જોઈએ. મહારાષ્ટ્ર યુનિવ્હર્સિટિ કરતાં આપણે ઘણું વધારે કરવાનું છે એને નવી કૉલેજો તો સ્થાપવાની નથી પણ ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ જેવી સંસ્થા એની પાસે મોજૂદ છે આપણે તો આ સઘળી સૃષ્ટિ નવી ઊપજાવવાની છે અને તેથી મહારાષ્ટ્ર યુનિવ્હર્સિટિ માટે ઑામ્બે યુનિવ્હર્સિટિ રિફૉર્મ કમિટિએ કાઢેલો ખર્ચનો અડસટ્ટો આપણે માટે પર્યાપ્ત નથી દેશી રાજાઓ પાસે તથા ધનિક વર્ગ પાસે પર્યાપ્ત ધનની માગણી કરીશું. તોપણ કાંઈક અંગે મહારાષ્ટ્ર માટે તૈયાર કરેલા ખર્ચના આંકડા આપણને દિગ્દર્શન થાય એવા હોવાથી આપની સમક્ષ રજુ કરૂં છું

**Non-recurring**

| | Rs. | |
|---|---|---|
| University site ... | 2,00,000 | |
| „ Offices and Lecture-rooms ... | 5,00,000 | |
| „ Library Building & Furniture ... | 5,00,000 | |
| Professors' Bungalows (ten) | 3,00,000 | |
| Hostel for Post-graduates ... | 1,00,000 | |
| Initial equipment of University Library with books ... | 1,50,000 | 17,50,000 |
| Grand Total Non-recurring | 17,50,000 | |

**Recurring**

| | |
|---|---|
| Examination Charges ... | 90,000 |
| Printing and Advertisement. | 20,000 |
| Fellows' Travelling Allowance | 20,000 |
| Stationery ... | 8,000 |
| Examination Mandap ... | 5,000 |
| Postage ... | 1,500 |
| Repairs to Building ... | 5,000 |
| Electric lighting ... | 1,000 |
| Insurance of Buildings ... | 3,000 |
| Library grant for books ... | 15,000 |
| Miscellaneous ... | 5,000 |
| | 1,73,500 |

### University Staff

| | |
|---|---|
| Half-time Registrar (Rs. 400) Asst Registrar (Rs 500) and Office establishment ... | 30,000 |
| 10 Full time Professors (on Rs 800–1,250 p m) at average pay Rs 1,000 p m. ... | 1,20,000 |
| 10 Assistants (on Rs. 300–750 p m) at average pay Rs 500 p m .. | 60,000 |
| 10 Lecturers at Rs 150 p. m. | 18,000 |
| 2 Fellowships for study abroad tenable for two years at Rs. 500 p m | 12,000 |
| Librarian and Library Clerks on Rs 300, Rs. 100, and Rs 50 | 5,500 |
| | 2,45,500 |

| | |
|---|---|
| Provident Fund at 5 p c on Rs. 2,33,000 . | 11,650 |
| | 11,650 |

### Post-graduate Teaching Department

| | |
|---|---|
| 10 Scholarships at Rs 100 p.m | 12,000 |
| 10 Scholarships at Rs. 75 p. m. | 9,000 |

| | | | |
|---|---|---|---|
| Publications | ... | 2,000 | |
| Grants for Research | ... | 2,000 | |
| | | 25,000 | 4,55,65 |
| Grand total Recurring | | 4,55,650 | |

From the recurring expenditure is to be deducted fee receipts estimated as follows:—

| | | |
|---|---|---|
| | | Rs |
| Matriculation Fees | ... | 22,000 |
| F. Y. Coll. Exam | ... | 4,590 |
| University Exam | ... | 94,760 |
| Registration and Degree fees. | | 5,000 |
| Post-graduate fees | ... | 10,000 |
| Annual income | ... | 1,36,350 |

| | | |
|---|---|---|
| Expend | ... | ... 4,55,650 |
| Receipts | ... | ... 1,36,350 |
| | | 3,19,300 |

મ્હે આ આંકડા બહુ ચોકસાઇથી તપાસ્યા નથી. એમાં વ્હાઇસ ચૅન્સલર કે પ્રો-વ્હાઇસ ચૅન્સલર માટે ગોઠવણુ નથી. મ્હેં પહેલાં કહ્યું તેમ આપણી યુનિવ્હર્સિટિમાં વ્હાઇસ ચૅન્સલર ઑનરરિ રાખીયું તો પ્રો-વ્હાઇસ ચૅન્સલર પગારદાર જોઇશે. અને પ્રો વ્હાઇસ ચૅન્સલર નહિ રાખીએ તો વ્હાઇસ ચૅન્સલર પગારદાર જોઇશે અને

ઓનરરિ મળે તો સારૂ, પણ હમેશ માટે એ યોજના સફળ થાય કે કેમ એ શકા છે આ આકડામાં જમીન વગેરેનું ખર્ચ બતાવવામા આવ્યુ છે, પણ સરકાર જમીન પૂરી પાડે એ બનવા જોગ છે અને બીજી કેટલીક મદદ જેમ લાઇબ્રેરિનું મકાન કે લાઇબ્રેરીનાં આસનો, પુસ્તકો કે પ્રયોગશાળા કે અમુક અમુક પ્રોફેસરોના ખર્ચ સરકાર કે દેશી રાજ્યો કે કોઈ કોઈ ધનિક જન અને ધનિક સસ્થાઓ પૂરાં પાડે એમ આશા રાખી શકાય. પણ આપણી ગૂજરાત યુનિવ્હર્સિટિ કમિટીએ મહારાષ્ટ્ર યુનિવ્હર્સિટિ માટે કરેલા આ અડસટ્ટા કરતાં વધારે વ્યાપક કોલેજોના ખર્ચ તેમજ કેટલાક ફેરફારનો અડસટ્ટો તૈયાર કરવો પડશે. અને હું આશા રાખું છુ કે,

(૧) ગૂજરાત યુનિવ્હર્સિટિ બિલ અને

(૨) ખર્ચનો અડસટ્ટો

—એ બે કામ એ સત્વર હાથમા લેશે. એ થયા પછી જ આપણે સરકાર પાસે, ગૂજરાતી પ્રજા પાસે, દેશી રાજ્યો પાસે, તથા ધનિક વર્ગ પાસે ધનની અને વિવિધ પ્રકારની મદદની માગણી કરી શકીશુ *

[વસતઃ વર્ષ ૨૫, અ ક ૪, વૈશાખ, સ. ૧૯૮૨]

---

* મુબાઈ ગૂજરાત-મડળમા આપેલું ભાષણ.

# આપણી કેળવણીની પુનર્ઘટના

ગાંધીજીએ કેળવણીની પૂનર્ઘટના કરવા સારુ એક પરિષદ્ મેળવી, એની સમક્ષ પોતાના વિચારો દર્શાવ્યા, અને પ્રાથમિક કેળવણી સંબન્ધી વિગતવાર વિચાર કરી અભ્યાસક્રમ ઘડવા એક કમિટિ નીમી. એ કમિટીએ અભ્યાસક્રમ ઘડયો અને પ્રકાશિત કર્યો. કોન્ગ્રેસ રાજ્યના પ્રાન્તોને માથે એ સ્વીકારવાની મોઘમ ફરજ ઉત્પન્ન થઈ. મુબાઈના મન્ત્રિમંડળે સામાન્યતઃ એમા સંમતિ આપી. પણ પ્રાથમિક કેળવણીમાં મુખ્ય ફેરફાર એટલો જ કર્યો કે સ્થાનિક મંડળોના હાથમાં જે સમસ્ત વહીવટ હતો એમાંથી વહીવટી ભાગ એણે સરકારહસ્તક કર્યો, અને પ્રથમ થોડે સ્થળે પૂર્વોક્ત કમિટીને અજમાયશ આપવાનો ઈરાદો પ્રકટ કર્યો.

અમે માનીએ છીએ કે હસ્તલાઘવની કેળવણી (manual training) અને ધંધાના શિક્ષણ (vocational education)નું સ્વરૂપ ધ્યાનમાં લઈ નીચેનાં ધોરણમાં પહેલું અને ઉપલાં ધોરણમાં બીજું એમ ભેદ પાડવો જોઈએ; અને સાત ધોરણોને આવશ્યક કેળવણી તરીકે ન કરતાં માત્ર ચાર કે પાંચ જ ધોરણોની કેળવણીને આવશ્યક ગણવી જોઈએ, અને તે પણ એ ધોરણોના અભ્યાસક્રમને વર્ધા કમિટીએ કર્યો છે તે કરતાં વધારે સાદો અને સરળ બનાવીને.

આમ અમારો ગાંધીજીની વર્ધા કમિટી સાથે કેટલોક તાત્ત્વિક મતભેદ છે, તથાપિ હવે તો ભેદ કરતાં મળતાપણા ઉપર દૃષ્ટિ

રાખવી એ જ વધારે સારૂ છે. મતભેદ સહન કરવા, અને પરિણામે હાર-જીત સમતાથી અને હસ્તે મ્હોએ લેવી એને પાશ્ચાત્ય પરિભાષા મા 'sporting spirit' કહે છે-આપણી પરિભાષામા એને 'Gita spirit' કહીએ તો ચાલે.

આપણા ગરીબ દેશને કેવી કેળવણીની જરૂર છે, અને તે કેવી રીતે પૂરી પાડવી એ માટે સામ્રાજ્યના વિચારમા મશગૂલ એવા બ્રિટિશ રાજ્યકર્તાઓએ થોડી જ દરકાર કરી છે. આપણા કોન્ગ્રેસના મન્ત્રીઓને આ પ્રશ્નો હૃદયે લાગેલા છે, અને તેથી યથામતિ એના ઉત્તર દેવા તેઓ યત્ન કરે છે. અમે માનીએ છીએ કે ગાધીજીની કેળવણીની દૃષ્ટિ મૂળમા યથાર્થ છે અને તેથી એમની યોજના અમલમા મૂકતાં એમા જે ખામીઓ અમને જણાય છે તે સહજ રીતે તરી આવશે, અને તેનો પ્રતીકાર પણ સહજ રીતે થશે. આ કારણથી અમારો એમની યોજના સામે વિરોધ નથી, તેમ વખત આવ્યે અથવા વ્યવહારમા મુશ્કેલીઓ જણાતાં એની મેળે એમા સુધારા અને ફેરફાર થશે એમ અમને શ્રદ્ધા છે અને આ કારણથી અમે એમની યોજના અત્યારે વધાવી લઈએ છીએ. જે રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ—એટલે પ્રજાની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ હોવો જોઈએ તે એમા છે, અને તે છે એટલુ બસ છે, એમા ઘટતા સુધારા થવા જોઈએ તે જતે દહાડે થશે જ

હવે એક બીજી વાત અને એ મહત્ત્વની છે. પ્રાથમિક કેળવણી એ જ અત્યારે આપણુ મુખ્ય લક્ષ્ય ખેચે એ યોગ્ય છે, કારણ કે આપણા દરિદ્ર દેશના બહુ મ્હોટા ભાગને માટે એ જ એક કેળવણી છે પણ એ મ્હોટા ભાગના નેત્ર અને મગજ તો ઉપલા વર્ગો છે, અને તેથી દરિદ્ર પ્રજાનુ હિત કરવાના ઉત્સાહમા, એમના હિતનો બીજો ભાગ-એમના નેત્ર અને મગજ સતેજ અને બળવાન રાખવા જોઈએ એ વાત અવગણનામા પડવી ન જોઈએ

અને ઈચ્છીએ છીએ કે ગાધીજીએ જેમ પ્રાથમિક કેળવણી

અને ત્રૈકાલિક હિત બન્ને ઉપર **ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિથી** એણે જોવાનું છે. અને તેથી અમે ઉચ્ચ શિક્ષણમા ‘ ડિગ્રી ’ અને ‘ડિપ્લોમા’ એવા ઊંચા–નીચા બે પ્રકારો ઇચ્છીએ છીએ. માધ્યમિક કેળવણીમાં જે પાયો નખાયો છે તેના ઉપર બે જાતની ઈમારત થઈ—એક ગગનચુમ્બી મહેલ, અને બીજી રહેવા લાયક સાદો બંગલો. હિન્દુસ્થાનની સર્વ યુનિવ્હર્સિટિઓની ‘ સાયન્સ ’ અને ‘ટેક્નોલૉજી’ કૉલેજોમા જે એક ખાસ યોજના દાખલ કરવાની જરૂર છે તે આ ઉપર બતાવેલી ડિગ્રી અને ડિપ્લોમાની વિવિધ યોજના છે. આ ઉપરાત, યુનિવ્હર્સિટિના બીજા અભ્યાસક્રમમાં પણ બહુ ફેરફાર કરવાની જરૂર છે. આ ફેરફાર માટે એક જ સૂત્ર અવલમ્બીને ચાલવુ બસ થશે. **રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ** અને **માનવતાની ભાવના** એ **આપણું સૂત્ર.** આપણા દેશનું સાહિત્ય, આપણો ઈતિહાસ, આપણુ અર્થશાસ્ત્ર વિશિષ્ટતાવાળા છે, અને એ સર્વને ભૂલીને અંગ્રેજી સાહિત્ય, અંગ્રેજ ઈતિહાસકારોએ ઉકલેલો ઈતિહાસ, અને યાન્ત્રિક ઉદ્યોગ અને પરાક્રમણ ( પર ઉપર આક્રમણ ) ઉપર રચાએલુ અર્થશાસ્ત્ર—એ સર્વ આપણા શી રીતે હોઈ શકે કે થઈ શકે ? અને જે વિદ્યા આપણી નથી એ વિદ્યા તે બહારનો ઝભ્ભો જ છે એ આપણી નસોનુ રુધિર કે આપણા જીવનનો પ્રાણ કેમ કહેવાય ? અને જે વિદ્યા એટલી ઊંડી નથી જતી તે વિદ્યા નથી. અહીં તો ઉદાહરણ માટે થોડા વિષયો લીધા, બાકી, રાષ્ટ્રીય યુનિવ્હર્સિટિની રચના કરવાનુ ગાંધીજી હાથમા લે તો સહજ રીતે ઘણા વિષયો જે અત્યારે મુંબઈ યુનિવ્હર્સિટિમાં શીખવાતા જ નથી અથવા તો ગૌણ સ્થાને પડ્યા છે, એમને એક નવી આદર્શરૂપ યુનિવ્હર્સિટિમા યોગ્ય સ્થાન આપી શકાય. અને તે માટે અમે તો **ગાંધીજીને એક ગુજરાત યુનિવ્હર્સિટિ સ્થાપવાની ભલામણ** કરીએ છીએ. બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિ સ્થપાઈ ત્યારે તેને બ્રિટિશ ગવર્નરોની પાસેથી સ્વીકાર મેળવવાનો હતો, અને તે વખતે જો કે

લૉર્ડ હાર્ડિંગ જેવા ઉદાર વાઇસરૉય ગાદીએ હતા તથાપિ એકદમ પરિવર્તન પામેલું યુનિવ્હર્સિટિનું સ્વરૂપ એમને પણ માન્ય થાય નહિ, તેથી એના સ્થાપકોને જૂજ ફેરફાર સાથે અલ્લાહાબાદ યુનિવ્હર્સિટિની નિયમાવલિ અને અભ્યાસક્રમમાંથી ઘણું લેવુ પડયું હતું. તથાપિ તે વખત સુધી જે પગલુ હિન્દુસ્થાનની બીજી કોઈ પણ યુનિવ્હર્સિટિમાં ભરવામાં આવ્યુ નહોતુ તે ભરવાનું અને બીજી યુનિવ્હર્સિટિઓને માર્ગ સૂઝાડવાનું—યુનિવ્હર્સિટિમાં ટેકનૉલૉજી (Technology) યાને ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવાનુ—માન પંડિત માલવીયાજીને છે. ત્યાર પછી અત્યારે વિદ્યાર્થીઓની બેકારી અટકાવવા બીજી કેટલીક યુનિવ્હર્સિટિઓએ એ જ માર્ગે પગલાં ભરવા માંડયાં છે, અને દેશાભિમાન અને દેશભક્તિના કેટલાક વિષયો—જેમકે 'પ્રાચીન ભારતની સસ્કૃતિ' વગેરે બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિઓને પગલે ચાલી દાખલ કર્યા છે પરંતુ વીસ વર્ષ ઉપર જે પં. માલવીયાજી માટે અશકય હતુ, તે અત્યારે મ. ગાંધીજી માટે શકય છે. બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિ સ્થપાઈ ત્યાર પછી ગંગાનાં નીર ઘણા વહી ગયા છે, અને આજ દેશે નવુ જ રૂપ ધારણ કર્યું છે: એના વિચારો (ideas) બદલાયા છે, એની ભાવનાઓ (ideals) બદલાઈ છે, એનું રાજ્યતન્ત્ર નવુ જ શરીર ધારણ કરી ઊભુ છે, તે વખતે જૂની ઢબની યુનિવ્હર્સિટિઓ કેટલો વખત પ્રજાના જીવન સાથે સગત રહેશે?

આ નવો જમાનો ગાંધીજીનું બાળક છે, અને એ બાળકને ઊછેરવાનું ધાત્રીકર્મ એમને જ શિર છે; એટલુ એમને સ્મરણ આપવાની અમે ધૃષ્ટતા કરીએ છીએ.

[ વસત : વર્ષ ૩૭, અક ૧, માઘ–ચૈત્ર, સં. ૧૯૯૪ ]

## યુનિવર્સિટિના શિક્ષિતજનો

"I took a last moment decision to spend Whitsuntide in Kerry. In the dining-car between Paddington and Newport I found myself facing two young men, whose talk made it clear that they, too, were 'getting away.' They were juniors in the office of one of Greater London's boroughs—one an accountant, the other specialising on rating. The talk turned to the value of a University education They were glad that it had not been forced on them, it was no help to most men In the council's offices only two men, both juniors, were graduates, they were 'not much good' and would never get to the top The clerk to the borough Council, the surveyor, the medical officer, and so on, none had been to a University. If a boy was to be any good he must start, as they did, at seventeen; they agreed, however, that he might perhaps gain by going to a Univerity after two years'

work in workshop office. Uuiversity graduates, they declared, need a clerk to prevent them from making simple mistakes; they are careless, not methodical. Accuracy was what most mattered."

"Walks and Talks" by Sir **Arnold Wilson**
—Nineteenth Century and After, July 1936)

કોઈ ધારતા હશે કે યુનિવ્હર્સિટિમાં કેળવાએલા જનો માટે "નાલાયકી"ની ફરિયાદ આપણા દેશમા જ છે. પણ ઉપરનો ઊતારો વાંચતાં જણાશે કે આ ફરિયાદ ઇગ્લંડમાં પણ છે એ ફરિયાદ છે માટે તે **યથાર્થ** જ હોવી જોઈએ એમ ન સમઝવું. સર આર્નોલ્ડ વિલ્સન એ ફરિયાદમા રહેલી ભુલ બતાવે છે, અને તે જ પ્રમાણે આપણે ત્યા પણ એ ભૂલ સ્હેલાઈથી બતાવી શકાય. પણ સ્હામાની ભૂલ બતાવવા કરતાં સ્હામાના દૃષ્ટિબિન્દુથી જોઈ, એ ભૂલના મૂળમાં કાંઈ પણ સત્યાંશ હોય તો તે જાણી લઈ, આપણી ખામી સુધારવામા વધારે ડહાપણ રહેલું છે. પશ્ચિમ તો વ્યવહારૂ છે, અને આપણા યુનિવ્હર્સિટિના વિદ્યાર્થીઓ કરતા ત્યાંના વિદ્યાર્થીઓ વધારે કાર્યકુશળ છે. છતા કાર્યકુશળતાની ખામીની ફરિયાદ એઓ માટે થાય છે તો આપણે ત્યાં તો એ વધારે બળથી થઈ શકે.

આજ બે ભાઈઓને મ્હેં અંગ્રેજી વિરુદ્ધ ગૂજરાતી ભાષા દ્વારા શિક્ષણના પ્રશ્નની ચર્ચા કરતા સાંભળ્યા—એ ચર્ચાને અંગે એક ભાઈએ બીજાને કહ્યું: "સત્તર વર્ષનો અંગ્રેજી શાળાનો વિદ્યાર્થી આપણે ત્યાંના વિદ્યાર્થી કરતાં કેટલો બધો વધારે ચાલાક અને કાર્યકુશળ હોય છે?" મ્હે વચ્ચે પડીને કહ્યું: "ક્ષણવાર એક કલ્પના કરો: ઇંગ્લંડની સર્વ શાળાઓમાં ગૂજરાતીદ્વારા જ શિક્ષણ આપવાનું દાખલ કરો, અને જુવો કે તે પછી અંગ્રેજી વિદ્યાર્થીઓ કેટલા 'ચાલાક અને કાર્યકુશળ' રહે છે."

ત્યાંના વિદ્યાર્થીઓને સઘળું જ્ઞાન પોતાની માતૃભાષાદ્વારા જ સંપાદન કરવાની સરળતા રહે છે, અને તે સાથે જે વસ્તુનું જ્ઞાન મેળવવાનું હોય છે એ વસ્તુ પણ એમની વર્તમાન સંસ્કૃતિની એટલે કે 'modern civilisation'ની હોય છે. આપણા વિદ્યાર્થીને આ બંને બાબતમાં ગળે પત્થર બાંધીને તરવાનું છે કેળવણીની ભાષા પરભાષા અને સંસ્કૃતિ પણ પરાઈ

આથી હું એમની ભાષા કે એમની સંસ્કૃતિને ત્યાજ્ય માનનારામાંનો એક છું એમ ન સમજવું. ઊલટું કોઈ પણ રીતે એ ભાષાનું અને એ સંસ્કૃતિનું જ્ઞાન—થોડામાં થોડે બુદ્ધિને ખર્ચે—મેળવી લઈ, આપણી બાકીની સર્વ શક્તિ આપણી પોતાની ભાષાને અને આપણી પોતાની સંસ્કૃતિને, પશ્ચિમના સંસર્ગથી એ જેટલી સુંદર રીતે વિકસિત થઈ શકે તેટલી વિકસિત કરીને વિદ્યાસંપાદનના અને દેશોત્કર્ષના કામમાં મચ્યા રહેવું જોઈએ

એક વાત ઊમેરું જે પ્રજાઓએ પોતાનું સાધ્ય સાધી લીધું છે તેને તો પ્રકૃતિના સ્વાભાવિક નિયમો ઉપર આધાર રાખી જીવન ગુજારવું પરવડે પણ આપણે તો હજી બહુ સાધ્ય સાધવા બાકી છે, એટલે આપણે પ્રકૃતિના સ્વાભાવિક નિયમ ઉપર આધાર રાખી બેસી રહે ન ચાલે પ્રકૃતિના નિયમો ઊલટાવીને—સ્વાર્થને બદલે પરાર્થે જીવન ગાળીને, સુખની લાલસા છોડી દેશ ખાતર તપ કરીને, સાદા અને ઊંચા જીવન વડે ધનની ખોટ આત્મબળથી પૂરીને—આગળ વધી ગયેલા દેશ અને આપણા દેશ વચ્ચેનું અન્તર કાઢી નાખવું જોઈએ. અને આ કામ માટે યુનિવર્સિટિની કેળવણી પામેલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ તરફ દેશ જોઈ રહ્યો છે.

[ વસન્ત. વર્ષ ૩૫, અંક ૭–૯, શ્રાવણ–આશ્વિન, સં. ૧૯૯૨ ]

# શિક્ષિત જન કોને કહેવો?*

આનો ઉત્તર દઉં—અનેક વિષય ઉપર થોડી થોડી હકીકત જેણે પોતાના મગજમાં એકઠી કરી હોય એ ‘સુશિક્ષિત’ ન કહેવાય. આપણા હાલના જમાનામાં આવી હકીકત બહુ કામની છે, અને તે તિરસ્કારી કાઢવાની મ્હારી મતલબ નથી. પણ એમાં સઘળી કેળવણી આવી જતી નથી, બલ્કે કેળવણીનું એ તત્ત્વ પણ નથી. હવે હું એક ‘પ્રાચીન’ હોઈ પ્રાચીન નેત્રોથી આ પ્રશ્ન તરફ જોઉં અને ઉત્તર આપું. સુશિક્ષિત જન (‘An educated man’)=બ્રાહ્મણ. બ્રાહ્મણ કોણ? એ શબ્દનો જીવન્ત અર્થ મરી ગયો અને પત્થર જેવો જડ થઈ ગયો તે પહેલાં એનો અર્થ ‘બૃહત્’ યાને દિન પર દિન વૃદ્ધિ પામતા મ્હોટા વિશાળ મનનો માણસ એવો થતો. (જુવો સંસ્કૃત बृध्=बृह् ધાતુ ઉપરથી बृहत्, ब्रह्मन्) ‘બ્રાહ્મણ’થી ઊલટો શબ્દ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ‘કૃપણ’ કહ્યો છે: ‘કૃપણ’ એટલે દયા ખાવા જેવો, સાંકડો. હવે ‘કૃપણ’થી ઊલટા આ ‘બ્રાહ્મણ’ શબ્દના અર્થમાં કેટલા ગુણો સમાયેલા છે એ બુદ્ધ ભગવાને બૌદ્ધ ધર્મના એક ‘સુત્ત’ ગ્રન્થમાં આ પ્રમાણે બતાવ્યા છે કે—‘બ્રાહ્મણ’

---

* ‘કેળવણી સંબંધી થોડાક વિચારો’—એ મુંબઈનાં “મોડર્ન સ્કૂલ” નામે નવી શાળા સ્થપાઈ ત્યારે આપેલું ભાષણ, વસંતઃ વર્ષ ૩૫ અંક ૩-૬માં છપાયેલું છે તેમાંથી છેલ્લો આટલો ભાગ જ અહીં, પરિષદો અને વિદ્યાપીઠો અંગેનાં લખાણોના વિભાગને અંતે મૂક્યો છે. સં.

એટલે કે શિક્ષિત જન એ કે (૧) જેનુ શરીર સુદર હોય (આમા વ્યાયામ થવા શારીરિક કસરત વગેરેની આવશ્યકતા આવી ), (૨) જે સુચારિત્ર્યવાન શુદ્ધ માતાપિતાને ત્યા જન્મ્યો હોય (આમાં ઘરનું વાતાવરણ આવ્યુ ), (૩) જે બહુશ્રુત વિદ્વાન હોય (૪) જે પ્રજ્ઞાવાન (પરિપક્વ બુદ્ધિ–ડહાપણવાળો ) હોય, અને (૫) જે શીલવાન (સારા ચારિત્ર્યવાળો ) હોય પછી બુદ્ધદેવને પ્રશ્ન પૂછવામા આવ્યો કે આ સર્વ ન હોય, એમાથી કોઈ કોઈ ઓછુ હોય તો ચાલે કે નહિ ? એના ઉત્તરમા એ કહે છે કે, (૧) શરીર, (૨) કુળ કે (૩) વિદ્યા (શ્રુત)—ન હોય તો ચાલે. શિષ્ય પૂછે છે કે પ્રજ્ઞા અને શીલનું શુ ? બુદ્ધ ઉત્તર દે છે કે એ બેમાથી એક વિના ન ચાલે 'બ્રાહ્મણ' (educated man )મા પ્રજ્ઞા અને શીલ બને જોઈએ અને એક દૃષ્ટાન્તથી એ સમઝાવે છે જેમ હાથ ધોવા હોય તો બને હાથ એકઠા કરવા જોઈએ તેમ—ભાવાર્થ સ્પષ્ટ કરીને કહીએ તો બને હાથ એકઠા કરીને જ નહિ પણ પરસ્પર ઘસીને ધોવા જોઈએ, અને ત્યારે જ એ બરાબર ધોવાય—પ્રજ્ઞા અને શીલનું પરસ્પર ઘર્ષણ–સાહાય્યકારી વર્ષણ—આવશ્યક છે.

હુ પૂછુ છુ કે—જગતના સાહિત્યમાં 'educated man' યાને 'બ્રાહ્મણ' (પ્રાચીન અર્થમા)નું આ કરતા વધારે સારૂ લક્ષણ કોઈ સ્થળે આપે જોયુ છે ?

[વસન્તઃ વર્ષ ૩૫, અંક ૩–૬, ચૈત્ર–આષાઢ, સં. ૧૯૯૨]

# હૃદયનો હક *

વિશ્વની દૃષ્ટિએ જોતાં આ વિશાળ વિશ્વમાં કોઈ પણ વ્યક્તિનું મરણ હિસાબમા ગણવા જેવી વસ્તુ નથીઃ કેમ કે પ્રતિક્ષણ આ વિશ્વરૂપી ગહન વનમા અસંખ્ય પાંદડાં ખરે છે, અને અસંખ્ય નવા જન્મે છે. 'तत्र को मोह. क शोक'। પણ વિશ્વ વિરુદ્ધ મનુષ્યને પોતાના હૃદયના હક પણ રજુ કરવાનો અધિકાર છે. એ રીતે જોતા 'હું' અને 'મ્હારૂં' પણ અવગણવા જેવા પદાર્થો નથી, બલ્કે એની સ્વાભાવિકતાથી એ દૃષ્ટિ મનુષ્યને અધિક હૃદયંગમ અને રુચિકર થાય છે. ભલે એ દૃષ્ટિ મનુષ્યની ઊંચી ભાવના સાથે અસંગત હોઈ વસ્તુત. અયથાર્થ ગણાય, પણ મનુષ્યની સાધારણ મનુષ્યતા તો

---

* આ શબ્દો 'વસંત'ના ૩૧મા વર્ષમા લખાયા તો છે, પણ તેને આગળ મૂકી ગૂજરાતના સાહિત્યકારોને આચાર્યશ્રી ધ્રુવે આપેલી અંજલિઓમાથી કેટલીક અહીં ઉતારી છે. સાહિત્ય સિવાયનાં ક્ષેત્રોમા કાર્ય કરતા સદ્‌ગત ગૂજરાતીઓને તેમ જ અન્ય પ્રાંત અને દેશના મહાન પુરુષોને અપાયેલી અંજલિઓનો અહીં સમાવેશ કરવાની લાલચ જતી કરવી પડી છે...પરિષદો તથા વિદ્યાપીઠો વિષેના એમના લેખો અને સાહિત્યસામાન્ય તથા ગ્રંથાવલોકનના લેખો વચ્ચે આ નિવાપાંજલિઓ, જયન્તીવ્યાખ્યાનો અને જન્મોત્સવપ્રવચનોના લેખોનો વિભાગ મૂકયો છે, જે તે તે સાહિત્યકાર વિષે બોલવાનું પ્રાપ્ત થવાં લેખકે સ્વાભાવિકતયા શા ઉદ્‌ગારો કાઢ્યા હતા તેની નોંધરૂપે બોધક નીવડશે. સં.

એમા જ રહેલી છે એમ કહેવામા ખોટુ નથી આમ હોઈ, મનુષ્ય એના નિકટના સંબંધીઓ—'ઘરદીવડાઓ,' વા મનુષ્યજાતિના મહાન જ્યોતિઓ—આ લોક છોડી ચાલ્યા જાય છે ત્યારે પોતાના સબધ પ્રમાણે વા એ જ્યોતિના તેજ પ્રમાણે એક વા અનેક શોક અને ખેદના ઉદ્ગારો તો કરે છે જ. સમગ્ર મનુષ્યજાતિને ખળભળાવે એવાં મરણ તો થોડા જ થાય, કારણ કે એ કોટિના મહાન પુરુષો થોડા જ હોય પણ સામાન્ય જનતાથી અધિક એવા ન્હાના મ્હોટા જનોના મરણ એમના પોતાના પ્રદેશમા તો મહત્ત્વના જ ગણાવા જોઈએ

[ વસન્તઃ વર્ષ ૩૧, અક ૧૨, પૌષ, સ ૧૯૮૯ ]

## ૧. રતિરામ દુર્ગારામનો કૈલાસવાસ

થોડાક દિવસ ઉપર આપણા એક સુવિદિત વિદ્વાન ગ રા. રતિરામ દુર્ગારામ હવે આ લોક છોડી ગયા. ગૂજરાતને એક સારા પ્રાચીનવસ્તુશાસ્ત્રીની ખોટ પડી છે આપણા આદ્યસુધારક દુર્ગારામ મહેતાજીના પુત્ર અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના શિષ્ય કે રતિરામ પ્રાચીન વસ્તુની શોધમા તત્પરાયણ રહેતા, અને એમની એકનિષ્ઠાનુ ફળ પ્રાચીન ગૂજરાત બાબતના સરકારી ગેઝેટિયરમા "પ્રાચીન ગૂજરાતનુ ચિત્ર" એ નામના 'ગુજરાતી' પત્રમા પ્રસિદ્ધ થએલા એક ઉત્તમ લેખમા, તેમ જ મિ કેમ્પબેલ વગેરેને પ્રાચીન શોધમાં આપેલા મદદરૂપે, પ્રકટ થયુ છે કૈલાસવાસી વિદ્વાન સ્વભાવે અત્યન્ત ઋજુ અને મિલનસાર હતા, અને એમને પોતાના વિષયમા વ્યાસગ અસાધારણ હતો. એમના વિષયમા એમની જગા પૂરનાર અત્યારે કોઈ જ નથી. એટલા શબ્દોથી એ વિદ્વાનના કૈલાસવાસે ઊપજનારી ખોટનુ માપ સમજાશે. પરમાત્મા એમના બાલકવત્ આનન્દી અને મગ્ન આત્માને શાન્તિ આપો'

[ વસન્ત વર્ષ ૫, અક ૫, જ્યેષ્ઠ, સ ૧૯૬૨ ]

## ૨. સાક્ષરવર્ય ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનો સ્વર્ગવાસ

ગૂર્જરસાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના વિદેહ થવાની વાત સાંભળી સમસ્ત ગૂજરાત શોક પામ્યું છે. એ અનુપમ ગુણનિધાન તરફ સહુ કોઈ—પ્રાચીનો અને નવીનો, સ્ત્રીઓ અને પુરુષો, યુવાનો અને વૃદ્ધો, સામાન્ય વાચકજન અને વિદ્વાન લેખકમંડળ—પ્રેમ અને પૂજ્યભાવની દૃષ્ટિએ જોતું, અને એમના પવિત્ર આત્માની શીળી છાયા નીચે ગૂર્જરગિરા અનેક રીતે, ભાષા અને વિચાર ઉભય અંગમાં, પોષાતી.

તેઓ સંવત ૧૯૧૧ (ઇ.સ.૧૮૫૫)ની વિજયાદશમી (દશેરા)ને દિવસે જન્મ્યા હતા, અને દેહત્યાગ સમયે તેમનું વય માત્ર બાવન વર્ષનું હતું. એ દરમિયાન એમણે મનુષ્યજીવનના વિવિધ પરિવર્તો અનુભવ્યા છે. એમના દીવાનખાનામાં એમણે 'તોફાની સમુદ્ર'ની અને 'શાંત-ગિરિઉપત્યકા'ની એમ બે છબીઓ સ્હામસ્હામી ગોઠવી છે, અને એમાં તેઓ પોતાની આ પૂર્વાશ્રમની આફતોનું અને પાછળથી વિસ્તરેલી શાંતિનું સ્વરૂપ નિહાળતા. બાલ્ય અને તરુણાવસ્થામાં અસાધારણ કષ્ટ વેઠી એમણે વિદ્યા સંપાદન કરી હતી, વધારે યોગ્ય શબ્દમાં બોલીએ તો, જીવનની દૃષ્ટિને સંસ્કારી બનાવી હતી—કારણ કે ગોવર્ધનરામમાં વિદ્યા એ જીવનને અવલોકવાની આત્મદૃષ્ટિને સંસ્કાર આપનાર એક અદ્ભુત શક્તિ હતી. આ સંસ્કાર પામેલી દૃષ્ટિને લક્ષ્મીની છોળ સમુદ્રના ફીણ જેવી નિઃસત્ત્વ લાગતી, અને તેથી તેઓએ વકીલાતનો ધંધો બંધ કરી, મુંબઈ છોડી, પોતાના મૂળ સંકલ્પ મુજબ સાહિત્યની સેવા અર્થે, નડિયાદમાં નિવૃત્તિનિવાસ કર્યો હતો; અને આપણાં પ્રાચીન શાસ્ત્રોના મનન અને નિરીક્ષણમાં ઘણોખરો કાળ કાઢતા. સરસ્વતીની ભક્તિનો વેગ એમને એટલો બધો લાગ્યો હતો કે શરીર અનેક વ્યાધિથી ગ્રસ્ત થયા છતાં, દિવસના દશ-બાર કલાક એ જ વ્યવસાયમાં ગાળતા રહેતા. હાલમાં કેટલાક વખતથી મૃત્યુ સમીપ છે એ ભાન એમને

વારંવાર થવા માંડ્યું હતું, અને "મારા જીવનનો સૂર્ય આથમવા ઉપર છે" એમ આ લેખકને એકબે વાર લખી પણ ગયા હતા એ દેહાભિમાનરહિત આત્માને 'મૃત્યુ'-શબ્દ અર્થહીન હતો તથાપિ તત્ત્વચિન્તને એમના હૃદયની કોમળતાને હણી ન હતી, અને તેથી મૃત્યુના ઉલ્લેખથી સગાસબંધીઓ અને મિત્રનું ચિત્ત દૂભાતું જોઈ એમનું હૃદય આર્દ્ર થતું, તથા પોતે કરેલા ઉચ્ચાર માટે પશ્ચાત્તાપ કરતું પોતાનું જીવન અસાધારણ ઉચ્ચતા, પવિત્રતા અને લોકોપકારથી ભરેલું હતું, છતાં એમના પરગુણદર્શી આત્માને હમેશાં બીજાના જીવનમાં ઉત્કૃષ્ટ ભાવનાઓનું ચિન્તન કરવામાં આનન્દ આવતો "આ તેલંગની છબી ઉપર રજ ચડી હોય છે તે ધીમે રહીને હાથેવતી લ્હોવી મને બહુ ગમે છે।"—એમ પોતાના જૂના સહવાસીઓ ઉપરની પ્રીતિ દર્શાવતા, તથા મહેતા, રાનડે વગેરેના ગુણાનુવાદ વારંવાર કરતા, એટલું જ નહિ, પોતા કરતાં ઊતરતા જનોની છબીઓ પણ ચોતરફ રાખી એમાં વિવિધ ગુણોનું દર્શન કરવામાં તેઓ આનન્દ માનતા—એવી એમના હૃદયની અસાધારણ ઋજુતા અને નમ્રતા હતી

ગોવર્ધનભાઈએ આખું જીવન જીવનનો બહુ ગભીર અર્થ કરીને ગાળ્યું હતું છતાં જીવનની આનન્દી મીઠાશ એમના હૃદયને અને કલ્પનાશક્તિને અજ્ઞાત ન હતી "સરસ્વતીચન્દ્ર"માં જીવનનું માધુર્ય જેવું સમઝવામાં આવ્યું છે, તેવું હિન્દુસ્તાનના તો શું બલ્કે આખા જગતના થોડા જ ગ્રન્થોમાં સમઝાયેલું જણાશે—એમ કહીએ તો અતિશયોક્તિ નથી પણ જીવનની ગભીરતાના વિચારે ગ. ગોવર્ધનભાઈના હૃદય ઉપર એવી ઊંડી અસર કરી હતી, કે દિનપ્રતિદિન ઊર્ધ્વપ્રયાણ કરતા એમના આત્માએ દેહરૂપી મૃત્પિંડને અવગણવા માંડ્યો અને એને પરિણામે એ મહાન પુરુષનો ભૌતિક દેહ એમના બાલ્ય, બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમની પ્રિયભૂમિ, અને એમના ભાવનાનુરૂપ તેજસ અને ગનહેની અવસાનશય્યા અને સન્મરણોથી

પવિત્ર અને આકર્ષક થએલી એવી મુંબાઈ નગરીમાં, સમુદ્રકાંઠે અગ્નિનારાયણને શરણ થયો, અને વિભૂતિરૂપ બની અનંત-મહોદધિમાં ભળી ગયો!

આખરે એ મધુર-પ્રેમાળ-સાત્ત્વિક તેજથી ભર્યાં નયનો ગૂજરાત ઉપરથી, હમેશ માટે ઊડી જ ગયાં?'-આ વિચાર હૃદયભેદક છે. પણ રા. ગોવર્ધનભાઈના સંબન્ધમાં આવી દેહાભિમાની વિચારસરણિ અનુચિત છે એમ સમઝી એ વિચારને આગળ વધવા ન દેતાં અમે શાન્તિ ધરીએ છીએ. અને વૃથા શોક કરવાને બદલે એ જ્યેષ્ઠ બન્ધુને નિવાપાંજલિરૂપે વિવિધ વિદ્વાનોની કલમથી લખાએલો એક લેખસંગ્રહ 'વસન્ત'×ના વાચકો સમક્ષ અર્પીશું, અને એ તર્પણમાં એક અંજલિ અમે પણ ઉમેરીશું—એટલો સંકલ્પ કરી આજ વિરમીએ છીએ.

[વસંત વર્ષ ૯, અંક ૧, માઘ, સં. ૧૯૬૩]

## ૩. લાલશંકર ઉમિયાશંકરનો સ્વર્ગવાસ

મરણ એ આ સંસારમાં મનુષ્યની આંખ ઊઘાડી દઈ અનન્ત જીવનને પ્રત્યક્ષ કરી આપનાર—નિત્ય બનતો, છતાં નિત્ય નવો, એવો અદ્‌ભુત—બનાવ છે એ વિષે ઊપલી નોંધ+માં શબ્દો

---

× એ અંક તે વસંત વર્ષ ૬નો ત્રીજો (ચૈત્ર સં. ૧૯૬૩નો) અંક. તેમાંની 'અંજલિ' આ જ પુસ્તકમાં આગળ ઉતારી છે.

+ વસન્ત (વર્ષ ૧૧, અંક ૧૦)માં આ મૃત્યુનોંધની આગળ 'એક હરિકીર્તન' કરીને આચાર્યશ્રીની 'પ્રાસંગિક નોંધ' છપાયેલી છે, તેમાં શ્રી નરસિંહરાવે ભર્તૃહરિના પ્રસિદ્ધ निन्दन्तु नीतिनिपुणा વાળો શ્લોક લઈ, એનો અર્થ સમજાવી, એનાં બે ઉદાહરણ અને એક પ્રત્યુદાહરણ રૂપે (૧) ઉત્તરરામચરિતનો સીતાત્યાગ, (૨) ગૌતમબુદ્ધનું મહાભિનિષ્ક્રમણ, અને (૩) યુધિષ્ઠિરનું અશ્વત્થામાના મરણ સંબંધી [illegible] અસત્યકથન—એ

લખીને, અંગ્રેજીમાં કહે છે તેમ મારી 'કલમ ઉપરથી શાહી તો હજી સુકાઈ નથી.' એટલામાં, ગૂજરાતના, બલ્કે આખા મુંબાઈ ઇલાકાના, એક મહાન પુરુષે આ દુનિયામાંથી નીકળી પરદુનિયામાં પ્રવેશ કરવા મૃત્યુનું દ્વાર ખોળ્યું !

રા. 'લાલશંકર ઉમિયાશંકર યાજ્ઞિક' એ નામ ગૂજરાતમાં સર્વત્ર બાળકથી તે વૃદ્ધ પર્યન્ત સર્વ વર્ગના અને સર્વ કોમના જનોમાં, પ્રસિદ્ધ છે. એ મહાપુરુષે એક યાજ્ઞિક પિતાને ત્યાં જન્મી, વેદ અને યાજ્ઞિકી વિદ્યામાં કુશળ થઈ, નવી જ દાખલ થએલી નવી કેળવણીનો, માત્ર પોતાના જ ઉત્સાહ અને ખંતથી, લાભ લેવા માંડ્યો. આર્થિક અને વ્યાવહારિક અડચણોને લીધે એ યુનિવર્સિટિની કેળવણી તો ન લઈ શક્યા, તથાપિ અસંખ્ય મુસીબતોમાંથી માર્ગ કાઢી એમણે જે વિદ્યા સંપાદન કરી, એ એમનો કેળવણી પ્રત્યેનો ઊંડો શોખ અને સ્વાભાવિક બુદ્ધિનું અસાધારણ બળ દર્શાવે છે.

એમના સમયના અનેક નરરત્નોની માફક રા. લાલશંકરભાઈએ પણ કેળવણીખાતામાં જોડાઈ, પછી કાયદાનો અભ્યાસ કરી, એની પરીક્ષાઓમાંથી પાર ઊતરી, ન્યાયખાતામાં પ્રવેશ કર્યો. એ ખાતામાં એમણે ન્યાયબુદ્ધિ, વ્યવહારજ્ઞાન, સત્યપરીક્ષા, અને ગૂંચ ઉકેલવાની અસાધારણ કુશળતાથી સારો યશ મેળવ્યો. પણ એ યશ પણ અત્યારે એમના અન્ય કાર્યપ્રદેશના અતિ ઉજ્જ્વળ યશ આગળ ઝાંખો પડી ગયો છે. રા. લાલશંકરને ગૂજરાત 'અંકગણિતના કર્તા'

---

પ્રભુ પ્રસંગો ઈને કેના કીર્તન ઉપર આચાર્યશ્રીએ કરેલી ચર્ચા છે. લેખને અંતે (મૃત્યુનો પ્રહાર થાય છે તેની તરત પૂર્વે) શ્રી નરસિંહરાવે

'મરવા સોબ્બત છે સતો સુખે જગતથી જશો'

અને

'મૃત્યુ મરી ગયું છે લોક.'

તેને ઉપરનો બોધ કરેલો તેની વિચારણા કરેલી છે. —સં.

અને 'ફર્સ્ટ ક્લાસ સર્બોર્ડિનેટ જજ્જ' તરીકે બેશક યાદ રાખશે, પણ એ કરતાં પણ વધારે પ્રેમથી અને પૂજ્યભાવથી એમણે કરેલી લોકસેવા પ્રત્યે જોશે.

વેદનો અભ્યાસ એમણે થોડાંક વર્ષો જ કર્યો. પણ એ અભ્યાસ જે હાલના સામાન્ય વેદીઆ બ્રાહ્મણોમાં જડતા અને સંકુચિત દૃષ્ટિ જ ઊપજાવે છે તેણે આ ઉત્તમ પાત્રમાં ઉત્તમ ગુણો ઉત્પન્ન કર્યા.

એ અભ્યાસમાં "निष्काम वेदोऽध्येतव्यः"—એવી જે નિષ્કામપણાની ભાવના રહેલી છે, તથા વેદનો મહાન અક્ષરરાશિ મુખે કરવામાં દૃઢતા, ખંત અને અથાગ શ્રમના જે ગુણો જોઈએ છે—એ જીવનની ભાવના અને એ કાર્યશક્તિના ગુણો એમના આખા જીવનમા પ્રવેશી રહ્યાં હતાં. અને એને પરિણામે એ એટલી બધી લોકસેવા કરી શક્યા છે કે જે કરવા એમના કરતાં વધારે બુદ્ધિમાન પુરુષો પણ ભાગ્યે જ શક્તિમાન થયા છે.

કેળવણી અને સંસારસુધારો—એ બે એમના જીવનના મહાન ઉદ્દેશ હતા. ઊંચા ઊંચા પણ નિષ્ફળ અભિલાષો બાંધવા, કે વૃથા વાદવિવાદ અને તર્કવિતર્કથી કાર્યબળને ચૂંથી નાખવું તે કરતાં, સાદા ઉદ્દેશ લઈ, એને સાદા રૂપમાં સમજી, એમાંથી લોકહિતના ખરાં કાર્યો ઊપજાવવાં એ એમના સ્વભાવને વધારે પસંદ હતું—અને તે પ્રમાણે વર્તન કરીને એમણે ગૂજરાતને ઘણી લોકોપકારી સંસ્થાઓ આપી છે. ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઈટિની નાણાંની સ્થિતિ અત્યારે જે સંગીન પાયા ઉપર મૂકાઈ ગઈ છે એ સ્વર્ગસ્થ લાલશંકરભાઈના સતત પ્રયાસનું ફળ છે. એ સોસાઈટિએ સામાન્ય વાચકોને માટે સરળ ભાષામાં આરોગ્યશાસ્ત્ર વગેરેને લગતાં—સ્ત્રીઉપયોગી અને બાલોપયોગી જે ન્હાનાં ન્હાનાં પુસ્તકો રચાવ્યાં છે તે ખાસ એમની સૂચનાનું પરિણામ છે. સાદા અને નિરભિમાન સ્વભાવને લીધે વિદ્યાના મ્હોટા આડંબર કરતાં સામાન્ય લોકની કેળવણી ઉપર એમનું વિશેષ લક્ષ રહેતું, અને તેથી પ્રાથમિક કેળવણી વિસ્તારવા માટે

તથા એ મફત આપવા માટે એ નિરન્તર પ્રયત્ન કર્યા કરતા. સ્ત્રીકેળવણી એ એમનો પ્રિય વિષય હતો—અને એને અંગે પોતે તન-મન ઉપરાંત ધનથી પણ લોકસેવા કરી છે.

એમના હૃદયમાં ખરી દયાવૃત્તિ પણ પુષ્કળ હતી. દક્ષિણમાં પોતે મુનસફ હતા તે દરમિયાન, વિધવાઓના ભ્રૂણ અને બાલની રક્ષા કરવા માટે કેટલેક સ્થળે આશ્રમો બંધાવ્યા છે અને આપણે ત્યાં છપ્પનીઓ દુકાળ પડ્યો તે વર્ષે 'મહીપતરામ-અનાથાશ્રમ'માં, ખર્ચની જરા પણ ફિકર ન કરતાં પોતાના પગારમાંથી પુષ્કળ ધનની મદદ આપીને જે જે અનાથ બાળક આવ્યું તેને પાળ્યું! અને આજ એમના મરણથી જેટલાં બાળક રોયાં છે તેટલાં ગુજરાતમાં ભાગ્યે જ કોઈના મરણથી અત્યાર સુધીમાં રોયાં હશે.

મૃત્યુ મનુષ્યના મન ઉપર અનેક તરેહની અસર કરે છે. જ્યારે લીલા છોડ ઉપરથી ખીલતું ગુલાબનું ફૂલ કાળરૂપી માળીને હાથે ચૂંટાઈ જાય છે ત્યારે સંસારની વિષમતાનું ભાન થાય છે. તૃણ ઉપર મોતી જેવું સોહાતું પ્રાતઃકાળનું જળબિન્દુ જરા પવન વાતાં ખરી પડે છે—ત્યારે જીવનની નશ્વરતા આપણને ઉપસ્થિત થાય છે. પણ આવા કાર્યવીર, યોગ્ય આયુષ્ય ભોગવી, જ્યારે જગતમાંથી જતા આપણે જોઈએ છીએ, ત્યારે આ સંસાર એ કર્મભૂમિ છે—આપણા કર્તવ્ય કરવાનું પવિત્ર ક્ષેત્ર છે—એ વાતનો આપણને બોધ થાય છે, એવા પુરુષોને ઉદ્દેશીને જ પેલી પંક્તિ છે કે—

"મરવા મોકલ્યા રે, સંતો સુખે જગતથી જાશે'

પરમાત્મા આ સાદા, પ્રેમાળ, નિરભિમાન, અને સદા કાર્ય-પરાયણ મહાપુરુષને નિત્ય પોતાના સાંનિધ્યમાં રાખો, પણ તે જ સાથે એમના જેવા પુરુષો આ દેશને હમેશાં આપ્યા કરો—એટલી એના પ્રત્યે પ્રાર્થના છે!

(વસન્ત-વર્ષ ૧૧, અંક ૧૦, આશ્વિન, સં. ૧૯૬૮)

## ૪. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

તા. ૫ મી નવ્હેમ્બર ગુરુવારે "ગુજરાતી" પત્રના અધિપતિ અને માલેક રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ ગત થયા જાણી કોઈ પણ ગૂજરાતી વાચકને શોક થયા વિના નહિ રહે હુ જાણું છુ—'મહાન' શબ્દ આજકાલ સાધારણ મનુષ્યની આગળ પણ એના મિત્ર અને લાગતાવળગતા તરફથી સ્હેલાઈથી જોડી દેવામા આવે છે, અને એટલા જ કારણસર એ શબ્દ કદાચ કોઈને નહિ ગમે એમ ધારી એ હુ એમને લગાડતો નથી. પણ શબ્દાન્તરમા એટલુ તો કહુ કે ખંત, શ્રમ, ઉત્સાહ, પ્રુગક્રમ, નિર્ભયતા આદિ નૈતિક ગુણોના સાધારણ કરતા સ્પષ્ટ અધિક માપવાળા મનુષ્યોમાના એ એક હતા, અને એમના જવાથી ગૂજરાતને એક ભારે ખોટ પડી છે, જે અત્યારે પૂરવી કઠણ છે. મર્હૂમના રાજકીય અને સાસારિક તથા ધાર્મિક વિચારોમા, અને એને પ્રકટ કરવાની રીતમા, જેઓ મળતા નહિ થતા હોય—હુ પોતે ઘણીવાર નથી થતો—તેઓ પણ એમના પૂર્વોક્ત ગુણો કબૂલ કરશે જ, તથા રામાયણ, મહાભારતાદિકના ભાષાન્તર અને બૃહત્કાવ્યદોહન વગેરે પુસ્તકો પ્રસિદ્ધ કરીને એમણે પ્રાચીન ગૂજરાતી અને સસ્કૃત સાહિત્યનો ગૂજરાતી વાચકને લાભ આપવા માટે જે અતુલ શ્રમ કર્યો છે તે માટે એમને ધન્યવાદ આપશે. ગૂર્જરભૂમિ મારી છે, ગૃજરાતીઓ મારા બન્ધુઓ છે—એવી લાગણી વિના આવી સેવા બનતી નથી, અને એ લાગણી જ્યાં હોય ત્યાં હજાર મતભેદની વચ્ચે પણ, માનને પાત્ર છે.

મર્હૂમ, પ્રભુના ધામમાં, નિત્ય શાન્તિમા વસો, અને ગૂજરાતી સાહિત્ય અને ધર્મને 'ગુજરાતી' પ્રેસે કરવા માંડેલી સેવા દિન પર દિન વધતી જાઓ!—એટલું કહી આ ટૂંકી નોધ સમાપ્ત કરૂં છુ.

( વસતઃ વર્ષ ૧૧, અ‌ક ૧૧, કાર્તિક, સવત ૧૯૬૯ )

## ૫. દિ. બ. અંબાલાલ સાકરલાલનો સ્વર્ગવાસ

દિ. બ. અંબાલાલ સાકરલાલના સ્વર્ગવાસથી ગૂજરાતને પડેલી ખોટ એ આપણા પ્રાન્તમાં ગયા માસનો મ્હોટામાં મ્હોટો શોકજનક વૃત્તાન્ત છે.

ચાર માસ ઉપર 'વસન્ત' પત્ર માટે મ્હેં દિવાન બહાદુરની મુલાકાત લીધી તે વખતે મ્હને જરા ખ્યાલ ન હતો કે આ મહાન પુરુષના મહાન વિચારો અત્યારે છેલછેલ્લા જ ગૂજરાત સમક્ષ પ્રકટ થાય છે! દિવાન બહાદુરનું શરીર ન્હાનપણથી જ રોગગ્રસ્ત હતું, છતાં તે એમણે એવી અસાધારણ કાળજીથી અને કેળવણીથી—એક દેહાત્મવાદી તરીકે નહિ, પણ દેહ તે આત્માના સંકલ્પને કાર્યરૂપે પરિણત કરવાનું આવશ્યક સાધન છે એવી ચોખ્ખી સમજણપૂર્વક અને દૃઢ સંકલ્પથી—જાળવ્યું હતું, કે ૭૦ વર્ષની વયે પણ એ એકદમ લુપ્ત થઈ જશે એમ એ માસ ઉપર કોઈના ધારવામાં ન હતું.

ચોખ્ખી સમજણ અને દૃઢ સંકલ્પ—આ બે સહજ સ્ફુરી આવેલા વિશેષણોમાં દિવાન બહાદુરના માનસિક બંધારણનું સંપૂર્ણ તત્ત્વ સમાએલું છે. એ વિશેષણો ગુપ્ત કૂંચીની માફક શોધવા પડે એમ નથી—ઝગમગતા સુવર્ણમય ધ્વજલેખની પેઠે એમના જીવન ઉપર એ ફરકે છે, અને 'રસ્તે દોડતા દોડતા પણ વંચાય એવા' છે. મનુષ્યજીવન—વ્યક્તિનું તેમજ પ્રજાનું—એ કાલપ્રવાહમાં તણાતું નિર્માલ્ય તૃણ નથી, પણ દીર્ઘદૃષ્ટિ અને પ્રબળ પ્રયાસ વડે ઉદ્દિષ્ટ સ્થાને પહોંચાડવાની અમૂલ્ય નૌકા છે, જીવનસંબંધી આ સાચી સમજણ દિવાન બહાદુરની રગે રગમાં વ્યાપેલી હતી, અને એ સમજણને લગતે એ જે જે નિર્ણયો અને સંકલ્પો કરતા તે સર્વ ઉપર સ્વતન્ત્ર અનુભવી અને ઠરેલ બુદ્ધિની, ઉત્સાહ, ધૈર્ય અને અડગ નિશ્ચયની, તેમ જ સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિની, સ્પષ્ટ છાપ પડેલી હતી એમના જેવા ઉચ્ચ પારુષના અને પ્રભાવશાલી બુદ્ધિના

કેળવણી ખાતું છોડવાનો અણધાર્યો પ્રસંગ ઊપજ્યો ત્યારે પણ મુંબાઈની જાહોજલાલીથી ન મોહાતા× એક દેશી રાજ્યનું ન્યાયખાતું—જેમાં તે વખતે લોકસેવાનો પુષ્કળ અવકાશ હતો તેમાં જોડાવાનું એમણે પસંદ કર્યું. આ પસંદગી એમના માનસિક બંધારણ ઉપર બહુ બોધકારક પ્રકાશ નાખે છે કાશીનાથ ત્ર્યંબક તેલંગને યુનિવર્સિટિની પરીક્ષામાં પાછળ મૂકવાના કરતાં પણ આમાં અધિક પૌરુષ—બુદ્ધિ કરતાં નીતિનું—આત્મસંયમનું પૌરુષ જેટલું અધિક છે તેટલું—સમાએલું હતું. સાદી દેશસેવાને અંગે અહંભાવને ભૂલી જવો એ જેવો તેવો માનસિક ગુણ નથી. દેશની સેવા અને કર્તવ્યનું આચરણ કીર્તિના ઝળમગતા પ્રકાશમાં જ થઈ શકે છે એમ નથી સેવા અને કર્તવ્યનો અવકાશ સઘળે સ્થળે છે, અંગ્રેજી રાજ્યમાં નથી તેટલો દેશી રાજ્યમાં છે આ ખરી દૃષ્ટિ એમના જીવનમાં કદી મીંચાઈ ન હતી. વિશાળ અનુભવપૂર્વક એ હમેશા કહેતા કે હિંદુસ્થાનનો ઉદ્ધાર શહેરોના ચોગાનમાં નહિ પણ ગામડાની ગલીઓમાં છે અને તેથી કોન્ગ્રેસના પ્લૅટફૉર્મ ઉપર ઊભા રહેવામાં એમને જેટલો આનંદ આવતો નહિ, તેટલો એક મજૂર વર્ગના લત્તામાં જઈ રાત્રિશાળા ઊઘડાવવામાં અને તેમાં જાતે દેખરેખ રાખવામાં આવતો

દિવાન બહાદુરે ગૂજરાતને કરેલી ન્હાની મ્હોટી સર્વ સેવાઓમાં કેળવણીના વિષયમાં કરેલી સેવા કદી પણ વીસરાશે નહિ. એમના શિષ્યો એક અવાજે એમની શિક્ષણપદ્ધતિની જેવી પ્રશંસા કરે છે તેવી પ્રશંસા કેળવણીના ક્ષેત્રમાં, બલ્કે દેશસેવાના કોઈપણ ક્ષેત્રમાં, કોઈની ચમેલી સંભળાતી નથી. શિક્ષણપદ્ધતિ સંબન્ધી આજકાલ નવી નવી શોધો થાય છે, અને એનું જ્ઞાન આપવા માટે ટ્રેઈનિંગ

×મુંબાઈમાં રહી તેલંગ, ફિરોઝશાહ, વગેરે ગૃહસ્થોએ દેશને જે અતુલ સેવા કરી છે તેને હું નીચે પાડવા માંગતો નથી. પણ મુંબાઈની બહાર સામાન્ય દેશની સેવા માટેનો હક સ્મરણમાં રાખનાર થોડા છે તેથી આ લખવું થાય છે

કૉલેજોમા વિવિધ પ્રયત્નો આદર્યા છે—એના શુદ્ધ ઉદ્દેશ પરત્વે કે વ્યવહારૂ આવશ્યકતા પરત્વે કાંઈ જ વાંધો લેવા જેવુ નથી—પણ એક તરફ એ સર્વ પ્રયત્નોને અને બીજી તરફ દિવાન બહાદુર જેવા શિક્ષકને મૂકીને બેનું તોલ કરીએ છીએ ત્યારે એટલુંજ દેખાઈ આવ્યા વિના રહેતુ નથી કે આખરે પદ્ધતિ કરતા મનુષ્ય અધિક છે.

દિવાન બહાદુરની કેળવણીના વિષય ઉપર મમતા અસાધારણ હતી, અને જીવનના અવસાનના સમયમા પણ એમણે પોતાનું સઘળું બળ—એક યુવાનના જેટલા ઉત્સાહથી—ગૂજરાતમાં કેળવણીની એક ભગીરથ સસ્થાનો પાયો નાખવામા વાપર્યું હતુ. આ સંસ્થા—"ગુજરાત કેળવણી મંડળી"ના—ઉદ્દેશ 'વસન્ત'પત્રમા અનેકવાર જાહેર થયા છે, એટલે એ સંબન્ધી આ સ્થળે કાંઈ કહેવાનું નથી. પરંતુ દિવાન બહાદુર પ્રત્યે માનની દૃષ્ટિ ધરાવનાર દરેક સજ્જનની ફરજ છે કે એ સંસ્થાને આગળ વધારવી, અને પોતાની આસપાસના જીવનમાં એના ઉદ્દેશ યથાશક્તિ અમલમાં લાવવા. આ જ ગૂજરાતના એ મહાન પુરુષનું ઉત્તમ સ્મારક છે.

[ વસન્તઃ વર્ષ ૧૩, અંક ૯; આશ્વિન. સ. ૧૯૭૦ ]

---

* એ સસ્થાના ઉદ્દેશ—ઉદ્દેશપત્રિકામાં જણાવ્યા પ્રમાણે તો—બહુ વિશાળ છે, પરંતુ જેમને એમની સાથે આ વિષયમાં વાતચીત કરવાનો પ્રસગ આવ્યો હશે એ સારી રીતે જાણે છે કે એ સંસ્થામાં એમનો પોતાનો ઉદ્દેશ **માતૃભાષાદ્વારા સામાન્ય** લોકને વ્યવહારૂ કેળવણી આપવાનો હતો. મ્હોટાં ટાઈપમાં મૂકેલા ત્રણે શબ્દો બહુ મહત્ત્વના છે, મૂળથી જ દિવાન બહાદુરનો માતૃભાષાદ્વારા કેળવણી આપવા ઉપર બહુ આગ્રહ હતો. એ મતલબની એમણે '૧૮૮૨ના સર વિલિયમ હંટરના એજ્યુકેશન કમિશન આગળ જુબાની આપી હતી. બીજુ—ઉચ્ચ વર્ગનુ શિક્ષણ ગમે તેટલું વધારો પણ સામાન્ય લોકમાં જ્યાં સુધી કેળવણી

## ૬. રણજિતરામ વાવાભાઈનો સ્વર્ગવાસ

ગ્રા ગ રણજિતરામ વાવાભાઈ મુબાઈ-અધેરી પાસે જુહુ ગામના દરિયામા ન્હાતા ન્હાતા સમુદ્રના મોજાથી તણાઈ જઈ અકાળ અવસાન પામ્યા—એ ખબર સાભળી આખા ગૂજરાતનો સાક્ષર અને સાહિત્યપ્રેમી વર્ગ શોકમગ્ન થયો છે ગ રણજિતરામને ગૂજરાત પ્રત્યે ગાઢ પ્રેમ, અભિમાન અને મમત્વ હતા, અને એમનો ગૂજરાતી સાહિત્યના ઉદ્ધાર અને વિકાસ માટે કરેલો પ્રયત્ન અનન્યસાધારણ હતો. ઉચ્ચ અને દીર્ઘગામી ભાવનાથી એમણે ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌નો પાયો નાખ્યો એમણે જ નાખ્યો એમ કહેવામા અતિશયોક્તિ નથી, કારણ કે એને આદ્ય ક્ષણે રા ગોવર્ધનરામ જેવા કલ્પનાશીલ સાક્ષરશિરોમણિ અને દેશભક્ત મહાપુરુષ પણ ડગડગતી અનુમતિ સિવાય અધિક સાહાય્ય આપી શક્યા ન હતા એ આ લેખકના—તે ક્ષણની જાતહાજરીથી—જાણવામા છે

રા. રણજિતરામમા નિરભિમાનપણુ અને શાન્ત વ્યવસ્થિત રીતે કામ કરવાનો સ્વભાવ એ મ્હોટા ગુણો હતા વસ્તુત પોતાની કાર્યરેખા એ પોતે જ દોરતા, તોપણ નિરભિમાન વૃત્તિથી સર્વ સાક્ષરબન્ધુઓની સલાહ લેતા અને જે કાર્યમાં એ અગ્રસ્થાનના

---

પ્રસરી નથી ત્યા સુધી હિન્દુસ્થાન નના જીવનમા પ્રવેશ કરવાનુ નથી—એવી એમની દૃઢ સમજણ હોઈ એમણે આ મિ ગોખલેની દરખાસ્તને બહુ લાગણીથી વધાવી હતી ત્રીજુ સામાન્ય પ્રજાને અત્યારે શાળાના જે શિક્ષણ અપાય છે તેવા—બુદ્ધિની કેળવણી રૂપ—શિક્ષણ કરતાં સસારવ્યવહારમાં ઉપયોગી થાય તેવા શિક્ષણની વધારે જરૂર છે, અને આ જાતનુ શિક્ષણ આપવાની ખાનગી શાળાઓ થાય તો સરકાર તરફથી અપાતા શિક્ષણની ખામી પૂરી પડે અને પ્રજાના મોટા ભાગ આ વ્યવહારોપયોગી શિક્ષણનો લાભ લે, અત્યારે રાષ્ટ્રીય કેળવણીના મ્હોટામા મ્હોટો પ્રશ્ન તે ગરીબ, મજૂર, ખેડૂત, કારીગર અને વેપારી વર્ગને—એમને ઉપયોગી થાય એ જાતની કેળવણી આપવાનો છે.

અધિકારી હતા, તેમાં પણ અન્યને પુરોભાગ આપી પોતે પાછળ રહીને જ કામ કરવું પસંદ કરતાઃ જે વૃત્તિ બહુ ઉચ્ચ આત્મામાં જ હોઈ શકે છે.

એમના જ શાન્ત અને ભદ્ર નિશ્ચયથી, એમની જ અક્ષુબ્ધ નિર્મળ અને નિષ્પક્ષપાત વૃત્તિથી, સાહિત્યપરિષદ્ ઘણા મતભેદ અને વાવાઝોડામાંથી સહીસલામત પસાર થઈ હજી ઊભી છે, અને ગૂજરાતનો આબાલવૃદ્ધ સાક્ષરવર્ગ રણજિતરામને જ એ સંસ્થાના સંચાલક આત્મારૂપે ઓળખે છે.

રા. રણજિતરામે ગૂજરાતી સાહિત્યપરિષદ્‌નો પાયો નાંખ્યો અને એનું ચણતર હાલની સ્થિતિ સુધી આણ્યું તે જેટલા સાહિત્યપ્રેમથી, તેથી પણ વિશેષ અંશે ગૂજરાત પ્રત્યે મમત્વના ભાવથી. 'જય જય ગરવી ગૂજરાત'ના સૂર ઉચ્ચારનાર કવિ–હૃદય પછી મને લાગે છે કે, એ ભાવ ગૂજરાત તરફ રા. રણજિતરામ કરતા અધિક માપમા ભાગ્યે જ કોઈ હૃદયે અનુભવ્યો હશે. આ પ્રેમથી પ્રેરાઈ રા. રણજિતરામે ગૂજરાતના પ્રાચીન ઈતિહાસનાં સાધનો એકઠાં કરવા માંડ્યાં હતા, અને પ્રભુએ એમને લાંબુ આયુષ્ય આપ્યુ હોત તો એમાંથી એ કેટલુંક જાણવાજોગ ફળ નીપજાવી શકત.

રા. રણજિતરામમાં ઉન્નત ભાવના અને વિશાળ યોજના રજુ કરવાની શક્તિ ઘણી હતી, અને એ કારણથી એમનો આત્મા હમેશા ઉચ્ચ અને વિશાળ વાતાવરણમાં જ વિહરતો અને અન્યને વિહરવા નિમન્ત્રણ દેતો. 'बोद्धारो मत्सरग्रस्ताः'— એ વસ્તુસ્થિતિનો પડછાયો પણ એમને સ્પર્શી શક્યો નહોતો, અને એવો આ પવિત્ર આત્મા અનન્ત ચૈતન્ય–સમુદ્રમા રહ્યો રહ્યો આ ગૂર્જરભૂમિના ઉત્કર્ષમા આનન્દો!—એટલી જ પ્રભુ પાસે આપણી પ્રાર્થના છે.

[વસન્તઃ વર્ષ ૧૬, અંક ૪, વૈશાખ, સં. ૧૯૭૩]

## ૭. ભોગીન્દ્રરાવ દીવેટીઆ

ગૂજરાતના સાહિત્યક્ષેત્રમા એક ચિતાગ્નિ શમતો નથી ત્યાં બીજો પ્રગટે છે। રા રણુજિતરામના અવસાનને હજી એક વર્ષ પણ થયું નથી તે પહેલાં રા. ભોગીન્દ્રરાવ ગયાનુ સાભળી ગૂજરાતી સાહિત્યનો વિશાળ વાચકવર્ગ શોકમગ્ન થયા વિના રહેશે નહિ. એ યુવાન સાક્ષરે એક સરળ ધરસંસારી વાર્તા લખનાર તરીકે શરૂઆત કરી ધીમે ધીમે એ કાર્યમા બહુ અસાધારણ કીર્તિ અને લોકપ્રિયતા મેળવી હતી લેખકોને વાચકોની ખોટ છે તેવા દેશકાળમાં એમના લખાણ માટે ચારે તરફથી માગણી આવતી—અનેક વર્તમાનપત્રો અને માસિકો એમની કલમનો લાભ મેળવવા યત્ન કરતા, એમના કોમળ અને મનરખણા સ્વભાવને લીધે એ કોઈને ના કહી શકતા નહિ, અને પોતાની શારીરિક શક્તિ કરતા ઘણુ વધારે કાર્ય માથે લેતા અને પાર ઊતારતા; પણ એ શ્રમની એમના શરીર ઉપર ઘણી માઠી અસર થતી. થોડાક વર્ષોથી એ અસર સ્પષ્ટ જણાવા લાગી હતી, પણ ન્હાનપણુથી ઉદ્યોગી પ્રકૃતિ, ઉત્સાહી સ્વભાવ, અને સાહિત્યસેવાનો શોખ—એને લીધે એ શરીરની સભાળ લઈ શકતા નહિ

સ્વ ભોગીન્દ્રરાવની નવલકથાઓ અને વાર્તાઓમાં અદ્‌ભુત કલ્પનાશક્તિ, હૃદયનો વેગ, કે જીવનના પ્રશ્નોના ઊડા ઊડા ચિન્તન નથી, પણ રા. ચન્દ્રશકર પોતાના એક કાવ્ય માટે કહે છે તેમ ‘સચ્ચાઈની સાદાઈ’ છે. એમની સાહિત્યકલા જીવનનાં ચિત્રો વસ્તુસ્થિતિમાં જ લે છે, અને જેવા લે છે તેવા જ વાચકસમક્ષ મૂકે છે; વાસ્તવિક જગતને પડછે કાલ્પનિક જગત નાખવુ—બોધ ખાતર વા ક્ષણવાર આ સસારના દુખડા ભૂલવા ખાતર પણ—એ એમની કલાની રીતિ નથી. એ વસ્તુસ્થિતિનાં ચિત્રોમાથી જ સાસારિક બોધ અને નિર્દોષ આનન્દ ઉભય ઉપજાવે છે બોધ એમના હૃદયનો ઉદ્દેશ છે, કલાનો ઉદ્દેશ નથી—અને તેથી એમની વાર્તાઓ નિ સાર ગમ્મત અને નૈતિક ભાષણ એમ બને દોષથી વિમુક્ત રહે છે. આપણા

ગૂજરાતીઓના જીવનમાં ગૃહજીવન પ્રધાન છે, અને તેથી વસ્તુસ્થિતિના આ ચિત્રકારનાં ચિત્રોમાં મ્હોટો ભાગ આપણા ઘરસંસારી જીવને જ રોકયો છે. એમની નવલકથાઓમાં આપણા જનસમાજની બધી ભૂમિકાઓ ઉપર એમની દૃષ્ટિ ફરી છે, પણ મધ્યમ વર્ગનું સંસ્કારી જીવન એમણે વિશેષ ભાગે ચીતર્યું છે. એમના હૃદયના શોખ શુદ્ધ હોઈ, એમનો વાર્તારસ પણ તેવો જ રહ્યો છે, અને ભાષામાં જો કે અસાધારણ સામર્થ્ય નથી તથાપિ અકૃત્રિમ સરળતા પુષ્કળ છે. આ વિશુદ્ધિ અને સરળતા એમના નવલકથાકાર તરીકેના વિજયના ખાસ કારણો છે.

એક મનુષ્ય અને કુટુમ્બી જન તરીકે એમનામા ઘણા અનુકરણ કરવા જેવા ગુણો હતાઃ આ ગુણોએ એમના સાક્ષર અને સામાન્ય મિત્રોનું મંડળ બહોળું રચ્યું હતું અને તે સર્વ અત્યારે બહુ જ સાચા દિલથી એમના અવસાન માટે શોક કરે છે. એમનું કુટુમ્બજીવન અને એમનું સાહિત્યજીવન અખંડ-એકાકાર હતા, અને એમના કુટુમ્બને એમના સાહચર્યની ખોટ અનેક રીતે જણાશે. પ્રભુ એમને એ ખોટ શાન્તિથી સહન કરવાનું સામર્થ્ય આપો અને સૌને સુખી કરો !

[વસન્તઃ વર્ષ ૧૬, અંક ૧૧, માર્ગશીર્ષ, સં. ૧૯૭૪]

## ૮. ત્રણ દુઃખદ મરણ

જ્ઞાનીઓ કહે છે કે પ્રતિદિન અસંખ્ય જીવો યમસદને જાય છે અને છતાં બાકી રહેલા એમ જ ઇચ્છયાં કરે છે કે આપણે અહીં જ નિત્ય રહ્યાં કરીએ—આ કરતાં મ્હોટું આશ્ચર્ય શું હોઈ શકે ! ખરૂ છે, પણ સ્નેહીઓ કહે છે કે એક પછી એક પાનખર ઋતુમા ઝાડનાં પાંદડાંની માફક મિત્રો અને બન્ધુઓ ખરતા જાય અને છતાં વિશ્વમાં કાંઈ જ ફેરફાર થયો નથી એવી લાગણીથી આપણે જીવન ચલાવ્યાં કરીએ એ કરતાં અધિક શું આશ્ચર્ય ? આપણા

સાહિત્યક્ષેત્રના સાથી — રા રણજિતરામ, રા. ભોગીન્દ્રરાવ—હજી હમણા જ ગયા છે, ત્યા એક માસમાં ઇન્ફ્લુએન્ઝાના રોગથી બીજા ત્રણ બન્ધુઓ—રા. ચિમનલાલ દલાલ, રા. શિવભાઈ બાપુભાઈ, અને રા. શિવાભાઈ પટેલ પ્રયાણ કરે છે! છતા એથી પડેલી ખોટનુ આપણને ખરેખર કેટલુ થોડું જ્ઞાન છે!

રા ચિમનલાલ દલાલ ગૂજરાત કૉલેજમાંથી બી એ. પસાર થઈ, એમ એ. ડિગ્રી મેળવી, વડોદરાના લાઇબ્રેરિ ખાતામા થોડાક વર્ષથી દાખલ થયા હતા—અને ત્યાં એમણે એમની અસાધારણ કાર્યશક્તિની અને સ્વકાર્ય માટે જોઈતી વિદ્વત્તાની સારી છાપ પાડી હતી અને એની કદર તરીકે રાજ્ય તરફથી એમને ચાદ મળ્યો હતો. પાટણના જૈન ભડારમા પ્રવેશ મેળવી, અત્યાર સુધી ડૉ. બ્યૂલર, ડૉ ભાડારકર, અને પ્રો. મણિલાલની નોધમા પણ ચઢેલાં નહિ એવા પુસ્તકો એમણે નોધ્યા, અને એમાનાં કેટલાક પસદ કરી 'ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝ' એવે નામે રાજ્ય તરફથી પ્રસિદ્ધ કરવા માડ્યા હતા. ગૂજરાતને અભિમાન કરાવે એવુ આ કાર્ય છે, અને તે હમણા જ આરભાયુ છે અને ભવિષ્યમાં એને એ ચાલતુ રાખવા રાજ્ય તરફથી પૂર્ણ યત્ન થશે એમ અમે આશા રાખીએ છીએ તથાપિ દલાલના સ્વર્ગવાસથી એ ભારે કાર્યમા અત્યારે જે અભીર મુશ્કેલી ઉત્પન્ન થઈ છે, અને જે રાજ્ય જ યથાર્થ જાણે છે, એ એમણે એમના ટૂકા જીવનમા ગૂજરાતને કરેલી મહાન સેવાનો, તેમ જ સેવા માટે અન્ય વિદ્વાનોને ઊઘાડી આપેલા મહાન દ્વારનો આપણને ખરો ખ્યાલ આપે છે.

રા. શિવભાઈની સાહિત્યસેવા બીજા જ ક્ષેત્રની હતી એ 'બન્ધુ સમાજ'ના એક બન્ધુ હતા, ગૂજરાતી સાહિત્ય ઉપર પ્રેમ ધરાવતા, અને 'અલક્ષ્યજ્યોતિ' વગેરે ઘણી બોધભરી રસિક અને લોકપ્રિય નવલકથાઓ લખીને ગૂજરાતી સાહિત્યના સેવકોમા એમણે સારૂં પદ પ્રાપ્ત કર્યું હતુ રમૂજ—નિર્દોષ રમૂજ—અને સરળ જીવનના

ચિત્રો એ એમની સાહિત્યશૈલીનાં લક્ષણ ગણાય છે, અને ઈશ્વરે એમને લાંબું આયુષ્ય આપ્યું હોત તો નવલકથાના ક્ષેત્રમાં એ ગૂજરાતી સાહિત્યને બહુ સારી સેવા કરત.

રા. શિવાભાઈ મોતીભાઈ પટેલ એક ઉત્તમ પંક્તિના વકીલ તરીકે તથા 'ગૂજરાત સભા'ના સેક્રેટરિ તરીકે ગૂજરાતમા સારી રીતે જાણીતા હતા. પરંતુ પોતાની કીર્તિ કરતાં પણ અધિક એવા જે કેટલાક પુરુષો ઉત્પન્ન થાય છે તેમાંના એ એક હતા—અને એમના જવાથી ગૂજરાતનું એક કેવું રત્ન ગયુ છે એ એમની સાથે નિકટ સંબન્ધમાં આવેલા જનો જ બરાબર જાણે છે. અંગ્રેજી પાંચમા ધોરણમાંથી એમણે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા આપી પરીક્ષા પસાર કરી હતી, અને ત્યાર પછીનો એમનો કોલેજનો અભ્યાસ ખાસ કરીને ઇતિહાસના વિષયમાં બહુ ઊંચા પ્રકારનો નીવડ્યો હતો; સ્મરણશક્તિ અને ચિન્તનશક્તિનો વિરલ સંયોગ, વસ્તુ ગ્રહણ કરવામાં અસાધારણ ઝડપ, ડાળાંપાંખડાં કાઢી નાખી વસ્તુનું તત્ત્વ પકડી લેવાની અદ્ભુત શક્તિ, વિચારમાં અપૂર્વતા, જીવનમાં સૌજન્ય અને સરળતા, આગળ ન પડતાં માત્ર કાર્ય કરવામાં જ આનન્દ–ઇત્યાદિ અનેક ગુણો, અત્યારે મારાં માનસ નેત્ર આગળ ઉપસ્થિત થાય છે, અને એ મારા કોલેજના મિત્રની પ્રતિકૃતિ અત્યારે બાહ્ય જગતમાં કોઈ સ્થળે હું જોતો નથી. ગૂજરાત સભાના સેક્રેટરી તરીકે એમણે લાંબો વખત કામ કર્યું છે, જેમાં એમની મુખ્ય સેવા ઊંડા વિચારવાળા 'મેમોરિયલ' ઘડવામાં પ્રકટ થતી. ગૂજરાતના ખેડૂતોની સ્થિતિ વિષે એમને ઘણી સારી માહિતી હતી, અને વડોદરા રાજ્યના ખેડૂતોને માથેથી કરનો બોજો ઓછો કરવા, મિ. રમેશચન્દ્ર દત્ત જ્યારે એ રાજ્યના અમાત્યસ્થાને હતા ત્યારે એમને એમણે પ્રસિદ્ધ પત્રો લખીને માગણી કરી હતી. 'વસન્ત'માં પણ એમણે કેટલાક વિચારશીલ લેખો લખ્યા છે, પણ એમની વિચારશક્તિના પ્રમાણમાં ઘણા નથી લખી શક્યા તેનું કારણ અમારા વખતની શિક્ષણની

એક મ્હોટી ખામી—ગૂજરાતી ભાષાની ઉપેક્ષા—એમ પોતે જણાવતા એમના જવાથી એમના મિત્રોને એક મિત્રની, અને ગૂજરાતને એક બુદ્ધિશાળી દેશસેવકની ખોટ પડી છે.

[ વસન્તઃ વર્ષ ૧૭, અંક ૯, આશ્વિન, સં. ૧૯૭૪ ]

## ૯. સ્વ રમણભાઈ

ભાઈ રમણભાઈનો દેહ પડ્યો ! ગૂજરાતે ગઈ સદીમા અને આ સદીમા કાલની બાજીમા અનેક કિમતી મ્હોરા ખોયા છે, પણ આવી ખોટ એણે કદી પણ અનુભવી નથી મહાત્મા ગાધીજીએ કહ્યું છે તેમ રમણભાઈ એટલે છેલ્લા પચાસ વર્ષના ગૂજરાતનો ઇતિહાસ અને ઇતિહાસ એટલે એની સર્વ પ્રવૃત્તિઓ મળી રચાએલો એક પટ. સ્વ. રણછોડલાલ છોટાલાલે મ્યુનિસિપેલિટિના વહીવટનો આદર્શ સ્થાપ્યો; રમણભાઈના પિતા મહીપતરામે કેળવણીકાર અને બહાદુર 'સુધારક' તરીકે યશ મેળવ્યો, અંબાલાલ સાકરલાલે ગૂજરાતની બુદ્ધિશક્તિને શોભાવી, લાલશંકર ઉમિયાશંકરે સંસારસુધારાને લગતી અનેક સંસ્થાઓ સ્થાપી, ગોવર્ધનરામે સાક્ષરજીવનની ભાવના સિદ્ધ કરી; મણિલાલે પત્રકાર તરીકે અદ્‌ભુત પ્રભાવ પાડ્યો, રાજ્યપ્રકરણમા ગોકળદાસ પારેખ, ચિમનલાલ સેતલવાડ, અને વિઠ્ઠલભાઈ પટેલને ગૂજરાત અગ્રસ્થાને મૂકશે, અને ઊંડી ધાર્મિકતામા ગાધીજી સર્વોપરિ સ્થાન ભોગવે છે પરંતુ જે વ્યક્તિએ જીવનનો પ્રત્યેક ક્યારો પાયો છે એ તો ભાઈ રમણભાઈ જ. ગૂજરાતે એવો સફલ પુરુષ, એની સ્મરણશક્તિ પહોચે છે ત્યા સુધી, કદી પણ જોયો નથી એમના સાક્ષર-બન્ધુઓ એમની સાહિત્યશક્તિથી મુગ્ધ બની ઘણીવાર ખેદ દર્શાવતા કે રમણભાઈ પોતાનો સમય મ્યુનિસિપેલિટિના કામમા કેમ ખરાબ કરે છે? પણ જીવન એ સાહિત્ય કરતાં ઉચ્ચતર અને વિશાળતર પદાર્થ છે અને એને અંગે ઉત્પન્ન થતાં કર્તવ્યો સાહિત્યની કીર્તિ કરતાં વધારે પવિત્ર

છે એ સમઝણથી પ્રેરાઈ, મ્યુનિસિપેલિટિનાં કામકાજમાં એ પુષ્કળ સમય આપતા, અને મને આજ સ્મરણ આવે છે કે શરીરસ્વાસ્થ્ય ખાતર મ્યુનિસિપેલિટિના મેમ્બર થવાની ઉમેદવારી ન કરવી એમ સ્નેહી-સબન્ધીઓ તરફથી કહેવામાં આવ્યુ ત્યારે એમણે ઉત્તર આપ્યો કે "આરામ લેવાની જરૂર પડશે તો હુ વકીલાત છોડી દઈશ, પણ મ્યુનિસિપેલિટિ નહિ છોડુ." કેટલાક જનોની રાજ્યપ્રકરણી સેવાની સમઝણ ધારાસભામાં ભાષણો કરવામાં સમાઈ રહે છે, પણ વસ્તુતઃ ફિરોઝશાહ, ગોખલે આદિ સાચા દેશભક્તોએ દેશના સ્વરાજ્યના પાઠ સ્થાનિક સ્વરાજ્ય ચલાવવામા લીધા છે અને આપ્યા છે, અને તેજ પ્રમાણે સ્વ. રમણભાઈએ સ્થાનિક સ્વરાજ્યને પોતાનાં સર્વ કાર્યક્ષેત્રોમાં પ્રથમસ્થાને મૂકી એના વહીવટમાં કર્તવ્યનિષ્ઠા અને નિષ્પક્ષપાતનું ઉત્તમ દૃષ્ટાન્ત લગભગ ત્રીસ વર્ષની સેવાથી ગુજરાત આગળ ધર્યું છે. પરંતુ સ્થાનિક સ્વરાજ્યની સેવા કરીને એઓ હિન્દની મ્હોટામાં મ્હોટી પ્રવૃત્તિ—નેશનલ કૉન્ગ્રેસ પ્રત્યે વિમુખ કે બેદરકાર હતા એમ નહોતું. અઢાર વર્ષ સુધી દરેક નેશનલ કૉન્ગ્રેસની બેઠકમાં હાજરી આપવી એવો એમણે સંકલ્પ કર્યો હતો, અને એ એમણે શરીરનાં સુખદુ:ખની દરકાર કર્યા વગર દૃઢતાથી પાળ્યો હતો. અને જ્યારે કૉન્ગ્રેસ 'અસહકારી' થઈ, અને એમની ઠરેલ અને વિનીત બુદ્ધિ 'અસહકાર'નાં તોફાન સહન ન કરી શકી, ત્યારથી એમણે એ મહાન સંસ્થાનો હિંમતથી ત્યાગ કર્યો, અને ઉચ્છૃંખળ અસહકારીઓનો રોષ પણ વ્હોર્યો, પણ કૉન્ગ્રેસ ગોખલે, ફિરોઝશાહ અને દાદાભાઈના નેતાપણા નીચે હતી તે સમયમા એમણે 'કૉન્ગ્રેસબહાર તે નાતબહાર' એવો ઉદ્ગાર કાઢેલો અમે સાંભળ્યો છે.

સંસારસુધારક તરીકે સ્વ. રમણભાઈનું જીવન સાચુ, આડંબર વિનાનું, કાર્યપરાયણ, અને દૃઢ છતાં ઉદાર હતું. સ્વમતમાં અડગ શ્રદ્ધા અને તદનુસાર આચાર હોઈને પણ પરમત તરફ સહિષ્ણુતા અને માનની લાગણી ધરાવવી એ ઉચ્ચ સંસ્કારનુ ચિહ્ન છે, જે વિરલ

ગુણ સ્વ. રમણભાઈમા બહુ સ્પષ્ટપણે હતો. સસારસુધારાના નિશ્ચયને અનુસરતા વર્તન પ્રત્યે એ બેદરકાર નહોતા, બલ્કે આવા કામમાં દૃષ્ટાન્તનો મહિમા માનતા પણ સામાન્ય વ્યવહારમાં વ્યવહારબુદ્ધિ (Common sense) થી આચાર અને વિચારનો જેટલો સમન્વય થઈ શકે તેટલો કરવા ઉપરાત, સુધારાની સવિશેષ પ્રગતિ માટે તેઓ કેળવણીમાં શ્રદ્ધા ધરાવતા. સસારની આધારશકિત સ્ત્રી છે, તો સ્ત્રી-કેળવણી ઉપર સસારસુધારાનો મુખ્ય આધાર છે એ સાચી સમઝણથી ઘણા સુધારકો સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપે છે, પણ સ્વ. રમણભાઈએ સ્ત્રીકેળવણીને જે સેવા કરી છે તે કોઈએ નથી કરી—અને તે એ કે એમના પત્નીના ઉચ્ચ શિક્ષણ ખાતર, મુનસફ થવાનુ માડી વાળી સરકારી નોકરીનુ રાજીનામુ આપ્યું, અને અમદાવાદમા વકીલાતનો સ્થાનિક ધધો સ્વીકાર્યો, એટલુ જ નહિ પણ છેલ્લા પાત્રીસ વર્ષથી એમના ગૃહને સ્ત્રીકેળવણીની સુન્દર સસ્થારૂપ કરી મૂકયુ હતુ, અને આજ ગૂજરાત ઉચ્ચ સ્ત્રીશિક્ષણમા જે સ્થાન ભોગવે છે તેનો મ્હોટો યશ સ્વ. રમણભાઈને પોતાને છે.

સ્વ. રમણભાઈનો જીવનપ્રવાહ જેમ સર્વ કાર્યક્ષેત્રમા પ્રસરી રહ્યો હતો, તેમ એમના આત્મકુસુમની પ્રત્યેક પાંદડી પૂરેપૂરી ખીલેલી અને સૌરભની ભરેલી હતી. એમની વિદ્યાભ્યાસની કારકીર્દી યશસ્વી હતી, એટલુ જ નહિ પણ અભ્યાસકાળ પૂરો કર્યા પછી પણ વિદ્યા ઉપરનો એમનો પ્રેમ યાવજ્જીવ સ્થિર હતો. એમની બુદ્ધિ ઝીણી હતી તે સાથે વિદ્યાને જ્ઞાનમા પરિણત કરવાનુ અદ્ભુત સામર્થ્ય એમા રહેલુ હતું. એલ્ફિન્સ્ટન કૉલેજના ગૂજરાતી મડળમા 'કવિતા' ઉપર વાચેલો એમનો નિબન્ધ એના સિદ્ધાન્ત માટે જે ગૌરવ ધરાવે છે તે કરતા પણ એ સિદ્ધાન્તનો ગૂજરાતી સાહિત્યમા એમણે જે વિનિયોગ કર્યો છે તે માટે એ અધિક માનને પાત્ર છે એમના સર્વ લખાણોની પાછળ સસ્કૃત અને અગ્રેજી સાહિત્યનો બહોળો પરિચય રહેલો હતો, પરતુ તે એમની સમર્થ અને તેજસ્વી બુદ્ધિમા એવો

સારી રીતે પચી ગએલો છે કે સૂત્રરૂપ થઈ એ ગૂજરાતી સાહિત્યના દૃષ્ટાન્તોમાં અકૃત્રિમ રીતે સ્ફુરે છે. એમની હાસ્યરસની કૃતિઓમાં પણ એ હાસ્યરસનું વિશિષ્ટ સ્વરૂપ જે પશ્ચિમના લેખકોમાંથી લેવા યોગ્ય હોય તે એમણે લીધું છે, તથાપિ એમની બુદ્ધિને પ્રભાવે ગૂજરાતી ભાષામાં એ નવો અવતાર પામી ગયું છે. અને અત્યારે ગૂજરાતી ભાષામાં હાસ્યરસના સાહિત્યકાર તરીકે સ્વ. રમણભાઈનું સ્થાન ખાલી પડ્યુ છે. એમની બુદ્ધિની પરિપકવતાનું એક ઉત્તમ ઉદાહરણ એમની રસવૃત્તિ છે. જૂની મૂર્તિઓને પૂજ્યાં કરવું કે નવીન આચાર્યોને નમી પડવુ—બને અન્તથી સ્વ. રમણભાઈ દૂર હતા. તેથી રા. કવિ જેવાનાં નવાં કાવ્યોનો આદર કરવામાં સદા તત્પર છતાં અર્થગૌરવ વિનાનાં ઉચ્છૃંખળ છમકલાં કે અનુકરણથી એ કદી મુગ્ધ બનતા નહિ. એમનું સ્વાભાવિક વલણ બલ્કે પક્ષપાત શિષ્ટ શૈલી તરફ હતો, અને શૈલીનું ઉત્તમ ઉદાહરણ ભાષામાં તેમજ અર્થમાં—એમનું પ્રસિદ્ધ નાટક 'રાઈનો પર્વત' છે.

સ્વ. રમણભાઈની જેવી વિદ્યા સંગીન અને બુદ્ધિ પરિપક્વ, તેવી નતિ પણ દૃઢ હતી. અમને સ્મરણ આવે છે કે રમણભાઈ અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા ત્યારે કોઇએક સહાધ્યાયીએ એમને એક ચંચળ અને 'કદી પણ જૂઠું ન બોલે' એવા વિદ્યાર્થી તરીકે મને ઓળખાવેલા. બુદ્ધિ સાથે નીતિની એ દૃઢતા એમના સમસ્ત જીવનમાં કાયમ રહી હતી. વળી, જેમ એમની બુદ્ધિ પાંડિત્યના બોજાથી દબાઈ ગઈ ન હતી, તેમ એમની નીતિ પણ ઉગ્ર અને કર્કશ રૂપ ધારણ કરતી ન હતી. એમનો વિનોદી સ્વભાવ એમની વિદ્વત્તામાં તેમજ નીતિમાં એક જાતની સુંદર સરળતા પૂરતો. બંનેમાં આડંબરનો છાંટો પણ ન હતો. જમણો હાથ ઉપકાર કરે એ ડાબો હાથ ન જાણે એવી એમની ભલું કરવાની સ્વાભાવિક વૃત્તિ હતી. હું ઉપકાર કરૂં છું એવું જ્ઞાન એમને પોતાને ન થતું, ત્યાં ઉપકૃત જનને એ ભાવ જણાવવાની તો વાત જ શી!

સ્વ. રમણભાઈના સર્વ ગુણોના મૂળમાં ઊંડી પ્રભુનિષ્ઠા રહેલી હતી. વર્તમાન સમયમા થોડા જ સજ્જનો એ મહાન શક્તિનો મહિમા સમજે છે પણ એ પ્રભુનિષ્ઠા જે રમણભાઈની કર્તવ્ય-પરાયણતા અને સેવાવૃત્તિનુ બીજ હતુ એણે એમના આત્મામા કેવો વ્યાપક વાસ કર્યો હતો એ જાણવુ હોય તો 'જ્ઞાનસુધા'ના અંકોમા વખતોવખત પ્રસિદ્ધ થએલા અમદાવાદ પ્રાર્થના સમાજમન્દિરમા એમણે આપેલા વ્યાખ્યાનો જોવાં. એ વાચનાર આજ ઉદ્ગાર કર્યા વિના રહેશે નહિ કે આ પ્રભુનિષ્ઠ આત્માને પ્રભુ એમના દરબારમા સદા વાસ આપો!

સ્વ. રમણભાઈના જીવનની સુન્દરતા, સરળતા, સાક્ષરતા અને વ્યાપકતાને અશેષ ગૂજરાત આજ નમ્ર શિરે જે પ્રશસાની નિવાપાંજલિ અર્પી રહ્યુ છે તેમા સપૂર્ણ હૃદયે જોડાવા ઉપરાત, એમા 'વસન્ત' તરફથી, તેમજ અમારા અગત સબન્ધથી ઉપકાર ભાવ અને સ્નેહની અજલિઓ અમે ઊમેરીએ છીએ

[વસંતઃ વર્ષ ૨૭, અક ૨, ફાલ્ગુન, સ. ૧૯૮૪]

## ૧૦. શોકપ્રદર્શન

ર. ભાઈ મગનભાઈ ચતુરભાઈ પટેલ અને રા. ભાઈ હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રોફ આ બે ભાઈઓના અણધાર્યા અને યોગ્ય વયના ધોરણે વિચારતા કાચી ઉમ્મરે થએલા અવસાન માટે ગૂજરાતને શોક છે બને ભાઈઓ ગૂજરાતની વિદ્વત્તા અને સાહિત્યસેવાના સારા દૃષ્ટાન્તો હતા. સ્વ. મગનભાઈએ શાકુન્તલના ગૂજરાતી ભાષાન્તર ઉપરાત સ્વતન્ત્ર કાવ્ય અને નાટક રચ્યા છે, એટલું જ નહિ પણ ઉપનિષદ્, ગીતા અને વેદાન્તસૂત્રના સારા અભ્યાસી હોઈ એમણે શાકર વેદાન્તને અનુસરી એ ગ્રન્થોના સારા વિવરણ કર્યા છે. આ ઉપરાત ગૂજરાતના ખેડૂતોની સ્થિતિ અને જમાબન્દીની પદ્ધતિ

સબન્ધી અભ્યાસ અને વિચારપૂર્વક અંગ્રેજીમાં કેટલાક ચર્ચાત્મક લેખો પણ લખ્યા છે. તેઓ સ્વભાવે શાન્ત, વિચારશીલ, ગંભીર અને એકનિષ્ઠ હતા. એમના અવસાનથી ગૂજરાતની વિદ્વત્તાને એક ખરેખર મ્હોટી ખોટ પડી છે.

સ્વ. હીરાલાલ શ્રૉફ અમારા સમયથી થોડાક જ પાછળના હતા. એમનો પ્રથમ પરિચય સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને ત્યાં મને થયો હતો. અને વેદાન્ત ઉપર એમને પુષ્કળ પ્રીતિ અને મમતા હોઈ સ્વ. મણિલાલ પાસે એ ઘણીવાર આવતા. એમણે પ્રાચીન રીતિએ પૂર્ણ શ્રદ્ધાથી વેદાન્તનો—વિશેષતઃ શાંકર વેદાન્તનો—સારો અભ્યાસ કર્યો હતો, અને તે સાથે અંગ્રેજી તત્ત્વજ્ઞાનનો મેળ પણ અભ્યાસપૂર્વક કર્યે જતા હતા સાંભળવા પ્રમાણે એમને પુસ્તકોનો બહુ શોખ હતો અને પેટલાદની એમની ગટુલાલ લાઇબ્રેરીમાં તત્ત્વજ્ઞાન અને હિન્દુશાસ્ત્રના ઘણા પ્રતિષ્ઠિત પુસ્તકો એમણે સંગ્રહેલા છે આ ઉપરાંત એક અસાધારણ શક્તિના અધ્યાપક અને શાળાવ્યવસ્થાપક તરીકે સ્વ. હીરાલાલ વિખ્યાત હતા. તેઓ દૃઢ સનાતનધર્મી હતા અને એમની વિદ્વતાથી અને પ્રતિષ્ઠાથી સનાતનધર્મને એમણે સારી સેવા કરી છે. એમના જવાથી એક ઉત્તમ શિક્ષક, વિચારશીલ શાંકર વેદાન્તી, અને દૃઢ સનાતન હિન્દુધર્મીની ગૂજરાતને ખોટ પડી છે.

[ વસન્ત : વર્ષ ૨૯, અંક ૧, માઘ, સં. ૧૯૮૬ ]

## ૧૧. સ્વર્ગસ્થ હરગોવિન્દદાસ કાંટાવાળા

"સાક્ષરમાર્તંડ" અને "રાજ્યરત્ન" એ બે વિશેષણના વિરલ સંયોગથી વિભૂષિત શ્રીયુત હરગોવિન્દદાસ કાંટાવાળા ગયા માસમાં સ્વર્ગવાસી થયા. એ વૃદ્ધ શિક્ષકગુરુ, વિદ્યાપ્રેમી અને વ્યવહારવિચક્ષણ મહાન પુરુષના જવાથી ગૂજરાતના અન્ય સાક્ષરોને એક સલાહકાર મુરબ્બીની ખોટ પડી છે. 'સાહિત્ય' પત્રના તન્ત્રીએ તટસ્થતાથી લખ્યું છે તે પ્રમાણે "હરગોવિન્દદાસે રૂા. ૩) ના શિક્ષણથી શરૂઆત કરી;

મોદી અને મિ. જી. કે. નરીમાન—એમનાં અવસાન થયાં એ આપણને દિલગીરી ઉપજાવે છે.

ડૉ મોદી આપણા પારસી ભાઈઓના ધર્મગુરુ વર્ગમાં જન્મેલા હોઈ એમના ધર્મના ઇતિહાસની સેવાને એમણે પોતાનું જીવન સમર્પ્યું હતુ એ ઇતિહાસને યથાર્થરૂપે અને સંપૂર્ણ વિદ્વત્તાથી પ્રકાશમા લાવવા માટે એમણે યૂરોપની વિવિધ ભાષાઓનો પણ અભ્યાસ કર્યો હતો. અને અભ્યાસપૂર્વક એમણે પારસીઓના સામાજિક અને ધાર્મિક રીતરિવાજો ઉપર તેમ જ ઇરાન અને તે પાસેના દેશોના પ્રાચીન ઇતિહાસ ઉપર પ્રકાશ નાખતા અગણિત ન્હાના મ્હોટા લેખો લખ્યા છે, જેને પરિણામે યૂરોપથી અનેક યુનિવ્હર્સિટિઓએ એમને એમની વિદ્વત્તાના માનમા ઊચી પદવીઓ આપી છે આટલી વિદ્વત્તા છતા એ નિરભિમાની અને નિત્ય જ્ઞાનપિપાસુ હતા અને પૂર્ણ નમ્રતાથી સંસ્કૃત વિગેરે બીજી શાખાઓના વિદ્વાન સાથે સારો પરિચય રાખતા. હિન્દુસ્થાન તેમ જ યૂરોપની 'ઓરિયન્ટલ કૉન્ફરન્સ' અને 'ઓરિયન્ટલ કૉન્ગ્રેસ'મા એ વારવાર જતા તથા લેખો વાચતા અને એમની એ ભક્તિને પરિણામે થોડાક વર્ષો ઉપર અલ્લાહાબાદમા મળેલી 'ઓરિયન્ટલ કૉન્ફરન્સ'નું પ્રમુખપદ એમને આપવામા આવ્યુ હતુ વૃદ્ધવયે એમનો દેહ પડ્યો, છતા છેક સુધી એમની બુદ્ધિશક્તિ હતી તેની ને તેની કાયમ રહી હતી, તથા લેખો લખવાનો એમનો ઉત્સાહ શિથિલ થયો ન હતો પરમાત્મા એમના આત્માને વિદ્યાના આનન્દમા સદા મગ્ન રાખો એ જ પ્રાર્થના

મિ નરિમાન ડૉ. મોદી કરતા ન્હાના માપમાં પણ પૂર્ણ પ્રેમથી સરસ્વતીની સેવા કરતા. એ પણ ડૉ મોદીની માફક ફ્રેંચ વગેરે વધુ ભાષાઓ જાણતા, અને વિદ્યાસેવામા જ એમણે એમનુ પ્રમાણમા ટૂકુ આયુષ્ય ગાળ્યુ હતુ. જન્મે પારસી છતા, સંસ્કૃત પાલિ વગેરેનો એમણે અભ્યાસ કર્યો હતો × અને સર્વ સામગ્રીના બળથી

× થોડાક વર્ષ ઉપર કાશીના સંસ્કૃત સાહિત્યપરિષદ્ ભરાઈ હતી એમા સંસ્કૃત સાહિત્યને લગતા વિવિધ વિષયો ઉપર સંસ્કૃત ભાષામાં

એમણે ઇરાનને લગતા વિષયો ઉપરાંત બૌદ્ધ ધર્મના ઇતિહાસોના ક્ષેત્રમાં પણ એમણે સારી સેવા કરી છે. એમનું એક સારૂં પુસ્તક "Sanskrit Buddhism" યાને સંસ્કૃત (મહાયાન) બૌદ્ધ પન્થના સાહિત્ય ઉપર પાશ્ચાત્ય વિદ્વાનોના લેખોના અંગ્રેજી અનુવાદરૂપ છે. પ્રભુ એમને શાન્તિમાં રાખો.

[ વસન્ત · વર્ષ ૩૧, અંક ૧૨, પૌષ, સં. ૧૯૮૯ ]

## ૧૩. રા. મટુભાઈ કાંટાવાળા

ગૂર્જર સાહિત્યના એક અસાધારણ પ્રેમી, વિશિષ્ટ સેવક, અને 'સાહિત્ય' પત્રના તંત્રી રા. રા. ભાઈ મટુભાઈ કાંટાવાળા એકાએક હૃદય બંધ થઈ જવાથી અવસાન પામ્યા—સાંભળી અમને અત્યન્ત શોક થયો. ગયા અંકના 'ગુજરાતી' ના મુખપૃષ્ઠ ઉપર એમની છબી જોઈ પહેલો વિચાર અમારા મનમાં એ આવ્યો કે—'ગુજરાતી'—એ હવે ગૂજરાતના સાક્ષરોની ચિત્રાવલિ આરંભી? નીચે લેખ વાંચતાં, આ અસન્ત દુઃખદ વૃત્તાન્ત જાણ્યો!—એમના બહોળા મિત્રમંડળને અને ગૂજરાતી સાહિત્યના સૌ વાંચકોને આ હકીકત સાંભળી કેટલો આઘાત થયો હશે એ સહજ કલ્પી શકાય છે.

મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડેના લાંબા પ્રયાસથી મુંબાઈ યુનિવ્હર્સિટિની એમ.એ ની પરીક્ષામાં પ્રચલિત દેશભાષાને સ્થાન મળ્યું તે પછી અંગ્રેજી સાથે ગૂજરાતી લઈ એમ. એ. પસાર કરનાર પ્રથમ વિદ્યાર્થી સ્વ. મટુભાઈ હતા. એમના પિતાશ્રી સ્વ. હરગોવિન્દદાસનો ગૂજરાતી ભાષા ઉપર અને સાહિત્ય ઉપરનો અમાપ પ્રેમ એમનામાં ઊતર્યો હતો, અને ગૂજરાતી માસિકોની પ્રથમ પંક્તિમાં સ્થાન

---

આપ્યાનો અને ભાષણો થયાં હતાં, તે પ્રસંગે મિ. નરીમાને ખાસ હાજરી આપી હતી અને ભાષણ કરવામાં ભાગ લીધો હતો. અને એક પારસી વિદ્વાનને સંસ્કૃતમાં બોલતા જોઈ પરિષદ્‌ને આનન્દ ઉપજ્યો હતો.

ભોગવતું 'સાહિત્ય' પત્ર સ્થાયી ને દૃઢ નિયમિતતાથી ચલાવી એમણે ગૂજરાતને વિશિષ્ટ રૂપની સેવા કરી છે.

એમના પિતાના જેવો એમને પણ ગૂજરાતી ભાષાના સાદા શબ્દો અને સાદી શૈલી માટે, જેને સ્વ. મણિલાલ નભુભાઈ 'તળપદી' વિશેષણથી આંકતા—એ માટે બહુ આગ્રહ હતો, અને યુનિવર્સિટિના અભ્યાસક્રમમા ગૂજરાતી વગેરે ચાલુ દેશભાષાઓને ભાષાઓના અભ્યાસમા સળગ સ્થાન અપાવવાના ઉદ્દેશથી એમણે આ વર્ષે સેનેટના ફેલો થવા ઉમેદવારી કરી હતી અને એ ઉમેદવારીમાં ફત્તેહમદ થયા હતા

સ્વ હરગોવિન્દદાસનુ કુટુમ્બ જેમ સારી કેળવણી પામેલુ તેમ પૈસેટકે પણ સુખી છે. સ્વ હરગોવિન્દદાસે પોતે ગૂજરાતી ભાષા અને સાહિત્યના શુદ્ધ પ્રેમથી પ્રેરાઈ ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ને રૂા. ૧૦,૦૦૦ની રકમ ભેટ આપેલી સુપ્રસિદ્ધ છે. પણ તે ઉપરાંત ભાઈ મટુભાઈએ ક્રમવાર જુદા જુદા વિષયના તે વર્ષના ઉત્તમ ગ્રન્થ માટે રૂ ૫૦૦)નુ પારિતોષિક સ્થાપ્યુ છે. એની સર્વ યોજના પરિપૂર્ણ થાય તે પહેલા તો એમનો દેહ પડ્યો !

ભાઈ મટુભાઈ એક ગૂર્જર સાહિત્યપ્રેમી સાક્ષર હોવા ઉપરાત સવિશેષ અર્થમા સજ્જન હતા તેઓ વર્તનમા સીધા, અને સ્વભાવે સાદા, માયાળુ અને નિખાલસ હતા ' પ્રભુ એમને અક્ષરધામમા સુખી રાખો !

[ વસન્ત વર્ષ ૩૨, અક ૯. પૌષ, સ. ૧૯૯૦ ]

## ૧૪. શોક

ભાઈ વ્યોમેશચન્દ્ર પાઠકજીનુ ભર યુવાવસ્થામા પરલોક જવુ બહુ જ હૃદયવેધક છે મ્હારો એમની અને એમના કુટુમ્બની સાથે લાંબા વાગનો સબન્ધ હોઈ, એક સાક્ષરબન્ધુના અવસાન કરતા આ હકીકત વધારે અગત દુ ખ કરે છે. મ્હારો સબન્ધ એમના

કુટુમ્બ સાથે અનેક દ્વારે છેઃ મ્હારો પ્રથમ સંબન્ધ મ્હારા શાળાકાળના એક વખતના મ્હારા ગુરુ સ્વ. કમળાશંકરભાઈ સાથે, બીજો એમના પુત્ર રા. પ્રો. અતિસુખશંકર ત્રિવેદી સાથે; ત્રીજો રા. પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે જેઓ સ્વર્ગસ્થના શ્વશુર થાય એમની સાથે, ચોથો સ્વર્ગસ્થના પિતા રા. સરદાર શ્રી જનાર્દન પાઠકજી સાથે, અને પાંચમો (જે હમણાં જ જાણવામાં આવ્યો) તે એમના 'નાના મામા' રા. રાજેન્દ્રરાવ દલાલ સાથે. આ ઉપરાંત મ્હારો અંગત સંબન્ધ એઓશ્રીએ, એમ. એ. પરીક્ષા બહુ યશ સાથે પાસ કર્યાની હકીકત મ્હેં જાણી ત્યારથી બંધાયો હતો. એઓ માત્ર પરીક્ષા પાસ કરી જાણનાર અને પરીક્ષા પછી પુસ્તકો સાથેના સંબન્ધને તિલાંજલિ આપનાર નામના 'વિદ્યાર્થી'માંના એક ન હતા. તેઓ વિદ્યાની અનેક શાખાના ખરેખરા પ્રેમી હતા, અને શરીરના કારણે પાઠનના કાર્યમાંથી નિવૃત્ત થયા હતા તથાપિ પઠનનું કાર્ય અંત સુધી કર્યા જ કરતા હતા. એમનો વિદ્યાનો વ્યાસંગ શુષ્ક ન હતો ઊછરતા વિદ્વાનોમાં એમના જેવા વિદ્યાપ્રેમી બહુ નજરે નહિ પડે અને એમની વિદ્યાનો ગૂજરાતને અત્યારસુધી લાભ મળી શક્યો નથી તેનું કારણ એમનું હમેશનું અસ્વાસ્થ્ય હતું. નબળી તબિઅતમાં પણ એઓશ્રી ઈંગ્લંડ જઈ કાંઈક શરીર સુધારી બૅરિસ્ટર થઈ ઘેર આવ્યા પછી થોડો વખત રહી પાછા મંદવાડમાં પડ્યા. પરંતુ એ વખતમાં પણ, એમની બુદ્ધિશક્તિ અને વાચનનો પ્રેમ પૂર્વવત્ તેજસ્વી હતાં.

આવા જીવનના સાથીનો વિયોગ થવાથી એમનાં પત્ની શ્રીમતી જયમનબ્હેનને જે દુઃખ થતું હશે એ અમે કલ્પી શકીએ છીએ, અને અમે પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે એ એમના ચિત્તને શાન્તિ આપો, અને એમને પણ પતિને પગલે પગલે વિદ્યાપરાયણ કરો.

× × × ×

શ્રી. નરહરરામ માધવરામ ત્રિપાઠી (એમનું લોકપ્રિય નામ એન. એમ. ત્રિપાઠી) સ્વર્ગસ્થ થયા. એઓ એક પ્રતિષ્ઠિત ગ્રન્થ-

અને વિશેષે કરી ગૂજરાતી પુસ્તકોના બુકસેલર હતા, અને એમના મ્હોટા ભાઈ શ્રીયુત ગોવર્ધનરામભાઇના 'સરસ્વતીચન્દ્ર' આદિ ગ્રન્થોના વેચનાર હોઈ, લોકપ્રિય ઘણા ગૂજરાતી પુસ્તકો એમની દુકાને સરળતાથી મળતા.

અમારા કૉલેજના વિદ્યાભ્યાસના કાળમાં, સસ્કૃત વિદ્યાનો અને એના ઊચી પડિતાઈના ગ્રન્થોનો અને પડિતો સાથે સમાગમ કરવાનો શોખ હોય, તેમને માટે કાલબાદેવી રોડ ઉપર પડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીની દુકાન એ સાઝે મળવાનું ઠેકાણુ સાંઝે જ્યારે જુવો ત્યારે સ્વ તનસુખભાઈ તો પ. જ્યેષ્ઠારામની દુકાને બેઠા જ હોય. એવું જ સ્થાન ગૂજરાતી સાહિત્યનો શોખ ધગાવનાર અગણિત યુવાન 'સાક્ષરો' અને 'સાક્ષરો'ના પ્રેમીજનો માટે એન એમ ત્રિપાઠીની દુકાન હતી

સ્વ નરહરરામને, એમના મ્હોટા ભાઈ પૂજ્ય ગોવર્ધનભાઈએ જોયુ કે એ કૉલેજના વિદ્યાભ્યાસ માટે યોગ્ય નથી કે તુરત ધધે વળગાડ્યા પ્રથમ તો એમને પેટલાદના ઝવેરી હીરાશકરને ત્યાં મોતી પરોવવાનું કામ શીખવા બેસાડ્યા પછી ગાદીમા એક ન્હાના કારકુન તરીકે કસોટીએ ચટાવ્યા—અને છેવટે બુકસેલરને ધધે લગાડ્યા, તેમાં સ્વ નરહરરામે સારી પ્રતિષ્ઠા મેળવી. એઓશ્રીનો પાછળના વખતમા વૃદ્ધત્વના કારણથી ધધાનો ઉત્સાહ મન્દ પડી ગયો હતો, તો પણ એમના ધધાના લાબા કાળમા એમણે ગૂજરાતી સાહિત્યને વાચકગમ્ય કરવામા સારી સેવા કરી છે અને તેથી એમનુ અવસાન ગૂજરાતી સાહિત્યના પ્રેમને એક ખોટરૂપ છે એમ અમે માનીએ છીએ

બીજું શોકજનક અવસાન ગ. દેલવાડાકરનું થયું છે રા. દેલવાડાકરને અત્યારે કદાચ ગૂજરાત (મુબાઈ બહાર) ભાગ્યે જ જાણતું હશે પણ એક વખત એવો હતો કે જ્યારે 'કિન્ડરગાર્ટન

પદ્ધતિ' અને 'દેશવાડાકર' એ બે પર્યાય શબ્દો હતા એઓ લગભગ ચાળીસ વર્ષ ઉપર 'કિન્ડરગાર્ટન પદ્ધતિ'નું સાહિત્ય અને બાલશિક્ષણ સારૂ સાધન તૈયાર કરવાં તથા શાળાઓમાં પ્રચલિત કરવા માટે અથાક પ્રયત્ન કરી રહ્યા હતા. એમના પ્રયત્નની કદર અમારા જાણવા પ્રમાણે પારસી ભાઈઓએ સારી કરી હતી. જો કે અત્યારે બાલશિક્ષણના પ્રતિદિન વધતા જતા સાહિત્યના કાળમાં એમના આ પ્રયત્નનું ગૂજરાતને થોડું જ સ્મરણ રહ્યું છે, તથાપિ સમયના અગ્રદ્રષ્ટાને યોગ્ય માન મળવું જોઈએ એમ સમઝી અમે આ નોંધ કરી છે.

[ વસન્ત : વર્ષ ૩૪, અંક ૨, માઘ, સં. ૧૯૯૧ ]

## ૫. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ—આજ તા. ૧૪મી જાન્યુઆરી મકરસંક્રાન્તિને દિને સવારે દસ વાગ્યાને સુમારે સ્વર્ગસ્થ થયા. એમના જવાથી ગૂજરાતે એક મહાન કવિ, સાહિત્યકાર, ભાષાશાસ્ત્રી, વિવેચક અને તત્ત્વજ્ઞ ખોયો છે, એટલું જ નહિ, પણ એક અડગ સંસારસુધારક અને અવિચલ ભગવદ્ભક્ત પણ ખોયો છે. આમાનાં ઘણાં રૂપમાં તો એ એક અદ્વિતીય વ્યક્તિ હતા. એમની સત્યનિષ્ઠા, બુદ્ધિની ચોક્સાઈ, અને હૃદયનું મમતાળુપણું કદી ભૂલાશે નહિ. પ્રભુ એમને પોતાના અમર ધામમાં સદા રાખો! એ જ. ભાઈ નન્નુભાઈ સ્વર્ગસ્થ થયા સાંભળી મ્હારો પ્રથમ ઉદ્ગાર આ નીકળે છે.

રા. ભાઈ નન્નુભાઈ એમના વિદ્યાકાળથી જ વિદ્યાપ્રેમી અને એમના ગુરુજનના પ્રિય શિષ્ય હતા. અને એ ગુરુઓ પ્રત્યે એમની ગુરુભક્તિ પણ અન્ત સુધી એક સંસ્કૃતજ્ઞને શોભે એવી હતી. એઓ સંસ્કૃત વિદ્યાના—ખાસ કરીને એના વિદ્ કાવ્ય અને નાટક

સાહિત્યના—અત્યન્ત પ્રેમી હતા, અને એ સાહિત્યની સુન્દરતા એમનાં સઘળા લખાણુમા ઝગમગતી સુવર્ણની દોરી પેઠે ગૂ થાએલી છે. એક શિષ્ટભાષાના અભ્યાસથી વિદ્યાની જે ચોકસાઈ આવવી જોઇએ તે એમના સારસ્વત જીવનનો તેમ જ નિત્યના સામાન્ય જીવનનો પ્રધાન સૂર હતો. એમના સમયમા એમના ગુરુ પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર 'વિલ્સન ફાયલોલૉજિકલ લેકચર્સ' તૈયાર કરતા હતા અને તે સમયનો ગુરુનો ભાષાશાસ્ત્રનો પ્રેમ શિષ્યમા સક્રાન્ત થયો એમ કલ્પી શકાય. રા. નરસિંહરાવે હેમચદ્રાચાર્યના વ્યાકરણના 'અપભ્રશ' અધ્યાયનો બહુ સારી રીતે અભ્યાસ કર્યો હતો અને અપભ્રશમાથી ગૂજરાતી ભાષાના ક્રમિક અવતારના વિષયમાં એમણે ગૂજરાતી ભાષાશાસ્ત્રની જે સેવા કરી છે તેવી કોઈ વિદ્વાને કરી નથી. એ વિષયના મનન કકડે કકડે અનેક પ્રસગે 'વસન્ત' પત્રમા પ્રગટ થયા છે, અને 'વસન્ત'ની જૂની ફાઇલનુ એ એક અમૂલ્ય ભૂષણ છે રા. નરસિહરાવની એ વિદ્યાએ એનુ પરિપકવ વિસ્તૃત અને અન્તિમ રૂપ એમના 'વિલ્સન ફાયલોલૉજિકલ લેકચર્સ'મા લીધુ છે, એ અદ્વિતીય પુસ્તક એમની સ્મૃતિને ચિરકાળ—જ્યા સુધી ગૂજરાતીનો અભ્યાસ વિદ્વન્મડળમા થયા કરશે ત્યા સુધી જાગતી રાખશે

આ ભાષાશાસ્ત્રના અભ્યાસને અગે એમને ગૂજરાતી ભાષાની જોડણીનો પ્રશ્ન સ્ફુર્યો હતો. પણ તેમા એમણે શબ્દની વ્યુત્પત્તિ કરતા શબ્દના ઉચ્ચારને ગૌરવ-વિશેષ ગૌરવ આપ્યુ છે, અને એમા ખાસ કરીને હોપ વાચનમાળામા જે સૂરતના ઉચ્ચારની જોડણી દાખલ થઈ ગઈ હતી તે સામે સૂક્ષ્મ નિરીક્ષણથી ગુજરાતના શિષ્ટ મડળના ઉચ્ચારને આધારે જોડણી નિર્ણીત કરવાનો આગ્રહ કર્યો હતો અને એ દિશામા છેવટ સુધી એ પોતાના આગ્રહને પોતાના લેખોમા વળગી રહ્યા હતા, એટલુ જ નહિ પણ એમની જોડણી પ્રચારના વિષયમા નહિ તોપણ ઉદ્ધારના વિષયમા ગૂજરાતમા જાણ્યે અજાણ્યે સ્વીકારાતી જોઈ એમને સતોષ થતો હતો

'કવિ તરીકે કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર, જ
(બુદ્ધચરિત), સ્મરણસંહિતા આદિ કૃતિઓના કર્તાને કાણુ
એમ છે ? કુસુમમાળામાં પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ના ચોથા
ભણકાર સંભળાય છે, પણ એનો ઉદ્દેશ પશ્ચિમની એ જાતની
તરફ ગૂજરાતની કવિતાને વાળવાનો હોઈ, એણે અને હૃદયવ
મળીને ઉક્ત ઉદ્દેશ બહુ સારી રીતે પાર પાડયા છે એમના
ગૂજરાતના કેટલાએ કવિઓએ નરસિંહરાવે ઊઘાડેલા એ
માર્ગનાં આદ્ય કાવ્યોમાંથી પ્રેરણા લીધી છે! પણ રા. નરસિંહરા
સુન્દર સંસ્કૃત ભાષાએ એ અને પછીનાં એમના સર્વ કાવ
જે વિશિષ્ટતા અર્પી છે એ હજી પણ એ કાવ્યોને અન્ય કવિઓ
કૃતિથી સ્પષ્ટ ઊંચી ભૂમિકાએ મૂકે છે. 'ઉત્તરા અને અભિમન્યુ
વગેરે હૃદયવીણાનાં એમનાં દશ્યકલ્પ ખંડકાવ્યો અને નૂપુરઝંકાર
જમ્બૂજ્યોતિ (બુદ્ધચરિત) એ સર્વમાં પૂર્ણપણે આપણા દેશની જ
સંસ્કૃતિ વિલસે છે. સ્મરણસંહિતા આકારે ટેનિસનના 'ઇનમેમોરિયમ'-
નું અનુકરણ દેખાય છે, પણ અન્તરના ખરા ભાવથી પ્રેરિત હોઈ
જીવન અને મૃત્યુના મહાપ્રશ્નો બહુ ઊંચી ભાવભરી દૃષ્ટિએ ચર્ચાયા છે.

તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં 'વિવર્તલીલા' એ વિશિષ્ટ જાતિની
તેમ 'મનોમુકુર' અને 'સ્મરણમુકુર' એક વિવિધ વિષય ઉપર
મનનાત્મક અને બીજું વિવિધ વ્યક્તિઓનાં લાક્ષણિક ગુણોનાં
સ્મરણરૂપ અપ્રતિમ શૈલીની ગદ્યાત્મક સાહિત્યકૃતિઓ છે. 'કવિતા
અને સંગીત" અને 'અભિનયકલા' પણ સૂક્ષ્મ અવલોકન અને
વિદ્વત્તાના નિબન્ધો છે. વિવેચનશાસ્ત્રમાં રા. નરસિંહરાવ નવલરામના
પ્રેમી હતા, જો કે એમણે કરેલા વિવેચનો નવલરામના વિવેચનો
કરતાં જુદી જ પદ્ધતિનાં અને વધારે વિસ્તૃત શૈલીનાં હતાં. વિવેચનમાં
રા. નરસિંહરાવ સંક્ષિપ્ત અને મર્મગ્રાહી નહિ, પણ વિસ્તૃત અને
પરીક્ષણની શૈલી સ્વીકારતા. એમનું વિવાદબળ અસાધારણ હતું, અને
માં પાંડિત્ય અને વિગતવાર સત્યવિષયક આગ્રહની આ...નમાં

ગૂજરાતમા કોઈ જ એમની સામે ટક્કર ઝીલી શકતુ નહિ 'પ્રેમાનંદના નાટકો 'ની સૂક્ષ્મ પરીક્ષા, એ સબન્ધી એમણે બાધેલો સિદ્ધાન્ત, અને એ સિદ્ધાન્તના સમર્થન અને રક્ષણમા અથાક બળથી જે કાર્ય કર્યું છે, એ રા નરસિહરાવની સૂક્ષ્મ દૃષ્ટિ, સત્યનિષ્ઠા અને દૃઢતાનો અદ્ભુત નમૂનો છે.

એમણે રચેલા વિશાળ સાહિત્યમા એમનુ વ્યક્તિત્વ પ્રગટ થઈ આવે છે છતા પણ એમનુ ઉત્તાન અને પ્રેમી હૃદય જેવુ એમની સાથે નિકટ સબન્ધમા આવનાર જાણે છે તેવુ કોઈ જાણી શકશે નહિ મુબઈમા એમના નિવૃત્તિનિવાસમા એમની સાથે અસખ્ય આબાલ–યુવક વર્ગ વિશેષે એમનો વિદ્યાર્થિ–વર્ગ, એમના પિતાતુલ્ય પ્રેમનો સાક્ષી છે એમની દૃઢતા અને ઉગ્રતા સત્યનિષ્ઠાની હતી, એમની કોમળતા એમના પ્રેમાળ હૃદયમાથી જન્મી હતી

જીવનના ઉત્તર ભાગમાં એમના વ્હાલા સતાનો, અને છેવટના એમના મદવાડ દરમિયાન પ્રિયપત્ની સૌ સુશીલા બ્હેન પણ ચાલ્યા ગયા । એ સર્વ દુ.ખો જે ભગવદ્ભક્તિપરાયણ હૃદયે રા નરસિંહરાવે સહન કર્યા એ હૃદયનો મહિમા કોણ કલ્પી શકે ?

મારે તો એક માનનીય જ્યેષ્ઠ બન્ધુ ગયા । રા. નન્નુભાઈનુ પ્રેમથી ઊભરાતુ સસ્મિત વદન કદી ભૂલાશે નહિ પ્રભુ એમને એમના અક્ષરધામમા, અનન્ત ભક્તિના સુખમા સ્વસમીપ રાખો ।

[વસન્ત વર્ષ ૩૭, અક ૧૦–૧૨, કાર્તિક–પોષ, સ ૧૯૯૩]

## ૧૬, નિવાપાંજલિઓ

ગૂજરાતને મ્હોટામા મોટી ખોટ આજે દિ. બ કેશવલાલ હર્ષદરાય ધ્રુવના અવસાનથી પડી છે. ગયે વર્ષે ગૂજરાતી સાહિત્યના ધુરધર વિદ્વાન અને સેવક રા નરસિંહરાવે દેહ છોડયો અને આ વર્ષે એ જ પક્તિના વિદ્વાન દિ બ. કેશવલાલભાઈ પણ ચાલ્યા

ગયા! આવી ઉપરાઉપરિ આવેલી બે ખોટ ગૂર્જરાત કેમ સહન કરી શકશે? આજથી ચાળીસ વર્ષ ઉપર શ્રી. મણિલાલ નભુભાઈ, અને પછી ત્રીશેક વર્ષ ઉપર શ્રી ગોવર્ધનરામ સ્વર્ગસ્થ થયા તે વખતે પૂર્વોક્ત ત્રણ અને પછી બે વિદ્વાનોનું અસ્તિત્વ એ અમારૂ આશ્વાસન હતું. આજ એક પણ નથી હવે તો આપણા યુવક સાહિત્યસેવકોમાંથી એ પંક્તિના વિદ્વાનો ઉત્પન્ન થાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરવી એ જ માર્ગ રહ્યો છે.

દિ. બ કેશવલાલભાઈની સાહિત્યસેવા સુવિદિત છે. તેમાં, પ્રાચીન ગૂજરાતી સાહિત્યના અગ્રગણ્ય વિદ્વાન તરીકે, સંસ્કૃત પદ્યો અને નાટકોના એક અસાધારણ ભાષાન્તરકાર તરીકે, અને પદ્યશાસ્ત્રના સૂક્ષ્મદર્શી અભ્યાસી તરીકે એમનું સ્થાન અદ્વિતીય છે ગીતગોવિન્દ અને અમરુશતકના અત્યન્ત ઝીણવટ અને કાળજીભરેલાં ભાષાન્તરો કર્યા પછી, મુદ્રારાક્ષસ, વિક્રમોર્વશીય, પ્રિયદર્શિકા અને છેવટે ભાસનાં સંખ્યાબંધ નાટકોના યથામૂલ છતા ભાવવાહી ભાષાન્તરો એમણે એમની લાક્ષણિક કાળજીથી અને વિદ્વત્તાથી કર્યાં છે, અને દરેકમાં કરેલી અનેક પાઠકલ્પના અને પ્રસ્તાવનાના સિદ્ધાન્તો ખાસ ધ્યાન ખેંચે એવાં અને વિચાર-ઉદ્‌બોધક છે. એમાથી અમરુશતકનુ અવલોકન અમે સ્વ. મણિલાલ નભુભાઈની પ્રેરણાથી 'સુદર્શન' પત્ર માટે લખ્યું હતુ અને તે એ પત્રમા તન્ત્રી તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે ઈ સ ૧૮૯૩ કે '૯૪ની સાલમા હુ મેટ્રિકૅાન ગયો હતો ત્યારે મ્હારી અમરુશતકના ભાષાન્તરની નકલે હિન્દુ હોટેલમાં રહેતા મારા અનેક સહવાસીઓને રસમત્ત કરી મૂકયા હતા અને પરિણામે એ પુસ્તકની પુષ્કળ નકલો મુંબઇમ. ખપી હતી એમ અમે સાંભળ્યું છે. અમે દિલગીર છીએ કે વિક્રમોર્વશીયના ભાષાન્તરના અવલોકનમા સ્વ. કેશવલાલભાઈ સાથે અમારે મતભેદ થયો હતો, અને તે પછી સ્વપ્નવાસવદત્તાની પ્રસ્તાવનાના સિદ્ધાન્તો પરત્વે પણ એવો જ મતભેદ ફરી જાગ્યો હતો. એ મતભેદથી દિ. બ. કેશવલાલ-

ભાઈના કોમળ હૃદયને આઘાત થયો હતો એમ અમે સાંભળ્યું છે અને એ વિચારથી અમને દુ:ખ થાય છે. પણ સંતોષની વાત છે કે એ મતભેદથી અમારા પ્રેમ અને આદરમા જરા પણ ક્ષતિ આવી નથી.

દિ. બ કેશવલાલભાઈ ગયે વર્ષે આ દિવસોમા પથારીવશ થયા હતા, પરંતુ ઈશ્વરકૃપાથી એ ઘાટી ગઈ અને ગૂજરાત કોલેજમા એમના તૈલચિત્રની ઉદ્‌ઘાટન ક્રિયા કરવાનુ માન મને પ્રાપ્ત થયુ હતું, તે વખતે અમને આશા પડી હતી કે હજી પોતે થોડાક વર્ષ ગૂજરાતના સાક્ષરોના વડીલ તરીકે આશીર્વાદ દેતા રહેશે, પરંતુ તે પછી ૭ માસમા જ પાછા બિમાર પડી સ્વર્ગસ્થ થયા।

બે માસ ઉપર હુ એમને મુબઈમા મળ્યો તે વખતે એ આંખોના મોતીઓ ઊતરાવવાની તૈયારી કરતા હતા, પરંતુ તે વખતે પણ એમની સાહિત્યસેવા એમની લાક્ષણિક ઝીણવટપૂર્વક ચાલુ જ હતી ગીતગોવિન્દના એક સંસ્કૃત શબ્દના વ્યાકરણ સબન્ધી મને પૂછ્યુ, મ્હે જવાબ દીધો પણ તે સાથે મ્હે એમનુ શરીર જોઈ એ જાતનો વધુ શ્રમ ન કરવાની વિનતિ કરી. ચોખ્ખુ સમજાતુ હતું કે હવે એમને પોતાનુ અવસાન પાસે આવતુ દેખાય છે. મ્હે એમને "नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्"—એ સ્મૃતિકારનુ મહાવાક્ય યાદ દેવડાવ્યુ. એમણે પોતાના જીવનમા વેદાન્તનો દમ્ભ કર્યો નહતો, છતા જીવન-મરણ પ્રત્યે પોતે સમતાના ભાવથી જોઈ રહ્યા હતા એ આપણી આર્યજાતિની સહજદૃષ્ટિનો જ પ્રભાવ

ભગવાન આ ગીતગોવિન્દના ગૂર્જર રચયિતાને પોતાના રસધામમા સદા રાખો એવી અમારી પ્રાર્થના છે.

દિ બ કેશવલાલભાઈ ગયા તે સાથે એક અદ્‌ભુત બનાવ એ બન્યો કે બીજે જ દહાડે એમના પરમ મિત્ર શ્રીયુત ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરીએ દેહ છોડ્યો। એ દિવાન બહાદુરથી વર્ષ બે વર્ષ મ્હોટા, મૂળ સ્વ હરિલાલ હર્ષદરાય ધ્રુવના મિત્ર હતા, અને તે સાથે દિ બ. કેશવલાલના મિત્ર થયા. એમની અને સ્વ.

કેશવલાલભાઈની વચ્ચે ગાઢ મૈત્રી હતી અને એકને બીજાથી આપણે ભાગ્યે જ છૂટા પાડીએ શકીએ. સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી એક રસિક સાક્ષર હતા, અને કવિ પણ હતા. એમનું 'બુલબુલ' કાવ્ય એક સુન્દર અને રસીલી કવિત્વશક્તિનો નમૂનો છે. હું તો અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો ત્યારે એ જોએલું અને એક વખતે ગૂજરાતી કાવ્યોના નમૂના એકઠા કરવાનો મ્હારે પ્રસંગ આવ્યો ત્યારે જૂના વખતનાં કાવ્યોમાં અમને એ ખાસ યાદ આવ્યું હતું. સ્વ. ડાહ્યાભાઈ આનન્દી અને પ્રેમી સ્વભાવના અને વાતચીતમાં રસિક હતા. એમની પાસે નવલરામ, હરિલાલ અને દલપતરામની વાતો સાંભળવી એ એક લ્હાવો હતો. પ્રભુ એમને એમના પરમમિત્રના સહવાસમાં સુખી રાખો!

× × × ×

ગૂજરાતના એક બીજા સાક્ષર શ્રીયુત નારાયણ વસનજી ઠક્કર સ્વર્ગસ્થ થયા. અમને એ ભાઈને મળવાનો લાભ મળ્યો નથી, તેમ એમનાં પુસ્તકો પણ અમે જોયાં નથી. એને માટે અમને ખેદ થાય છે. પણ વર્તમાનપત્રોમાં એમના અવસાનની જે નોંધ લેવાઈ છે તે જોતાં સ્પષ્ટ જણાય છે કે શ્રીયુત ઠક્કર એક સારા લેખક હતા, એટલું જ નહિ પણ બહુશ્રુત વિદ્વાન હતા, અને વિદ્યાવ્યાસંગી હતા. એમના જવાથી ગૂજરાતી સાહિત્યને ખોટ પડ્યાના ઉદ્ગારોમાં બીજા ભાઇઓ સાથે અમે પણ ભળીએ છીએ.

હજી એક દુ:ખભરી નિવાપાંજલિ—અમારા મિત્ર શ્રીયુત મોરારજી કામદારને ! એ ભાઈ મોટરમાં મહાબળેશ્વર જતાં પૂના પાસે મોટરના અકસ્માતથી મરણ પામ્યા ! એઓ પ્રથમ સોલિસિટર અને પછી બૅરિસ્ટર થયેલા, છતાં સાહિત્યના પ્રેમી રહ્યા હતા. પ્રૌઢ વયે હજી હમણાં જ એમણે સાહિત્યકાર તરીકે પ્રવેશ કર્યો હતો ખેદ છે કે એમનું ખાસ અને અન્તિમ પુસ્તક—'તંબૂરાનો તાર' જ રહ્યું, જેનું અમે થોડા માસ ઉપર જ આ પત્રમાં અવલોકન લખ્યું હતું.

અમને ખાસ શોક એથી થાય છે કે એઓ હમણા જ એમના મૂળ વતન કચ્છનો પ્રવાસ કરી આવ્યા હતા અને કચ્છી ભાષાના સાહિત્યની અને ઇતિહાસની એકઠી કરેલી સામગ્રી ગૂજરાતને આપવા ઇચ્છતા હતા પરંતુ એ ઇચ્છા કાર્યમા પરિણત થતા પહેલા જ પ્રભુએ એમને એકાએક ઊપાડી લીધા। એમના વિધવા રમીબ્હેનને અને એમના પુત્રોને યથાયોગ્ય આશ્વાસન

[ વસન્ત વર્ષ ૩૯, અંક ૮, કાર્તિક-પોષ, સં ૧૯૯૪ ]

## ૧૭. એક શોકજનક અવસાન

ગૂજરાત વ્હર્નાકયુલર સોસાઇટિના આસિસ્ટન્ટ સેક્રેટરી સ્વ. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખના અવસાનથી અત્યારે આખા ગૂજરાતના સાક્ષરમંડળમા, તેમજ સાક્ષરતાની નવીજૂની સંસ્થાઓમાં અત્યન્ત શોક પ્રસરી રહ્યો છે છેલ્લા વીસ વર્ષથી ગૂજરાત વ્હર્નાકયુલર સોસાઇટિના એ પ્રાણરૂપ થઈ રહ્યા હતા, એટલુ જ નહિ, પણ સમસ્ત ગૂજરાતની દરેક સાહિત્યપ્રવૃત્તિ, એમની કાર્યશક્તિ, અનુ-ભવ અને મળતાવડા સ્વભાવના કારણથી, એમની પાસે એમની આસપાસ વેલની માફક વીટળાઇ જતી એઓ ગૂજરાત કોલેજમા ભણતા ત્યારથી જ ખરેખર 'વિદ્યા-અર્થી' હતા, અને એમને ગૂજરાતના ઇતિહાસ ઉપર ખાસ પ્રેમ હતો—જેથી રેવરન્ડ ડૉ. ટેલર સાથે એમને સારો પરિચય બંધાયો હતો ગૂજરાતી સાહિત્ય અને ઇતિહાસના પ્રેમે એમને ગૂ વ્હ. સોસાઈટિ તરફ દોર્યા, અને એ સંસ્થાના આસિસ્ટંટ સેક્રેટરી તરીકે એમણે એ સંસ્થાની અનેકવિધ સેવા કરી, એટલુ જ નહિ પણ એને એક જીવન્ત સંસ્થા બનાવી. તથા એનો પ્રભાવ ગૂજરાતમા વિસ્તાર્યો

એમણે સ્વ. લાલશંકર ઉમિયાશંકર તથા સ્વ રમણભાઈ, જેઓની વ્હર્નાકયુલર સોસાઇટિને કરેલી અપ્રતિમ સેવા જાણીતી છે,

એમના હાથ નીચે કર્તવ્યનિષ્ઠા અને કાર્યશક્તિની તાલીમ મેળવી હતી, અને એ તાલીમ સહજ રીતે એમના જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી.

અમને પોતાને અમારા એક વખતના પ્રિય શિષ્ય તરીકે અને તે પછી ગૂ. વ્હ. સોસાઈટિના કાર્યકર્તા અને સાથી તરીકે એમની સાથે નિકટ સંબન્ધ બંધાયો હતો અને એ સંબન્ધ મ્હારા બનારસ ગયાના સમયમાં પણ અમારો કાયમ રહ્યો હતો. અને આ સંસ્થાનું પ્રમુખપદ મ્હેં સ્વીકાર્યું તે એમની મદદથી હું એ સંસ્થાની સેવા કરી શકીશ એવી આશાએ જ. હવે તો એ આશા સફળ થવી કેવળ પ્રભુને હાથ છે!

એમના છેલ્લા દિવસોમા પણ એમનો જીવ પોતાના પ્રિય વિષય ગૂજરાતના ઇતિહાસમા, અને પોતાના જીવનકાર્ય-ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટીની સેવા–માં જ, લાગેલો હતો. ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ ઇતિહાસસંશોધનના કાર્યમા જોડાય એ શુભ ઇચ્છાથી એમણે સોસાઈટિના સરકાર સાથેના પત્રવ્યવહાર માટે, એમની મંદવાડની પથારીમાથી, મને સૂચવ્યુ હતુ કે ગૂજરાતના સાહિત્ય અને ઇતિહાસને લગતાં ઘણા હસ્તલિખિત પુસ્તકો ડેક્કન કૉલેજના સંગ્રહમાં છે, અને પેશાવર રાજ્યના ઇતિહાસના જે સાધનો 'મહારાષ્ટ્ર ઇતિહાસ સંશોધન મંડળ' ના કબજામાં છે તેમા શોધ કરતાં આપણા ઇતિહાસ માટે ઉપયોગી થઈ પડે એવુ ઘણુ સાપડે એમ છે, તેથી એ સર્વ મેળવીને ગૂજરાતના ઇતિહાસના સંશોધનનુ ખાતુ ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ ઉઘાડી શકે.

એમના જેવા સાદા, શાન્ત અને પ્રભુપરાયણ સજ્જન વિરલ છે.

હાલ તો ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિને તેમજ ગૂજરાતની સાક્ષરજનતાને એમના અવસાનથી ભારે ખોટ પડી છે એટલુ જ કહીને આ ટૂંકી નોંધ સમાપ્ત કરૂં છું.

[ વસન્ત: વર્ષ ૩૭, અંક ૨, વૈશાખ–આષાઢ, સં. ૧૯૮૪ ]

## ૧૮. અવસાનનોંધ

રા બ. કમળાશંકરના કૈલાસવાસથી પણ સંસ્કૃતના વિદ્વાનોમાં ખોટ પડી છે ગૂજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ રચીને ગૂજરાતી ભાષાને એમણે કરેલો ઉપકાર જાણીતો છે. તેમજ પ્રથમ અંગ્રેજી હાઈસ્કૂલોમાં, અને અન્તે લાંબા વખતસુધી પ્રેમચંદ રાયચંદ ટ્રેઈનિંગ કૉલેજ રૂપી મહાન ગૂજરાતી સંસ્થામાં રહી, શિક્ષણના વિષયમાં કરેલી સેવા પણ અસાધારણ પ્રભાવ તેજ અને વિશિષ્ટતાથી પ્રસિદ્ધિમાં આવી છે પરંતુ પ્રમાણમાં થોડા જ જનને પૂરેપૂરા સ્વરૂપમાં આ વિદિત છે કે સંસ્કૃત વ્યાકરણ અને અલંકારના વિષયમાં સ્વ. કમળાશંકરભાઈની વિદ્વતા, અને વિશેષત પ્રત્યક્ષ સેવા, પુષ્કળ હતી; વિદ્વત્તા સાથે વિદ્યાને સેવા એ એમનું પ્રધાન સૂત્ર હતું એમની સંસ્કૃતશિક્ષિકા જે ગૂજરાત બહાર પણ સત્કાર પામી છે, એ એમની શિક્ષણશાસ્ત્રી તરીકેની શક્તિનો જ પુરાવો છે એમ માનીએ, પરંતુ તે ઉપરાત બાૅમ્બે ગવર્ન્મેંન્ટ સંસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થમાળામાં એમણે વ્યાકરણ અને અલંકારના અનેક ગ્રન્થો પ્રકટ કર્યા છે.

રા બ. કમળાશંકરભાઈ ધર્મના વિષયમાં તેમજ સામાજિક વ્યવહારમાં પ્રાચીનપન્થી હતા, અને એ પન્થનો મુખ્ય ગુણ—સંયમ—એમણે એમના જીવનમાં પૂરેપૂરો ઊતાર્યો હતો. એમના જેવા દૃઢ ચારિત્ર્યવાન, સાચા, નિખાલસ અને સ્વતન્ત્ર પુરુષ થોડા જ જોવામાં આવશે.

× × ×

ભાઈ નૃસિંહપ્રસાદ વિભાકરનું અવસાન હૃદયવેધક છે એમનો ગૂજરાતી સાહિત્ય ઉપરનો પ્રેમ અને એને સેવા કરવાનો ઉત્સાહ અનુપમ હતો અને તેમાં આ અનન્યસાધારણ વિશિષ્ટતા હતી; એ સાહિત્યના ભૂતકાળ ઉપર નહિ, પણ ભવિષ્યકાળ ઉપર દૃષ્ટિ નાખતા અને એ સાહિત્ય વિદ્વદ્ભોગ્ય નહિ પણ લોકભોગ્ય

(Democratic) થવું જોઈએ, અને એનો વિષય પણ સામાન્ય જનનું હૃદય હોવું જોઈએ એમ એ ઉત્સાહપૂર્વક પ્રતિપાદન કરતા.

તરુણ વયમાં આવા ગૂજરાતના વિદ્વાનો સ્વર્ગવાસી થતાં ગૂજરાતી સાહિત્યને ભારે ખોટ પડે છે.

× × ×

ભાઈ સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટીઆ, દામોદર ખુશાલદાસ બોટાદકર, અને મણિલાલ બકોરભાઈના સ્વર્ગવાસથી પણ ગૂજરાતી સાહિત્યસેવકોની પંક્તિમાં ખોટ પડી છે.

સત્યેન્દ્રરાવ સાહિત્યપ્રેમી અને સાહિત્યસેવક હતા. એમણે ભાઈ રણજિતરામના મિત્ર તરીકે એમની પ્રવૃત્તિના આરંભકાળમાં એમની સાથે ગુજરાતી સાહિત્યની ઉન્નતિ કરવાના પ્રયાસમાં ભાગ લીધો હતો. તથા કેટલાંક ન્હાનાં સુન્દર કાવ્યો પણ રચ્યાં છે જે 'ઊર્મિમાળા'ના નામથી ગુજરાત આગળ ઉપસ્થિત છે.

સ્વ. બોટાદકર વધારે પ્રસિદ્ધ કવિ છે. એમના અવસાનથી ગુજરાતી કવિતાનો એક શિષ્ટ સૂર બંધ પડ્યો છે.

સ્વ મણિભાઈ બકોરભાઈ ગુજરાતના પ્રાચીન સાહિત્યના સંશોધક હતા.

આ સર્વ સાહિત્યસેવકોના સ્વર્ગગમનથી ગુજરાત ખિન્ન છે.

[ વસન્ત વર્ષ ૨૮, અંક ૫, જેઠ, સં. ૧૯૮૧ ]

## ૬૯ મણિશંકર રત્નજી ભટ્ટનું શોકજનક અવસાન

'કાન્ત' નામથી સાહિત્યના પ્રદેશમાં પ્રખ્યાતિ પામેલા આ મિત્રના અવસાનથી ઘણા સાહિત્યવિલાસી સ્ત્રીપુરુષો સ્તબ્ધ અને શોકગ્રસ્ત થયાં છે. રા. મણિશંકર ભટ્ટ, પ્રો. બળવંતરાય ઠાકોર, અને સ્વ. પ્રો. કાશીરામ દવે એ એલ્ફિન્સ્ટન કોલેજમાં સાથે ભણતા,

# ગુર્જર સાક્ષરજયન્તી*

## ૧. મણિલાલ નભુભાઈ

સદ્‌ગૃહસ્થો,

જે મહાન આત્માની 'જયન્તી' નિમિત્તે આજ આપણે અત્રે એકઠા થયા છીએ એના સમ્બન્ધી આ પ્રસંગે કાંઈક બોલવાનો મ્હારો હક અને મ્હારી ફરજ ઉભય છે, એ આત્માનો ઉદાર અને ઊંડો પ્રેમ, એની ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિ, તથા એની ભવ્ય પ્રતાપી બુદ્ધિ એ અનુભવવાના મ્હારે અનેક પ્રસંગો આવ્યા છે, અને એ અનુભવનો મને અધિકારી ગણવા ઉપરાંત એણે મ્હારે માટે હમેશાં જે પક્ષપાત ધરાવ્યો છે એ કદી પણ હું વીસરી શકું એમ નથી.

---

* તા. ૩ ઓક્ટોબર (૧૯૦૮) ને દિને, અમદાવાદમાં પ્રેમાભાઈ હોલમાં 'ગુજરાત સાહિત્ય સભા' (પૂર્વની ધી સોશીઅલ અન્ડ લિટરરી એસોસિએશન) તરફથી 'મણિલાલ નભુભાઈ જયન્તી' ઊજવવામાં આવી હતી તે પ્રસંગે 'મણિલાલની કેળવણી અને એ કેળવણીની એમના ગ્રન્થકાર તરીકેના સ્વરૂપ ઉપર થએલી અસર' એ વિષય ઉપર પ્રોફેસર આનન્દશંકરે રૂપેરો લેખ વાંચ્યો હતો, અને રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. [રણજિતરામ વાવાભાઈ (ઓ. સેક્રેટરિ)ની નોંધ]

આપણામાં સામાન્ય નિયમ 'જયન્તી' જન્મતિથિએ પાળવાનો હોય છે. પણ આજની તિથિ મણિલાલના જન્મની નથી, મરણની છે.–આ અણધાર્યા વિપર્યયમાં પણ અર્થ છેઃ જેના સિદ્ધાન્તમાં કાળ નથી, કાળની મર્યાદા નથી—તેને જન્મ તથા મરણ સમાન જ છે.

મણિલાલના નામ સાથે ગૂજરાતનો છેલ્લાં વીસ વર્ષનો ઇતિહાસ અનેક રીતે જોડાએલો છેઃ એમણે પોતાના ટૂંકા પણ કાર્યથી ભરપૂર જીવનમાં ગુજરાતને એક નવીન કવિતાની દિશા ઉઘાડી આપી છે, ગુજરાતી ગદ્યમાં અસાધારણ બળ, ગૌરવ, અર્થગાંભીર્ય અને રચનાની ખૂબી દાખલ કરી છે, અને ધર્મ અને સાંસારિક સુધારાની બાબતમાં ઘણા આત્માઓને મૂંઝવણમાંથી તાર્યા છે. આ અનુપમ દેશસેવા અને સાહિત્યસેવાનું સંપૂર્ણ અને સવિસ્તર અવલોકન કરવું–અને તે અડધા પોણા કલાકમાં–એ સર્વથા અશક્ય છે. તેથી મ્હારી આપને આરંભમાં જ એટલી વિનતિ છે કે મ્હારા લેખની સારાસારતાનો વિચાર ન કરતાં વિષયના ગૌરવ ઉપર જ લક્ષ્ય આપશો, અને એ મહાન આત્માના સ્મરણાર્થે જ આપણે મળેલા છીએ એમ સમજી મ્હારા લેખની અપૂર્ણતા સહન કરશો.

મ્હારા લેખના હું બે ભાગ પાડીશ. પહેલામાં મણિલાલની કેળવણીનો હેવાલ આપી જઈશ; અને બીજામાં એ કેળવણી એમના ગ્રન્થકાર તરીકેના સ્વરૂપ સાથે કેવી સંકળાએલી છે એ સૂચવીશ: 'સૂચવીશ' કહું છું, કારણ કે કાળસંકોચને લીધે એ વિષય જોઈએ તેટલા લંબાણથી ચર્ચી શક્યો નથી, એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો માત્ર 'synopsis'—વિષયના પ્રતીક જેવું જ—આપીને સંતોષ માનવો પડ્યો છે. પહેલા ભાગમાં, ગ્રન્થકાર તરીકેનું સ્વરૂપ બતાવવા માટે નકામી, તથાપિ જાણવાજોગ એવી, કેટલીક હકીકત પણ નોંધી છે—કારણ કે આ હેવાલ પહેલવહેલો જ પ્રસિદ્ધિમાં આવે છે.

## ૧. કેળવણી

મણિલાલનો જન્મ સવત ૧૯૧૪ ભાદરવા વદ ૪ ને દિવસે, પ્રાત કાળમા એમના મોસાળમા થયો હતો. એમના દાદા નડિયાદમાં ફોજદાર હતા, અને એમના પિતા વ્યાજ-વટંતરનો ધધો કરતા અને દવેનુ કુલ ખર્ચ-ખૂટણમા સારૂ ગણાતું. એમના માતુશ્રીના બાપ પણ સારા પ્રતિષ્ઠિત અને ઉદાર ગૃહસ્થ હતા એમનો વેપાર આસપાસના ગામડામા હતો. થોડી જમીન પણ તેમને હતી ને ઘેર ગાય, ભેસ વગેરે ઢોર રહેતા અને ચઢવાને ઘોડી પણ રાખતા. મણિલાલનાં માતામહી ઘણા ઉદાર, દયાળુ અને ભલા દિલના હતા, અને ૧૩–૧૪ વર્ષ થતા સુધી તો મણિલાલ એમની પાસે જ ઊછર્યા ઉભય પક્ષ સુખી હોવાથી એમનુ પાલનપોષણ સારૂં થતું, અને મોસાળ પક્ષમા તો એમના ઉપર હેતનો અને લાડનો વરસાદ વરસતો.

ન્હાનપણ

આશરે ૪ વર્ષની ઉમરે એમને દયાશંકર પડ્યાની ગામડી નિશાળે મૂક્યા, પણ ત્યા એ કાંઈ ભણી શક્યા નહિ થોડું લખતા વાચતાં ને સાધારણ રીતે આક આવડ્યા પછી આશરે ૭ વર્ષની ઉંમરે જનોઈ દીધા પછી એમણે સરકારી ગુજરાતી નિશાળે જવા માડ્યુ. ખાસ કંટાળો હિસાબ ઉપર હતો. એ વિષય આવે એટલે ગેરહાજર રહેવાનુ મન થયા વિના રહે નહિ. વિશેષમા પિતાની પણ ભણાવવા માટે કાળજી થોડી, અને વિદ્યાની કિંમત પણ એવી જ. પાચમી ચોપડી પૂરી કરી 'ઘેરથી રડીકકળી રજા મેળવી,' ને કેટલાક સોબતીઓ સાથે અગ્રેજી નિશાળમાં જવા માડ્યુ. પ્રાઈમર અને સેકન્ડ બુક ભણતા સુધી તો અભ્યાસ હતો તેવો જ સાધારણ રહ્યો. પણ થર્ડ બુકમા ઝવેરલાલ લલ્લુભાઈ નામે માસ્તર હતા તેમની મમતા થવાથી અભ્યાસ સુધર્યો અને એ ધોરણમા પહેલે નબરે પાસ થયા, અને ઈનામ મળ્યુ—અને વધારે મહત્ત્વનુ એ કે એમને

નિશાળ

ત્યારથી ભણવામાં રસ પડ્યો. હેડમાસ્તરે એમને એક ધોરણ કૂદાવી આગળ ચઢાવ્યા, પણ તેમાં એમને ઠીક ન પડ્યું. સંસ્કૃત તથા યુકિલડ એ બે વિષય પર ઘણો અણગમો પેદા થઈ આવ્યો, અને એમને એમ થયું કે નીચલા ધોરણમાં રીતસર અભ્યાસ કર્યો હોય તો ઠીક. તેથી એ કલાસના માસ્તર મારફત હેડમાસ્તર પાસે ગયા ને કહ્યું કે 'મને ઊતારી પાડો.' હેડમાસ્તરે હસીને કહ્યું, 'તું વિચિત્ર છોકરો જણાય છે. ભલે, તારી એમ મરજી હોય તો નીચલા ધોરણમાં બેસ.' આ પ્રમાણે આત્માવલોકન અને આત્મસુધારણાનાં ચિહ્નો ન્હાનપણથી જ દાખવંતો આ મહાન પુરુષ—પોકળ દંભ ન રાખતાં પોતે જે ધોરણમા અધિકારી હતો તે ધોરણમાં પોતાની મેળે જઈને બેઠો અને અભ્યાસ પણ ઠીક કરવા માંડ્યો. આ અરસામાં સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ—જે આ વખતે એક ધોરણ પાછળ હતા—એમની દોસ્તીથી મણિલાલને થએલા એક અસાધારણ લાભની નોંધ લીધા વિના ચાલશે નહિ.

સૂરત વગેરે તરફ ફરતાં બાલાશંકરને કોઈએ કાવ્ય રચવાનો છંદ લગાડેલો, અને એ છન્દ એમણે મણિલાલને ચઢાવ્યો. મણિલાલ, બાલાશંકર અને એક ત્રીજા મિત્ર મોહનલાલ પ્રસાદરાય—એમની મુખ્ય ગમ્મત ઘણાં વર્ષ સુધી એ જ રહી કે કવિતા વાંચવી,

**કવિતા કરવાનો શોખ**

સમજવી અને કરવી. **નર્મદાશંકર અને દલપતરામ** એ બેમાં કયો કવિ સારો એ મહાવિવાદ આ બાળમંડળ સુધી પણ પહોંચ્યો હતો—અને આગળ જતાં નર્મદ માટે પક્ષપાત ધરાવનાર અને દલપતરામના માનસિક બંધારણથી સર્વથા વિદૂર આ રસિક યુવાને નિર્ણય કર્યો કે દલપતરામ ચઢે! દલપતરામનાં પુસ્તકોનો આ બાળમંડળમાં ખાસ અભ્યાસ ચાલવા માંડ્યો—જો કે નર્મદ અને દયારામ તદ્દન વીસારી મૂકવામાં આવ્યા નહિ. કાલિદાસના નાટકના તરજુમા પણ લક્ષ્યપૂર્વક વાચતા અને કવિતા કરવાનો શોખ દિનપરદિન વધતો

જતો હતો. વળી મંડળીઓ, સ્થાયી સુધારો કરવાનો ઉત્સાહ—સુધારાના યુગનું ખાસ લક્ષણ—તે પણ આ યુવકમંડળમાં દાખલ થયું હતુ, ભેદ માત્ર એટલો કે સુધારાવાળાઓની દૃષ્ટિ પોતા કરતા અન્યને—આખા દેશને—સુધારી દેવા તરફ વિશેષ હતી, અને આ મંડળે પોતાને અને બહુમા બહુ તો પોતાની જ્ઞાતિને સુધારવા કરતા અધિક અભિલાષ રાખ્યો ન હતો: આ મંડળનુ નામ 'સ્વસુધારક' પાડયું અને બાલાશંકરને ઘેર મળવા માડયુ—આમા કવિતાઓ વંચાતી, અને ભાષણ અપાતાં. મણિલાલની આશરે પંદરેક

**'સ્વસુધારક' અને 'પ્રાર્થનાસમાજ'**

વર્ષની ઉંમર થતા, મણિલાલે અને એમના મિત્રોએ 'પ્રાર્થનાસમાજ' નામની એક મંડળી ઊભી કરી તેમા મેંબરો ઘણા થયા અને તેઓ મણિલાલના પોતાના ઘરમા મળતા આમ અમદાવાદથી 'પ્રાર્થનાસમાજ'ના ગાયનો ભેગી, મણિલાલની પોતાની તથા બાલાશંકરની કવિતા પણ ગવાતી—ગાવાના અને કવિતા રચવાના શોખ ઉપરાત એ નવા સુધારા માટે એમને કાંઈ ભાવ ઊપજ્યો હોય એમ જણાતું નથી. બાલાશંકરને હિંદી કવિતાનો પણ શોખ લાગ્યો, અને એમણે દર રવિવારે અમદાવાદ રા. દલપતરામ પાસે ભણવા જવા માડયુ અને ગાવા બજાવવામા પણ એક ઉસ્તાદ પાસેથી શાસ્ત્રીય નિપુણતા મેળવવા માડી.

ચોથા ધોરણમા સંસ્કૃત તથા ગણિત તેમા વિશેષે ભૂમિતિ એ વિષયો એમને ન આવડતા એટલુ જ નહિ પણ તે પર ઘણો અણગમો હતો; તેમાં સંસ્કૃત પર તો એટલે સુધી કે ક્લાસમા એ વિષયનો આરંભ થાય કે ઊઠીને બહાર જતા રહે પાચમા ધોરણમા બીજો અભ્યાસ સારો ચાલ્યો, નંબર પહેલો રહેતો પણ આ બાબત તો હજી પણ રહી હતી છઠ્ઠા ધોરણમાં પણ પાચમાના જેવો જ અભ્યાસ ચાલ્યો પણ સુભાગ્યે એમનો સંસ્કૃતનો કંટાળો ભાગનાર છબીલારામ

**સંસ્કૃતનો અભ્યાસ**

મૅટ્રિક્યુલેશન માટે જવાનુ આવ્યુ. છબીલારામનો આગ્રહ સસ્કૃત લેવરાવવા તરફ જારી હતો ને તેમની મહેનત પણ કમ ન હતી જે થાય તે ખરૂ કહીને ઝપલાવ્યુ અને કાચે પાયે સંસ્કૃત જ લીધુ. પરિણામે ૧૮૭૫ની મૅટ્રિક્યુલેશન પરીક્ષામા—**આગળ જતાં યુરોપ-અમેરિકા સુધી પ્રસિદ્ધ થનાર સંસ્કૃતનો પ્રોફેસર સંસ્કૃતમાં નાપાસ થયો.** બીજે વર્ષે ગીમી અને છબીલારામ બંને માસ્તરો બદલાઈ ગયા પણ ગીમી માસ્તરે સ્વાશ્રય સારો સમઝાવ્યો હતો, અને તે મુજબ મણિલાલ ખૂબ વાચીને, નિયમિતપણે કામ કરીને જ મિત્રો સાથે રમતગમતમા પડતા 'સ્વસુધારક' વિસ્તાર પામી, **'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા'** બની હતી. અને એને માટે મકાન લેવાયુ તથા બેસવાનો સામાન ભેગો કરવામા આવ્યો. પણ તેમા થએલા ઠરાવો આવા કે—સર્વએ સધ્યા ભણવી, કોઈએ પરનાતનુ જમવુ નહિ, નાતમા સ્ત્રીઓ અને પુરુષો માટે પીરસનાર જુદા જુદા રાખવા! આગળ જતા સભાએ જ્ઞાતિબન્ધુઓને ભેગા કરી કન્યાવિક્રય ન કરવા માટે તથા મરણક્રિયામા ન જમવા માટે વિનતિ કરી—પણ એ સબન્ધી સર્વ પ્રયાસ નકામો ગયો માબાપના આગ્રહની 'પ્રાર્થનાસમાજ' બધ કરવી પડી, પણ એમા જે મુખ્ય રસ કવિતા કરવાનો અને ગાવાનો તે કાયમ રહ્યો–અને ૧૮૮૬મા મણિલાલે 'શિક્ષાશતક' નામે એક ન્હાની ચોપડી બહાર પાડી, અને પ્રેમી મિત્રે તે બાલાશંકરને અર્પણ કરી

**આસ્તિકતાનાં બીજ** મણિલાલમા પોતામા આ સભાસમયથી કેટલાંક **પ્રાચીન - આસ્તિકતાનાં** બીજ રોપાયા, ત્રિકાળ સન્ધ્યા કરવા માડી, પ્રાતઃકાળમા ઠડા પાણીથી તારાસ્નાન કરી, પ્રાતઃસન્ધ્યાવદન કરી, ગાયત્રી જપી, શિવપૂજન કરવા માડ્યુ. આમ કરવામા એમના પિતાનો આગ્રહ તથા છબીલારામ માસ્તરની રીતભાત એ બાહ્ય કારણ હતા.

૧૮૭૬ ના આરભમાં એકવાર નાપાસ થઈ ફરી મૅટ્રિક્યુલેશનનો

અભ્યાસ શરૂ કર્યો. સંસ્કૃતમાં નાપાસ થયા છતાં, એ જ વિષયમાં પાસ થવું એવા દૃઢ આગ્રહપૂર્વક 'લઘુકૌમુદી' તથા 'અમરકોશ' રાતમાં બે ત્રણ વાગે ઊઠી ગોખવા માંડયા—વર્ષ આખરે એ શ્રમનો બદલો મળ્યો, અને મણિલાલ મૅટ્રિક્યુલેશનમાં પાસ ઊતર્યા.

પાસ થયા પછી શું કરવું એ મ્હોટો સવાલ થઈ પડયો.

કૉલેજ

ઘરમાં કોઈને વધારે કેળવણી લેવાના ફળનું જ્ઞાન ન હતું. મણિલાલને પણ ભણવાના શોખ ઉપરાંત વિશેષ સમજણ ન હતી. અધૂરામાં પૂરો એમની નાતનો એક છોકરો મુંબાઈ ભણવા રહેલો ને તરત જ મરી ગએલો એટલે એવે ગામ માબાપ મોકલે પણ કેમ ' તે વેળા મુંબાઈનો અવરજવર—ઉત્તર ગુજરાતમાં ખાસ કરી—હાલ જેટલો છૂટો થએલો ન હતો. માબાપે ખર્ચની હરકત બતાવવા માડી. અને નાતના કોઈ મોટા નોકરીઆતને ત્યા સોંપી પરિણામે દસપંદરની નોકરી મળે તે માટે પેરવી શરૂ થઈ. એવામા સુભાગ્યે ગવર્મેન્ટ ગૅઝેટમાં, પાસ થએલા ઉમેદવારોનાં નામ આવ્યાં. એમા આખી યુનિવ્હર્સિટિમા મણિલાલનો **નંબર બીજો** હતો, અને એમાં દર માસે રૂપીઆ વીસની કહાનદાસ મંછારામ સ્કોલરશીપ એમને મળ્યાની વાત લખેલી હતી. આ સ્કોલરશીપ એક વર્ષ ચાલવાની હતી અને પુને એન્જીનીઅરીંગ કૉલેજમા દાખલ થાય તો મળે એવી શરત હતી. ગણિત ઉપર અણગમો એટલે એન્જીનીઅરીંગનો અભ્યાસ દુર્ઘટ હતો. તેથી એ સ્કોલરશીપ મળી તે ન મળ્યા બરાબર થઈ. યુનિવ્હર્સિટિમા બીજે નંબરે પાસ થયા હતા, તેથી પ્રાગમલજી સ્કોલરશીપ રૂપીઆ પંદરવાળી ત્રણ વર્ષ ચાલે એવી એમને મળવી જોઈતી હતી, પણ રૂપીઆ વીસ કરતાં રૂપીઆ પંદર ઓછા એ દલીલને આધારે રૂપીઆ વીસ-વાળી કહાનદાસ મંછારામ સ્કોલરશીપ (એક વર્ષ ચાલનારી છતાં) ઊંચી મનાઈ અને રૂપીઆ પંદરની સ્કોલરશીપ (ત્રણ વર્ષ ચાલનારી છતાં) નીચી ગણાઈ ને નીચલા નંબરવાળાને મળી: ઊંચી મનાએલી

સ્કૉલરશીપ પોતાને માટે વ્યર્થ હતી, અને ઉપયોગી હતી તે નીચલા ન ભરવાળાને ગઈ. આવામા ખબર મળી કે એલ્ફિન્સ્ટન કૉલેજમાં પણ રૂપીઆ દસની સ્કૅલરશીપો મળે છે. એ મળે તો મુબાઈ રહેવુ, નહિ તો પુને જવુ, જે થાય તે ખરી—એમ નિશ્ચય કરી મણિલાલ મુબાઈ ગયા એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાની સ્કૉલરશીપ પણ મળી.

મણિલાલ રેસિડન્ટ સ્ટૂડન્ટ તરીકે રહ્યા. તે વખતના કેટલાક વિદ્યાર્થીઓની રીતભાતનુ એમણે આપેલુ વર્ણન જો ખરૂ હોય તો એમણે પાછળથી સુધારા ઉપર કરેલા કેટલાક આક્ષેપોનો ખુલાસો થઈ જાય છે.

હવે ત્રિકાળસન્ધ્યા અને પ્રાતઃસ્નાન માડી વાળવા પડ્યા. છોકરાઓ એટલે સુધી પણ પજવવા માડ્યા કે અબોટિયુ પહેરીને જમવા પણ ન બેસવા દે તેથી એટલો નિયમ રાખ્યો કે નાહી ધોએલું ધોતિયુ પહેરી જમવુ, કોઈને અડવુ નહિ. અને પાણીની ગોળી પણ રાખવા ન દે માટે નળેથી લોટો ભરી આણીને રાખીને મૂકવો ને તે આખો દિવસ ચલવવુ. આવા બાહ્ય આચાર કરતા પણ વધારે મહત્ત્વની બાબતમા મણિલાલે દૃઢતા રાખી હતી અને એક વિરુદ્ધ ઇતિહાસકાર અને ચરિત્રકાર પણ માન્ય કરે એવા પ્રમાણ ઉપરથી હુ માનુ છુ કે મણિલાલે એમના કૉલેજના દિવસોમા જગત ધારતું હશે તે કરતા શતગુણ અધિક આત્મસયમ રાખ્યો હતો

વિદ્યાભ્યાસમા મણિલાલનો શ્રમ અસાધારણ હતો કૉલેજમા રહ્યા તે ત્રણે વર્ષ દરરોજ લગભગ ૧૩–૧૪ કલાક વાચતા, ને ટાઈમટેબલ બનાવી તે પ્રમાણે નિયમિત કામ કરી ૭–૮ કલાક ઊંઘતા

**અભ્યાસ**

અને બાકીના ૩–૪ કલાક જમવા રમવામા ગાળતા : અને આ સાથે વળી યાદ રાખવુ જોઇએ કે અભ્યાસનો આ અસાધારણ શ્રમ તે એટલી જ અસાધારણ તીવ્ર, ચપળ અને વ્યાપક બુદ્ધિની સાથે

જોડાએલો હતો—જેનો ખ્યાલ મણિલાલ સાથે જે કોઈને વાતચીત કરવાને પ્રસંગ આવ્યો હશે એને સહજ આવી શકશે. આ શ્રમને પરિણામે 'F. F. A.' ની પરીક્ષામાં મણિલાલ કેટલાંક વિઘ્ન આવી પડવાથી ધાર્યા કરતાં બે નંબર ઊતરતા ત્રીજે નંબરે-પાસ થયા. **પણ લોજિક (પાશ્ચાત્ય ન્યાય)ના વિષયમાં અને એમના ઐચ્છિક વિષય મોરલ ફિલોસોફિ (કર્તવ્યમીમાંસા) માં પહેલે નંબરે આવ્યા.**

'B. A.' બી. એ. નો અભ્યાસ આરંભ્યો તેમાં ઐચ્છિક વિષય શા લેવા તેનો વિચાર થવા માંડયો. નિર્ણય એ થયો History (ઇતિહાસ) તથા Political-Economy (અર્થશાસ્ત્ર); ને History (ઇતિહાસ)માં પણ હિંદુસ્થાન અને ઇંગ્લંડ બે જ વાંચવી **આ વિષયો લેવાથી જ માણસની બુદ્ધિ અને તર્કશક્તિ ખીલે** છે તથા કાંઈ નવી અક્કલ આવી બોલવાલખવાની છટા પણ સમઝાય છે એમ લાગવાથી એ વિષય એમણે લીધા અને આગળ જતાં આ પસંદગી માટે પોતે સંતોષ દર્શાવતા. દરેક વિષય હસ્તામલકવત્ થયા વગર મૂકવો એમને ગમતો નહિ. તેમ ગોખીને સમઝ્યા વિના યાદ રાખવું પણ ગમતું નહિ. એટલે વારંવાર હરકોઈ વિષય માટે ઘણાં પુસ્તક વાંચવાં પડતાં. આવો મૂળથી નિયમ મનમાં જડાયાથી મહેનતમાં ઘણો વધારો થયો હતો ને ૧૪-૧૫ કલાકથી પણ કોઈવાર વધારે કામ કરવાની જરૂર પડતી. તે સમયના શિક્ષકોમાં ડૉ. ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનાં ઘણાં વખાણ કરે છે—અને જણાવે છે કે "ડાક્ટર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, તથા ઈતિહાસ, ઇકોનોમિ અને કાંઈક અંગ્રેજી ભાષાનો વિષય શિખવનાર મહાસમર્થ પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનું નામ આજે સંભારીને પણ મને અતિશય માન પેદા થઈ આવે છે અને તેમની મારા પરની પ્રીતિ તથા તેમની ભણાવવાની પદ્ધતિથી જ મને જે લાભ મળ્યો છે તે મળ્યો છે, એમ મને વારંવાર કલ્પના થાય છે"

સિદ્ધાન્તસાર, પ્રાણુવિનિયમ અને પ્રિયંવદા, સુદર્શનના કેટલાક લેખો, તથા કુમારપાળચરિત્ર, ચેતનશાસ્ત્ર વગેરે, અંગ્રેજી પુસ્તકોમાં Tarka Kaumudi, Advaitism or Monism, Imitation of S'nkara, Mandukyopanishad, Jivanmukti Viveka, Symbology, Hinduism વિગેરે પુસ્તકો તથા નિબંધો.

ઉપર આપેલા મણિલાલના પૂર્વવયના હેવાલમાથી જો આપણે એટલું સ્મરણમા રાખીએ કે મણિલાલનુ મન ન્હાનપણથી જ ધર્મ તરફ વળેલું, પ્રેમ માટે તરસ્યુ, સુખદુઃખ વેઠવામા દૃઢ અને કામ કરવામા નિશ્ચયવાળુ હતુ–સાથે એ પણ ધ્યાનમા રાખીએ કે મણિલાલનો ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ અસાધારણ માનને પાત્ર હતો અને એમના પ્રતિપક્ષીઓએ એમની આ વિષયમાં કરેલી અવજ્ઞા જેવી હાસ્યજનક તેવી જ અન્યાયી છે–તો મણિલાલના લગભગ સર્વ ગ્રન્થોનું સ્વરૂપ આપણને સહજ લક્ષમા આવી જશે, અને એના ગુણદોષ તપાસવાનુ એક કિંમતી સાધન હાથ લાગશે.

મણિલાલના કાવ્યગ્રન્થો ઉપર એમના તત્ત્વજ્ઞાનની બે રીતથી અસર થઈ છે, એક બાહ્યસૃષ્ટિ ( Nature ) કરતાં મનુજહૃદય (Human heart) ને પ્રાધાન્ય આપવામા,* અને બીજી, કવિતામા પણ જીવિતના પરમ હેતુને—પરમ પુરુષાર્થને—આગળ રાખવામા. એમાની પહેલી એમના વિજ્ઞાનવાદ ( Idealism ) ની આડકતરી ( indirect ) અસર છે, અને બીજી જીવિતના હેતુ ( The End of Human Existence ) સબન્ધી તત્ત્વચિન્તનમાથી ઉદ્‌ભવેલી સીધી (direct) અસર છે મ્હારો કહેવાનો

* કાવ્યનુ સ્વરૂપ અને તત્ત્વજ્ઞાન તરફ વલણ બને કાર્યકારણરૂપ ન હોઈ એક જ આન્તર બન્ધારણના ફળ છે એમ માનવામા પણ બાધ નથી—એટલે આ 'અસર' શબ્દ જરૂર પડે ત્યાં વિશાળ સબન્ધના અર્થમાં લેવો. તેટલા માટે જ આરંભમા (પૃ૦ ૩૯૨) મે 'સંકળાએલી' શબ્દ વાપર્યો છે.

અર્થ વધારે સ્પષ્ટ કરી બતાવું. મણિલાલના તત્ત્વજ્ઞાનમાં બાહ્યસૃષ્ટિ કરતાં આન્તરઅનુભવ ઉપર વિશેષ ઝોક હતો એ સુવિદિત છે. અને એ તત્ત્વજ્ઞાન ( Idealism )ની છાપ એમના કવિત્વ ઉપર અને સહૃદયતા ઉપર પણ પડેલી જણાય છે. કવિઓના બે પ્રકાર હોય છેઃ કેટલાકને બાહ્યસૃષ્ટિમાં રમવાનું અને એમાથી બોધ પ્રાપ્ત કરવાનું પ્રિય લાગે છે, અને કેટલાકને મનુજહૃદયના ભાવમાં વિશેષ અર્થ પ્રતીત થાય છે. મણિલાલ આ બીજા પ્રકારના કવિ હતા, અને મને લાગે છે કે એમણે 'ઉત્તરરામચરિત'ના ભાષાન્તરમાં—

"ગિરિથી ઝમ ઝમ ઝરણાં વહી જાય,
તટે તરુવર પવને લ્હેકાય."

ઇત્યાદિ સૃષ્ટિસૌન્દર્યની લાવણીઓ અને હરિગીત વગેરે છન્દો બહુ રસથી રચ્યા છે, તથા 'કાન્તા' નાટકમાં—

"મંદ મંદ સમીર વ્હે તરુકુંજમાં બહુ ન્હાલતો,
ગિરિગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જલમા ચાલતી વાંકીચુંકી લચકાઈને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે રવે
તાલ દે તે ગાનને તરુવર ઝુકે બહુ ઝુકમાં,
દે માન તે શુભગાનને વળી, ધવલ પુષ્પ વધાવતાં,
વ્યોમ, તરુ, તટ, વિશ્વ સઘળું નાચતું પ્રતિબિંબમા,
ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઈમા."

આ પંક્તિઓ કોઈ પણ સૃષ્ટિસૌન્દર્યના કવિને માન અપાવે તેવી છે; તેમજ, 'નૃસિંહાવતાર'ની

"સુખકર મલિયાગર વ્હે કે રે,
કલિકલિ પર ભમરા લ્હે કે રે—સુખ૦ ધ્રુવ.
શીતળ સમીર વડે સુખકારી
તાપ હરે તનના પલકે રે,

ચન્દ્રકલા નિરખી ઉલસે મન
ગ્રીષ્મ રાત રસ બ્હેકે રે—સુખકર."

એ બિહાગની ઠુમરીમાં 'ગ્રીષ્મ રાત રસ બ્હેકે રે' એટલા સાદા શબ્દોમાં ઉન્હાળાની રાત્રિની સકળ મનોહરતા ખડી કરી છે.

તથાપિ એમ કહેવામા બાધ નથી કે 'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત' તરફ એમને દોરનાર વસ્તુ જુદી જ હતી, અને 'કાન્તા' નાટકની ખાસ ખૂબી એનાં સૃષ્ટિસૌન્દર્યના વર્ણનમા જ નથી ન્હાનપણથી જ મિત્રસ્નેહનો સ્વાદ જાણનાર હૃદય માધવ અને મકરન્દના સ્નેહ તરફ આકર્ષાય એ સ્વાભાવિક હતુ, તેમજ રામ અને સીતાના પ્રેમમા જે લોકોત્તર ભાવના મૂર્તિમતી થએલી છે, અને રાજા તરીકે રામે સીતાનો ત્યાગ કરી જે ભાવનાના અગ્નિમા પોતાના સુકોમળ હૃદયને હોમ્યુ છે—એ 'Poetic Idealism' કાવ્યપ્રદેશમાં પ્રતીત થતો ઉચ્ચ ભાવનાપ્રેમ મણિલાલને ખાસ આકર્ષક થઈ પડ્યો હશે એમ લાગે છે. 'કાન્તા' નાટક જેને આપણા 'સર્વાનુભવ રસિક' કાવ્યોમા ગૂજરાતના એક પ્રતિષ્ઠિત અવલોકનકાર અને આ 'સાહિત્ય સભા'ના માનવન્તા પ્રેસિડન્ટ* તરફથી પ્રથમ પદ આપવામા આવ્યુ છે એ પણ આ 'Idealism'નુ અને ઇતિહાસના અભ્યાસથી મણિલાલના હૃદયમા જાગેલા સ્વદેશાભિમાનનુ દૃષ્ટાન્ત છે. 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ' જેમા આપણે બાલાશંકર સાથેના કાવ્યવિનોદના સમયની અસર પણ જોઈએ છીએ—એ તો બાહ્યસૃષ્ટિને ત્યજી દઈ આન્તરભાવ ઉપર જ રચાએલા છે એ સ્પષ્ટ છે, અને બાહ્ય જગત્ ઉપર જ્યારે કોઈ કોઈ વાર કવિની દૃષ્ટિ કરે છે ત્યારે એ બાહ્ય પદાર્થો પણ આન્તરભાવથી અને તે પણ એક તટસ્થના નહિ પણ કવિના પોતાના જ આન્તરભાવથી રગાઈ, છવાઈ, છલકાઈ રહે છે ।

"ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે—

---

* રા. રમણભાઈ મહીપતરામ

પૃથ્વી રહી છવાઈ,
પર્વતો રહ્યા ન્હાઈ,
સચરાચરે ભરાઈ રે !
ગગને આજ૦ "

વળી, કવિઓમાં કવિતાના ધોરણ ઉપરથી પણ બે પ્રકાર પડે છે. કેટલાક 'Art for Art's Sake'નું ધોરણ સ્વીકારે છે–અને તેઓના મત પ્રમાણે મિ. સ્વિનબર્નના શબ્દોમાં "No work of art has any worth or life in it that is not done on the absolute terms of art " આ વચનથી સૂચિત અર્થ એવો છે કે ટેનિસનનું 'In Memoriam' જેવું કાવ્ય પણ બોધપ્રધાન હોઈ કાવ્યના પ્રદેશથી બહિર્ભૂત છે. મેથ્યુ આર્નોલ્ડ અને રસ્કિન 'art' અને 'Morality' વચ્ચે અવિશ્લેષ્ય સમ્બન્ધ માને છે–અને યદ્યપિ કવિતાના પ્રાણથી રહિત પોપની Didactic Poetry સર્વના ધોરણ પ્રમાણે અધમ કાવ્ય વા અકાવ્ય છે, તથાપિ બોધના અન્તરમાં જ્યાં સુધી હૃદય, પ્રતિભા, વા અતીન્દ્રિય પદાર્થના સૂચનનો રસ વહેતો હોય ત્યાં સુધી એ બોધ કવિતાના પ્રદેશની બહાર જતો નથી. મણિલાલના 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ' 'art for art'a sake'ના ધોરણ ઉપર રચાએલાં નથી. જ્ઞાન, બોધ એ એનો સ્પષ્ટ ઉદ્દેશ છે. પણ જેમ સમુદ્રોનાં તરંગોનો કાંઠે અથડાવાનો અને કેટલેક સુધી કિનારા ઉપર ચઢી એ ઉપર પથરાઈ રહેવાનો ઉદ્દેશ હોય છે, તેમ આ કાવ્યોનો પણ તત્ત્વજ્ઞાનના પરમ પ્રાપ્તવ્ય બ્રહ્મને સ્પર્શવાનો અને બ્રહ્મ ઉપર ઠરી રહેવાનો પ્રયત્ન છે. મને લાગે છે કે 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'ના ઉન્નત અને પ્રબલ રસતરંગો લાંબો વખત ગુર્જર પ્રજાના સ્મરણમાં રહેશે, અને એના મર્યાદિત પ્રદેશમાં પણ પ્રોત્સાહન પામે એટલો ઉદ્ગાર કરાવ્યા વિના નહિ રહે કે—

"Thoughts that inspire and mould our inner life,
Strengthen to bravely bear amid world-strife;

And one large Hope, full-orb'd as summer sun,
That souls shall surely meet when Life is worn!
So round thy memory we our thanks entwine;
*Men are the better for these songs of thine."*

'ગુલાબસિંહ' અને 'નૃસિંહાવતાર'માં બોધનું પ્રાધાન્ય સ્પષ્ટ છે. લિટનનુ 'ઝેનોની'—જેનુ 'ગુલાબસિંહ' અનુકરણ છે—એ અંગ્રેજી નવલકથાઓના પ્રથમ વર્ગમાં આવી શકતું નથી એ વાત મણિલાલને અજાણી ન હતી છતાં અનુકરણ માટે એને પસન્દ કરવાનુ કારણ એમા રહેલો મણિલાલના તત્ત્વજ્ઞાનને અનુસરતો બોધ એ જ હતુ. આ નવલકથામાં મણિલાલ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો મહાપ્રશ્ન—એમના પ્રિય વિષયનો પ્રશ્ન—ઉદાત્ત અને જીવનભરી શૈલીમા ચર્ચે છે, અને હિન્દુસ્થાનના ઇતિહાસનો પોતાનો રસ પૃથ્વીરાજના સમયનું ચિત્ર આપી વાચકને દર્શાવે છે, પૃથુરાજ, ચન્દવરદાયી, અને અક્ષયવડનું સ્મરણ કરીને એનો સ્વદેશાભિમાન અને સ્વદેશલાગણીથી ભરેલો આત્મા કૃતકૃત્ય થાય છે

સદ્‌ગૃહસ્થો, મ્હે મણિલાલના કાવ્યોના સામાન્ય સ્વરૂપ સાથે એમના તત્ત્વજ્ઞાનનો બે રીતનો સબન્ધ બતાવ્યો એક ખુલ્લો અને બીજો ગર્ભિત આ કાવ્યોનુ વિશેષ વિવેચન આટલા ટૂંકા અવકાશમા બની શકે એમ નથી

### ૩ સસારસુધારો

હવે હુ મણિલાલના 'સસારસુધારક' તરીકેના સ્વરૂપ ઉપર આવુ છુ. 'સુધારા' તરફની મણિલાલની વૃત્તિનો પણ એમના ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી સારો ખુલાસો થઈ શકે છે.

હુ આ સબન્ધમા આપની આગળ સ્થાપવા એ માગુ છુ કે મણિલાલ સુધારાના વિરોધી ન હતા, ઊલટુ, સુધારો જે સ્થળે આવીને અટક્યો હતો અને અપ્રિય થઈ પડ્યો હતો, ત્યાથી એને

એક પગથિયું ઊંચે ચઢાવી, વધારે મજબૂત અને સ્વદેશાભિમાનના પાયા ઉપર મૂકી, પોતાના ઇતિહાસ ને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી એમા જે દોષ જણાયો તે દૂર કરી લોકમતરૂપી ન્યાયાસન આગળ સુધારાના કેસની નવી દાવાઅરજી દાખલ કરનાર મણિલાલ હતા. એમને સુધારાના અગ્રણીઓએ સ્વીકારવાના બદલે પ્રતિપક્ષી ગણ્યા, એ સુધારાના ઈતિહાસમાં એક ખોટુ પગલુ ભરાયુ છે; એમ મ્હારો નમ્ર મત છે.

આ બતાવવા માટે આ બીજા વિષયના હું ત્રણ પેટા ભાગ પાડીશ:

(૧) પ્રથમ તો મણિલાલના સમયમાં સંસારસુધારાની શી સ્થિતિ હતી એ વિષે થોડુંક બોલીશ.

(૨) પછી મણિલાલના સસારસુધારા સંબન્ધી વિચારો જણાવીશ

(૩) અને છેવટે, મણિલાલ જેને 'જૂનો સુધારો' કહે છે તેનાથી એમનો પોતાનો નવીન સુધારો કેવી રીતે જુદો પડે છે એ બતાવીશ.

**મણિલાલનો સમય**

(૧) આપણા ઇતિહાસનાં છેલ્લા સાઠ વર્ષ ઉપર દૃષ્ટિ નાખતા સમઝાય છે કે ૧૮૪૫ થી ૫ દરેક વર્ષ સસાર-સુધારાના જુસ્સાનો કાળ હતો; ૧૮૬૪—૬૫—થી દસપદર વર્ષ દેશી કારીગરીને ઉત્તેજન આપવાના પ્રયત્નો થવા લાગ્યા; ૧૮૭૫ પછીથી ધાર્મિક પુનરૂજ્જીવન-થિયોસૉફિકલ સોસાયટિ, આર્યસમાજ વગેરે હિલચાલનો સમય આવ્યો; ૧૮૮૫-૯૦થી રાજકીય ઉત્સાહ બહાર પડ્યો-અને આજ આ સર્વ પ્રવૃત્તિઓ સાથે લાગી ઉપસ્થિત થઈ છે. એકને વખતે બીજી ન હતી એમ સમઝવાનું નથી; તેમજ, ધર્મ જે આ દેશમાં હમેશા એક મહાબલરૂપે હાજર જ રહે છે એની આ ચારે જમાનામાં કાંઈ કાંઈ હિલચાલ દેખાતી જ હતી. તોપણ ઇતિહાસ સમજવા માટે સામાન્ય સૂત્રોનો (General-

ization નો) ઉપયોગ કરવો વાજબી ગણાતો હોય તો મને લાગે છે કે–ઇતિહાસમા આપણા છેલ્લા સાઠ વર્ષની ન્હાની યુગ-વ્યવસ્થા કાંઈક ઉપર પ્રમાણે થવી જોઈએ. આથી સમઝાશે કે મણિલાલે જ્યારે દેશસેવાની ધુરા ઊપાડી તે વખતે મેડમ બ્લેવેટ્સ્કીએ જગવેલો ધર્મયુગ તુરત જ શરૂ થએલો હતો, અને એની અસર નીચે રહી મણિલાલે આપણા પ્રાચીન પુસ્તકો અને સસ્થાઓનુ અવલોકન કર્યું, અને સસારસુધારાના પ્રશ્નને પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનને અંગે જ વિચાર્યો બીજુ, સુધારાના ઉપદેશમા ગમે તેટલુ સત્ય હશે, પણ તે સત્ય નર્મદે જાતઅનુભવથી બતાવેલી અને મણિલાલે પણ પ્રત્યક્ષ જોએલી ખામીઓને લીધે નિર્જીવ પડ્યુ હતું, અને સુધારાનો ઉત્સાહી 'બોધકાળ' ક્યારનોએ અસ્ત થઈ ગયો હતો, અને 'કર્મકાળ' નિર્બળ પસાર થયો હતો; 'સુધારા'ના વીર નર્મદે સુધારો ત્યજી પ્રાચીન પથમા પ્રવેશ કર્યો હતો, અને 'સુધારો' પ્રવૃત્તિ માર્ગ ઉપર રચાએલો છે અને તે નિવૃત્તિપરાયણ આર્યજનોને અનુકૂળ નથી એવો સિદ્ધાન્ત બાધ્યો હતો આશાથી ઊછળતો સુધારક નિરાશા પામી નિવૃત્તિમાર્ગમાં સમી ગયો અને મરણશય્યા ઉપર મણિલાલને આવી મતલબનું કહેતો ગયો કે—"હવે તો આ દેહનો અત આવે તો ઠીક કે ઘરના માણુસ હેરાન થતા અટકે અમે તો હવે એકલા પડ્યા, અમારા ભક્તો, અમારા મિત્રો, અમારા સ્નેહીઓ અમને બગડેલા વ્હેમી ઠરાવી વેગળા થયા પણ ખરી વાત હું હાલ કહું છુ તે જ છે એ મારૂ હૃદય જાણે છે જવાનીઆ સુધારા-વાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હુ કહુ છુ કે તેમના જ મડળમા એક જુવાન ઊઠ્યે છે જે પરિણામે મારા જ વિચાર ગળે ઉતારશે" પણ મણિલાલની વૃત્તિ સુધારા તરફ પાછલા કાળના નર્મદના જેવી ન હતી મણિલાલે સંસારસુધારાને પ્રાચીન ધર્મને અંગે મૂક્યો ખરો, પણ તેથી સુધારા પ્રત્યે અનાદર જણાવ્યો એમ માનવુ ભુલભરેલુ છે.

**સુધારા સંબંધી વિચારો**

હવે હું બીજા પેટા વિષય ઉપર એટલે કે મણિલાલના સુધારા સમ્બન્ધી વિચારો ઉપર આવું છું. જેઓ મણિલાલને સુધારાવિરુદ્ધ માનતા હોય તેમના મનનાર્થે હું અત્રે એમના લેખોમાંથી નીચેના ઊતારા રજુ કરૂં છું:

"નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતન્ત્ર્યનો માર્ગ છે; પ્રાચીનતા આલસ્ય, સ્થિરતા, જડતા, પારતન્ત્ર્યનો માર્ગ છે ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી. ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં **નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે.**"

"પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખૂટ બલનો ભંડાર છે, નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે; નવીનતા એ પૂર્ણ છોડી દીધેલું 'એન્જિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર 'બ્રેક' છે"

"એક પાસા ટીલાટપાં, માલાકંઠી, ગમનામનું રટન, અને વેદાન્તની નીચે ઇર્ષ્યા, સ્વાર્થ, જૂઠ, અને અનાચારના અંગારા ધખધખતા હોય છે, બીજી પાસ સત્ય, દેશભક્તિ, ભ્રાતૃભાવ, સર્વનું એકપણું, વિદ્યાવિલાસ ઇત્યાદિનાં વ્યાખ્યાનોમાં પણ હુંની પૂજાઅર્ચા કરવાની યુક્તિઓનો વિલાસ હોય છે, અનાચારને ઢાંકવાની ઝીણી પિછોડીઓ વણવાની રચના હોય છે."

"પ્રાચીન પક્ષ સ્વતઃ વર્તમાનને સમજી ભવિષ્યમાં ઊતરવાને ઉદ્દેશે ઉદ્‌ભવ્યો નથી, આમ માનવાનું કારણ એટલું જ છે કે પ્રાચીન પક્ષ ઉપર જે રુચિ અને પ્રીતિ તથા આદર થયા છે તે જાડું લાગે, સામાં પચાસું જેટલે લાગે, કેવલ વહેમરૂપે, અંધશ્રદ્ધારૂપ, સ્વાર્થ

સાધવાના એક પ્રકારરૂપ, ધાર્મિક નીતિમાન્ ગણાવાની લાલસાના એક માર્ગરૂપ દેખાય છે પ્રાચીન પક્ષની સમગ્ર પ્રવૃત્તિમા ભેદનુ જ પ્રાધાન્ય દેખાય છે નવા નવા પથ, સપ્રદાય, આચાર્ય, અને તેમના શિષ્યોના કલહ, વિગ્રહ, દ્વેષ, અને ઈર્ષ્યાના પ્રકારો, ગુરુ અને આચાર્યોને સર્વસ્વનુ સમર્પણ કરી અધ થનાર પામરોની કર્ત્તવ્ય-ભ્રષ્ટતા, એ વિના બીજુ પ્રાચીન પક્ષની પ્રવૃત્તિમા ક્વચિત્ જ નજરે પડે છે અને એ પક્ષની મુખ્ય હિમાયત કરવા છતા આવો સ્વીકાર કરવામા અમોને કશો બાધ જણાતો નથી, કેમકે **પ્રાચીન પક્ષ જ્યા સુધી વર્તમાનની યથાર્થ ગણના કરી ભવિષ્યનું દર્શન પામ્યા વિના કેવલ પ્રાચીન એ નામને જ પૂજે છે ત્યાં સુધી તે કલ્યાણથી અતિ વિદૂર જ છે** એવુ અમારૂ મત છે. એક પાસા નવીનો સાથે વિવાદ કરી પ્રાચીનતાનો આગ્રહ ધારણ કર્યા છતાં, પ્રાચીન પક્ષના અનુયાયીઓનુ અનુમોદન અમોને મળી ન શકવાનુ આ જ કારણ છે પરતુ એ વિવાદ કે એ અનુમોદનની દરકાર વિના એટલું કહેવુ જ પડે છે કે પ્રાચીન પક્ષે આપણા વર્તમાન અને ભવિષ્યનુ માપ લીધા વિના જ ઝપલાવ્યુ છે, અને જે કર્તવ્યભ્રષ્ટતામાથી છૂટવાનો માર્ગ શોધવા માડ્યો છે તેમા ને તેમા જ તેમની સ્થિતિ હઠી રહી છે વર્તમાન અને ભવિષ્યને સમજી કર્તવ્યની શોધ કરવાને જે ઉન્નતિનો માર્ગ છે તે ધ્યાનમા લઈ પ્રાચીન કે કે નવીનનો આદર કરવાનો વિચાર રાખવો ઉચિત છે એ ધોરણે જોતાં **અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે"**

"માબાપે ગમે તેમ જોડી દીધેલા પુતળા આ દેવ (પ્રેમ) નું સ્વરૂપ કયાંથી જાણે, અથવા કક્કો ને આક ભણ્યા પછી પણ શુ સસ્કાર પામે કે તેમાથી પ્રેમનો ભાવ ખડો થાય! કષ્ટમા, કકાસમા દુ ખમા દિવસ પૂરા કરતે કરતે ઉભયમાથી એકાદને, ને વિશેષે કરી સ્ત્રીને વૈધવ્યનો મહાકાલાનલ બાળીને આબરૂથી, જાતથી, રીતથી,

આતથી ખુવાર કરી દુઃખમાં જન્મેલી તે દુઃખમાં જ સમાય તેવું કરી આપે. આ રીતિથી વિચારતાં કેટલાં ઘર હયાત છતા ભાગેલાં છે, કેટલાં માણસ જીવતાં પણ મૂએલાં છે, કેટલા લોક સુખી છતે પણ દુ:ખી છે, કેટલા જ્ઞાની પણ અજ્ઞાની છે, કેટલા પીડાય છે, કેટલા બળે છે, કેટલાં રડે છે, કેટલાં મરે છે, એ સહજ ખ્યાલમાં આવશે."

"ભણવાની જ્યારે આ રીતે જરૂર છે ત્યારે શું **સ્ત્રીઓ માણસ નથી, સ્ત્રીઓને બુદ્ધિ નથી, કે સ્ત્રીઓને સુખની ઇચ્છા નથી કે તેમને ભણવા ન દેવી?** સ્ત્રીઓને ને પુરુષોને કરવાનાં કામ જુદી જુદી જાતનાં કામ છે એ વાત ખરી, પણ શું સ્ત્રીઓનાં કામ બુદ્ધિ વગર ચાલી શકે તેવા છે? તેમને પોતાના ઘરકામમાં બુદ્ધિની જરૂર પડે છે; તેમને પણ પોતાના સબંધીઓ સાથે રહી કામકાજમાં પ્રવીણ ગણાઈ સુખ પામવાની સમજ મરજી હોય છે, તે એટલે સુધી કે, અમે તો એમ ધારીએ છીએ કે, પુરુષોને હશે તે કરતાં પણ વિશેષ કેમકે ઘણા પુરુષો સુખી છતા પણ ઘરની સ્ત્રીઓને જે જાતના સુખની ઇચ્છા હોય તેને તાબે થઈ વર્તવાથી દુ:ખી થતા માલમ પડે છે. પુરુષને છે તે પ્રકારની ઈચ્છાઓ ને વૃત્તિઓ સ્ત્રીઓને છે, એટલું જ કહેવાથી તેમને ભણાવવાની જરૂર સાબિત થાય છે. તો પણ તેમને ભણાવવાના વિશેષ કારણ તરીકે હજુ તેમના સ્વભાવ વિશે જરા બોલવાની જરૂર છે."

"સ્ત્રીના કર્મ પુરુષનાં કરતાં જુદા છે. વાત ઠીક છે, પણ કયી રીતે જુદાં છે? જુદાં એટલે એવાં તો નહિ જ હોય કે પશુ વગેરે જેમ પોતાના કર્મ માત્રથી જ સુખ પ્રાપ્ત કરી લે છે તેમ સ્ત્રીઓ પણ કરી શકતી હોય! પુરુષને જેમ ઘરબહારના ધંધામાં બુદ્ધિ, બલ વાપરવાં પડે છે તેમ સ્ત્રીઓને પણ ગૃહકર્મમાં તેના તે જ સાધન વાપરવાં પડે છે, જેમ જે સ્ત્રીનામાં આ સાધનોની ખામી, તેમ તેના કર્મમાં વિરોધ અને તેના ઘરમાં ક્લેશ, સંતાપ અને દુ:ખ

ઘરનુ ખરૂ બંધારણુ જ સ્ત્રી છે, ઘર એ પુરુષનુ વિશ્રામનુ ઠામ છે, ને તે જ જ્યારે વગરઅક્કલે, વગરવિચારે ને વગરધડે ચાલતુ હોય ત્યારે પોતે પણુ સુખ ક્યાથી પામે? સ્ત્રીઓની ઉન્નતિમા, તેમના ભણુવામા, તેમના સદાચારમા, અને તેમની પ્રીતિમા જ પુરુષના સુખનો સમાવેશ થઈ જાય છે, તો તેમને તેમના પોતાના સુખ માટે, તેમજ પારકાના(પોતાના પતિ વગેરેના)સુખ માટે ભણાવવી જ જોઈએ."

"ભણુવાથી કુમાર્ગે કોઈ ગયુ છે નહિ, ને જશે પણુ નહિ, **સરસ્વતીનો પ્રસાદ પામી કોણુ કુપાત્ર થયું છે? ભણેલી સ્ત્રીઓમાં જો કાંઈ દુરાચાર કોઈ વાર જણાયો હોય તો તેમને ઓછું ભણાવી તેમની અક્કલ કાચી રહેવા દીધાને લીધે જ, એમ અમે તો નક્કી માનીએ છીએ.** જેઓ નીતિમા, પતિભક્તિમા, શ્રદ્ધામા, મર્યાદામા સુખ માનતી હોય તે કદાપિ કુમાર્ગે જાય જ નહિ; પણુ જે આ શબ્દોનો અર્થ પણુ ન જાણુતી હોય તે જાય, તો તેમા તેમને અજ્ઞાન રાખનારનો દોષ છે, તેમણે જે કેળવણી લીધી હોય તેનો દોષ નથી માટે અમે તો અમારા અલ્પ અનુભવ પ્રમાણે અમારી ભગિનીઓ તરફથી એટલુ જ કહી શકીએ છીએ કે તેમને જો તમારે પ્રેમાળ સ્ત્રીઓ, માયાળુ માતાઓ, અને હિતસ્વી ડોશીઓ કરવી હોય તો નિઃશંક થઈ પરિપૂર્ણ કેળવણી આપો"

'જો જ્ઞાતિની વૃદ્ધિ અને અંદરઅંદર સંપશાન્તિ ચહાતા હો, જો ઉપયોગી થઈ કોઈને દુઃખ દીધા વિના કમાવાની ઉમેદ રાખતા હો, ને આ લોક ને પરલોકમા સુખનો માર્ગ શોધતા હો, તો **કન્યાનું દાન યોગ્ય વરને કરવા માંડો, કન્યાને મોટી થવા દો, ભણુવા દો, અને પોતાની મરજી મુજબ પરણવા દો"**

અમે લખ્યુ હતુ કે 'નારીપ્રતિષ્ઠા' સામાન્યત સ્વતન્ત્ર જનમંડળ માટે રચાઈ હતી, અને હવે જે વિચાર કરવાનો છે તે

કાયદાથી સંકલિત મંડલ માટે છે, એટલે તે એ વિચારમા સમતિ-
વય બાબત ફેર પડે તો તે વિરોધ નથી; આ લખવાનો સાહજિક
અર્થ એવો થાય કે 'નારીપ્રતિષ્ઠા' કેવલ સાંસારિક બાબત, જેમા
સરકારે હાથ નથી ઝાલ્યો, તેને માટે લખાયેલી છે, પણ જ્યારે
સાંસારિક બાબત સરકાર કાયદો કરવા ઇચ્છે તો ત્યારે 'નારીપ્રતિષ્ઠા'-
માંના કેટલાક જૂજ વિચારમા ફેરફાર કરવાની આવશ્યકતા છે.
જેમકે 'નારીપ્રતિષ્ઠા'માં **સંમતિવય ૧૬** કહ્યું છે તે ઇષ્ટ છે,
છતા કાયદાથી તે નિયમવું હોય ત્યારે તો ઓછામાં ઓછુ જે હોય
તે લેવું જોઇએ, અર્થાત્ દશ આવી સ્વાભાવિક અર્થસગતિ
ઉદાહરણથી સ્પષ્ટ કરેલી."

"પ્રાચીન નવીન બે વાર્તામાથી કઇ ખરી છે? આ પ્રશ્નનો
નિર્ણય કરતાં પૂર્વે ઉભય પક્ષનું સૂક્ષ્મ અવલોકન કરવાની પૂર્ણ
અપેક્ષા છે. ઘણાક નવીનો પ્રાચીન પક્ષનુ વિલોકન ર્ક્યા વિના,
એટલે કે પોતાનાને સાક્ષાત્ કે પરોક્ષ તે વિષયનું જ્ઞાન ન છતાં
અથવા માત્ર કોઇના કહેવાથી કે કોઇએ પોતાના કોઇ તર્કને
અવલબી કરેલા અર્થાનુસાર જ જ્ઞાન છતા, પાચીનપક્ષગત અનેક
વાર્તાનું વિડંબન ખંડન કરવા પ્રવર્તે છે. તેમજ કેટલાક પ્રાચીનો
પણ એ જ પ્રકારની ભૂલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી,
સાભળવાથી, કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તે તે વાતોને અગે
એવી એવી તર્કજાલમા તે ભરાઇ પડે છે કે નવીનતાનું નામ પણ
સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનુ સાક્ષાત્ જ્ઞાન
હોવુ બહુ આવશ્યક છે, પ્રારબ્ધયોગે તેવું કાઇક પ્રાપ્ત કરવાના
પ્રસંગ મને પોતાને મળેલા છે. એ વાત કહેવામા કદી આત્મ-
શ્લાઘા થતી હોય તો ક્ષમા યાચુ છું. પણ સસારમાં મનુષ્યે કર્તવ્યા-
કર્તવ્યના વિચાર બાંધવા તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે, ને મને
તે જેવું ઉપયોગી થયું છે, તેવું અન્યને થાવ એ માગી પરમ વાંછના
છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્ત જ છે."

"પ્રાચીન મતો ને સિદ્ધાન્તો—ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને—વિલોકતા તેમા પણ મને સત્ય સમજાયુ છે. નવીન મત અને નિશ્ચયો વિચારતા તેમા પણ મને સત્ય જણાયુ છે. પણ જે પૂર્ણ—આખુ–અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો ગ્રહ છે. આમ હોવાથી મે માગ મનમા અમુક સિદ્ધાન્તો રાખેલા છે જે મારા લેખો વાચનાર પડિતોને તો સહજે સમજાયા હશે, તથાપિ પુનઃ સક્ષેપે તેમને કહી બતાવવા એ, આ પ્રસગે, મને આવશ્યક જણાયુ છે મારા ઘણાક મિત્રો ઉભય પક્ષમા છે. તેમને ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમા પણ આતર વિચારચર્ચામા ઐક્ય સમજાયુ છે તેમનુ કહેવુ એમ થાય છે કે 'તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે, અને વહેમમા વધારો થાય છે.' લોકો તે કિયા? વહેમ તો ખરો વહેમ કે વહેમ નામ? એ જુદી વાત છે, પણ ભ્રમ થાય છે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે આવા ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બતાવે છે કે 'તમારા સિદ્ધાન્તો અનિયત છે. તમારે કશુ ધોરણ જ નથી. તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, આચારવિચારમા ફેર પાડો છો,' આ પણ ભ્રમ છે ઉભયે વાર્તા બનવા સરખી છે **મારે નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે.** નવીનો કહે છે તેમ વહેમ માત્ર મને અત્યત ત્યાજ્ય છે, પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હુ ખોટી માનુ છુ, તથાપિ કર્મનો નિયમ અને તદગભૂત પ્રારબ્ધાદિ વ્યવસ્થાનો હુ દૃઢ ભક્ત છુ. નિરાકાર અપરોક્ષ જ્ઞાન એ જ પૂર્ણ તત્ત્વ એમ માનવા છતા સાકાર મૂર્તિ આદિનો હુ અનાદર કરતો નથી, અગ્નિ તાપવા, પ્રાણ દમવો આદિ કર્મક્રિયાનો આદર ન કરતા છતા ચેતન અને મનોબળની

પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારૂં છું. આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે, જેમાંથી એમ જણાય છે કે કાંઈક પ્રાચીન, કાંઈક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે.".

"ત્યારે સ્વત સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું—सत्यं पर धीमहि । ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એ જ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર હક્ષલીને પ્રેતાવાહનના પ્રયોગ બતાવવા માટે, ખાતરી કરવા સારૂ નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યું કે 'વાત ખરી હોય તોપણ મને તેમાં રસ નથી' પ્રેતાવાહનને ખોટું. તર્કટ, જૂઠું, ભ્રમ, કહેવામાં 'રસ' અને તેની ખાતરી કરવા વખતે રસ નહિ એવી નવીન પંથના આચાર્યની વૃત્તિ મને અત્યંત અનાદરણીય છે. તેની જ સાથે 'ब्राह्मणोऽस्य मुखमासीत्' એવી એકાદ ઋચાને આધારે બ્રાહ્મણ તો વિષ્ણુ ભગવાન્ પુરુષોત્તમનું મુખ છે માટે તે જ ઈશ્વર છે, તે કહે તે સત્ય છે, એવા અંધ પ્રાચીન ભાવ પણ મને અત્યંત હાસ્યાસ્પદ લાગે છે. આંખો, કાન અને બુદ્ધિ ખુલ્લા રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે પરમ સત્યનું અનુમાન બાંધતા રહેવું એ જ સત્યાન્વેષણનો સિદ્ધાન્ત મારો આધાર છે. તે સત્ય જ્યાં મને સમજાયું હશે ત્યાં મેં બતાવ્યું છે; તેમાં પ્રાચીન કે નવીનનો ભેદ માની શબ્દ માત્રને લીધે હું એકને વળગવા કે બીજાને પરહરવા પ્રવર્ત્યો નથી. ગમે ત્યાં સત્ય તે સત્ય જ છે."

"પરંતુ યોગ, પ્રાણવિનિયમ, પ્રેતાવાહન, અદ્વૈત, અભેદવાદ, ઈત્યાદિના અનુવાદ કરી બતાવવાની મારી પ્રવૃત્તિને લીધે કોઈ પ્રાચીન મતાવલંબી એમ ધારે કે હવે હું છૂટા વાળ મૂકી ડોકું ધૂણાવતી વધૂમાત્રને પ્રેતવાહનના સંસ્કારયોગ્ય માનીશ, ભગવાં ઓઢીને આવનાર માત્રને મ્હોટા સિદ્ધ માની લઈશ. બાધા માનતાથી જ લાભ થાય એ સ્વીકારીશ, ગુરુપદ ધારણ કરીને આર્યધર્મને ઉદ્ધારવાની પ્રવૃત્તિને નમીશ; અથવા કોઈ નવીનો એમ જ માને કે મેં આવી વાતોમાં

સત્ય દીઠું તો નવીન વિચારસંગતિને હું સ્પર્શતો પણ નહિ હોઉં, **સ્ત્રીઓના પૂજ્યત્વને, અસંયત ઇંદ્રિયબલવાળી બાલવિધવા-નાં દુઃખના માર્ગને, યુરોપાદિ દેશમાં પ્રયાણના લાભને, નાતજાતના ભેદ એક પાસા રાખી અખંડ અભેદભાવને** હું સ્વીકારતો જ નહિ હોઉં, તો તે ઉભયે પક્ષના વિચાર ખોટા છે મારે આમાનો એકે પક્ષ 'મારો' નથી, સત્ય જે જણાય તેનો 'હું' છું. વહેમ, ઢોંગ, અનાચાર, કુટિલતા, એ બધાને ઉભય પક્ષમાથી તજવાના છે, ઉભયમા સત્ય છે, તે નિષ્પક્ષપાતથી સયોજી પરમ-સત્યનો આકાર સમજવાનો છે"

"પ્રાચીન મતાનુયાયીમાના કોઈક કહે છે, નવીનોમાંના પરોક્ત અર્થસંગતિના સંસ્કારવાળા ઘણાક તે વાત અનુમોદે છે, કે 'તમે તો પ્રાચીન વચનોના નવીન અર્થ યોજો છો.' આ અપવાદ અત્રે લક્ષમા લેવા યોગ્ય નથી, પરંતુ એ અપવાદના પ્રસંગો ઉપર મારું દુર્લક્ષ નથી એમ જણાવવાને જ અત્રે તેનું સ્મરણ કર્યું છે તે જ અર્થ-સંગતિ ખરી છે એમ બતાવવાના કારણ તે તે પ્રસંગે જણાવવા હું ચૂક્યો નથી જેવો આ અપવાદ છે તેવો એક બીજો પણ નવીનો મારા ઉપર અપવાદ લાવે છે કે મિથ્યા દેશાભિમાનથી આવી—પ્રાચીન મતને જ સત્ય કહેવાની—પ્રવૃત્તિ થાય છે પણ આ સર્વથા ભ્રમ છે શબ્દમાત્રને આધારે સત્યાસત્ય કહેવાનો આગ્રહ જ નથી, તો અમુક વાત પ્રાચીન છે માટે સારી છે એમ કહેવામા દેશાભિમાન માનવાની મિથ્યા ઈષણા કેવલ મૂઢ જનોના વિપ્રલભાર્થે જ હોય, અન્યથા તો સંભવે નહિ સત્ય જણાય તે જ સમજાવવું એમા વાસ્તવિક દેશા-ભિમાન છે, પણ જે લોકો એમ કહે છે કે **પ્રાચીનમા કશું દેશા-ભિમાન યોગ્ય છે નહિ, તેમની વાત તો અનાદરણીય જ છે."**

"રંગ છે કવિ! ધીરજ એનું જ નામ, કહ્યુ પણ એનું જ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિબહાર થયેલા ગ. મહીપતરામ સાથે પંક્તિભોજન કરી પોતાનો સિદ્ધાંત ખરો કરી બતાવ્યો; પોતાના

આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાને માથે મોટો દાવાનલ ખેંચી લેતાં પણ આચકો ન ખાધો! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો **એ સર્વમંડલને** કે તેને તથા કવિને અતુલ સહાય કરવામાં બાકી ન રાખી! મુબઈમા 'બુદ્ધિવર્ધક' સભા પણ ગર્જના કરવા લાગી, અને તેની વિદ્વત્તાથી, શૌર્યથી, એકાગ્રબુદ્ધિથી આનંદ પામી સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા જૂના આસ્તિક ગૃહસ્થો પણ રંજિત થયા, અને રા. રા. મનસુખરામભાઈ જેવા તથા ગ પ્રાણલાલ મથુરદાસ જેવા ગૃહસ્થોને પણ તે જ સ્થલેથી પસંદ કરી પોતાના સહવાસ માટે રાખતા ગયા! આખરે આ મંડલે લોકો ઉપર એટલી તો અસર તાદશ રીતિએ જોઈ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણા કાલથી સ્થિર થયેલા દુષ્ટ પ્રચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો."

"કવિ નર્મદાશંકર, ગ. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઈત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે, તેમણે અવિવેક અથવા બળવો કર્યો એમ હું માનતો નથી, ઊલટો તે ગૃહસ્થોએ જેવુ ગણ્યુ અને માન્યું તેવુ કરી બતાવ્યુ એમાં તેમની ઘણી સ્તુતિપાત્ર મહત્તા હુ સમજુ છુ. તેમને નિષ્ફળ થવાનું કારણ હુ એમ માનું છું કે તેમના આગળ પૂરતાં સાહિત્ય નહિ, પ્રાચીન સ્થિતિરીતિની તેમને પૂરેપૂરી માહિતી નહિ, અને નવી વાનોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને દેશની, વ્યક્તિ અને આખા મંડલની પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવના ઉપર લક્ષ કર્યું નહિ, મુસલમાનોના સમયમા આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઈ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી; અને તે અધમ ભાવનાને જો તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા યત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડયા હોત. તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી

વિરુદ્ધ એવી પાશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા યત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફળ થયા તેમનામા વિચારની ખોટ ન હતી, તેમની શુદ્ધ બુદ્ધિમા ખાતી ન હતી, એમનુ ચારિત્ર્ય ઉન્નત હતું, પણ તેમને પૂરતી માહિતી ન હતી એથી જ શરીરસબધોની એકતાને માર્ગે વળી તે લોકો નિષ્ફળ થયા"

આ છેલ્લા ઊતારામાં મણિલાલના અને જૂના સુધારકોના સુધારા વચ્ચેનો ભેદ પણ સ્પષ્ટ થાય છે.

પરતુ એ ઉપર આવના પહેલા હુ ઉપલા ઊતારાઓથી એટલુ બતાવવા માગુ છુ કે—

૧ યદ્યપિ મણિલાલ સુધારાવાળાઓના દોષોથી આપણા જન-સમાજમા ઉત્પન્ન થએલા ખોટા પરિણામોને નિન્દે છે, તથાપિ મૂળ સુધારાના નાયકો માટે એમને પૂર્ણ માન છે, અને એમના દોષ પણ એ શાત ઐતિહાસિક દૃષ્ટિથી જોઈ શકે છે. પ્રસગોપાત્ત હુ આપને એટલુ પૂછુ છુ કે ઉપરના કેટલાક ઊતારાઓમાં મણિલાલે સુધારાના કેટલાક અગ્રણીઓને જે ન્યાય કર્યો છે એનો શતાંશ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે?

૨ મણિલાલ પ્રાચીન અને નવીન—ચાલતી સ્થિતિ અને સુધારો—એ બે તત્ત્વોનો સમન્વય કરવાનુ કહે છે.

૩ એટલુ જ નહિ, પણ પ્રાચીન પક્ષ કરતા નવીન તરફ પોતાનુ વલણ સ્પષ્ટ જણાવે છે

૪ વિશેષમા, મણિલાલ સુધારાનું સામાન્ય તત્ત્વ જ બતાવીને બેસી રહેતા નથી, પણ 'સુધારા' ની વિધવાવિવાહ શિવાયની બધી કલમો—સ્ત્રીકેળવણી, લગ્નવયમા વધારો, સમુદ્રયાનની આવશ્યકતા, કન્યાવિક્રય અને જ્ઞાતિબન્ધનની અનિષ્ટતા વગેરે સ્વીકારે છે. અને એના પ્રતિપાદનમા કેટલીવાર એવો ઉત્સાહ અને આગ્રહ ધરાવે છે કે હું આપને એટલે સુધી પૂછી શકુ છુ કે આવા ઉત્સાહી અને પ્રૌઢ સુધારાના વખાણો એક પણ 'સુધારાવાળા' ની કલમથી નીકળેલા બતાવશો?

ત્યારે મણિલાલના અને 'સુધારાવાળાઓ'ના 'સુધારા'માં ભેદ શો? પરિણામે ભેદ નથી, માત્ર નામનો જ ભેદ છે—એમ 'સુધારાવાળા' માનતા હોય, અને મણિલાલનો સુધારો એમને ઇષ્ટ હોય તો આ ભેદ ઉપર ભાર મૂકવાની મારી બિલકુલ ઇચ્છા નથી. પણ જો કાંઈ પણ ભેદ પ્રતીત થતો હોય તો તે—ચાલતી સુધારાની રૂઢિ, અને 'Reform on National Lines'—એ બે વચ્ચે જે ફેર છે તે જ. એને સારી રીતે જોતા સમઝાશે કે 'Reform on National Lines' એને કેવળ અર્થહીન શબ્દો કહીને તિરસ્કારી કાઢવા એ ખોટી વિવાદયુક્તિ છે.

**સુધારો 'જૂનો' અને મણિલાલનો**

હવે આ માર્ગે પણ સુધારો એકદમ થઈ જશે એમ મણિલાલનુ કહેવુ નથી. સુધારાને કૃતિમા લાવતાં કેટલી મુસીબતો નડે છે એ મણિલાલને અજાણી ન હતી. પોતે સુધારાનું કાર્ય આરંભ્યુ તે વખતની એક નોંધમા એ લખે છે કે.—

"ગુજરાતમા જૂના કે નવા બીજા કોઈ સુધારકોનુ બળ હતુ નહિ. આવા સમયમા મારી મહેનતની અસર થાય પણ તે મારા ઉપર લોકોનો વિશ્વાસ હોય તો જ. મારા લખવાની અસર થઈ એમ હુ માનતો નથી, પણ હાલનો જમાનો જૂના સુધારાને મૂકી કાંઇક હિન્દુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે એ તો હું સ્પષ્ટ જોઈ શકુ છું. આ ક્રમમા હજારને હિસ્સે પણ મારાથી મદદ બને તો તે કરવી એ આગ્રહથી જ હુ મથ્યા કરૂ છુ, કેમકે એને ખરે રૂપે થાય એમા જ હું દેશનુ કલ્યાણ માનુ છુ."

ત્યારે (૧) 'હિન્દુધર્મની છાયા'—એ મણિલાલે ઉપદેશેલા સુધારાનું એક ખાસ લક્ષણ. દુર્ગારામની 'માનવધર્મસભા' જેવા સુધારાની પદ્ધતિ પોતાના દેશને અને પોતાના ધર્મને સર્વ દેશો અને ધર્મો કરતા અધિક માનનાર હૃદયને નાપસંદ પડે સ્વાભાવિક છે.

તેમજ ધાર્મિક ઇતિહાસ અને મનુષ્યસ્વભાવનુ જેને યથાર્થ જ્ઞાન છે એ સહજ સમઝી શકે છે કે બેચાર ધર્મો લઈ એના સામાન્ય અંશો એકઠા કરી એને કલમવાર ગોઠવવાથી નવો ધર્મ ચાલી શકતો નથી.

(૨) મણિલાલનુ એક એવુ કહેવુ હતુ કે 'સુધારા'ના પરિણામમા સુખ અને સગવડનો મોહ, તથા આચારની ઉચ્છૃખલતા એ જ આવ્યાં છે. આમા કેટલુ સત્ય છે એ વિચારવાનુ મ્હારૂ આજનુ કામ નથી મ્હારે ઉપયોગી વાત એટલી જ છે કે મણિલાલે જે તત્ત્વજ્ઞાન સ્વીકાર્યુ હતુ તેમા આત્મસયમને પ્રાધાન્ય મળેલુ હોવાથી આ નવા દોષો એમને ખાસ અરુચિકર થઈ પડ્યા હતા.

(૩) મણિલાલનો ત્રીજો આક્ષેપ એ હતો કે સુધારાવાળાઓ અન્દરથી બહારના આચાર ઉપર અસર કરવાને બદલે, બહારના સુધારાથી અન્તરને ફેરવવા માગે છે, એ ભૂલ છે. દાખલા તરીકે, ભાવનાની એકતા અને સપ સાધવાને બદલે બહારના નાતજાતના બન્ધન માત્ર સગવડ ખાતર જ તોડે છે, અને અન્તરના વિરોધ અને કલહો તો એવા ને એવા જ રહેવા દે છે. આ દૃષ્ટિબિન્દુ પણ મણિલાલના તત્ત્વજ્ઞાનનુ જ હતુ

આ તત્ત્વજ્ઞાનની ખાસ અસર *જનસમાજનુ બન્ધારણ તથા સ્ત્રીપુરુષના સબન્ધમા, તથા સ્ત્રીકેળવણી એ વિષયોમા સ્પષ્ટ પ્રતીત થાય છે. જનસમાજ અનેક વ્યક્તિઓનો સમુદાય નથી, પણ એક શરીર છે, અને એના અવયવરૂપે વ્યક્તિઓ છે,—અને તેથી હક એવી વસ્તુ જ નથી, માત્ર ધર્મો—ફરજો જ—છે સ્ત્રીપુરુષના સમાન હક્કની વાર્તા પણ આ જ તત્ત્વજ્ઞાનના ધોરણે એ ભૂલભરેલી ગણે છે ટેનિસનના 'Princess' નામના કાવ્યમાં અને ફ્રેન્ચ ફિલસૂફ કોમ્ત અને એના અગ્રેજી અનુયાયી ફ્રેડરિક હેરિસનના લેખોમા સ્ત્રીના બન્ધારણ વિષે તથા તેમની કેળવણી વિષે જેવા વિચારો જણાવેલા છે તેને મળતા વિચારો મણિલાલે 'નારીપ્રતિષ્ઠા'મા પ્રતિપાદન કર્યા

* અને તેથી જનસમાજ કરતા 'जनता' એ પાણિનિનો શબ્દ વાપરવો મને વધારે યોગ્ય લાગે છે.

છે. 'નારીપ્રતિષ્ઠા' 'હિન્દુ સોશ્યલ ક્લબ' નામે એક મંડળીની મિટિંગોમાં ચાલેલા વિવાદમાંથી ઉદ્‌ભવ્યું છે, અને તે કૉમ્તની 'પોઝિટિવ પોલિટિ' નામે મહાન ગ્રન્થની મદદથી લખાયુ છે એમ મણિલાલ પોતે જ જણાવે છે. 'સુધારાવાળાઓ'એ માનેલા સ્ત્રી-પુરુષના સંબન્ધમાં કાંઈ તત્ત્વજ્ઞાન રહેલું નથી એમ મ્હારૂં કહેવું નથી. મનુષ્યના સર્વ આચારવિચારની પાછળ એ આચારવિચારનું કાંઈ ને કાંઈ તત્ત્વજ્ઞાન તો રહ્યું જ છે, કારણ કે, એ આચારવિચારનો અર્થ એનું નામ જ તત્ત્વજ્ઞાન છે. પરંતુ વધારે ચોકસ રીતે જોતાં એ 'તત્ત્વજ્ઞાન' સ્પષ્ટ 'જ્ઞાન'રૂપ થયુ હોતુ નથી, હજી એ ગર્ભિત 'તત્ત્વ' રૂપ જ છે. એ આચારની પાર જઈ એની યથાર્થતા અને પરિશુદ્ધિ અર્થે કોઈ પણ તત્ત્વવિચાર સ્પષ્ટ રીતે બાંધવામાં આવે ત્યારે જ તે આચારવિચારને આપણે તત્ત્વવિચાર ઉપર રચાએલો કહીએ છીએ. મણિલાલના પહેલા 'સુધાર'નુ સ્વરૂપ આપ જોશો તો જણાશે કે એમાં સામાન્યબુદ્ધિ ( common-unphilosophic sense) થી પ્રતીત થતી 'સમાનતા' અને 'સમાન હક'ને આધારે જ સર્વ વાત કરવામાં આવે છે. છેક મણિલાલના વખતમાં, 'સુધારાવાળાઓ' તરફથી મ્હારા વૈકુંઠવાસી મિત્ર પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે તેઓએ 'સ્ત્રીપુરુષના સમાન હક'ની ચર્ચા નીતિશાસ્ત્રની રીતિએ ઉઠાવી હતી. તે સમયે એમના મન ઉપર શુદ્ધ તત્ત્વજ્ઞાન (metaphisics) કરતાં નીતિશાસ્ત્ર (moral philosophy) ની વધારે અસર હતી એ મ્હારા જાણવામાં છે. આ પ્રયત્ન પણ એક પ્રાચીનપન્થીને હાથે જ થયો હતો એ જાણવા જેવું છે, અને તે પણ સુધારાના ઉત્તરકાળમાં, અને મણિલાલના પ્રયત્નોથી ઉશ્કેરાઈને મણિલાલમાં જ સુધારો પહેલવહેલો તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરે છે—તત્ત્વજ્ઞાન બાંધી તેમાંથી ખરો 'સુધારો' કોને કહેવો એ નિર્ણય કાઢવામાં આવે છે. અત્રે કોઈ કહેને કે જનસમાજ (society)ને વ્યક્તિઓનો સમુદાય(aggregate of individuals) માનો કે વ્યક્તિઓને જનસમાજના અવયવો માનો, સ્ત્રીપુરુષના

હકની વાત કરો કે તેમની પરસ્પર ફરજોની વાત કરો, પણ પરિણામ તો એક જ છે મડળના અવયવો અને અવયવોનુ મડળ, એકના હક એ બીજાની ફરજ—ઉભય પરસ્પરાપેક્ષી શબ્દો છે આ કહેવુ ઠીક છે, પણ વસ્તુ કયા દૃષ્ટિબિન્દુથી જોવામાં આવે છે એના ઉપર ઘણો આધાર છે, અને એટલાથી વસ્તુનુ સ્વરૂપ જ ખોટુ કે ખરૂ થઈ જાય છે એમ કહીએ તોપણ ચાલે. જનસમાજ એ વ્યક્તિઓનો સમુદાય નથી, પણ વ્યક્તિઓ એ જનસમાજના અવયવ છે એ પ્રમાણે—યૂરોપની અઢારમી સદીનો સિદ્ધાન્ત ઊડી જઈ—ઓગણીસમી સદીને જડેલું સત્ય સ્થપાયુ કે તેની સાથે યૂરોપનુ બધુ જનસમાજશાસ્ત્ર બદલાઈ ગયુ, અને એની અસર નીતિ, કાયદા, ધર્મ વગેરેમા પણ થઈ એ વાત યૂરોપના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને જાણીતી છે. યૂરોપના આ મહાન વિચારપરિવર્તનનો પ્રતિધ્વનિ ઇગ્લડમા ઑક્સફર્ડ પાઠશાળામા પણ થયો હતો, અને તત્ત્વજ્ઞાનનો એક વિચાર મનુષ્યના આખા આચારવિચારના બન્ધારણ ઉપર કેટલી અસર કરે છે એ ત્યા પણ જોવામા આવે છે. 'સુધારાવાળા' અને મણિલાલ વચ્ચેનો ભેદ વધારે સ્પષ્ટ કરી બતાવવા માટે હુ આપની આગળ કાર્ડિનલ ન્યૂમનના જીવનચરિત્રના એક પુસ્તકમાથી ઊતારો વાચુ છુ —

"The Fellows were now selected on that ancient foundation not as clubable men, who would sit long over their port, but as men of mind, or, in the vague disparaging phrase of unreformed Oxford, as 'Noeties' This appellation was changed, by-and-by, into the more modern, though hardly more definite one of 'Liberals'. Chosen, not for their congenial habits, but in the hope that they would prove original thinkers and independent inquirers, these men

'represented a new Idea, woich was but gradually learning to recognize itself, to ascertain its characteristics and external relations, and to exert an influence upon the University.' They knew little of the past, aad nothing at all of Rousseau, Kant, or Goethe Yet they belonged to the movement to Rationalism, for 'they called everything in question; they appealed to first principles, and disallowed authority as a judge in matters intellectuel.' Any German critic would, without hesitation have assigned to them a place in the Aufklarung, or Sect of enlightenment which, dating back to Locke, Voltaire and Hume, had resolved the social, nay metaphysical order into atomic forces, and substituting the reason of the individual for public tradition, free contract for Divine Right, self-consciousness for religious meditation, was bound to enter upon a conflict with Church and State in England, as it had already overthrown the European system abroad."

આ ઊતારામાં 'Noetics'ના વિચાર અને 'Aufklarung' (પ્રકાશવાદ, બુદ્ધિવાદ, વ્યક્તિવાદ, સ્વાતન્ત્ર્યવાદ)ના વિચારનું જેવું સ્વરૂપ બતાવ્યું છે, તેવું સ્વરૂપ આપને 'સુધારાવાળાઓ'ના વિચારમાં નજરે પડશે—અને એ વિચાર સામે જે ઓક્સફર્ડમાં અને આખા યૂરોપમાં ઝઘડો ઊપડ્યો, તેવી જ રીતે આપણે ત્યાં પણ થયેલું જોશો—માત્ર એટલું કે 'સુધારાવાળાઓ' માટે પૂર્ણ માન સાથે, અને એમણે કરેલી દેશસેવા માટે પૂર્ણ ઉપકારવૃત્તિ સાથે,

હું એટલુ કહેવાને છૂટ લઉ છુ કે પૂર્વોક્ત બુદ્ધિવાદ અને સ્વાતન્ત્ર્ય-વાદમાં તો ઉગ્ર તત્ત્વજ્ઞાનનો પ્રયત્ન હતો, અને એનુ આપણા 'સુધારાવાળાઓ'ને તો સ્વપ્નુ પણ ન હતુ આ મ્હારા કહેવાનો અર્થ ખોટો ન કરશોઃ હુ 'સુધારાવાળાઓ'ના ઉત્સાહનો અને દેશદાઝનો ઈનકાર નથી કરતો, પણ એમના વિચારમા તત્ત્વજ્ઞાનનુ દર્શન નહોતુ થતું એ હું સારી રીતે જણાવવા માગુ છુ. એક તો આ વસ્તુ-સ્થિતિ જ સ્વત —ઐતિહાસિક દૃષ્ટિએ—જાણવા જેવી છે; અને બીજુ હું એમ માનુ છુ કે તત્ત્વજ્ઞાન એ મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનો આત્મા છે મણિલાલના સુધારા સબન્ધે આજ આટલુ વિવેચન બસ થશે *

[વસત : વર્ષ ૩, અક—૮—૯, ભાદ્રપદ—આશ્વિન, સ ૧૯૬૦]

## ૨. દિ. બ. અંબાલાલ સાકરલાલ

આજ (તા ૧૨ સપ્ટેમ્બર, ૧૯૧૮) અમદાવાદમા સાહિત્યસભા તરફથી દિ. બ. અંબાલાલભાઈની જયન્તી ઊજવવામા આવી હતી. રા વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર—જે હાલમા દિવાન બહાદુરનુ જીવનચરિત્ર લખે છે તથા એમના લેખોનો સગ્રહ તૈયાર કરે છે—તેઓએ આ પ્રસગ ઉપર ખાસ મુબઈથી આવીને દિવાન બહાદુર સબન્ધી એક લેખ વાંચી સભળાવ્યો હતો, અને મ્હારા મિત્ર રા. ઉત્તમલાલની ગેરહાજરીમા, પ્રમુખપદ લેવાનુ મ્હારે આવ્યુ હતું. આવે મ્હોટે પ્રસગે શ્રોતાઓની સખ્યા જેવી થવી જોઈએ તેવી નહોતીઃ જયન્તીની યોજના બરાબર જાહેર થઈ નહોતી—કદાચ એ કારણથી.

* મ્હારો "મણિલાલ નભુભાઈ જયન્તી"ને પ્રસગે લખાએલો લેખ હજી અપૂર્ણ છે, તેટલામાં "ધીરાજયન્તી"નો રા. કૌશિકરામનો લેખ જલદી છાપી દેવાની જરૂર હોવાથી તે શરૂ કરવામા આવ્યો છે. મ્હારો લેખ જેટલો તે વખતે વાચવામા આવ્યો હતો તેટલો છપાઈ ગયો છે. એમાં બે મુદ્દા પૂરા થાય છે. ત્રીજો મુદ્દો ધીરાનો વિષય પતી ગયા પછી ઊપાડવામાં આવશે તો વાચકને અડચણ પડે એમ નથી—એમ ધારી એ સહજ મુલ્તવી રાખવામાં આવ્યો છે. તન્ત્રી [આ વિષય પર આનળ લખાણ થયુ દેખાતું નથી. સં.]

આપણા દેશમાં ઘણાખરા જીવનચરિત્રના લેખકો એમના વસ્તુપુરુષના ચિત્રમાં એટલા બધા દિવ્ય રંગ ભરી દે છે કે એમા કાંઈ પણ સ્થાને મનુષ્યજીવનને વસવાનો અવકાશ હશે કે કેમ એમ ઘણીવાર આપણને પ્રશ્ન થાય છે. પરંતુ તેઓ જોતા નથી કે ગુણદોષથી ભરેલા મનુષ્યજીવનમાં જેવી દિવ્યતા છે તેવી દેવોના સ્વર્ગીય જીવનમાં નથી. મહાપુરુષોનાં human foibles, human Weaknesses—મનુષ્ય તરીકેના ન્હાના ન્હાના દોષો, ન્હાની ન્હાની નિર્બળતાઓ—એમના જીવનને એવું રસિક, એમની મહત્તાને એવી હૃદયસરસી કરે છે, કે એની આગળ દેવોના ચરિત્રો ફીકાં લાગે છે, તેઓની મહત્તા હૃદયથી દૂર ને દૂર વસે છે. આ અનુભવ એ અવતારવાદનુ રહસ્ય અને આ સમઝણ મહાભારત અને રામાયણની રસિકતાનું બીજ. આ વાત રા. વૈકુંઠરાય ભૂલ્યા નહોતા. દિવાન બહાદુરની પ્રબળ બુદ્ધિ, અડગ હિમ્મત, અસાધારણ સાદાઈ, ઇત્યાદિ પ્રસિદ્ધ ગુણોની પ્રશંસા કરવાની સાથે, ઉત્તરાવસ્થામા નાણાંભીડથી ઊપજેલી એમના હૃદયની મૂંઝવણો ચીતરવામા પણ એમણે કલમ રોકી નહોતી. વિષય એમણે કહ્યું તેમ ખરેખર ઘણો 'કપરો' હતો, પરંતુ તેને એ નિખાલસપણાથી તેમજ દિવાન બહાદુર પ્રત્યેના સાચા ભક્તિભાવથી સંપૂર્ણ ન્યાય કરી શક્યા હતા. દિવાન બહાદુર એક રાત્રિએ કૂવા પાસે ગયા, આત્મઘાતના ઘોર પાપની બીતિથી પાછા વળ્યા ! મ્હોટાં દીકરી સાથે વાત કરતાં કહ્યું: "બ્હેન, છોકરાઓને તાલેવંત કરવા જતાં હું ભીખારી થઈ ગયો !" "મ્હારા હૃદયમાં શાન્તિ નથી !" "મ્હેં મ્હારો સમય ઓળખ્યો નહિ !" (અર્થાત્ પ્રભુને ભજવાનો કાળ મ્હેં આર્થિક યોજનાઓ કરવામાં ગુમાવ્યો.) —ઇત્યાદિ રા. વૈકુંઠરાયે કરેલાં વર્ણનો અને ટાંકેલા ઉદ્ગારો સાંભળી શ્રોતાજનોમાં લગભગ સૌ જ આશ્ચર્યસ્તબ્ધ થયાં હતાં, અને ઘણાં-ખરાંનાં નેત્રો આંસુથી ભીંજાયાં હતાં. એકંદરે, આ ચિતારાએ દિવાન બહાદુરના માનનો રથ જે એમના નાણા સંબન્ધી ઉંડરના અન્ધારમાં

કેટલાકને અત્યાર સુધી જમીનને અડ્યો દેખાતો હતો તે આજથી ખરેખર એક વેંત ઊંચે ચઢયો એમ કહેવામાં અતિશયોકિત નથી

દિવાન બહાદુરને નામથી અને પરંપરાશ્રુતિએ તો હુ મ્હારા ન્હાનપણથી જ જાણતો હતો મ્હારા મામા જે એમના બાળપણના શિક્ષક અને આગળ જતા વડોદરામા એમના હાથ નીચે મુનસફ હતા તે એમની બુદ્ધિના હમેશા વખાણ કરતા, એમના સૌથી મ્હોટા પુત્ર કનૈયાલાલ જે મ્હારી સાથે નિશાળમા ભણતા, અને અમે પાચમા ધોરણમા હતા તે તે વર્ષે કોલેરામા સપડાઈ સ્વર્ગસ્થ થયા હતા, એમના સબન્ધથી પણ દિવાન બહાદુરને હુ એક મહાવિદ્વાન તરીકે જાણતો હતો, ખાનબહાદુર જમશેદજી અરદેશર દલાલ એમને એક આદર્શભૂત વિદ્યાર્થી તરીકે અમારી આગળ વારવાર મૂકતા. તથાપિ એમ કહેવામા હરકત નથી કે—મ્હારી માફક અત્યારે ઘણા જનો એમને એ અમદાવાદ પેન્શન ઉપર આવ્યા ત્યાર પછી જ ઓળખે છે

આવ્યા પછી તુરત જ એમણે ગૂજરાત કલબમા એક અસાધારણ ગભીરતાવાળુ અને સગીન વિચારથી ભરપૂર ભાષણ આપ્યુ ભાષણનો મુદ્દો આપણા ધાર્મિક, રાજકીય, સાસારિક, આર્થિક વગેરે સર્વ પ્રશ્નો પરસ્પર સકળાએલા અને એક બીજા ઉપર આધાર રાખતા છે એમ દર્શાવવાનો હતો એમના મિત્ર અને સહાધ્યાયી સ્વ કાશીનાથ ત્ર્યબક તેલગે સાસારિક સુધારો પહેલો કે રાજકીય સુધારો પહેલો એ વિષે બોલતા રાજકીય સુધારો પહેલો હાથ ધરવાના પક્ષમા એને Line of least resistance' કહ્યો હતો અને તે ઉપરથી એક ભારે ચર્ચા ઉપસ્થિત થઈ હતી તેલંગનો આશય એ બે સુધારાનો પરસ્પર આશ્રયાશ્રયિભાવ નિષેધવાનો નહોતો, પણ દેશને અત્યારે સુધારાને માર્ગે ચઢાવવો હોય તો જે માર્ગે ઓછામા ઓછી મુસીબત નડે એ માર્ગે એને પ્રથમ ચઢાવવો, એટલે બીજા બધા સુધારા—તેઓના પરસ્પર સમ્બન્ધને લીધે જ—એની મેળે આવી રહેશે એમ એમના કહેવાનુ તાત્પર્ય હતુ આ દૃષ્ટિ અત્યારે અનુભવથી સત્ય

સિદ્ધ થઈ છે, તથાપિ તે વખતે એનું હાર્દ પૂરેપૂરૂં ન સમઝાવાથી સંસારસુધારકોમાં એ સંબંધી ઘણો કોલાહલ થયો હતોઃ આ પ્રસંગથી દિવાન બહાદુરને ઉપલો વિષય સૂઝ્યો હશે એમ હું ધારૂં છું. અત્યારે જ્યારે આપણા સુધારાનાં વહેણ આપણા જીવનપ્રદેશની દરેક પ્રણાલિકામાં વહેવા લાગ્યાં છે તે વારે આ વાત એક સ્વત:સિદ્ધ સત્ય જેવી ભાસે છે, તથાપિ દિવાન બહાદુરે પૂર્વોક્ત ભાષણ આપ્યું તે વખતે વીસમી સદી હજી બેસતી જ હતી, અને પ્રજાની નસેનસમાં અત્યારે જે જોર આવ્યું છે તે ન હતું, એટલે એ ભાષણે ઘણાને વિચારનું એક નવું દૃષ્ટિબિંદુ ઊઘાડી આપ્યું એમ કહેવામાં બાધ નથી. મને એ ભાષણમાં વિચારગાંભીર્ય ઉપરાંત સુધારાનાં વિવિધ અંગોનો પરસ્પર સંબંધ જે ઉત્તમ દૃષ્ટાન્તસમૃદ્ધિથી એમણે સિદ્ધ કરી બતાવ્યો હતો એ ખરેખર બહુ આકર્ષક થયો હતો. એ સમય પછી દિવાન બહાદુર સાથે વિચારના જુદાજુદા વિષય ઉપર વાતચીત કરવા જેમ સૌ કોઈ આતુર રહેતું તેમ હુ પણ રહેતો, અને મેળાપના દરેક પ્રસંગનો બનતો લાભ લેવા ચૂકતો નહિઃ રખેને દિવાન બહાદુર મને મૂર્ખ ધારે—એની ક્ષુદ્ર ચિન્તા કર્યા વગર દિવાન બહાદુરના વિચારને જ બહાર કઢાવવા હું યત્ન કરતો, અને એમાં મ્હેં એમની વાતચીત કરવાની લાક્ષણિક રીતે એમની પાસે ઘણા વિષયો ઉપર વાત કરાવી છે, અને એમના વિચારનો લાભ લીધો છે. આ લાક્ષણિક રીતિ તે અસરકારક ઘરગથ્થુ દૃષ્ટાન્તથી પોતાનો સિદ્ધાન્ત ઉજ્જવલિત કરવો, અને સામાનું દૃષ્ટિબિન્દુ અમુક પક્ષનું છે એમ લાગે તો એથી ઊલટું જ દૃષ્ટિબિન્દુ એની સમક્ષ ધરવું કે જેથી એને પોતાના સિદ્ધાન્તની ખામી જ્વલન્ત રૂપમાં પ્રગટ થાય.* એક વાર જૂના સુધારાવાળા વિષે બોલતાં એમણે મને કહ્યું: "સુધારાવાળાઓએ શું કર્યું ? અંગ્રેજોના રીતરિવાજોની ટીપ કરી; સામી આપણા રિવાજોની

* મને લાગે છે કે શિક્ષક તરીકે દિ. બ. બહુ પંકાય છે તેમાં નૈતિક કારણો ઉપરાંત આ પણ કારણ મહત્ત્વનું હશે.

ટીપ મૂકી—અને જે જે બાબત આપણામા અ ગ્રેજોને મળતી જોવામાં ન આવી તે ખોટી અને એ બાબતમા આપણે સુધારો કરવો !" આટલા ઉપરથી કોઈ એમ ધારે કે એ સસારસુધારાની વિરુદ્ધ હતા, કે એમને સુધારાવાળાઓના કેટલાક કામની કદર ન હતી તો તે ખોટુ છે. ઊચી કેળવણી પામીને જનસમાજના સ્વરૂપ અને બધારણ વિષે સ્વતન્ત્ર અને શાસ્ત્રીય વિચાર કરી શકનાર આ મહાન વિચારકને જૂના સુધારકોમા કેટલુંક દેખાદેખીનુ અને વિચારશૂન્ય ભાસ્યુ, તેથી એમણે એ ખામી, ભાર મૂકીને વાત કરવાની પોતાની લાક્ષણિક રીતિએ, બતાવી. એવી જ એક અર્ધ સત્યવાળી બીજી વાત સાહિત્યના વિષયમા કરેલી મને યાદ આવે છે એકવાર એમના પ્રિય શિષ્ય રા નરસિંહરાવની 'કુસુમમાળા' સબન્ધી વાત થઈ પોતે કહ્યુ "મારે તો એ વાચતા સસ્કૃત ડિક્ષનરિ લઈ ને બેસવુ પડે છે !" ઉપર કહી તેવી રીતે વાત કરવાની એમની ટેવનો મને એટલો બધો અનુભવ છે કે હુ નિશ્ચયથી કહુ છુ કે કદાચ એ વચન બોલ્યા તે વખતે એમની દૃષ્ટિ આગળ 'કુસુમમાળા' ન હોતા 'હૃદયવીણા' જ હશે, અને કદાચ તે પણ નહિ હોય, અને રા નરસિંહરાવની સામાન્ય શૈલી જ હશે, અને દલપતરામના અને હાલના સમયની કવિતા વચ્ચે ભેદ દેખાડવાનુ જ તાત્પર્ય હશે, અને ડિક્ષનેરી ઊઘાડી હશે તો તે એમના રિવાજ પ્રમાણે શબ્દોનો પૂરેપૂરો ચોકસાઈથી અર્થગ્રહણ કરવા માટે જ તે ઊઘાડી હશે, અને તે પણ એકાદ વાર પરતુ આવી આવી વાતચીતથી એ પોતાનો એક મહાન સિદ્ધાન્ત જે પોતે બહુ જ દૃઢતાથી માનતા હતા તે પ્રતિપાદન કરવાનો પ્રસગ ચૂકતા નહિ એમના વિચારની અનેક શાખાઓમા પ્રકટ થતો આ એક મહાન સિદ્ધાન્ત Demos યાને સામાન્ય જનસમૂહની પૂજાનો છે જે કાવ્ય સામાન્ય પ્રાકૃત જનોના હૃદયમા પ્રવેશ ન કરે અને ચકલે ચકલે ન ગવાય તે કાવ્ય નહિ, કાન્ફરન્સો ભરો, ધારાસભાઓ ગજાવો, પણ દેશ પ્રત્યે ખરૂ કામ કરવાનુ છે તે મુબાઈ કલકત્તામા કરવાનુ નથી, પણ ન્હાના

ન્હાનાં ગામોની શેરીઓમાં અને ગામડાંનાં ઝૂંપડામાં કરવાનું છે; જે સંસારસુધારો કરવાનો છે તે ચાર કુટુમ્બો વિલાયતી ઢબથી રહે તેથી થવાનો નથી, પણ લોકોમાં ભળી લોકોના ચાલુ રિવાજોની પાછળ જે જે ઉત્તમ ભાવનાઓ અને સમજણો રહેલી છે તેનું પૂરેપૂરૂં ભાન રાખી એ રિવાજોને દેશકાળને અનુસરતા કરવા—જેથી પ્રજાનું સત્વ નાશ પામે નહિ અને તે સાથે જરૂરનો સુધારો પણ થાય એવી એમની ઊંડી સમઝણ અને લાગણી હતી. સામાન્ય જનસમાજ પ્રત્યે એમનો ભાવ એટલો બધો હતો કે એક વખતે સામાન્ય લોકોમાંથી જાતે 'વોટ' એકઠા કરવા નીકળ્યા હતા. પ્રજાસત્તાક રાજ્યતન્ત્રનો મહિમા સમઝવાને અશક્ત એક ગૃહસ્થે એમને એમ કહ્યું સાંભળ્યું છે કે "દિવાન બહાદુર, આ રીતે તો આપ આપનું માન ગુમાવો છો–માત્ર થોડાક મુખી માણસોને હાથમાં લઈ લો એટલે એમના કબજાના વોટ મળી જશે." એના ઉત્તરમાં એમણે જણાવ્યું કે "મ્હારા દીકરાના લગ્નના વરઘોડાનાં નોતરાં દેવા હું જાતે જાઉં ને તો આમાં હું ઘેર ઘેર શા માટે ન જાઉં?" જોન સ્ટુઅર્ટ મિલના અભ્યાસકને આ જ દૃષ્ટિ શોભે.

દિવાન બહાદુરનો દેશી લોકભાષા પ્રત્યે અમાપ પ્રેમ, દેશી લોકભાષા દ્વારા શિક્ષણ આપવાની ૧૮૮૨ ના એડ્યુકેશન કમિશન આગળ એમણે કરેલી હિમાયત, ગૂજરાતમાં સામાન્ય લોકસમૂહને ઉપયોગી થાય એવી કેળવણી આપવા માટે એમનાં છેવટ છેવટના વર્ષમાં રચેલી એક યોજના અને તે માટે અમદાવાદમાં સ્થાપેલી 'ગૂજરાત કેળવણી મંડળની' સંસ્થા—આ સર્વ એમના હૃદયની વિશાળતા અને દૃષ્ટિની દીર્ઘતા બતાવે છે. મફત અને સાર્વત્રિક કેળવણીની એમની હિમાયત વિરુદ્ધ કોઈએ ટીકા કરી કે "સૌ જ પાલખીમાં બેસશે તો પાલખી ઊપાડશે કોણ?" ત્યારે એમણે આપેલો ઉત્તર કે "વારાફરતી બેસીશું અને ઊપાડીશું"—એ એક એમના સ્વાભાવિક રમૂજીપણાનો કે હાજરજવાબીનો જ ચમત્કાર નહોતો, પણ ઊંડા સિદ્ધાન્તનો ઉદ્ગાર હતો.

દિવાન બહાદુરના સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિ ઉગ્ર અને તીવ્ર હતાં. મિલના આચાર્યપદ તળે કેળવાએલી અર્થશાસ્ત્રની દૃષ્ટિ ×લિસ્ટનો સિદ્ધાન્ત સ્વીકારતા અને ઉપદેશતા સંકોચ ન પામતી—પૂર્વાચાર્ય પાસેથી માત્ર સમજણની ચોખવટ અને ઉત્તરાચાર્ય પાસેથી સિદ્ધાન્તભાગ લઈ બન્નેનો સ્વદેશભક્ત્યનુસાર ઉપયોગ દિવાન બહાદુર કરતા એમનો શરીર ઉપરનો વેષ—માત્ર વસ્ત્ર જ નહિ, પણ વસ્ત્રાદિકથી ઉત્પન્ન થતી સમગ્ર આકૃતિ—'સ્વદેશી' હતી. દેશી માલ વિલાયતની જેવો સુંદર અને સફાઈદાર નથી થતો એ ટીકા સામે એમણે દીધેલો ઉત્તર પ્રસિદ્ધ છે (એમના જ ઘરગથ્થુ શબ્દોમાં બોલું છું) "ગંદુ—ગોબરૂં છોકરૂં તોએ મ્હારૂં, પારકા દેખાવડા છોકરાને હું મ્હારો વારસો આપવાનો નથી. છોકરૂં ગંદુ હશે તો મેલ સાફ કરવા માબાપ તરત હાથ લંબાવશે, એ છોકરાને ત્યજી દેશે નહિ. તેવી વૃત્તિ આપણી સ્વદેશી માલ પ્રત્યે હોવી જોઇએ."

રાજકીય વિષયમાં એમના વિચાર સંગીન અને ડાહી સમજણ-વાળા હતા. સ્વદેશી હિલચાલમાં પૂર્ણ દિલસોજીથી ભાગ લેનાર આ નેતા પાસે, એમને ન ઓળખનાર કેટલાક ગૃહસ્થો, સૂરતની કોંગ્રેસના ચિરસ્મરણીય દુઃખદ પ્રસંગે ઉદ્દામ પક્ષમાં ભળવાની આશા રાખતા હતા, તે વખતે એમણે દૃઢતાથી એ પક્ષની ઉન્મત્તતા સામે પોતાનો મત જાહેર કર્યો અને એ પ્રસંગમાં પોતે હમેશાં દક્ષિણી ભાઈઓના જનસ્વભાવનું એક દૃષ્ટાન્ત જોતા.

જીવનમાં શારીરિક કેળવણીને એ બહુ મહત્ત્વ આપતા, અને શરીર એ જીવનની ફતેહમંદીમાં મ્હોટામાં મ્હોટું સાધન છે એમ માનતા—અને કોઈ પણ કર્તવ્યને શરીરની સંભાળની આડે આવવા દેતા નહિ. એમનું પોતાનું શરીર કૉલેજમાંથી એ બહાર પડ્યા તે અરસામાં ક્ષયમાં સપડાવા જતું હતું, પણ એ સંકટ એ પોતાની નિત્યજારી સંભાળથી નિવારી શક્યા હતા. આ સંભાળ માટે

× અર્થશાસ્ત્રમાં સ્વદેશવાદી જર્મન અર્થશાસ્ત્રી.

મનુષ્યની જવાબદારી એ એવી તીવ્રતાથી માનતા કે આ જયન્તીને પ્રસંગે રા. હરિપ્રસાદે જણાવ્યું હતું તેમ--'તાવ આવ્યો છે નહિ પણ મ્હેં તાવ આણ્યો છે, માથું દુઃખે છે નહિ પણ મ્હેં માથું દુખાડ્યું છે' એમ યથાર્થ રીતે આપણે કહેવું જોઈએ એમ એ ઉપદેશતા. મનુષ્યનું પૂર્ણ આયુષ્ય સો વર્ષનું હોવુંજ જોઈએ અને હાલ જેને વૃદ્ધાવસ્થા કહે છે એને વૃદ્ધાવસ્થા કહેવી ન જોઈએ ઈત્યાદિ મતપ્રદર્શન એ સ્થળે સ્થળે અને કાળે કાળે કરતા. ગોવર્ધનભાઈ સ્વર્ગસ્થ થયાની હકીકતથી ગૂજરાતને પડેલી ખોટ માટે ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિની મનેજિંગ કમિટીની બેઠકમાં ઠરાવ થતો હતો, તે વખતે એમણે 'બાવન વર્ષની ઉમ્મરે' એ શબ્દોને ઠેકાણે 'બાવન વર્ષની **કાચી** ઉમ્મરે' એમ કાચી શબ્દ ઉમેરવાની સૂચના કરી, અને એ સૂચનાની શ્રોતાજન પાસે કદર ઇચ્છતા હોય એવા ભાવથી એમણે અમારી સામું જોયું, અમે એમનો ભાવ સમઝ્યા અને એને માન આપ્યું.

દિવાન બહાદુરનું જીવન કેટલાક અમૂલ્ય બોધથી ભરેલું છેઃ પુરુષપ્રયત્ન માટેનો એમનો આગ્રહ આપણી નસેનસમાં ઊતારવા જેવો છે; તે સાથે એ પણ સમઝણ અને નિશ્ચયમાં લેવા જેવું છે કે એ આગ્રહ સંપૂર્ણ સત્યની માત્ર એક જ બાજુ જુએ છેઃ પુરુષ-પ્રયત્ન અને મનુષ્યડહાપણની પાર વસતી અને એને મર્યાદિત કરતી આ વિશ્વમાં અસંખ્ય પ્રબળ શક્તિઓ પ્રવર્તે છે જેની પૂર્વોક્ત અર્ધ સત્યમાં અવગણના થાય છે, જે અવગણનાનું એક પરિણામ દિવાન બહાદુરની ઉત્તરાવસ્થાની આર્થિક મુશ્કેલીમાં આપણે જોઈએ છીએ. બીજું, દેશસેવા કરવાની જેમની ઈચ્છા હોય તેમણે એ કાર્ય જીવનના મધ્ય ભાગમાં જ ઊપાડી લેવું જોઈએઃ ઉત્તરાવસ્થા એ પ્રકારની યોજના પાર ઊતારવા માટે અનૂકુલ નથી, એટલું જ નહિ, પણ જીવનની અંદર પરમાત્માનો અનુભવ પામેલા જીવને હવે જીવનની પેલી પાર પરમાત્માનો અનુભવ પામવા માટેનો એ કાળ છે.

ગૂજરાતને દિવાન બહાદુરની અત્યારે ભારે ખોટ છે દિવાન-બહાદુરનું ડહાપણ અને ગાધીજીનું મનોબળ એ બે એકઠા થવાનો વખત આવ્યો હોત તો અત્યારે ગૂજરાત શું શું ન કરી શકયું હોત? પણ ખોટ માટે શોક કરીને બેશી રહેવાનો આ સમય નથી. મહાપુરુષો અવતરે છે, કપાસની માફક ઊગાડી કે સૂરતની માફક યન્ત્રમા કાંતી—વણી શકાતા નથી. અત્યારે દિવાન બહાદુરના જીવનપ્રદીપને આપણી આગળ થોડોઘણો પણ પ્રજ્વલિત રાખવાનું મને તો એક જ સાધન સૂઝે છે અને તે માત્ર વાર્ષિક જયન્તી ઊજવવાથી નહિ, પણ એ કરતા વિશાળ કર્તવ્ય હાથ ધરવાથી જ સાધી શકાશે. આજ આપણે એમના જીવનની જુદી જુદી બાજુ ઉપર ફરતી જરા જરા દૃષ્ટિ નાખી, ભવિષ્યમા આવે પ્રસગે એમના જીવનની જુદી જુદી બાજુઓ કદાચ વધારે વિસ્તારથી અને સૂક્ષ્મતાથી આપણે અવલોકીશુ, પણ એટલાથી બસ નહિ થાય, એથી આગળ જઈને હું એક નમ્ર સૂચના કરૂ છુ કે—

ગૂજરાતમા એમના નામનુ એક **શિક્ષણમંડળ** અને એક **અર્થશાસ્ત્ર મડળ** સ્થાપવુ જોઈએ, અને સામાન્ય જનસમૂહ પ્રત્યેની દિવાન બહાદુરની મમતાને અનુસરીને એ મડળો તરફથી કેળવણીને લગતા અને હિન્દુસ્થાનના અર્થશાસ્ત્રને લગતાં વખતો વખત અને સ્થળે સ્થળે ભાષણ આપવાની યોજના થવી જોઈએ અને એ ભાષણો દિવાન બહાદુરને અતીવ અપ્રિય એવા શબ્દાડબરરૂપ ન થતા, સગીન જ્ઞાનવાળા બને તે માટે આ જરૂરનુ છે કે એ ભાષણોના મૂળમા પુષ્કળ **અભ્યાસ** હોવો જોઈએ, અર્થાત્, અભ્યાસકોમા પરસ્પર સાહાય્ય અને વિચારની આપ-લે કરવા માટે આ મડળોએ પ્રથમથી જ યોજના કરવી જોઇએ, અને એ અભ્યાસ-પશ્ચિમની દૃષ્ટિએ નહિ, પણ સ્વદેશી—પણ વિશાળ સ્વદેશી—દૃષ્ટિએ થવો જોઈએ. આટલુ થએ ત્યારે જ દિવાન બહાદુર પ્રત્યેનું આપણુ કર્તવ્ય કર્યું ગણાશે.

[વસતઃ વર્ષ ૧૭, અક ૭, શ્રાવણ, સ. ૧૯૭૮ ]

## ૩. નર્મદાશંકર*

કવિઓ બે તરેહના હોય છે, કેટલાક સર્વ કાળના, અને કેટલાક પોતાના જ કાળના. શેક્સપિયર એ પ્રથમ તરેહનું સુપ્રસિદ્ધ ઉદાહરણ છે, અને ટેનિસન બીજી તરેહનુ ઉદાહરણ છે. આ ભેદનુ તાત્પર્ય એવું નથી કે સર્વ કાળના સર્વે જ કવિઓ અમુક કાળના કવિઓ કરતાં ચઢતા. કીટ્સમાં પોતાના જમાનાની અસર નહિ જેવી છે, છતાં તે કાંઈ ટેનિસન કરતા ચડે નહિ. આ પ્રમાણે ઊતરતાપણાનો ભાવ મનમાં લાવ્યા વિના હું કહુ છુ કે કવિ નર્મદ તે ખાસ પોતાના જમાનાનો કવિ. નર્મદનો જમાનો ખાસ સુધારાનો અને નર્મદ તે સુધારાનો કવિ. આ સુધારો તો માત્ર સંસારસુધારો જ નહિ, પણ ભાષાસુધારો, વિચારસુધારો વગેરે. દલપતરામ વાચતા તમને જૂની ગૂજરાતીનો સબંધ તૂટ્યો નહિ લાગે. પણ નર્મદમા આવતાં તો તમે જાણે જૂની ગૂજરાતી પાછળ મૂકી નવા યુગમા પ્રવેશ કર્યો. નવા વિચારને દલપતરામ જૂની ઢબછબમાં મૂકે છે, અને વેનચરિત્ર કે હુન્નરખાન વાંચતાં તમને ભાગ્યે જ શંકા થાય કે આ કવિ અંગ્રેજી અસર નીચે આવ્યો છે—દલપતરામનો ફાર્બસ સાહેબ પણ જાણે ધારાનગરનો ભોજરાજા! નર્મદમાં તમે નવી જ દુનિયા જુઓ છો. જે દુનિયામાં કરસનદાસ વગેરે સુધારકો ઘૂમેલા, વિધવાવિવાહ વગેરે સુધારા દાખલ કરવાનો આવેશ જ્યાં ત્યાં ભરપૂર વ્યાપેલો અને 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એવા ઉત્સાહવી નવી કેળવણી પામેલા યૌવનમત્ત અને સ્વતંત્રબુદ્ધિમત્ત નરો 'વહેમગઢ' તોડવા ધશી રહેલા એનુ યથાર્થ ચિત્ર, એની જીવન્ત, હાલતીચાલતી પ્રતિકૃતિ, તમે નર્મદની કવિતામાં જુઓ છો. એ સત્યપ્રિય નર

* નર્મદજયન્તીને પ્રસગે રા. ઉત્તમલાલના નિમન્ત્રણ ઉપર પ્રેસિડેન્ટ તરીકે મ્હેં જે શબ્દો કહેલા તેનું તાત્પર્ય. [શ્રી ઉત્તમલાલના ભાષણ 'નર્મદાશંકરનુ જાહેર જીવન' માટે જુઓ ગુજરાત સાહિત્યસભા પ્રકાશિત 'જયંતીવ્યાખ્યાનો' પૃ. ૧૫૯–૧૭૩ સં.]

પોતાના જમાનાનુ પૂરેપૂરૂ પ્રતિબિમ્બ પોતાના કાવ્યરૂપી દર્પણમાં ઝીલે છે પોતાના સમયના સ્ત્રીપુરુષના ઉચ્છૃંખલ વિલાસ--'ભર્યાં જામ રગે' તે સુદ્ધાં-પોતાના કાવ્યમા ઊતારતા એ આચકો ખાતો નથી.

આ પ્રમાણે નર્મદની કવિતાના સ્વરૂપ વિષે બે શબ્દો બોલી, હવે હુ નિબન્ધકારે સૂચવેલા નર્મદના 'સુધારા'ના વિષય ઉપર આવુ છુ નર્મદાશકર પાછલા વખતમા 'સુધારા' વિરુદ્ધ લખે છે એ ખરૂ—પણ આ બાબતમા કેટલોક વિવેક કરવાનો છે. (૧) નર્મદાશકર જે કાઈ 'સુધારાવાળા' વિરુદ્ધ કહે છે તે સઘળુ 'સુધારા'ને લાગુ પડતું નથી 'સુધારાવાળા' અન્દરથી દુરાચારી હતા એમ એ કહે છે એ સત્ય હો કે અસત્ય હો, એ સાથે આપણે અત્યારે લેવાદેવા નથી. સુધારાવાળાને રહેવા દઈ સુધારાનો જ વિચાર કરીએ તો સુધારાવાળા ખોટા હતા માટે સુધારો પણ અનિષ્ટ છે એમ ફલિતાર્થ કાઢવો વાજબી નથી (૨) વળી એમ કહેવામા આવે છે કે 'સુધારાવાળા' બોલતા તેવુ કરતા નહિ આ કહેવુ ઠીક છે. બોલવા પ્રમાણે ન કરવાથી આત્મામા અસત્ય અને દભની લીલા બધાઈ જાય છે. પરન્તુ એક પાસ 'સુધારાવાળાઓ'ને બોલવા પ્રમાણે ન ચાલવા માટે નિન્દવા અને બીજી તરફથી તેમને 'ઉતાવળા', 'અધીરા', 'અવિચારી', જનસમાજની વૃત્તિ માટે દરકાર રાખી એમની સાથે ભળી કામ લઈ ન જાણનારા,—કહેવા એ બે આક્ષેપમા એક તરેહનો પરસ્પર વ્યાઘાત સમાએલો છે એ વાત આપણે ભૂલવી જોઈતી નથી. (૩) ઘણીવાર એમ કહેવામા આવે છે કે 'સુધારાવાળાઓ' એ પ્રાચીનકાળ તરફ નજર જ ન ફેરવી આ કહેવુ પણ ખોટું છે. રાજા રામમોહન-રાયનો મૂળ યત્ન ઉપનિષદનો ધર્મ જ જગાડવાનો હતો; આપણે ત્યા રા૦ ભોળાનાથભાઈએ પણ પ્રાચીન ધર્મ માટે જ આગ્રહ ધરાવ્યો હતો, અને બગાળમા ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરે અને દક્ષિણમા વિષ્ણુશાસ્ત્રી ચિપલૂનકર વગેરે મડળીએ વિધવાવિવાહ માટે સ્મૃતિઓનો આધાર ગોધ્યો હતો પાછળથી 'સુધારાવાળા'ઓએ પ્રાચીન પ્રમાણ

માટે પ્રીતિ છોડી દીધી એ ખરૂ, પણ મૂળથી તેઓ પ્રાચીનને અવગણીને જ ચાલ્યા હતા એમ માનવુ મને ભૂલભરેલું લાગે છે. (૪) પણ 'સુધારાવાળા'ઓએ પ્રાચીન પરત્વે એક મોટી ભૂલ એ કરી કે તેઓએ હિન્દુસ્તાનનો પ્રાચીન કાળથી આજ પર્યન્તનો સમગ્ર ધાર્મિક ઇતિહાસ ધ્યાનમાં ન લીધો. તેઓએ પુરાણ સ્હામે ઘણી ખોટી વૃત્તિ ધારણ કરી. પુરાણ એ વેદની ટીકારૂપ છે, અને એમાં મનુષ્યના સમગ્ર જીવનને લગતા ઘણા ગંભીર વિચાર સમાએલા છે. આ પ્રસંગે મ્હારે એ પણ કહેવું જોઈએ કે ડો. ભાંડારકરે 'પ્રાચીન દક્ષિણ' નામે બોમ્બે ગેઝેટિયરમાં એક પુસ્તક લખ્યું છે એમા એમણે રાજાઓની વંશાવળી આપી છે એનો મૂળ પાયો વિષ્ણુપુરાણ–વાયુપુરાણ–ભાગવતપુરાણ વગેરે પુરાણો જ છે, અને તે એમણે સ્પષ્ટ સ્વીકાર્યાં છે. મ્હારૂ કહેવાનુ તાત્પર્ય એ છે કે 'સુધારાવાળા'ઓએ છેક આરંભથી પુરાણોની અવગણના કરી હતી અને એ એમની મ્હોટી ભૂલ હતી. પુરાણોને ભાવથી અવલોકચા હોત તો એમને એમાં ઘણું શીખવાનું મળત અને 'સુધારા'એ જે સ્વરૂપ પકડયું તે કરતા જૂદુ જ સ્વરૂપ પકડયુ હોત. પણ 'સુધારા' સબંધી વિશેષ વિવેચન કરવાનો આજ પ્રસગ નથી. નર્મદાશંકરની 'સુધારા સંબંધી વૃત્તિ વિષે મારે થોડોક વિવેક દર્શાવવાનો હતો તે મ્હેં દર્શાવ્યો. મ્હારો અર્થ એવો નથી કે નર્મદાશંકર પાછળના વખતમા 'સુધારા' વિરુદ્ધ ન હતા–વિરુદ્ધ હતા એ તો એમના શબ્દોથી તેમજ આચારવિચાર ઉપરથી સ્પષ્ટ જણાય છે, પરતુ આ સંબંધમાં શી શી વસ્તુઓ ધ્યાનમાં રાખવા જેવી છે એ મ્હેં આપની આગળ મૂકી. આખરે, રા. ઉત્તમલાલે આપણને જે પ્રૌઢ અને ઉત્સાહી ભાષાથી લખેલો નિબન્ધ આજ આપ્યો તે માટે આ સભાએ એમનો ઉપકાર માનવો ઘટે છે–એટલું કહી હું મ્હારૂં વિવેચન સમાપ્ત કરૂં છું.

[વસન્ત વર્ષ ૩, અંક ૮, ભાદ્રપદ, સં. ૧૯૬૦]

## ૪ પ્રેમાનંદજયન્તી*

ભાઈ મુનશીએ આપેલા સુંદર વ્યાખ્યાન[1]મા પ્રેમાનન્દના ગુણ-દોષ એમણે દર્શાવ્યા છે. ગુણદર્શન સાથે હું સંમત છું, પરંતુ દોષદર્શન સાથે હું સમત નથી હિંદુસ્થાનની instinct—ભાવના—જૂનું સંઘરવાની જ હોય છે. સમયને અનુસરવાની પ્રવૃત્તિ હોય, ફેરફાર કરવામા આવે, પણ જૂની ભાવના જળવાઈ રહે, એમા જ આપણી સસ્કૃતિની સફળતા. જૂના વેદ, એના અર્થ નવાં પુરાણો રચીને પડિતોએ પ્રાકૃતમા ઊતાર્યા. સંસ્કૃતમાં મૂળ, પ્રાકૃતમા ફળફૂલ.

એ જ રીતે પ્રેમાનન્દમા ગૂજરાતી ભાષા તથા કવિતા પરિપાક પામી. એણે બધુ પોતાનામા સમાવ્યું નહિ, પણ હાલ મુનશી કહે છે તે પેઠે, એણે પોતાની આસપાસ નવુ વાતાવરણ ઉત્પન્ન કરવા પ્રયત્ન આદર્યો, પ્રેમાનદ પછી પાછી પડતી આવી, તે ઠેઠ દયારામ સુધી. આપણે આ પ્રાકૃત યુગની મર્યાદા અને દોષ જાણવા જોઈએ.

એ યુગમા આપણુ સસ્કૃત સાહિત્ય ગૂજરાતીમા ઊતારવામાં આવ્યુ, પરંતુ ધર્મભાવનાને લીધે સસ્કૃત રામાયણ વગેરે ગૂજરાતીમાં ઊતારવામાં આવેલાં, કાળિદાસ અને ભવભૂતિની કૃતિઓ નહિ. ગ્રીષ્મમા તાપને લીધે જમીન સૂકાઈ જાય છે, ત્યારે જેમ ઊંડાં પાણી ઉપયોગમાં આવે, તેમ કવિતા માટે તે વખતે ઊંડાં પાણી એ ધાર્મિક ભાવના સમઝવી એ રસઝરણાં થોડી જમીનમા વહ્યાં કવિતાની ખરી કસોટી થોડા પ્રદેશથી નહિ પણ ઊંડાઈ, રમણીયતા વગેરે

---

* તા. ૩૧-૧૦-૨૬ના રોજ ઊજવાયેલી 'પ્રેમાનન્દ જયન્તી'ના પ્રમુખ તરીકેનુ આચાર્ય આનંદશંકર ધ્રુવનુ વિવેચન.

૧—માટે જુઓ વડોદરા સાહિત્યસભા પ્રકાશિત 'પ્રેમાનદ અંક' 'સાહિત્યકાર' (ત્રૈમાસિકનો) પૃ૦ ૫૩-૬૭ સ.

ઉપરથી થઈ શકે, એ કસોટીએ જોતાં મર્યાદા અને દોષ કોઈનામાં ઓછામાં ઓછા હોય તો પ્રેમાનન્દમાં.

એણે આખ્યાનની કળા બરોબર સાધી હતી. સુંદર પાત્રાલેખન, સચોટ સિનસિનેરીને બદલે આકર્ષક ચિત્રો દોરવાની શક્તિ એ બધું પ્રેમાનન્દમાં અજબ રીતે દેખાઈ આવે છે. કૃષ્ણ વગેરે પાત્રો તદ્દન પ્રત્યક્ષ થાય એવી એની કળા શેકસપિયરના જેવી ઉત્તમ છે. શેકસ-પિયરના સમયમાં થીએટરનુ સ્વરૂપ એવું હતું કે અમુક કળા ઉત્પન્ન થઈ શકે. પણ પ્રેમાનન્દના સમયમાં એણે એવું Pictorial Imagination વાપર્યું છે. એથી આશ્ચર્ય અને આનન્દ થાય છે.

પ્રેમાનન્દે જે સૂત્રો સ્વીકાર્યાં છે, તે એણે ધીમે ધીમે કવિતામાં આવવા દીધાં છે. ભાઈ મુનશીએ પ્રેમાનન્દમા એવો દોષ બતાવ્યો છે, કે 'એણે રાવણને હરિભક્ત કરવાને માટે ઔચિત્યહીણું વાક્ય ઉચ્ચારાવ્યું.' પરંતુ એની પાછળ રૂપક છે તેની ભાઈ મુનશીને ખબર નથી. જીવનમાં એવુ બને પણ છે કે નઠારા માણસોને સારાની ઝાંખી કોઈ વખતે થાય છે પણ સારૂં પારખવાની ઝાંખીની ક્ષણ જતાં, પાછું Evil asserts itself નઠારાની યાદ તાજી થાય છે, તેવુ જ રાવણને માટે સમઝવું.

ભાઈ મુનશીએ પ્રેમાનન્દમાં બીજી ભૂલ એ કાઢી છે, કે 'નળાખ્યાનના વનવર્ણનમાં જંગલખાતાની ટીપ આપેલી છે.' પરંતુ સળંગ કાવ્યોમાં એવી પ્રથા સર્વ દેશમાં જોવામાં આવશે. ચાસર, સ્પેન્સર, વગેરેની કવિતામાં આવું વર્ણન ઠેકઠેર જણાશે. વનનુ વર્ણન કરવાનો અહીં ઉદ્દેશ એ હતો કે જંગલ બીહામણું છે તે દર્શાવવું; એટલે સઘળે અવ્યવસ્થા અને અનિયમિતપણું ચીતરવું પડે. ત્યાં આગળ વર્ડ્ઝવર્થની પેઠે જો પદ્ધતિસર અને સ્વાનુસાર કે આહ્લાદકી વર્ણન કરવામાં આવે, તો તે નકામું, નિરર્થક અને નીરસ થઈ પડે; અને ધારેલી અસર બીહામણાપણાની ઉપજાવી ન શકે.

## ૪. નર્મદા શતાબ્દી

ગૂજરાતમા કવિ નર્મદાશકરની શતાબ્દી ઊજવાઈ રહી છે જાણી આનન્દ થાય છે. હમણા જ 'મુબઈ નર્મદ શતાબ્દી સમિતિ' તરફથી નીકળેલી નિમન્ત્રણપત્રિકા મળી આમા વાચ્યુ કે ગૂજરાતના 'કુવિવર' નર્મદાશકરની શતાબ્દીના ઉત્સવની જાહેર સભા અમુક સ્થળે, અમુક દિને, અમુક ઘડીએ મળશે. મુબઈના પ્રેસના કોમ્પોઝિટરો બહુ ચોક્કસ હોઈ, એમના કામમા 'નકલમા અક્કલ ન વાપરવી' એ એમનુ સૂત્ર હશે. બાકી હું તો ઇચ્છુ છુ કે 'વ' ને ઠેકાણે 'વી'—'કવિવર' ને ઠેકાણે 'કવિવીર' કર્યું હોત તો કેવુ સારૂ!

'નરસિંહ મહેતા કવિ કે ભક્ત?' 'કલાપી કવિ કે પ્રેમી?'—એવા 'કે'—સૂચિત દ્વૈતબુદ્ધિના અનેક ખોટા ઊભા કરેલા કોયડા આપણે સાભળીએ છીએ. તુલસીદાસ વિષે પણ પૂછાય છે કે 'તુલસીદાસ કવિ કે ભક્ત?' પણ વસ્તુસ્થિતિ 'કે' ને ઓળખતી નથી, બલ્કે એમા તો 'અને' ના સરવાળાને પણ અવકાશ નથી વસ્તુ તો એક અખડાકાર પદાર્થ છે, એને મનુષ્યબુદ્ધિ કાપી-કૂપી, પોતાની કલ્પના વા સરળતા અનુસાર, એના ખડ પાડે છે. વસ્તુત નર્મદાશકરની કવિતામાં વીરભાવ, અને એની વીરતામા કવિભાવ પ્રવેશેલો છે, આપણી બુદ્ધિમા ભલે 'કવિ' અને 'વીર' પદાર્થ ભિન્ન હો, પણ નર્મદાશકરમા તો એ બે એક અખડ વસ્તુ તરીકે જ વિરાજે છે.

નર્મદાશકરને પ્રાચીન ગૂજરાતી સાહિત્ય ઉપરાત અગ્રેજી અને સસ્કૃતનુ સામાન્ય જ્ઞાન હતુ એ વિવિધ સામગ્રીના બળથી એમણે પ્રચલિત પ્રણાલિકા તોડી ગૂજરાતના રસઝરણા માટે નવા માર્ગ રચ્યા, નવા વ્હેણ ઉત્પન્ન કર્યા—છતા એમા ગૂજરાતનુ ગૂજરાતીપણુ નષ્ટ થવા દીધુ નહિ, એવી જ આજ ફરી ઉત્થાન પામતુ અભિનવ ગૂજરાત એની કદર કરે છે

નર્મદાશકરની કદર એમને નવીન ગૂજરાતના ઉત્તમ કવિ માનીને નહિ, પણ નવયુગની કવિતાસરિતાના આદ્યપ્રવર્તક તરીકે જ

## જય જય ગરવી ગુજરાત

( લાવણી )

જય જય ગરવી ગૂજરાત ( ૨ )
દીસે અરુણુ પરભાત—જય જયે૦
ધ્વજ પ્રકાશશે ઝળળળ કુસુમ્બી, પ્રેમ-શૌર્ય અંકિત,
તુ ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુન્દર જાત,—જય જય૦

આ પદ્યને પ્રથમ પંક્તિમાં સ્થાન મળવું જોઈએ અને તે કવિની દેશભક્તિના સાચા ઉદ્દ્ગારમાત્રથી જ નહિ, પણુ કવિની અદ્ભુત કલ્પનાશક્તિ વડે રચેલા સુન્દર ચિત્રથી, તેમજ ભાવ અને છન્દના મનોહર સંયોજનથી

અમે નર્મદને વીરપુરુષોની પ્રથમ કોટિમાં મૂકીએ છીએ. જ્યાં ખરી વીરતા છે ત્યાં સાચ છે જ, હોવી જ જોઈએ 'સંસાર-સુધારા' ના આ અતિરથીને જ્યાં લાગ્યું કે કહેવાતો 'સુધારો' હિન્દુસ્થાનના વિશિષ્ટ વ્યક્તિત્વથી વિરુદ્ધ છે, ત્યાં એ 'સુધારા'નો દોષ પ્રકટ કરવામાં, અને પોતાની ભૂલ જાહેર કરવામાં આ વીર પુરુષે જરા પણુ ડર રાખ્યો નથી. ભલે આજ આપણે શાન્તિથી વિચાર કરતાં ઢાલની બંને બાજુમાં સત્ય જોઈએ, પણુ જેણે એક વખત ઢાલની એક જ બાજુમાં પૂર્ણ સત્ય માની લીધું હતું તેને એકાએક બીજી બાજુ નજર પડતાં પૂર્વનું દર્શન ભ્રાન્તિ લાગે એ સ્વાભાવિક છે, અને તેવી નર્મદાશંકરના 'ધર્મવિચાર'ના નિબન્ધોને અમે એ વીરપુરુષની નિર્બળતાનું નહિ પણુ એની વીરતાનું ચિહ્ન માનીએ છીએ

વીરતાથી તો ન કેવળ કવિનાં કાવ્યો અને નિબન્ધો, પણુ એમનું સમસ્ત જીવન ભરપૂર હતું "સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે" એ અમુક પ્રસંગની જ વીરહાક ન હતી, પણુ એમનું આખું

જીવન એથી ભરપૂર હતું. એમના આત્મામાં નિત્ય નિરન્તર આ બ્યૂગલો વાગ્યાં કર્યાં છે. રણે ચઢતાં આ વીરે કદી આંચકો ખાધો નથી, અને ચઢીને પાછી પાની કરી નથી. ગૂજરાતે આવો 'કવિવીર' બીજો પેદા કર્યો નથી. 'જય જય ગરવી ગુજરાત.'

[ વસન્તઃ વર્ષ ૩૨, અંક ૮, ભાદ્રપદ, સં. ૧૯૮૯ ]

## ૬. કવિ નર્મદ શતાબ્દી ઉત્સવ

### [ મુંબઈ નર્મદ શતાબ્દી સમિતિનો જાહેર સમારંભ ]

બનારસ : હિન્દુ યુનિવર્સિટિ

શ્રી મુંબઈ નર્મદ શતાબ્દી સમિતિના પ્રમુખ મહાશય,

ગૂજરાતના 'કવિવર' નર્મદાશંકરની શતાબ્દીના ઉત્સવની નિમન્ત્રણપત્રિકા મળી.

મુબઈના કોમ્પોઝિટરો 'નકલમા અકલ ન વાપરવી' એ સૂત્ર અનુસરતા હશે, પણ હું તો કોમ્પોઝિટર હોઉં તો એક સ્વરભેદ કરી 'વ'ને સ્થાને 'વી' મૂકી દઉં.

'કવિવીર' એટલા વિશેષણમાં નર્મદનું અખિલ સ્વરૂપ સમાદિષ્ટ થતું મને લાગે છે.

નર્મદાશકંરે અર્વાચીન ગૂજરાતની કવિતાનો યુગ આરંભ્યો એટલું એમની સ્મૃતિ માટે થોડું નથી; પણ એમને આપણા સાહિત્યના ઇતિહાસમાં જ વિશિષ્ટ પદ મળે છે તે એમની કવિતામાં એકરસ થએલી એમની વીરતાને લીધે. જે વીરતાથી એ 'સંસાર-સુધારા'ને રણે ચઢ્યા, તે જ વીરતાથી એમણે એનું પુનરવલોકન કર્યું અને ધર્મવિચાર' લખ્યો, એ જ વીરતાથી એમણે જીવનમાં કષ્ટ સહ્યાં, અને એ વીરતા એમના અન્તકાળની વાણીમાં—

"રસિકડાં નવ કરશો કોઈ શોક"

એમાં વિરાજે છે.

નર્મદાશંકરના કાવ્યોમાં અને ગદ્યમાં ઘણું એવું છે કે જેની વર્તમાન ગૂજરાતને રુચિ નથી, અને જે ભવિષ્યના ગૂજરાતની સૃષ્ટિ માંથી તો લુપ્ત પણ થઈ ગયું હશે; છતાં કેટલુંક બહુ કિંમતી છે.

'જય જય ગરવી ગુજરાત'

તથા—

'સહુ ચાલો જીતવા જંગ બ્યૂગલો વાગે,'

—આદિ અમૂલ્ય કાવ્યરત્નો તો હજી અદ્વિતીય જ રહ્યાં છે. અને "ધર્મવિચાર'નો મૌલિક પ્રશ્ન—ભારતવર્ષની સંસ્કૃતિ વિલાસપ્રધાન કે વિરાગપ્રધાન ' એનો ઉત્તર આપણે ગમે તે દઈએ, પણ હજી ઘણો વખત એ વિચારવાનો રહેશે જ.

હું આપના ઉત્સવને પૂર્ણ સફળતા ઇચ્છું છું

લિ

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવનાં

'જય જય ગરવી ગૂજરાત'

[ વસન્ત વર્ષ ૩૨, અંક ૮, ભાદ્રપદ, સં ૧૯૮૯ ]

## ૭ નવલરામ પંડ્યાને અંજલિ

[illegible] તા [illegible]-૧૯૩' એ તારીખે સ્વ ગૂજરાતી સાક્ષર શ્રી [illegible]રામની [illegible] સભા ભરવામાં આવી હતી તે પ્રસંગે [illegible] [illegible] આપેલી 'અંજલિ' અમારા જોવામાં [illegible] પ્રો. [illegible]તરાય જે બોલે છે, જે લખે છે એ ગૂજરાત [illegible] [illegible] [illegible] છે [illegible] [illegible], એમની સર્વ [illegible] રીતિ, [illegible] અને ઉત્કટતાથી ધ્યાન ખેંચે છે પ્રથમ [illegible] [illegible]રામના [illegible] [illegible]રામે પોતાના નામ સાથે 'પંડ્યા' [illegible] [illegible] હેતુ એ [illegible] [illegible]તરાયને ઇતિ-[illegible] [illegible] [illegible] જેવો નજીવો દોષ જણાયો હશે તેથી

એમણે ‘ પંડ્યા ’ નામનો પુનરુદ્ધાર કર્યો. પછી વિદ્યાર્થીઓને કેટલોક બોધ આપ્યો અને તે પછી સ્વ. નવલરામના જીવનની કથા અને ગૂજરાતી ભાષા અને સાહિત્યના એ મહાન સેવકની સેવાની કદર કરી. નવલરામ રાજકોટમાં હતા તે સમયના કાઠિયાવાડના ચિત્રમાં “પરંતુ ગુજરાતીઓની કાઠિયાવાડમા એ પ્હેલી વીશી ” ત્યાં “ બીજી વીશી ” કહી હોત, અથવા “ ગૂજરાતી સાક્ષરો”ની ‘ પહેલી વીશી ” એમ બીજી વીશીની પહેલીથી વિશિષ્ટતા સૂચવી હોત તો એમાં ઐતિહાસિક યથાર્થતા વધારે સચવાત. સામાન્ય રીતે સ્વ. નવલરામની સેવાની પ્રો. બલવંતરાયે કદર કરી છે એમાં અમે મળીએ છીએ. નવલરામના સૂરતના વિચારો ઉપર અમદાવાદ અને રાજકોટે જે અસરો કરી એનું રા. બળવંતરાયે સૂક્ષ્મ દર્શન કરાવ્યું છે એ મનન કરવા યોગ્ય છે.

અન્તમાં, સ્વ. ગોવર્ધનરામે, નવલગ્રન્થાવલિની પ્રસ્તાવના રૂપે લખેલા લેખમાં નવલરામની મહત્તા વિષે મુક્તકંઠે પણ સત્ય ઉપર દૃઢ દૃષ્ટિ રાખીને કદર કરવામાં “ ઘરદીવડાં શું ખોટાં ? ” એ શબ્દોમાં એ કદરની જે મર્યાદા દોરી છે, એ વિષે પ્રો. બળવંતરાય ‘અસંતોષ’ જાહેર કરે છે. તેમ કરવામાં પોતાને સ્વ. ગોવર્ધનરામ માટે જે માન છે તેનો ઉલ્લેખ કરીને, ગોવર્ધનરામની દૃષ્ટિનો પોતે આ પ્રમાણે ખુલાસો કરે છે. “ નવલરામની જેવી ઉદાસીપ્રધાન અને કાર્યસસ્ફૂર્તિમાં મંદ પ્રકૃતિનું આલેખન ગોવર્ધનરામે પોતાના ચિત્તની આ નિરભ્ર ઉલ્લાસભરી દશામાં કર્યું એ કારણથી જ તેમાં નાયકના સામર્થ્યની રેખાઓ નબળી દોરાયલી છે,...નવલરામ જેવા ગુજરાતના અર્વાચીન યુગની પહેલી પેઢીના નરરત્ન વિષે જીવનકારને હાથે

‘ ઘરદીવડાં શુ ખોટાં ’

જેવું લખાઈ ગયું છે. ”

અમે બીજો ખુલાસો રજુ કરવાની રજા માગીએ છીએ·

ગોવર્ધનરામ જેવા જગતના સાહિત્ય અને ઇતિહાસની વિશાળ વિદ્વત્તાવાળા સાક્ષરને નવલરામની મહત્તા આલેખતા સત્યના પ્રેમથી, પોતે કરેલી પ્રશસાની કાંઈક મર્યાદા દોરવી પડે તો એમા આશ્ચર્ય છે? અમે પ્રો બળવતરાયે કરેલી કદરમા મળી શકીએ છીએ તો તે "ગુજરાતના અર્વાચીન યુગની પહેલી પેઢીના નરરત્ન" એ શબ્દોને હેતુગર્ભ વિશેષણ માનીને, એમા કદરની જે મર્યાદા સચવાય છે એ ધ્યાનમા રાખીને જ

[ 'વસન્ત' વર્ષ ૩૫, અક ૨, ફાલ્ગુન સ ૧૯૯૨ ]

## ૮. ગોવર્ધનસત્ર

ગ. ગ ચદ્રશકર પડ્યાએ નડિયાદમા સન્તરામ મહારાજના મન્દિરમા "ગોવર્ધનસત્ર સરસ્વતીચન્દ્રનુ વાચન" કરવા માડ્યુ છે અને એ સત્ર ગુજરાતના બીજા શહેરોમા પણ લઈ જવાનો ઇરાદો દર્શાવ્યો છે રા ગોવર્ધનરામ સ્વર્ગસ્થ થયા તે વખતે એમને નિવાપાઞ્જલિરૂપે મ્હે 'વસન્ત'નો જે અક બહાર 'પાડ્યો' હતો એમા 'સરસ્વતીચદ્ર'ને 'પુરાણ' કહ્યુ હતુ. ગૂજરાતે એ વિશેષણ ઠીક વિવક્ષિત અર્થમા લીધુ હતું આપણા પુરાણો આપણા જીવનનાં જે ચિત્રો અને ઉપદેશોથી ભરપૂર છે એને અનુલક્ષીને 'પુરાણ' શબ્દનો પ્રયોગ મ્હે કર્યો હતો

ગ ચદ્રશકર એ વિશેષણ સ્વીકારે છે, અને તે માટે ગૂજરાતની આ મહાન કૃતિ તરફ વર્તમાન સમયમા ધ્યાન ખેચવાના ઇરાદાથી ગૂજરાતના જુદા જુદા સ્થળોમા 'સરસ્વતીચદ્ર'નુ પારાયણ કરતા રહે છે

'ગુણજ્ઞતા' પ્રકટ કરવાને બદલે ગૂજરાતી સાહિત્યની અમર કૃતિઓ તરફ 'ગુણજ્ઞતા' દર્શાવવાનુ કામ શરૂ કરો તો એથી ગૂજરાતની અને ગૂજરાતી સાહિત્યને વધારે સેવા થશે. આ જાતની સેવાના એક મૂર્ધાભિષિક્ત દૃષ્ટાન્ત રૂપે 'સરસ્વતીચંદ્ર'ના વાચનનો વિચાર મને ગમે છે.

પણ તે કરવાની પદ્ધતિ વિષે મ્હારી એવી સૂચના છે કે આજકાલના અતિપ્રવૃત્તિપરાયણ યુગમાં આ લાંબી નવલકથાનું પારાયણ કરવુ ઇષ્ટ નથી. એ યત્ન સફળ થશે નહિ, તેમ જ એ જનતાની રુચિ ઉત્પન્ન કરવાને બદલે અરુચિ ઉત્પન્ન કરશે. મને લાગે છે કે એના ચિહ્નો અત્યારથી જ જણાવા માંડયાં છે. આ કારણથી મ્હારી સૂચના છે કે રા. ચંદ્રશંકરે 'સરસ્વતીચન્દ્ર'નાં માત્ર અમુક અમુક વિશિષ્ટતાવાળાં પ્રકરણો જ લેવાં અને એના ઉપર વાચનને અન્તે વિવેચન કરવુ. ઉદાહરણ તરીકે, રા. ચન્દ્રશંકરે પ્રથમ દિવસે 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગની પ્રસ્તાવના વાંચી એમા રા. ગોવર્ધનરામે નવલકથાના સાહિત્યનો ઉદ્દેશ, એનુ પ્રયોજન બતાવ્યું છે એ વસ્તુ વિવેચનને યોગ્ય છે. એ રીતે મૂળ અને વિવેચનનો ક્રમ ચાલે તો તેથી ગૂજરાતને લાભ થશે. પરંતુ લોકરુચિ જગાડવા માટે એમાં વિવિધતા હોવી જોઈએ. એ વિવિધતા માટે 'સરસ્વતીચંદ્ર'માં પુષ્કળ સામગ્રી છે. એક કેળવણીકારનો એવો મત હતો કે કેળવણીના વિવિધ વિષયો અને ગ્રંથો શીખવવાને બદલે એક જ યુગ—જેમકે ગ્રીસનો પેરિક્લિસનો યુગ—લઈ એનુ સઘળુ સાહિત્ય સાનુબન્ધ સવિવેચન શીખવવામા આવે તો તે કેળવણી બસ થાય. તે જ પ્રમાણે 'સરસ્વતીચંદ્ર' એવું પુસ્તક છે કે એને મધ્યે રાખી એની આસપાસ સાહિત્ય ઉપરાંત કૌટુંબિક, સામાજિક, ઐતિહાસિક, ધાર્મિક અસંખ્ય વિષયો ઉપર ચર્ચા રચી શકાય. એના વિવિધ ભાષણો ગૂજરાતમા થાય તો 'સરસ્વતીચંદ્ર' તેથી પૂરો યશ પામે.

કાવ્યદૃષ્ટિએ—પ્રથમ ભાગમા સરસ્વતીચંદ્ર અને કુમુદ વચ્ચે જવનિકાછેદનનુ પ્રકરણ, એના હૃદયના વેગ અને સયમના બળમા શેક્સપિયરનું સ્મરણ કરાવે એવુ નથી? બીજો ભાગ હિન્દુગૃહસસારનાં કેટલાક મીઠા પાન કરાવે છે ત્રીજો ભાગ, આજકાલ આગળ આવેલા દેશી રાજ્યના પ્રશ્ન ઉપર અજવાળુ પાડે છે! ચોથા ભાગમા આપણા સર્વ મહાપ્રશ્નોનો સમન્વય થાય છે. "ગોપીજનવલ્લભની ભક્તિ ધર છોડીને ગુસાંઈ કરે" છે, પણ તેથી એઓ જનસમાજના કલ્યાણથી વિમુખ રહેતા નથી વિષ્ણુદાસ મહા જ્ઞાની અને ભક્ત છે, અને સસારના કલ્યાણમા રસ લે છે તેથી સસારમા રહેલી છતાં સસારથી પર વિહરતી કુમુદનુ અધ્યાત્મજીવન ઓછુ સુન્દર નથી. સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન કુસુમના ચિત્રમા પૂરેપૂરો ઉપસ્થિત કર્યો છે. અને કલ્યાણગ્રામની કલ્પનામા હિન્દી જનોનુ પરમ કર્તવ્ય બતાવ્યુ છે મહાભારતમાથી એના કવિની કલ્પનામાં ના આવેલા એવા કેટલાંએ રહસ્યો ઉપજાવીને પ્રજાના અભ્યુદયની ફિલસૂફી સમઝાવી છે, અને છેવટનુ 'ઘેલી કુસુમ' એ બે શબ્દનુ વાક્ય તો સ્ત્રીહૃદયના અદ્ભુતરસનુ વ્યજનાથી પાન કરાવી વાચકને સ્તબ્ધ કરી દે છે અને એ જ આશ્ચર્યમુગ્ધ દશામાં વાચક ગોવર્ધનરામની કૃતિને નિરખ્યા કરે છે 'સરસ્વતીચન્દ્ર!'

[વસન્તઃ વર્ષ ૩૫, અક ૩, ચૈત્ર, સ. ૧૯૯૨]

# જન્મમહોત્સવો

## ૨. કવિશ્રી ન્હાનાલાલનો જન્મસુવર્ણમહોત્સવ

આ ચૈત્રી પડવે, આપણી 'ગરવી ગૂજરાત'ના પ્રિય કવિશ્રી ન્હાનાલાલને એકાવનમું વર્ષ બેઠું એ નિમિત્તે ગૂજરાતની પ્રજાએ એમનો 'જન્મસુવર્ણ મહોત્સવ' ઊછળતા ઉત્સાહથી, ઉદાર કૃતજ્ઞતાથી, અને અડગ તિતિક્ષાથી ઊજવ્યો. મુંબઈમાં સર ચિમનલાલને હાથે યુનિવર્સિટિના કોન્વોકેશન હાલમાં એમને અભિનન્દનપત્ર અપાયું, અને તેજ પ્રમાણે અમદાવાદમાં રા. બ. સાક્ષરશ્રી કેશવલાલભાઈને હાથે, તથા વડોદરા નડિયાદ વગેરે સ્થળે પણ યોગ્ય સન્માન સાથે અભિનન્દન અપાયાં. કોઈ કોઈ સ્થળે કારણાન્તરથી કટુતાના પ્રસંગો ઉત્પન્ન થયા, છતાં પણ પ્રજાએ એમની કવિ તરીકે કદર કરવામાં જે ઉત્સાહ દર્શાવ્યો તે જોતાં કવિશ્રીએ ગૂજરાતી વાચકના હૃદયમાં કેવું દૃઢ સ્થાન મેળવ્યું છે એ સ્પષ્ટ જણાઈ આવે છે. આ પ્રતિભાશાલી કવિ ઉત્પન્ન કરવા માટે ગરવી ગૂજરાતને અભિમાન છે. અને એ અભિમાન મુગ્ધ જનને મુખે કેટલીક વાર હસવા જેવી અત્યુક્તિ કરાવે, તથાપિ એ અત્યુક્તિના મૂળમાં સંગીન તથ્યાંશ રહેલા છે એ ભૂલવું ન જોઈએ

રા. ન્હાનાલાલના છેલ્લા આક્ષેપની ઉપેક્ષા કરવી સહેલી હતી. પણ મને લાગ્યુ કે એ આક્ષેપનો નિખાલસ રીતે ખરેખરો ઉત્તર દેવો એ જ ઠીક છે, અને તેથી આ અંગત બાબત—જેની સાથે વસ્તુત ગૂજરાતને કાંઈ જ સંબન્ધ નથી, અને જેણે એ 'ગુર્જરાત્માના ઘડતર'મા કાંઈ જ ભાગ ભજવ્યો નથી, અને જેને ગૂજરાતી પ્રજા આગળ મૂકવાનુ કાંઈ જ પ્રયોજન નહોતુ—એવી અંગત બાબત વિષે આટલુ લખવુ પડ્યુ છે

આવે શુભ પ્રસંગે ગૂજરાતનુ વાતાવરણ મલિન ચર્ચાથી ભરાઈ ગયુ છે એ જોઈ ખેદ થયા વિના રહેતો નથી અત્યારે કવિ ન્હાનાલાલના ગુણની સાચી આકરણી, એની ગુણક્ષેત્રની ખરી માપણી કરવા ઉપરાંત, ગૂજરાતને અને એના વર્તમાનપત્રોને પણ જોસથી ચર્ચવાના દેશહિતના પ્રશ્નો થોડા નથી કે વ્યક્તિવિષયક ક્ષુદ્ર વાદવિવાદમા બુદ્ધિ, હૃદય અને વાણી મલિન કરવા યોગ્ય ગણાય.

[ વસન્ત ' વર્ષ ૨૬, અંક ૩, ચૈત્ર, સં. ૧૯૮૩ ]

## ૨ અભિનન્દન

હાલમા આપણા પ્રાન્તમા ત્રણચાર મ્હોટા આનન્દના પ્રસંગ બન્યા છે.

મહારાજા શ્રી ગાયકવાડ સરકારે આપણા વૃદ્ધ સાક્ષરશ્રી હરગોવિન્દદાસ કાંટાવાળાને 'સાહિત્યમાર્તંડ'નો ઇલ્કાબ આપ્યો છે, એ સાંભળી ગૂજરાતના સાક્ષરજીવનમા રસ લેનાર હરકોઈને આનન્દ થયા વિના રહ્યો નહિ હોય શ્રી હરગોવિન્દદાસભાઈએ પ્રાચીન ગૂજરાતી કાવ્યની સમૃદ્ધિ પ્રકટ કરીને સાહિત્યને અસાધારણ સેવા કરી છે, અને તે સાથે પ્રાથમિક કેળવણીનો વિસ્તાર કરવામા પણ સતત શ્રમ ઉઠાવ્યો છે. અને આ વૃદ્ધવયે પણ સાહિત્ય અને કેળવણીના કાર્યમા એમનો ઉત્સાહ અને સેવા કરવામા તત્પરતા યુવાનને દૃષ્ટાન્તરૂપ છે. પ્રભુ એ 'સાહિત્યમાર્તંડ'ને લાંબુ આયુષ્ય આપો.

સાહિત્યમાર્તંડ હરગોવિન્દદાસભાઈની પ્રાચીન ગૂજરાતી સાહિત્યને કરેલી સેવા યાદ કરતાંની સાથે 'ગૂજરાતી' પત્રના સ્થાપક અને સંચાલક સદ્દગત શ્રી ઇચ્છારામભાઈ, અને એમના પત્રના 'સુવર્ણમહોત્સવ'નો પ્રસંગ, યાદ આવે છે. ગૂજરાતના એ પત્રકાર-શિરોમણિની પત્રકાર તરીકેની હિંમત અને બાહોશી સુપ્રસિદ્ધ છે, પરંતુ તે ઉપરાંત એ પત્રે ગૂજરાતી સાહિત્યને પણ પુષ્કળ સેવા કરી છે. એ બને વાત ધ્યાનમાં રાખી ગૂજરાતના પત્રકારો અને સાહિત્યપ્રેમી સજ્જનો 'ગૂજરાતી' પત્રનો 'સુવર્ણમહોત્સવ' સુંદર રીતે ઊજવશે એમ અમે આશા રાખીએ છીએ.

સૌ. શારદાબ્હેન મુંબઈ યુનિવ્હર્સિટિના રજિસ્ટર્ડ ગ્રેડ્યુએટો તરફથી સેનેટમાં મેમ્બર તરીકે પસંદ થયાં એ વૃત્તાન્ત ગૂજરાતને ખરેખર અભિમાન કરવા જેવો છે. સૌ. શારદાબ્હેને ગૂજરાતની દરેક જાહેર પ્રવૃત્તિમાં ઉત્સાહ અને હિંમતભર્યો ભાગ લીધો છે, અને બાળકોની તથા સ્ત્રીઓની કેળવણીના પ્રશ્નમાં એમણે બુદ્ધિ તેમજ અનુભવથી પરિપક્વ વિચાર બાંધ્યા છે—જેનો લાભ ગૂજરાતની પ્રજાને એ વારવાર આપે છે. યુનિવ્હર્સિટિએ કૉલેજના શિક્ષણને સાક્ષાત્ ઘડવા ઉપરાંત, મૅટ્રિક્યુલેશન દ્વારા હાઇસ્કૂલના શિક્ષણ ઉપર પણ અસર કરવાની છે, અને એ શિક્ષણ જ ઉચ્ચ શિક્ષણનો ખરો પાયો છે એ ધ્યાનમાં રાખી એને સુધારવાનુ કામ આપણી યુનિવ્હર્સિટિએ હાથ ધરવાનું છે. તે સાથે સ્ત્રીશિક્ષણની ઉચ્ચ શાલાઓ જે આપણા પ્રાન્તમાં બિલકુલ નથી એમ કહી શકાય તે તરફ પણ એણે ધ્યાન આપવાનું છે આ વિષયમાં મદ્રાસ મુંબઈ કરતાં સરસાઈ ભોગવે છે એ જાણીતું હોઈને પણ મુંબાઈ હાથપગ બાંધી બેસી રહે એ શોકજનક છે. એ કાર્યમાં યુનિવ્હર્સિટિ સાક્ષાત્ પગલાં ભરી શકે નહિ એ ખરૂં, પણ સરકાર ઉપર તેમજ પ્રજાના દાનવીરો ઉપર એ પોતાનો પ્રભાવ પાડી શકે એમાં સંશય નથી. અમે આશા રાખીએ છીએ કે સૌ. શારદાબ્હેન સ્ત્રીઓની સ્વતન્ત્ર મહાશાળાઓ

સ્થપાવવા માટે જોઈતો શ્રમ કરશે. તેમ સ્ત્રીઓનો અભ્યાસક્રમ કોઈક અંશે પુરુષો કરતા જુદો હોઈને પણ એવો જ ઉચ્ચ બનાવી શકાય છે એમ એમના સેનેટના બન્ધુજનોને બતાવી આપશે

[વસન્ત: વર્ષ ૨૮, અંક ૨, ફાલ્ગુન, સં. ૧૯૮૫]

## ૩ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનો સુવર્ણમહોત્સવ

કવિશ્રી ખબરદારે ગઈ તા. ૬ઠ્ઠી નવેમ્બરે* એમના જીવનના પચાસ વર્ષ પૂરા કર્યા. એના છેલ્લા ત્રીસ વર્ષમા એમણે ગુર્જરી કવિતાદેવીનો જે પ્રસાદ ગૂજરાતની પ્રજા આગળ ધર્યો છે તે માટે કૃતજ્ઞતા દર્શાવવા મુંબઈના કેટલાક સહૃદય સજ્જનો તરફથી આ પ્રસંગની યાદગીરીરૂપે સુવર્ણમહોત્સવ× યોજાયો હતો, અને એમા સાક્ષાત્ વા પત્રદ્વારા ગૂજરાતની સહૃદય જનતાએ આનન્દથી ભાગ લીધો હતો. એ દિન કવિશ્રી ખબરદારના જીવનમા એક સુવર્ણ-સમો સુન્દરવર્ણો દિન મનાયો જોઈએ એટલુ જ નહિ, પણ ગૂજરાતની સહૃદય જનતાએ પોતાના જીવનમા પણ એમના સમ્બન્ધથી એ દિનને એક ઉત્સવનો દિન માન્યો. આ દિન ઊજવવા માટે અને એ રીતે ગુણજ્ઞતા દર્શાવવા માટે, દિ. બ. કૃષ્ણલાલ, રા. કનૈયાલાલ મુનશી, રા. ચન્દ્રશંકર વગેરેને અમે ધન્યવાદ આપીએ છીએ

આ પ્રસંગ કવિશ્રીની કવિતાના ગુણદોષના વિવેચનનો નથી તથાપિ આપણા કવિઓની ચિત્રવીથિકામા એમનુ ચિત્ર કેવુ સુન્દર શોભે છે અને એની વિશિષ્ટતા શી છે એ વિષે થોડુંક વિવેચન કરવુ પ્રસંગોચિત છે

બેજહોટ એના 'Literary Studies'મા એક સ્થળે કવિઓના બે વર્ગ પાડે છે 1 Primary અને 2 Secondary.

* અંગ્રેજી તારીખ પ્રમાણે.

× [illegible] નથી, [illegible] 'સુવર્ણ' [illegible] સાહિત્ય [illegible] ખબરદાર [illegible] છે તે માટે [illegible] ધન્યવાદ ઘટે.

આને પ્રથમ વિચારે, ૧. કવિ અને ૨. ઉપકવિ કહેવાનું સૂઝે છે, પણ તે બરાબર નથી; કારણ કે બેજહોટ એકમાં મહાકવિ હોમરને તો બીજામાં મહાકવિ વર્જિલને મૂકે છે. પહેલા પ્રકારમાં એ કવિઓ આવે છે કે જેઓ સાક્ષાત્ જીવનમાંથી પ્રેરણા પામી કાવ્ય કવે છે: જેમકે હોમર; અને (નવલકથાકારને પણ વિચારમાં લેતાં) જેમકે ડિકન્સ. બીજા પ્રકારમાં એ કવિઓ આવે છે કે જેઓનું કવિત્વ બીજાના કવિત્વમાંથી ઊપજે છે, જો કે તે કારણથી તે ઊતરતુ જ ગણાવું જોઈએ એમ નથી: ઉદાહરણ—વર્જિલ, જે હોમર ન થયો હોત તો કવિ ન થાત; બીજુ, મિલ્ટન જેનું કવિત્વ અનેક ગ્રીક અને લેટિન કવિઓથી પોષાએલું છે. ગૂજરાતી ભાષાના કવિઓમાંથી ઉદાહરણ લઈએ તો એક વર્ગનું ઉદાહરણ નરસિંહ મ્હેતો અને બીજાનું પ્રેમાનન્દ. પ્રાય. સંસ્કૃતિના આદિકાળમા પ્રથમ જાતિના, અને વિશિષ્ટ વિકાસમાં બીજી જાતિના કવિઓ થયા છે. * પણ તે ઉપરથી એમના પ્રકારમાં ચઢતાઊતરતાનો ભાવ લાવવો યથાર્થ નથી. એક રીતે જોતાં આકાશમા ટાગેલા મત્સ્યની સામું જોઈને એનો વેધ કરવો જેટલો કઠણ નથી, તેટલો પાણીમાં પ્રતિબિમ્બ જોઈ મત્સ્યવેધ કરવો કઠણ છે. બીજી રીતે જોતાં, ચિત્ર ઉપરથી ચિત્ર કાઢવું જેટલું સહેલું છે તેટલું મૂળ ચિત્ર કાઢવું સહેલું નથી. અર્થાત્, વસ્તુત સાક્ષાત્ જીવનમાથી પ્રેરણા પામવી કે સાહિત્યમાથી પામવી એ બે કવિતાના મૂળને લઈ ને કવિના બે પ્રકાર પડે છે, પણ તેથી એક પ્રકાર ચઢતો અને બીજો ઊતરતો એમ એમાંથી અવશ્ય

* કારણ ખુલ્લુ છે. સંસ્કૃતિના ઇતિહાસમાં મનુષ્યના જ્ઞાનના વિષયમાં એક પ્રકૃતિ અને બીજુ મનુષ્યજીવન. તેમાં ત્રીજુ તત્ત્વ મનુષ્યજાતિએ સંપાદન કરેલો જ્ઞાનનો ભંડાર ઉમેરાય છે. મનુષ્ય જે આરંભમાં consciousnessમાં પર્યાપ્તિ પામતો તે આગળ જતાં self-conscious થાય છે—બોધવાન્ એ પ્રતિબોધવાન્ થાય છે, વ્યવસાયવાન્ એ અનુવ્યવસાયવાન્ થાય છે.

રૂપે ફલિત થતુ નથી કવિશ્રી ખબરદાર આ બે પ્રકારમાના બીજા પ્રકારના, અર્થાત્ સાહિત્યમાથી પ્રેરણા પામેલા, કવિ છે એમા કોઈ પણ પ્રકારની હીનતા નથી વર્જિલ, મિલ્ટન, ભવભૂતિ, પ્રેમાનન્દ જેવાના વર્ગમા પડવુ એમા શી હીનતા ?

કવિશ્રી ખબરદાર પોતે 'કલિકા' નામના પોતાના એક કાવ્યની અવતરણિકામા લખે છે

"હુ દુનિયાની અનેક ભાષાઓના કાવ્યસાહિત્યના પરિચયમા આવ્યો છુ, અને તેના અભ્યાસના પરિણામરૂપે અનેક સુદર કવિતાઓ તથા તેમની અમૃતવાણીના ઊંડા સસ્કાર મારા હૃદયમા પડેલા છે, એ સર્વને હુ કોઈ પણ રીતે મારા આત્માના ઉદ્ગારોથી વિભિન્ન કરી શકતો નથી મનુષ્યના મનનુ બધારણ જ તેના પૂર્વજોના સસ્કારોથી અને તેની આસપાસના વાતાવરણથી ઘડાતુ જાય છે તેમા કવિનુ હૃદય તો અત્યત કોમળ અને ગ્રહશીલ હોવાથી તે અનેક અસરોની સુદર છાય તળે ઘડાય છે કવિતાની કળા જેટલી સર્જક તેટલી અનુકરણશીલ પણ છે, અને તેથી જ પ્રકટ સામ્ય દેખાય છે તે અનિવાર્ય છે કવિની શક્તિનુ માપ કાઢતી વખતે વિવેચક ખાસ જોવાનુ છે કે કવિના આ અનિવાર્ય ગુણની પાર એની પ્રતિભા અને સર્જકતા ઝળકી ઊઠે છે કે નહી મનુષ્યની કલ્પનાઓ અને તેના વિચારોના બીજ તો મનુષ્યસૃષ્ટિમા અનેકધા વેરાયેલા છે, અને આપણે બારીકીથી જો જોવા જઈશુ તો જણાશે કે કવિની કોઈ પણ કલ્પના કેવળ નવીન કે મૌલિક નથી જે નવીનતા કે મૌલિકતા છે તે તેને નવીન રીતે દર્શાવવામા છે, અને એમા જ કવિની સર્જકતા અને સફળતા છે ચિતારા માફક કવિની પાસે પણ અનેક રંગો તૈયાર પડેલા છે, પણ એ રંગોની ખાસ નવી છાયા અદ્ભુત મિશ્રણ કરીને ઉત્પન્ન કરવામા અને એ રંગોની યથોચિત વ્યવસ્થા પોતાની પીંછીથી કરીને નવુ જ ચિત્ર ખડુ કરી બતાવવામા કવિની કલાની નવીનતા અને સાર્થકતા રહી છે

" મારા હૃદયમાં પડેલા એવા ઊંડા સંસ્કારો જે મારી કવિતામાં તેની રચનાવેળાએ સ્વાભાવિક રીતે પ્રતિબિમ્બિત થયા છે, તેને મેં આનંદથી સ્થાન આપ્યું છે. દુનિયામાં હજારો વર્ષોથી કવિવારસો ઊતરતો આવ્યો છે, અને જો મારા હૃદયમાં કવિતા ઊગેલી હોય તો તેને એ કવિવારસાનો હક્ક છે. એ વારસાનો ભોગવટો હું માત્ર મારા જ આનંદને માટે એકલો કરતો નથી, પણ તે મારી પ્રિય ગુર્જર કાવ્યદેવીને ચરણે ધરીને તેને અનેકવિધ શણગારવાની હું ઊંડી અભિલાષા રાખું છું. એ દેવીની વાટિકામાં તેની ભૂમિ અને તેના વાતાવરણને યોગ્ય જે જે સુંદર ફળફૂલના રોપાઓ મારા પરદેશ-વિહારમાં મને મળી આવ્યા તે તે સર્વને મેં આનંદથી રોપ્યા છે, અને તેઓને મારા હૃદયના રુધિરથી સીંચીને ઊછેર્યા છે. કલિકાના નાયકના શબ્દોમાં કહું તો—

'અગણિત સૂર્યો અને નક્ષત્રોના વિશ્વ વિષે
મહા ધૂમકેતુ શો હું ઘૂમી વળ્યો આજ,
ઠામ ઠામ થકી જ્યોતિ ભરી ભરી લાવ્યો ગોતી,
ભર્યું છે અખૂટ મારૂં પાત્ર તારે કાજ!'

"આ કાવ્યમાં ઈંગ્લાંડ, અમેરીકા, યુરોપ, હિંદ આદિ દેશોની અનેક ભાષામાંનાં કાવ્યોનાં અનુસરણ, અનુકૃતિ કે અનુવાદ રસિક વાંચકને બહુ ઠેકાણે જડી આવશે એ સર્વ યોગ્ય સ્થળે અને યોગ્ય કાળે આ કાવ્યની રચનામાં જેમ જેમ સ્ફુરતાં ગયા તેમ તેમ કશા પણ સંકોચ વગર તેઓને સ્થાન આપ્યું છે એ લખાતી વેળા મૂળ કાવ્યો મારી પાસે હતા નહીં, એટલે માત્ર સ્મરણમાં તેઓની જેટલી છાયા હતી અને તેઓના જેટલા સંસ્કાર પડેલા હતા, તેટલું તેઓનું પ્રતિધ્વન અહીં ઉદ્ભવવા પામ્યું છે આ સર્વમાં કવિનો પોતાનો રસ કેટલો અને કેવો વહ્યો છે તેની તુલના કરવાનું કામ રસિક વાચકનું છે." [કલિકા—પિઠાન પૃષ્ઠ ૯ થી ૧૧]

કવિનાએ પોતે આ છેવટના વાક્યમાં રજુ કરેલી કસોટીથી

એમના કાવ્યની કિંમત આંકવાની છે. જે કવિની પ્રેરણાનું મૂળ અન્ય સાહિત્યમા છે એને 'કવિ' કહેવામા બદલે એમને એની યોગ્યતાનુસાર સારી પંક્તિ આપવામા પણ બાધ નથી એ રા. ખબરદારે જણાવેલા કારણથી સ્પષ્ટ છે એટલું જ નહિ, પણ એક પ્રતિષ્ઠિત વિદ્યમાન અંગ્રેજ વિવેચક મિ ડ્રિંકવૉટરે અંગ્રેજ કવિ સ્વિનબર્ન વિષેના એમના વિવેચનમા આ વાત બહુ સારી રીતે બતાવી છે. સ્વીનબર્ન વિષે લખતા એ કહે છે.

'In saying that Swinburne was shortly, the greatest common factor of English poetry from Chaucer down to the mid—nineteenth century, it is necessary to observe that his source contained many properties introduced from other races and tongues. But this does not affect our central position, nor does the fact that his own direct sympathies were very largely with foreign art and activity. Art that is not influenced by eternal energies is not national, but merely primitive. It cannot attain to a wholesome nationalism until there is a strong strain of the cosmopolitan in its nature, while a poet's use of a French verse-form or enthusiasm for an Italian cause do but, as it were, modify the manners —not the manner—of his art. Chaucer, Shakespeare, Milton, Shelley, Wordsworth, and the rest of them could never have written as they did had England been isolated intellectually as well as geographically, and Swinburne in sum-

marising the mean of past achievement caught up the external influences no less than the native product upon which they had worked.

× × ×

"It is said that Swinburne drew his inspiration too readily from literature rather than from life. The charge is supported by no less an authority than Morris, who says, 'Swinburne's work, always seemed :te me to be founded on literature, not on nature. Now I believe that Swinburne's sympathy with literature is most genuine and complete.' But, surely the charge refutes itself Morris's own words. If Swinburne's sympathy with literature was truly, 'genuine and complete' there is nothing more to be said.

"........If he neglects life and his own subjective experience, and seeks to supply his need from literature without the strict discipline of thought and feeling, it comes to inevitable disaster. But Swinburne inflicted no such indignity upon literature or himself. Literature was, for him, the supreme history of mankind, and to have neglected it would have been to neglect great and fertile tracts of experience.... To be inspired by literature, if our understanding of literature is rightly built, is to be inspired by life."—John Drinkwater.

પરંતુ અહીં એટલો ભેદ ધ્યાનમાં રાખવાનો છે કે—સાક્ષાત્ જીવનમાંથી પ્રેરણા પામનાર કવિની કવિતા પણ, એની પ્રતિભા મન્દ હોય તો, નિર્માલ્ય નીવડે છે, અને તે જ રીતે સાહિત્યમાંથી પ્રેરણા પામનાર કવિએ સાહિત્યમાં પ્રતિબિમ્બિત જીવન પોતાના જીવન સાથે જો મેળવી લીધું નથી તો એનું કાવ્ય કેવળ નકલિયું જ બને છે. કવિહૃદયમાંથી કવિહૃદય, કવિત્વમાંથી કવિત્વ પ્રગટ થાય તે કાવ્ય. કાવ્યમાંથી કાવ્ય ઊપજે તે નકલ. આમ આ બીજા પ્રકારનાં કાવ્યમાં ઊંચા-નીચાનો વા ખરાખોટાનો ભેદ દર્શાવી શકાય.

કવિ ખબરદાર ફારસી, અંગ્રેજી, વગેરે અનેક સાહિત્યમાંથી પ્રેરણા પામે છે પણ એમનાં કાવ્યો નકલિયાં નથી એ કોઈ પણ સુજ્ઞ વાચક સહેલાઈથી જોઈ શકશે. એમની કવિતાના આરંભકાળમાં એમના ઉપર કવિ દલપતરામની પ્રબળ અસર હતી, અને એને પરિણામે એ કવિની એમની પછીના યુગની સહૃદયતાને સંપૂર્ણ રીતે સંતોષવાની અપૂર્ણ શક્તિ ભાઈ ખબરદારમાં પણ ઊતરી હતી અને 'કાવ્યરસિકા' પછી એમની કાવ્યપ્રવૃત્તિ બંધ થઈ ગઈ હોત તો ગુજરાત આજ એમને જે અભિનન્દન દઈ રહ્યું છે એનો પ્રસંગ કદાચ ન આવત. પણ થોડા જ વખતમાં કવિશ્રી ખબરદારે ગુજરાતના સહૃદયતાની નવી રુચિ—જે નરસિંહરાવ, ન્હાનાલાલ વગેરે કવિઓની કવિતાએ ઘડી હતી—એ પારખી લીધી, અને તે પછી 'વિલાસિકા', 'સંદેશિકા' આદિ સંગ્રહમાં એ ગુજરાતની નવી સહૃદયતાને એવા ભરપૂર પ્રમાણમાં સંતોષી કે મુંબાઈ અને અમદાવાદમાં ગુજરાતની સહૃદય જનતાએ શ્રી ખબરદારનો સુવર્ણમહોત્સવ બહુ આનંદથી ઊજવ્યો છે. 'વિલાસિકા'માં 'તાપી નદીના પુલ પર',

કાવ્યો થોકબંધ છે. સાથે, નર્મદની સ્વદેશભક્તિની માળ, જે હરિહર્ષદ ધ્રુવ પછી, રા. ખબરદારને કંઠે જેવી ઊતરી છે તેવી અન્ય કોઈ કવિને કંઠે ઊતરી નથી, એનો રણકાર પણ 'હિન્દનું ઊગતુ પ્રભાત' નામના કાવ્યમા સભળાય છે,

'વિલાસિકા' પછી 'સંદેશિકા.' 'સંદેશિકા' એ નવીન શૈલીની, પણ 'વિલાસિકા' કરતા પણ જૂના સપ્રદાયથી વિશેષ મુક્ત અને કેટલાક અનન્યસાધારણ એવા ગુણોનું પ્રથમ દર્શન કરાવની કાવ્યમાળા છે. એ સગ્રહમા રમતિયાળ કલ્પનાથી ભર્યા એવા નવીન શૈલીના ઘણા કાવ્યો છે.' 'વસન્તની શોધ' એ નામના કાવ્યમાં—

"કહેશો, ક્યાં જઈ સતાઈ
વનઝવન લલિત વસંત?
કહેશો, નવફૂલડે છાઈ
કઈ કુંજનિકુંજ હસત?
શોધી ફૂલડાંની આંખે,
શોધી કોયલને કંઠ;
શોધી સધ્યાની પાંખે,
શોધી જ ઉષાને પથ,
ખોળ્યા ધરણીની સાખે
કઈ ગગનતણા રસગ્રન્થ
શું અવર ધરા જઈ ઝાખે
રસપૂર્ણ અમર ઉરકથ.

—આમ વસન્તની રમણીય શોધ
આવી, મોડી, ઊડી જાતુ
એ છે એની જૂનો રીત,
જગનાં જનને રહ્યુ ગાતુ
ગતકાળતણાં ગુણગીત;

રહાવુ, રહેવુ ને રહાવુ .
એ છે જીવનની જીત;–
કહેશો, કયમ જઈ સમજાવુ
જો પ્રીછે નહિ ઉરપ્રીત ? ”

—એવા ગભીર મનનથી અધિક મનોગ્રાહી બને છે.

બીજુ ' મધુરી ' જુવો .

“ શિખરે શિખરે લીલા લલિત રમાડતી
ભરચક ઊભી ટેકરીઓની હાર જો,
ને મધુરા મધુરા ઝરણા રેલાવતી
કઈક તૃષાતુર મુખે રેડે અમીધાર જો,
એવી એ સુન્દરતા ગઈ કયા આજ રે ?
લહરી મીઠી આવી રસે અલબેલડી
ફૂલડાને કાને કરતી રસવાત જો;
ને એ લહરી સમ ભરી કરવેલડી
મધુરી મારી આવી સરલતા સાથ જો;
એ મગલા સુદરતા ગઈ કયાં આજે રે ?”

—અહીં સૃષ્ટિસૌન્દર્યના સુન્દર ચિત્રમા ‘મધુરી’નો નિવેશ કરીને કવિ એ સૃષ્ટિનો આનદ પ્રથમથી દ્વિગુણિત કરે છે અને પછી એ ‘ મધુરી’નો વિપ્રયોગ કગાવીને જીવનની કટુતા અને મીઠાશના મિશ્રણ-નો પરામર્શ કરે છે

“ છે માધુર્યે શોક કઈ અદ્ભુત ભર્યો,
ને શોકે પણ છે માધુર્ય અનેરૂં જો,
હા મધુરી ગઈ ને કટુતામા હૃદ ઢર્યો.
ને આ હૃદય સ્મરે મધુરૂ ને ઘેરૂ જો;
એવી એ સુન્દરતા કરી ઉર આજ રે ! ”

—આ D.dactic poetry નહિ પણ Reflective poetry.

'મારી બહેની', 'ઝૂલણું', અને 'પારણું'—ત્રણે વાત્સલ્યભાવનાં સુન્દર કાવ્યો છે. દરેકમાથી બેત્રણ કડી નમૂનાની ઊતારીએ;

" આછેરાં અરૂણાં અજવાળા
ઉષા ભરે જગમાંય રે,
મુજ આંગણિયે એવાં તારાં
તેજ મધુર ઢોળાય;
મધુરી બહેની તું.

*

ખરતા તારા સરતા કોરે
નભ રૂપેરી નૂર રે
તુજ વાતલડીના ચમકારા
એમ સરે મુજ ઉર:
વ્હાલી બહેની તું." ['મારી બહેની']

*

માતાનાં દૂધ અને પિતાની છાંયડી,
દિન દિન વધે મારો બાળ.
મારો હૂલે ને ઝૂલે.
હૈયાનાં તેજ અને આંખોનાં અમૃત;
હસતાં ખીલે એને ભાલ:
મારો હૂલે ને ઝૂલે.
દેવોની વાડીનુ ફૂલ એક મીઠું,
મારી વાડીમાં ફળે ફાલ:
મારો હૂલે ને ઝૂલે.

*

પૂર્વ ને પશ્ચિમ બે મુઠ્ઠીમાં બાંધે,
હૈયે વિજયકેરી માળ:
મારો હૂલે ને ઝૂલે. ['ઝૂલ

નીંદરડી આવીને બાગ બાગમાં પેઠી,
નીંદરડી ! તું તો છે ફૂલ-ચોર ,
હાં રે પોઢે મારો કનૈયો
નીંદરડી તો કનૈયાની આંખમાં પેઠી
નીંદરડી ! તું તો છે ઝીણી-ચોર
હાં રે પોઢે મારો કનૈયો

નીંદરડી તું તો કનૈયાને રહેજે રે બેઠી !
કનૈયો છે પૂરો હૈયા-ચોર
હાં રે પોઢે મારો કનૈયો.

'અક્ષરની ઉકેલણ'માં કવિ ન્હાનાલાલના સ્પષ્ટ ભણકાર છે, પણ તે સાથે કવિ ખબરદારના કવિત્વની છાપ પણ ચોખ્ખી છે

"ઉકલો, ઉકલો, ઉકેલો, ઉકલો ઉર-અક્ષરો,
ઉકલો રે ઓ અક્ષરો ! (ધ્રુવ)
*
આછુંદીઠી રહું વીંટી ના મીઠી વસંત આ ધરાને,
કળીએ કળીએ ગાજે રસરાજ
ઉકલો, ઉકલો રે ઓ અક્ષરો !"

કવિ ન્હાનાલાલે પ્રેમથી વધાવેલા આપણા પુરાણા લોકગીત ઉપર પણ કવિ ખબરદારનો રસમય પ્રેમ …ળ્યો છે 'દૂધડાં દોહતી'માં એ જાતના પ્રાચીન ગીતનો નવો અવતાર છે જુવો

"ગોરા ઉગમ, ગોરા ન્હાણુંવા, મનમોહનજી !
ગોરાં ગોરાં ગોકુળનાં ગામ
દૂધડાં દોહું રે, મનમોહનજી !
ગોરી ચમેલી, ગોરી વાડલી, મનમોહનજી !
ગોરાં ગોરી હું ને નહીં શ્યામ
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળી કૂજે કહિ કોકિલા, મનમોહનજી !
ગોરા ગોરા આંબાના મહોર :
દૂધડા દોહુ રે, મનમોહનજી !
આધે વગાડો તમ વાસળી, મનમોહનજી !
દો'તાં દહાડો જશે ચઢી પહોર :
દૂધડા દોહુ રે, મનમોહનજી !
કાળાં તળાવ, ગોરા હંસલા, મનમોહનજી !
ઊંડા ઊંડા જીવનના બોલ :
દૂધડા દોહુ રે, મનમોહનજી !
લાવો મટુકી તમ આત્મની મનમોહનજી !
આ દૂધડાના સ્વાદ છે અમોલ :
દૂધડાં દોહુ રે, મનમોહનજી !

પણ આવા અગણિત કોમળ ભાવના કાવ્યો સાથે નર્મદાશંકર અને હરિ હર્ષદ ધ્રુવમાંથી પ્રેરણા પામી ગૂજરાતની ભક્તિ અને અભિમાનના, અને એ જ ભાવમાંથી પ્રાદુર્ભૂત વીરરસભરી કાવ્યોની કલિકાઓ પણ આ સંગ્રહમાં ('મંદ્રશિકા'મા) પુષ્કળ ફૂટી છે, જે એ પછી 'ભારતના ટંકાર'મા અધિક ખીલે છે, ત્યા ક્વચિત્ પાંખડી વિખેરાઈ પણ જાય છે

'અમારી ગુજરાત', 'ઓ ગુજરાત' 'ગુજરાતનો યજ્ઞકુંડ', 'ખાંડાની ધાર', 'દેવીનુ ખપ્પર', 'રણહાક' ઇત્યાદિ કાવ્યો અન્યપ્રેરિત પણ ખરા હૃદયના ઉદ્ગાર છે. અન્ય દીપમાથી પ્રગટેલા પણ તેજસ્વી દીપ છે 'ગૂજરાતનો યજ્ઞકુંડ'—એમાથી થોડીક કડીઓ ટાંકીએ .

"દુ:ખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીર !
આવો, પૂરા રે ખમવા દુ:ખના ચીરા ! (ધ્રુવ)
પાય પડ્યા, વિનવ્યા કઈ કંઈ, શું હૃદયહીણુને રટવું ?
હવે પગ્યા રગડાવા રણ ત્યાં ના હડવું, ના હટવું '
દુ:ખમાં શૂરા રે !

હરિ હર્ષદ ધ્રુવની પછી દેશમાં એ કાવ્યની ભાવસામગ્રી જેમ વધી છે, તેમ ગયા જમાનાના કવિઓ કરતાં રા. ખબરદારનાં કાવ્ય સંખ્યામાં, વિવિધતામાં, પદ્યરચનાના પ્રકારમાં, અને ઘણી વાર ગુણમા પણ અધિક નીપજ્યાં છે. 'ભારતનો ટંકાર' ખાસ આ જાતના કાવ્યોનો સગ્રહ છે, એમા પૂર્વોક્ત 'સંદેશિકા' માં આ વર્ગનાં કાવ્યોનાં જે કિરણ ફૂટ્યાં હતાં તે વધારે સંખ્યામાં એકત્રિત થયાં છે. એની વાનગી આપવાની 'સંદેશિકા'માંથી આટલા ઊતારા ટાંકયા પછી, જરૂર રહેતી નથી. આ પુસ્તકમાંના કાવ્યોની પ્રેરણાનુ મૂળ કવિએ પ્રસ્તાવનામાં બહુ સારી રીતે જણાવ્યું છે. એ લખે છેઃ "સદ્‌ભાગ્યે ભારત પ્રજાના ઇતિહાસમાં ધર્મભક્તિ પ્રથમથી જ આદિસ્થાન લે છે, અને એ ધર્મભક્તિથી જ એ પ્રજાનુ જીવન કાળના અનેક મારા છતાં હજી ટકી રહેવા પામ્યુ છે. તડકા છાંયા તો જગતમા જીવનાકાશમા વહ્યાં જ જાય છે, અને પ્રકાશ અને અંધાર, જીવન અને મૃત્યુ, જાગૃતિ અને સુષુપ્તિ, એ દ્વન્દ્વો પણ એ જ આકાશમા રમે છે. ભારતે અનેક તડકાછાયા જોયા છે, અને પોતાની અંધારપળમાં પણ તે શુદ્ધ ધર્મને નહિ તો તેની સગળ છાયાને વળગી રહીને પોતાનો શ્વાસ ટકાવી શકયું છે, પ્રભુકૃપાએ એ અંધારપળ પણ હવે પૂરી થઈ છે અને પ્રકાશના આછા પગલાં બધે પાછા પડવા માંડ્યાં છે, ત્યાં એ છાયાને બદલે પાછી તીવ્ર ધર્મભક્તિ બધે સ્ફુરવા માડી છે, અને એ ધર્મભક્તિની સાથે દેશ-ભક્તિ પણ પુન. જાગવા લાગી છે. વીજળીના ચમકારાની પાછળ ગડગડાટનો કડાકો થાય છે, તેમ હાલના મહાયુદ્ધમાં થયેલા ધર્મેજવની પાછળ દેશભક્તિની ગર્જના દુનિયાની તમામ પ્રજાઓમા ગાજી ઊઠી છે, તો ભારતની ધર્મભક્તિવાળી પ્રજાના હ્રદયમાં પણ એ જ દેશ-ભક્તિનો કડાકો થાય તો તેમા નવાઈ નથી." પછી ભારત અને બ્રિટાનિયાના સંબન્ધમાં બ્રિટાનિયાને પૂર્ણ ન્યાય આપી, અન્તના પૅરેગ્રાફમાં લખે છે. "જીવન એ સતત યુદ્ધ છે, તો એ જીવનને

ટકાવવા અને જયવંત કરવા શૂરાતનની પ્રથમ આવશ્યકતા છે કાવ્યના નવે રસમાં એથી જ વીરરસનુ પ્રાધાન્ય મનાયુ છે મનુષ્ય હૃદયના ઉજ્જ્વલ ભાવો-સ્વાર્થત્યાગ અને સ્વભોગ—એ રસમા પૂરા ખીલી નીકળે છે, અને એ જ ગુણો ધર્મભક્તિ અને દેશભક્તિના અચળ સ્તંભો છે ગુર્જર સાહિત્યને મંદિરે દેશભક્તિના પુષ્પો ગત કાળમા સારી પેઠે ચ્હડયા છે, અને તેમા વીરબન્ધુ કવિ નર્મદનો ઉપહાર સબળ અને પ્રધાન છે એમની પછી ડૉ હરિલાલ ધ્રુવે એજ મંદિરની ઘટા ઝળઝળતા વીરનાદે વગાડી છે એ મંદિરના સર્વ પૂજારીઓને ભારતના ગાન કરુણરસમા જ પ્રથમ કરવા પડયા છે, પણ કરુણરસમાથી આત્મભાન થતા વીરરસ સ્વાભાવિક જન્મે છે. આ પુસ્તકમાના કાવ્યોનો પ્રવાહ પણ એવી રીતે વહ્યો છે ”

આ કાવ્યોની પ્રેરણાનુ મૂળ એક રીતે નર્મદ અને હરિહર્ષદ ધ્રુવમા જેમ ગ્રંથકારે ઉદારતાથી સ્વીકાર્યું છે, તેમ બીજી તરફ આ કાવ્યરચનાના સમયની પરિસ્થિતિમા પણ એ રહેલુ છે એ એમણે જણાવેલી હકીકતથી સ્પષ્ટ સમજાય છે છતા એ સર્વ કાવ્યપુષ્પો કવિ કહે છે તેમ “અંતરની સત્ય અને સબળ ઊર્મિથી ચૂંટાયેલા” છે, એ વિષે સંદેહ નથી

વર્તમાન સમયમા ગૂજરાતમા રાસ, ગરબી, આદિ સંગીતપ્રધાન કાવ્યો બહુ લોકપ્રિય થઈ પડયા છે કવિશ્રી ન્હાનાલાલ વગેરેના રાસથી કલ્પનાની ભવ્યતામા ક્વચિત્ ઊતરતા અને સંગીતના માધુર્યમા અને વાણીના પ્રસાદમા ક્વચિત્ ચડતા એવા અનેક કાવ્યો કવિશ્રી ખબરદારની ‘રાસચન્દ્રિકા’મા પ્રકટ થયા છે આ જાતના કાવ્યોમા વસ્તુ, અર્થ અને ભાવ કરતા પણ નાદ અને સંગીતની ગાયન સાથે અગત્યનો ભાગ લે છે, અને એ કસોટીએ તપાસતા, ગિરનારના કવિને માટે કહેલા મિ. કિંકેઇડના શબ્દો ખબરદારના રાસને બહુ યોગ્યતાથી લાગુ પડે એમ દેખાય છે

મિ. ડ્રિંકવૉટર લખે છે: " It will be seen that even in these instances the poet does not lack either variety of measure or variety of language, In both he is prodigal of change. But measure and language do not alone contribute the visible pleasure of poetry. There is a spirit in expression which is a thing distinct from the thing expressed. Language, in its working, has an independent life of its own, and it is by the strict adjustment of this life to the life of the poet's thought and vision that he achieves the perfect propoı tion of his art "–John Drinkwater.

કાવ્યના આ તત્ત્વ ઉપર જરા ભાર દેવાનુ મન એથી થાય છે કે 'કુસુમમાળા', 'હૃદયવીણા' ઈત્યાદિ કાવ્યો આપણે વધાવી લીધાં તે કાળે, એ કાવ્યોનું શબ્દસૌષ્ઠવ અનુપમ સુન્દરતા અને ઔચિત્યભર્યું હોવા છતાં, એ કાવ્યોના વિવેચનમાં તો આપણી દૃષ્ટિ મ્હોટે ભાગે શબ્દ અને છન્દ કરતાં અર્થ અને ભાવ ઉપર વધારે ઠરતી હતી, અને શબ્દનાં શુષ્ક ઝડઝમકના ઝાંખરાં અને છન્દની બેડીઓ સ્હામે રસ અને સ્વાતન્ત્ર્યનો ધ્વજ ફરકાવવાના ઉત્સાહમા આપણે ઘણી વાર કાવ્યમાં શબ્દનું સ્થાન ભૂલી જતા હતા. પણ આપણા પ્રાચીન સાહિત્યશાસ્ત્રના આચાર્યોએ રસ અને અર્થના શરીરભૂત શબ્દનો મહિમા એના યોગ્ય માપમા માન્યો છે, અને કાવ્યનું લક્ષણ કાવ્યશાસ્ત્રના એક પ્રાચીન આચાર્ય ભામહે 'शब्दार्थौ सहितौ काव्यम्' એવુ કર્યું છે. એમને મતે શબ્દ અને અર્થ ઉભય મળીને કાવ્ય બને છે; જે ઉપરથી અમુક વિશિષ્ટરૂપના વાઙ્મયને 'સાહિત્ય' નામ આપવામા આવે છે. તાત્પર્ય કે શિવ અને પાર્વતીની સમાન, પ્રેમ અને સંયમની મૂર્તિ, અર્થ અને વાણી,

સશ્લિષ્ટ રૂપે—એક થઈને—જેમા રહે તે 'સાહિત્ય'. આ દૃષ્ટિએ જોતા કાવ્યમા અર્થ અને શબ્દનો સશ્લેષ, કાઈ નહિ તો સમતા, રહેવી જોઈએ, પરતુ એ સશ્લેષમા શિથિલતા, સમતામા ન્યૂનાધિકતા, થતાં શબ્દ વા અર્થનુ ગૌરવ થઈ આવે છે. સશ્લેષની પરાકાષ્ઠા જાળવવી કઠણ છે એટલુ જ નહિ, પણ એ ભૂમિકાએ સહૃદય હૃદયને સતત રહેતા થાક વા અતિતૃપ્તિ પણ કોઈ વાર થઈ આવે છે. એથી કેટલાક કાવ્યના પ્રકાર જ એવા ઉદ્ભવ્યા છે કે જેમા અર્થ અને શબ્દના મહિમાની ન્યૂનાધિકતા હોય. જેમકે, કેટલાક કાવ્યના પ્રકારમા અર્થનુ ગૌરવ થોડેઘણે અંશે પણ અધિક જોઈએ: જેમકે, Epic, Narrative, અને Dramatic poetry અર્થાત્, મહાકાવ્ય, આખ્યાન ને નાટક વગેરે, બીજા પ્રકાર એવા છે કે જેમા શબ્દનો મહિમા વત્તોઓછો પણ વધારે હોય છે જેમકે Lyrics Songs, Ballads આદિ સગીતકલ્પ કાવ્યો—રાસ, કવિતો, લાવણીઓ, ગરબીઓ વગેરે. આ રીતે કાવ્યમા શિવ અને શક્તિના, કૃષ્ણ અને રાધાના સપ્રદાય છે આથી હવે, કાવ્યમા શબ્દનુ સ્થાન સમજી લેતા, રા ખબરદાર, એમના કાવ્યોમા સ્થળે સ્થળે નવા છન્દોની યોજના આદિ શબ્દતત્ત્વ ઉપર વાચકનુ ધ્યાન શા માટે ખેચે છે એ જણાઈ આવશે ઉપર સૂચવ્યુ તેમ રા નરસિહરાવના કાવ્યોમા 'वाग् वश्येवानुवर्तते.' રા. ન્હાનાલાલ શબ્દને ઉવેખે છે, વા નવા જ શબ્દની સૃષ્ટિ રચે છે, ઘણી વાર શબ્દની વિશિષ્ટ રચનાને—છન્દને—એ બુદ્ધિપુરસર હણે છે, પણ જ્યારે એમના આપની દોરી ( પ્રભુ ) ઉતારે છે, ત્યારે એમના અર્થ અને ભાવને અનુરૂપ સગીત એમના કાવ્યોમાથી નીકળે છે, અને એમના કેટલાક ઉત્તમ કાવ્યો ગુજરાતમા લોકપ્રિય થઈ પડ્યા છે, તે બહુધા આ જાતના છે પણ રા. નરસિહરાવમા તેમજ રા ન્હાનાલાલમા શબ્દયોજના તરફ બુદ્ધિપુરસર યત્ન નથી, * રા ખબરદારમા

* Art તે હમેશ artificiality જ નથી એટલુ સમજે તો પોતાની

એ છે. એમનો પ્રયત્ન સર્વત્ર સફળ થયો છે વા આવશ્યક હતો કે કેમ એ જુદો પ્રશ્ન છે, પરંતુ એ ઘણે ઠેકાણે સફળ થયો છે એની કોઈથી ના કહી શકાશે નહિ.

'રાસચન્દ્રિકા' નો ઉલ્લેખ કરતાં પ્રસંગોપાત્ત, કાવ્યમાં શબ્દ અને સંગીતના મહિમાના સામાન્ય વિચારે આપણે ચઢી ગયા એમાથી નીકળી હવે ક્ષણ વાર 'રાસચન્દ્રિકા' નિહાળીએ. એની 'દીપિકા'માં કવિ લખે છે: "આ રાસયુગમાં ગુર્જર કાવ્યસાહિત્યમાં ઘણા કવિઓએ મોટે ભાગે રાસની લહાણી કરાવી છે. ગુર્જર સુંદરીઓના હસ્તમાં એવી ઘણીયે રાસની ફૂલછાબો અર્પણ થઈ છે, તેમાં આ 'રાસચન્દ્રિકા'ની એક નાની ફૂલછાબ હુયે મૂકવા ભાગ્યશાળી થયો છુ. એમાંનાં ફૂલોના રંગ અને ફોર આકર્ષક નહી હોય, પણ જે હૃદયના ભાવથી અને સાચા ઉમળકાથી એને મારી બહેનોના હસ્તમાં હુ મૂકું છું, તે ભાવ પ્રતિ જ જોવાની હું તેમને વિનંતિ કરૂં છું.

"આકાશ વિશાળ છે, તેમા નક્ષત્રો અને તારિકાઓનાં દૃશ્ય તેમજ અદૃશ્ય ઝૂમખાં પણ અગણિત છે. પ્રભુના વિશાળ વિશ્વમાં નાનામોટાં એવાં સર્વ ઝૂમખાંને સ્થાન છે, તો મારી પ્રિય ગુર્જર-દેવીના સાહિત્યાકાશમા આ મારા નાના રાસઝૂમખાને પણ એક નાનો ખૂણો મળી શકશે, એવી મારી શ્રદ્ધા છે." પોતાના રાસનું મૂલ્ય કવિએ અકારણ નીચુ આકયું છે. અંગ્રેજીમાં કહેવાય છે તેમ, સરખામણી હમેશાં કડવી છે; અન્યની સાથે સરખામણી ન કરતાં આ રાસનું પોતાનું જ સૌન્દર્ય નિહાળીએ તો તેમાં પુષ્કળ આનન્દની સામગ્રી છે. જ્યાં ઘણી સારી સંખ્યા છે, ત્યાં એકએ પસંદ કરતાં અન્યને અન્યાય થવા ભય છે, તો પણ થોડા તરફ આપાતતઃ વાચકનું લક્ષ્ય ખેંચીશું.

---

નૈસર્ગિક શકિતની મિથ્યા કલ્પનાથી કાવ્ય લખવામાં ઘણા યુવકો પોતાનો સમય બગાડતા અટકે.

'અમર વસંત' જુવો.

"આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે,
એના ઊતરે છે હાસ્ય અનંત વનમાં જનમાં રે;
આજે આવી છે નવરસ રેલ, જગને ભરતી રે;
તેમાં કરતી સૌ કુદરત ખેલ, તરતી સરતી રે.
(સાખી) સ્વર્ગફૂવારા ફૂટતા, સીંચે જગના બાગ,
પળપળ અમીકણ છૂટતા પૂરે ફૂલફૂલમાં નવ ફાગ;
—વનમાં જનમાં રે:
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે."

ભાષાની સાદાઈ અને પ્રસાદ નવલરામનો છે, અર્થની ઉચ્ચતા નવા યુગની છે. એ નવયુગના ભાવ આગળ જતા એ જ કાવ્યમાં અધિક ખીલે છે

"આજે મૂર્ત બન્યા છે સર્વ સ્વર્ગનાં સ્વપ્ના રે,
પૃથ્વી પલંક છે પાદડે ખર્વ તેજે તપનાં રે,
આજે વિશ્વવીણાના તાર વિભુ ફરી તાણે રે,
એના તારે તારે રણકાર અજબ કો આણે રે.
સુંદરતાના, સ્નેહના અંજન જગ અંજાય,
કિરણે કિરણે દેહના ઝબકે ચિરયૌવનની ઝાય,
—વનમાં જનમાં રે.
આવી આવી આ અમર વસંત વિશ્વસદનમાં રે.
આવો આવો, એ રસના મંત! હસતા આવો રે!
જગ ઝૂમતી આ અમરવસંત ઉર પધરાવો રે!
વિભુ ઊંચો રહી રસપાટ બસી બજાવે રે,
એના ઉરના આનંદ વિરાટ ઝીલનને ભાવે રે!
ક્યાં નંદનવન નાચના, ક્યાં જનજીવન શૂન્ય,
નિત્યવસંતના સાથમાં ખીલનને પુણ્યપમાતમ પુણ્ય!
—વનમાં જનમાં રે.
આવી આવી આ અમરવસંત વિશ્વસદનમાં રે."

આ ઉપરાંત, 'કૃષ્ણ વિના ગણું નહિ' એ લોકોક્તિનાં ઉદાહરણરૂપ અનેક સુન્દર સંગીતકલ્પ કાવ્યો છે. પરંતુ ખબરદારની વિશિષ્ટ કલ્પનાનાં ઉદાહરણ 'પનિહારી ચંદા', 'ગુલાબ ને ચંબેલીમાં'થી થોડીક પંક્તિઓ ટાંકીએ:

"આજે પરણે છે વાડીનાં ફૂલ, ગુલાબ ને ચંબેલી,
જોવા આવજો એ જોડી અમૂલ, ગુલાબ ને ચંબેલી,
જેવી પાંદડીની ફૂટતી કુમાશ, ગુલાબ ને ચંબેલી!
એવી ખીલવજો અંતરની આશ, ગુલાબ ને ચંબેલી.
રૂપે ગુણે રહો ગરવો ગુલાબ! ગુલાબ ને ચંબેલી,
ભરો ચંબેલી શુદ્ધ સ્નેહછાબ! ગુલાબ ને ચંબેલી."

એ જ લાલિત્યમાં માધુર્ય ઉમેરાએલું 'સંધ્યાનાં સોણલાં'માં જોશો:

કુળી ઉષા, કુળાં આભલા, મુજ વહાલમજી!
કુળા કુળા સૂરજના પાદ:
ભૂલશો સોણલાં તે, મુજ વહાલમજી,
મોંઘી વસંત, મોંઘાં ફૂલડાં, મુજ વહાલમજી
મોઘા ઉર ઉરના આહ્લાદ:
ભૂલશો સોણલાં તે, મુજ વહાલમજી!
હૈડે લીલા લચી'તી હતી, મુજ વહાલમજી!
કરતી કોયલ ટહુકાર:
ભૂલશો સોણલાં તે, મુજ વહાલમજી!
આજે ઊભાં સંધ્યા તળે મુજ વહાલમજી!
કેવી મીઠી મનોહર શાંત!
ભૂલશો સોણલાં તે, મુજ વાલમજી!
રેલ્યા આ જીવનરંગ સૌ, મુજ વહાલમજી!
ઝૂલે નભધરણી એકાંત:
ભૂલશો સોહલાં તે, મુજ વહાલમજી!

'દીઠે લીલા લચી કે હતી' એને માટે ધ્વનિપ્રેમી સહૃદય જે ઈનામ આપે તે ઓછું, મ્હારો સહૃદયતાનો ઉપહાર તો હું ભવભૂતિની "विश्रामो हृदयस्य यस्य जरसाऽप्यस्मिन्नहार्यो रसः । कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितम् ।" એ દામ્પત્યપ્રેમની વિજયપતાકા રૂપ પંક્તિઓના સ્મરણજનિત એક કાવ્યની નીચેની પંક્તિઓને અર્પીશ, ને 'દામ્પત્યનો વિજયકાળ' નામના કાવ્યમા કવિ કહે છે.

"ન્હોતુ જાણ્યુ સ્વપ્ને પણ કો વેળા,
યુવાથી કંઈ મીઠડુ રે લોલ
આજે એવુ ઘડપણ સ્નેહઠરેલ,
યુવાથી ભલુ દીઠડુ રે લોલ
'વાદળી વાદળીમાહી ભેળાય,
ભેળાતાં ઉર આપણા રે લોલ,
હવે પ્રાણ પ્રાણે ડુબી સમાય,
ઉદક ઝરણા તણા રે લોલ.

* * * *

હવે અહીં બાળકડાની પાંખ
વસંત એ ખીલશે રે લોલ.
જોઈ એને આપણી ઝુમતી આંખ
નવુ નૂર ઝીલશે રે લોલ.
જ્હાના ભેટી ઉગડી દિવ્ય દિગંત
રેલાશે રૂપા નાથની રે લોલ.
ત્યારે તહીં ગ્યશુ નવલ વસંત
અનંત આ સાથની રે લોલ."

'અલમતિ વિસ્તરેણ,' હવે સંક્ષેપીએ. સ્વિનબર્નના સબંધમા લખતા જેમ મિ. ડ્રિંકવૉટરે કહ્યુ કે ચૉસરથી માંડી ઓગણીસમી શતાબ્દીના મધ્યકાળ સુધીની અંગ્રેજ કવિતાના એ 'greatest common factor' છે, તે જ રીતે ગ. ખબરદાર પણ દલપતરામ

અને નર્મદાશંકરથી માંડી આજ સુધીની ગૂજરાતી કવિતાના greates common factor છે.

પરંતુ આમ રા. ખબરદારે સમયે સમયે ગૂજરાતનું સહૃદય હૃદય પારખ્યું છે એટલું જ નથી, પણ પોતાની જાતની હૃદયની ભાવના પણ સંતોષી છે.

'કલિકા' વિવિધ પાંદડીઓની બનેલી એક અખંડ કવિતા છે. એની પિછાન કરાવતાં રા. ખબરદાર કહે છે: "સર્વ સંસારી હૃદયોમાં મોડે વહેલે કોઈક કાળે ફૂલની એક અદ્‌ભુત કળી ફૂટે છે, અને આ સ્થૂળ જીવનમાં સ્વર્ગની મહેક મહેકાવી રહે છે, એ કળીનાં દર્શનની દૂર દૂરની આકર્ષકતા છે, એ કળીના સુવાસમાં પ્રભુના સ્નેહની પરોક્ષ પ્રતીતિ છે." પ્રિયાના પ્રેમની આ કવિતા જેમ હૃદયના ઉત્કટ ભાવથી અંકાએલી છે, તેમ અંગ્રેજીમાં જેને 'imagery' યાને કલ્પનાચિત્રો કહે છે તેનાથી ભરચક ભરેલી છે. એનાં બે ચાર મુક્તકો અહીંતહીંથી ઊતારી દઈએ :

"લીલા પેલા આંબલાની સૂર્યગુંથી છાયા નીચે
ચાંદની શી મંજરી છે પડી એમ તેમ;
ડાંખળી શા હાથ વાળી ફૂલ જેવું શીશ મૂકી
સૂતેલી છે પ્રિયા મારી મંજરીની જેમ,
જોઈ એને આંબલાથી કોકિલ ત્યાં ઊડી આવ્યો,
ધસી મેં ત્યાં ઝૂકી શિરે કીધી હસ્તછાંય,
આશ્ચર્ય તે ઊડી મને કોટે પડી વળગી ત્યાં;
એમ મને રાખશે શું ગ્રહી તે સદાય !

× × × ×

પ્રભાતે દિગંત પર અર્ધ સૂર્યબિંબ ઉગે
જોતો તેને સિંધુકાંઠે કરૂં હું વિચાર,
જાણે બેસી નૌકામાં ત્યાં સિંધુને વટાવી આખો
સૂર્યના મ્હેરાબમાથી જાઉં પેલી પાર !

જીવનદિગંત પર પ્રિયા જ્યારે ઉગી એવી,
દીઠો મે ત્યાં એવો એના આત્માનો મ્હેરાબ·
શૌર્યથી સમુદ્રે મારી નૌકાને ઝૂકાવી મે ત્યાં—
ઓ આવ્યો મ્હેરાબ ! પ્રિયા દેશે શો જવાબ ?

× × ×

પ્રિયા જન્મકાળે પાછી વસંત પધારી હતી,
પુત્ર પુષ્પ થકી તેના છલકાતાં થાળ,
ધવલ કમળ અને ચંબેલીના ઢગ વચ્ચે
પારણામાં સૂઈ રહેતી પ્રિયા બહુ કાળ,
ચોપાસ ગુલાબ ટાંગ્યા, વેગતી કે ખેંચી ખાતી,
એથી એનાં કુસુમો શા ખીલ્યા મૃદુ અંગ,
અંતર ગુલાબ, બ્હાર કમળ શી બની એ કે
તેજ ચુંબ્યા પુષ્પોના શા જાદુઈ પ્રસંગ !
આવી છે વસંત પુત્ર પુષ્પ કેરો થાળ ભરી,
લીલી ધગ ખીલી રહી મંજરીને હાસ,
આંબા અને આભલામાં ઓચિંતા સૌંદર્ય ઉગે.
નવલ સુગંધ ભરે સૃષ્ટિ કેરો શ્વાસ,
પ્રકૃતિમાં બધે એવો ફાગણનો પ્રેમ ફૂટે.
હૈયું જ્યારે મોગ્ન જેવું કૂદે ધંગ સાથ,
અને નવું નવું કાંઈ ઉગ્યું લાગે, ત્યારે કહો,
ન્હાવું કે ન ન્હાવું એ શું આપણે છે હાથ ?
લીલી છે વસંત આની લીલા શણગાર એના,
લીલી એની સાડીમાં છે વિધવિધ ફૂલ,
ચાંદા સમા થાય, સૂર્ય રોજ રોજ વધુ વધુ
નમે ચોરી જોય એનું સૌંદર્ય બેનૂલ,
ફૂલમાં ગુંથાય ફૂલ, અશ્રમાં ગુંથાય અશ્ર,
પ્રેમમાં ગુંથાય પ્રેમ, આવી છે વસંત

અંતર ને બ્હાર બધે ઉવડે છે લીલા ઊંડી,
ઉવડે જ્યાં પ્રેમ તેની આશનો ન અંત."

અંગ્રેજીમા જેને 'sensuous poetry' કહે છે, અને જેનું ઉત્તમ ઉદાહરણ અંગ્રેજીમા કવિ કીટ્સનું છે, અને જેના સંસ્કૃતમાં વાલ્મીકિ બાણ વગેરેના વર્ણનોમાથી અસખ્ય ઉદાહરણો મળે છે, તેના આ મુક્તકોમાં સારા નમૂના છે, પણ સર્વ મુક્તકો એકલા ઇન્દ્રિયગ્રાહ્ય સૌન્દર્યનાં ચિત્રોથી જ ભરેલાં નથી. સૂફીના જેવી આધ્યાત્મિક સૌન્દર્યપૂજા પણ વિસ્તરેલી છે. પરંતુ આ નમૂના ટાંકવામાં અમારો મુખ્ય આશય એ બતાવવાનો છે કે 'કલિકા'મા આ કવિએ બાલાશંકરનો નજીવો અપવાદ બાદ કરતાં ગૂજરાતી કાવ્યસંપ્રદાય અવલબ્યો નથી એમ કહીએ તો ચાલે.

જે હૃદય પ્રથમ સંસારના—પ્રકૃતિના અને માનવહૃદયના વિવિધ સૌંદર્યના—દર્શનમાં રાચતું હતુ અને પછી સમય આવતાં દેશભક્તિના ઊછાળાથી વીરરસમાં તરબોળ થયુ તે, તથા સંસારી હૃદયમા મોડેવહેલે કોઇકિ કાળે ફૂલની જે અદ્ભુત કળી ફૂટે છે તે, અત્યારે પાંચેક વર્ષથી પ્રભુભજન અને તત્ત્વદર્શનમાં જીવનનું સાર્થક્ય માને છે. 'ભજનિકા'માં આ ભક્તકવિ પ્રભુભજન કરે છે, અને 'દર્શનિકા'મા એમનુ ચિત્ત પરમતત્ત્વની મીમાસામાં ઝૂલે છે. આમ આ બંને કાવ્ય એક જ અનુભવના પૂર્વોત્તર ખડ માનીએ છીએ, કારણ કે 'ભજન' અને 'દર્શન' વચ્ચે તાત્ત્વિક વિરોધ નથી, અને રા. ખબરદાર ભજન ત્યજી દર્શનપરાયણ થયા હોય એમ માનવાનું કારણ નથી. જે ભજે છે એ જ જુવે છે, અને જે જુવે છે એ જ ભજે છે. 'ભજનિકા'ના ભજનોમાંનાં કેટલાક આપણાં પ્રાચીન ભજનોથી સૂચવાયા છે. 'દોટ' અને 'કેડો' જે ફ્રાન્સિસ ટોમસનના સુપ્રસિદ્ધ કાવ્ય 'The Hound of Heaven'થી સૂચિત છે તેવાં કેટલાંક અંગ્રેજી ઉપરથી થયા છે; ઘણા સર્વથા સ્વતન્ત્ર કલ્પિત છે. સર્વ સાચા ભાવથી પ્રકટેલાં હોઈ હૃદયસ્પર્શી છે પહેલું

ભજન 'રસસ્થાપના '–જેને 'અમૃતતૃષા' કહેવું વધારે ઉચિત હતું—એ સાભળીએ,

"પાય પડું અમી આપો રે,
જગતનાથા !
પાય પડું અમી આપો ! (ધ્રુવ)
તારક ચંદ્ર ઝગે આકાશે,
કોટિ પ્રભાકર જ્યોતિ પ્રકાશે,
વિશ્વે વિમળ પ્રભા વ્યાપો વ્યાપો, વ્યાપો રે;
જગતનાથા !
પાય પડું અમી આપો !—પાય૦
બાળક અજ્ઞ પડ્યા અંધારે
જ્યોતિ થકી જગ વલખાં મારે;
આજે અમી, એ તમ કાપો, કાપો, કાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો !—પાય૦
વનઘુમ્મટના પડદા ઘેરા,
ધોધ છૂટે ક્યમ ચંદની કેરા ?
હૃદયે હૃદયે રસ થાપો, થાપો, થાપો રે !
જગતનાથા !
પાય પડું, અમી આપો !—પાય૦"

'શોધ' સાંભળો —

"ચરણ તજી, પ્રભુ ! ક્યાં જવું મારે (ધ્રુવ)
વનવન ઢૂંઢ્યાં, જગતજન ઢૂંઢ્યાં,
કોઈ ન બોલે છુપાયો તું ક્યાં રે ચરણ તજી૦
પગલી દીઠાં ત્યાં જોઈ તુજ છાપા,
નાડી ધરતાં ત્યાં ગોટે, ડર ધારે. ચરણ તજી૦

'આધાર'

"પ્રભુ શરણ વિના કોણ ઉગારે?
હયું પળપળ હારે રે.—(ધ્રુવ)
ઘોર વનમાં રજની ઘોરે,
ચપળા ખુબ ચમકારે રે;
ગગને કડકડ થાય કડાકા;
હૈયું ધબકા મારે રે.
પ્રભુ શરણ વિણ૦

પર્વત જેવાં ઉછળે મોજા,
નાવ ગળે ચોધારે રે;
દોરે સુકાની લાખ કળે પણ
ડુબે નાવ કિનારે રે.
પ્રભુ શરણ વિણ૦"

'અંતરની જ્યોતિ'—

"જ્યોત જગવ અંતરની, મનવા!
જ્યોત જગવ અંતરની:
એ જ દિશા ઈશ્વરની, મનવા!
જ્યોત જગત અંતરની! (ધ્રુવ)
રહ્યુ અગોચર ધામ ધણીનુ;
ક્યાં મૂકે નીસરણી?
ક્યા ટેકવશે પોકળ આભે,
ક્યાં નીચે છે ધરણી?
મનવા! જ્યોત જગવ અંતરની!
વચમાં તું જ ઉભો રહી બાંધે,
દસદસ દિશા અવરની:
એક દિશા તેં જોઈ ન જાણી,

* જરા મૂળ ફેરવીને મૂકુ છું. તન્ત્રી

તે તો તુજ ભીતરની
મનવા! જ્યોત જગવ અતરની!"

'વિનતિ'.

"વિનવુ રે, મને છોડી ન દે, મારા નાથ!
જોડી રાખ સદા ઉર સાથ,—વિનવુ રે"

'ઇશ્વરેચ્છા'.

"નાથ! તુ રાખે તેમ રહુ.
ભક્તિ સતત કરવા તુજ પળપળ
દુ:ખ અનત સહુ.
નાથ! તુ રાખે તેમ રહુ-(ધ્રુવ)"

'દોટ' જે ફ્રાન્સીસ ટોમસનના "The Hound of Heaven" નામના કાવ્ય ઉપરથી રચાયુ છે એમા પ્રસાદ પૂરો છે. સાભળો.

"હુ તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉ રે
હરિ! તુથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉ,
દોડી દોડી થાકી હુ ઠોકર ખાઉ રે,
હરિ! હુ તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉ—(ધ્રુવ)

અને એ જ મૂળનુ 'કેડો' વાચો.

"મારો કેડો ધરે કિરતાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર!
મને છોડે નહી પળવાર રે
જોની મારો કેડો ધરે કિરતાર

ટોમસનનુ કાવ્ય મે ઘણીવાર વાચ્યુ છે, અને એના ભાવમા ઊતરી એનો રસ લેવા પણ યત્ન કર્યો છે. પણ ક્યા 'Hound" (આ શબ્દનો ગૂજરાતીમા તો તરજુમો પણ નોએ નહિ) ની કલ્પના અને ક્યા ગોપીનો કેડો પકડી રહેનાર કૃષ્ણની કલ્પના!— વિચાર મને પળવાર પણ છોડતો નથી. પણ એ સરખામણી તો અહીં અપ્રસ્તુત છે

વાચક ઈચ્છે છે તે કરતાં મ્હેં બહુ વધારે ઉતારા આપ્યા છે, પરિણામે 'દર્શનિકા'નું અવલોકન ટૂંકાવવું પડશે. આ કાવ્યમાં રા. ખબરદારે "ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે." એ કહે છેઃ "આજના પ્રચલિત કોઈપણ ધર્મને પૂર્ણ ગણાવો એ અહંતા જ છે, કારણકે આજના સર્વ ધર્મો એક જ સત્યધર્મની જુદી જુદી શાખા જેવા છે. વિશ્વ અને વિશ્વનિયંતાનું સત્ય જ્ઞાન જેને થયું છે, તે એ બધી જૂદી જૂદી પ્રત્યક્ષ ધર્મવિધિઓથી પર છે. તેને મન તો વિશ્વનો એક જ ધર્મ સત્ય છે અને તે સ્નેહનો વિશ્વધર્મ છે, માનવબંધુતાનો મહાધર્મ છે. એ સ્નેહધર્મ હજી તો ભાવના જ છે, પણ...એ ભાવના એક દિન, હજારો લાખો વર્ષો પછી પણ સિદ્ધ થશે, એ કવિઓ ને પયગંબરોની કલ્પના અને આશા છે, અને એ આશા જે ચૈતન્યથી ઉદ્‌ભવાઈ છે, તે ચૈતન્ય જ તેને પોષીને સિદ્ધ કરશે એવી શ્રદ્ધા વધારે પડતી નથી."

'દર્શનિકા' કેવળ શુષ્ક હૃદય કે તર્કજાળમાં ગૂંચાએલી બુદ્ધિમાંથી જ ઉદય પામી નથી, એ કવિની પુત્રી—અમૃતમય આત્મજા તાતધન "**તેમીના**"—ના અકાળ મરણના આઘાતથી ઉત્પન્ન થઈ છે. પણ એ આઘાતનો એ કેવળ કરુણ નાદ નથીઃ એમાંથી જ્ઞાનીના હૃદયમાં ઉત્પન્ન થતું જીવન અને મૃત્યુના ગભીર પ્રશ્નનું ચિન્તન છે. કવિ કહે છે :

"જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
હો ભલે ઉભયના પથ ન્યારા
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણ ક્યારા !"

દર્શનની જ્યોત પ્રકાશતાં કવિ 'અર્પણ'ની છેલ્લી કડીમાં કહે છેઃ
— આજ આકાશનાં પડળ ઉઘડી ગયાં,
જ્યોતિની રેખ રેલાય સઘળે;

આત્મ મુજ નાખ્યું તુજ અગ્નના રંગમાં
અમૃતના બિન્દુ વેરાય ઢગલે !
તુ જ કવિતા હતી રંક મુજ જીવનની,
દર્શનિકા હતી તું જ મારી,
વિશ્વ ચૈતન્યમા ધન્ય વસજે સુતા !
તુજ સ્મરણમાધુરી આ સ્વીકારી !”

રા. ખબરદારે આ ગ્રન્થમા સ્વીકારેલો વિષય કેવો ગંભીર વિશાળ અને ભારે છે એ એમના ‘નિવેદન’ માથી ઊતારેલા ઉપરના શબ્દોથી સ્પષ્ટ જણાયુ જ હશે તે માટેની એમની સામગ્રીમા એ લખે છે કે “મારી કાવ્યપ્રેરણાએ આ મોટા કાવ્યમા માનવજ્ઞાનના સંચિત ભંડારમાથી લૂટ ચલાવેલી દેખાશે એ લૂંટ પણ બાદશાહી લૂટ છે. સર્જક મહા લૂટતો આવ્યો છે, પણ તે પાછુ નવસ્વરૂપે બક્ષવાને માટે વિશ્વનિયતા કહો કે કાળભગવાન કહો, એ જગતને એક બાજુથી લૂટી બીજી બાજુ સમૃદ્ધ કરે છે. તમામ જીવનનુ પુનરુત્થાન એમ જ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવી જ જૂની સૃષ્ટિની લૂટમાથી બધાય છે” આપણે રાજી થઈશું કે કવિ ખબરદારે નિખાલસપણે જગતના તત્ત્વજ્ઞોનો આ કાવ્યની વસ્તુ માટે ઉપકાર માન્યો છે, અને એ માટે પણ રાજી થઈશું કે આમ ઉપકાર માનવાની સર્જકતાના એક આવશ્યક તત્ત્વ તરફ આપણુ લક્ષ્ય દોર્યુ છે. ઉપરઉપરથી આ કાવ્યની ઉપર દૃષ્ટિ નાખતા અમને લ્યુક્રિસ્યસ, ઓમર ખય્યામ, ટેનિસન, બ્રાઉનિંગ, મિલ્ટન, બાયરન, નરસિંહ, અખો, શંકર, કાન્ટ અને બર્ગસાંનુ સ્મરણ થયુ છે ઝીણવટથી વાચતા, બીજા ઘણા કવિઓ અને ફિલસૂફોના સંસ્કારો નજરે પડશે પણ મહુ ઉપર થોડાપણે અને કવિએ પોતાની ઝાંઝર નથી છે એ પણ જણાઈ આવશે. થોડાક ઉદાહરણોનો વિચાર કરીએ. તો વાચક વિષયની મહત્તા ખાતર અમને ક્ષમા આપશે

"વાદળાં આવીને જાય આકાશમાં,
 છાય સરિતા ઉપર જાય સરતી;
સિંધુનાં જેમ મોજા ઉડી ઉછળીને,
 જાય ભાગી ભરી તીર ભરતી;
ખરી જતાં પિચ્છ સંધ્યા ઉષાનાં નભે,
 તૂટતી વીજળી પાંખ પલકીઃ
પક્ષીના વૃન્દ શું, યૌવનાનન્દ શું,
 જીવન આવી ઉડી જાય ઝલકી!
રંગબેરંગી ઉડતા પતંગો ફરે,
 ફૂલ શું ફૂલ જેવા વિલાસો;
ફૂલ આજે ખીલી કાલ સુકાં ખરે,
 ને મરે ત્યાં પતંગોય પાસેઃ
રંગ ને ઢંગ આ જગત ને જીવનના,
 માનવી રોજ એ જોય પોતે;
તોય આ ભાઈશું ભાઈ લડતા રહે.
 ને પડે વાટ મોતે કમોતે."

આમ દાર્શનિક શાસ્ત્રના વિષયને સૃષ્ટિ શોભાના રસમા બોળેલી પીછીથી રંગ્યો છે.

એમના દાર્શનિકસિદ્ધાન્તનુ રૂપ એક સુત્રમાં પ્રકટ કરીએ તો આ.—ટેનિસનની માફક શ્રદ્ધાના સમુદ્ર વચ્ચે એક શ્રદ્ધાનો ખડક છેઃ જે ઉપર એ સમુદ્રના મોજા અફળાઇને તૂટે છે, પણ સમુદ્ર તો આસપાસ મોજા ઉછાળતો વિસ્તર્યો છે તે છે જ. કવિ કહે છેઃ

"જગતનો જન્મ અંધારમાં છે થયો,
 જગત વ્હેતુંય અંધાર માંહી;
જગતકર્તા રહ્યો સર્વ પાછળ છુપો,
 ઓઢીને એ જ અંધાર ત્યાંહી.

+ +

જગતનું તંત્ર સમજાય પૂરૂ નહી,
માનવી લાખ પડ એ ઉવાડે,
કોણ જાણે રહે સત્ય ઢંકાઈ ક્યા ?
કોણ એ ભાગ ઉરનો ઉવાડે ?
પાદડીઓ ગુલાબની ઉષાફૂલની,
માનવી જાય કંઈ ખોલવાને,
જોત જાતા ઉડે ફૂલ ને પાદડી,
ને રહે આખ તો ચોળવાને !”

સ્વપ્ન અને માયાના સિદ્ધાન્તથી પણ એમની ગૂંચ ઊકલતી નથી. એ પૂછે છે

“ નહી રહે જગતમા સ્થિર કશુ એમ આ,
તેથી શુ જગત કહેવાય માયા ?
+ +
સ્વપ્ન છે જગત આ એમ ડાહ્યા કહે,
દૃષ્ટિને સર્વ દેખાય ખોટુ,
પણ ઉરે જગત આ પળપળે આથડે,
તોય એ જગત કહુ કેમ ખોટુ ?
સ્વપ્ન તો સત્ય છે જ્યા લગી ચાલતું,
સ્વપ્નના ભોગ પણ સત્ય જેવા.
જીવીએ આપણે શું નહી સ્વપ્નમાં ?
આપણે જગતને સ્વપ્ન એવા ?
આપણું સ્વપ્ન પળ કે ઘડીનું ઠરો,
સૃષ્ટિનું સ્વપ્ન કંઈ મહાયુગોનું,
સ્વપ્ન નિદ્રાતણું, સ્વપ્ન જાગૃતિ તણું,
વાટ કંઈ કંઈ જતાં તે જ સોનું;
ને સકળ સૃષ્ટિના નાથનું સ્વપ્ન આ,
નાથને ઉર અનંતર ભર્યું:

ને પૃથક્ માનવી અંતરે અંતરે,
પૃથક્ પ્રભુ રૂપનું સ્વપ્ન સરવું !
આપણા એહ પ્રભુ રૂપનાં સ્વપ્ન શો,
પ્રભુ હશે કે નહીં, કોણ જાણે ?
કે સ્વયં સ્વપ્ન એ પ્રભુ જ શું ના હશે ?
સ્વપ્નની આંખ શાં સ્વપ્ન માણે ?

× ×

સર્વ સંસાર એ સ્વપ્ન માંહી જ નભે,
સ્વપ્ન છે જીવનનું મધ્યબિન્દુ:
હૃદયને રૂંધતા વિશ્વ અંધારમાં,
તારલા બીજ છે એ જ ઇંદુ."

જગતના વિવિધ ધર્મો પણ પૂર્વોક્ત શંકાનું પૂર્ણ સમાધાન નથી. એ ધર્મોને ઉલ્લેખીને રા. ખબરદાર કહે છે.—

"જ્યોતિરૂપે દીઠું કોઈએ સત્યને,
કોઈએ શાંતિરૂપે નિહાળ્યુ;
જોયુ તે કોઈએ શુચિ પવિત્રાઈમાં,
કોઈએ સ્નેહમાં સત્ય ભાળ્યું;
માણ્યું આનંદરૂપે વળી કોઈએ,
કોઈએ જાણ્યું કર્તવ્યરૂપે;
એક છે કિરણ પણ સપ્ત રંગે દિસે:
સર્વ નિજ રંગની ધૂપ ધૂપે."

આ ભેદનું કારણ એમ છે કે—

"બુદ્ધિ ને હૃદયને જેવી બારી મળી,
પાખશે તેવી તે વિશ્વજ્યોતિ;
સર્વ છીપે ન સરખાં જ મોતી મળે,
કે ન છીપે છીપે હોય મોતી."

પણ આમ શકા સામે પણ શકા થતાં—સાયન્સની દૃષ્ટિ જે ધર્મ સામે શકા ઊભી કરે છે એની પોતાની સામે પણ એ જ શંકા ઊઠતા—ભસ્માસુરની પેઠે પોતાના શિર ઉપર મૂકતા પોતે જ ભસ્મ થાય છે અને અતમા એક શ્રદ્ધા જ બની રહે છે.

"સતત શંકા અને નિત્યના ભય વિષે
એક શ્રદ્ધા બધુ રહે ટકાવી,
એક શ્રદ્ધા વસે અંતરે ઊડી તો,
યુદ્ધમા વીર જઈને ઝઝૂમે,
સૂર્ય પણ એમ અજ્ઞાન આકાશમા
એ જ શ્રદ્ધા થકી નિત્ય ઘૂમે!
માનવી હૃદયમા ઉદય શ્રદ્ધા તણો.
થાય છે જન્મતા જગતમાહી,
બાળને હૃદય જે અચુક શ્રદ્ધા વસે,
તે જ તેની કરે વૃદ્ધિ આહી,
જીવન ઘડવા થકી કંઈક ઓજાર નિજ,
માનવી બુદ્ધિથી લે બનાવી;
તદપિ શ્રદ્ધા નહી હોય જો હાથમા,
કેમ ઓજાર તે દે ચલાવી.
બુદ્ધિની સાથ શ્રદ્ધા ઉગે ને ખીલે.
તેહ શ્રદ્ધા બને કેમ ખોટી?
વસ્તુ દેખાય જ્યા ત્યા જ છે વસ્તુ એ
કેમ બધાય સિદ્ધાત કોટિ!"

સાયન્સની ફાળ અને મર્યાદા વિષે બોલતા કવિ કહે છે:

"આજ વિજ્ઞાન મથતુ રહે પશ્ચિમે
પામવા વિશ્વનો ભેદ પૂરો,
શોધ નવી નવી કરે વિશ્વને સમજવા,
જેમ અજ્ઞાનનો થાય ચૂરો,

વીજળી વાયુને વશ કરી નાથિયાં,
ગહન આકાશપર વિજય કીધો;
નવનવા નિયમ ને નવનવાં સાધને
માનવી શક્તિનો લાભ લીધો,
પૃથ્વી આકાશકરમા રહી છે ઝૂલી,
તોય આકાશ નહીં હાથ આવે;
જાય વિજ્ઞાન આકાશને ઝાલવા,
પણ હજી યત્નમા નહી જ ફાવે;
પ્રકૃતિના ભેદ વિજ્ઞાન પામે ભલે,
આત્મના નવ મળે પ્રકૃતિ દો'તાં;
પોપટી કેરૂં સૌન્દર્ય પકડાય પણ
મેઘ ધનુનું ઉડે જોત જોતાં!
જગતમા માનવી જ્ઞાનસીડી ચઢી
પુગશે કો દિ પ્રજ્ઞામિનારે?
વિશ્વ મ્હેંકાવતાં અમર ફૂલો અહીં
ઉગશે કો દિ આ જીવન ક્યારે?"

આ બધા પ્રશ્નનો ઉત્તર મનુષ્યની ભવિષ્ય ઉપરની શ્રદ્ધાથી મળે છે. કવિ, ટેનિસન અને બ્રાઉનિંગના સિદ્ધાન્તને સ્વીકારી કહે છે:

"કંઈ હજારો બીજાં વર્ષ વિશ્વે જતાં
માનવીજીવન બનશે અનેરૂં;
ભાવિ એ જીવન કંઈ લક્ષધા દીપશે
દિવ્યતા ભવ્યતાથી ઘણેરૂં;
આજ આ જીવનનો ભેદ જે નવ મળે,
આજ જે વિષ લાગે ઉખ્યાણું;
ભેદ પામી, ઉખ્યાણું કદી છોડશે,
જીવન લેશે નવલ વિશ્વલ્હાણું.

આજ ટુકડાં બધે શોકછોડે ભર્યાં,
ઉગશે ત્યાંહીં આનંદફૂલો;
આજ આ રજનીનો હાર તૂટ્યો દિસે,
તે થશે ત્યાં અખંડિત અમૂલો,
આજ ટુકડા ઇન્દ્રધનુના પડ્યા,
તે બની ભવ્ય વર્તુલ સુહાશે;
માનવીજીવન આ ભગ્ન સ્નેહે ભમે,
તે તહીં પૂર્ણ સ્નેહે હુલાશે ।"

કાન્ટ અને એના અનુયાયી કવિઓ અને ફિલસૂફોને અનુસરી ગ ખબરદાર કહે છે

"કલ્પના કાર્યમાં જો નહીં પરિણમે
તો ઉગે કલ્પના શા વિધાને ?"

આમ શ્રદ્ધાની ઊભી કરેલી કલ્પના વસ્તુની સાધક બને છે. અને મનુષ્યની વર્તમાન મર્યાદા એ જ એની ભવિષ્યની પૂર્ણતાનો પૂરાવો છે

"શક્તિઓ કંઈક છે માનવીની હજી
અણુખપી અણુખીલી પડી રહેલી,
નથી નવીનતા હજી બાળપણની ગઈ,
આંખ છે લાખ પ્રશ્ને ભરેલી !"

માનવી અત્યારે કેવી સ્થિતિમાં છે એ વિષે બોલતા કવિ કહે છે.

"તેજ અંધારનું અજબ આ પૂતળું
માનવી કોયડો છે જ પોતે,
માટી ને શક્તિનું એવું મિશ્રણ બન્યું,
અકળ અદ્ભુત કળા કોણ ગોતે ?
જ્ઞાન અજ્ઞાનનું પોટલું માનવી,
કામ ને ક્રોધનો શુષ્ક ભારો,
અહીં તહીં કંઈક કદરૂપતા છે વસી,
તોય સૌન્દર્યનો એ જ ક્યારો !"

ડાર્વિનના સિદ્ધાન્તને સ્વીકાર્યા પછી જે પ્રશ્ન ટેનિસનને મથતો હતો તે જ ખબરને પણ મથે છે કે જગત્મા જીવનનો વ્યર્થ વિનાશ શા માટે ? જગત્માં દુ.ખ શા માટે ? અને એનો ઉત્તર પણ ટેનિસન અને બ્રાઉનિંગની સરણિએ જ એ મેળવે છે. એ કહે છે:

"એ મહાશિલ્પી ને મહાકવિ તણી
પરમ સર્જનકળા છે જ એવી;
વ્યર્થ સૌ અંશ તોડી છણી નાખીને
મૂર્તિ કલ્પિત કરે સિદ્ધ તેવી !
તો પછી જીવનથી જે છણાઈ જતું,
તે થકી શોક શા કાજ કરવો ?
વસ્તુયે વ્યક્તિનો અર્થ નવ કંઈ રહ્યો,
તે જતાં ઉપડશે ઘાટ ગરવો !
ઘાટ આ જે ઘડાશે જીવન આખરે,
તેની થઈ પ્રથમથી રૂપરેખા;
જીવન પૂરું ઘડાઈ રહે તે પછી
દે તહીં જીવન નિજ પૂર્ણ દેખા.
+ + +
દુઃખ જયમ જ્યમ દિસે જીવનમા વાધતું.
જીવન ત્યમ ત્યમ દિસે અધિક મોંઘું;
જીવન આસ્વાદ પણ હોય બહુ છીછરો,
જીવનનુ મૂલ્ય જ્યાં હોય સોંઘું;
જગતમાં જીવન જે મધુરમાં મધુર છે,
તે અધિક દુઃખમાં રહે દળાતું :
મિષ્ટમાં મિષ્ટ ફળ વૃક્ષ પર હોય તે
કીટ ને પક્ષીનો ભક્ષ થાતું !"

ઉતારા ઘણા અપાઈ ગયા. જો કે આ પુસ્તકના **પ્રમાણમાં** એ થોડા જ છે. પણ આટલાથી આ **જાતની** કવિતાની—**એટલે કે**

દર્શનશાસ્ત્ર ઉપર રચાએલા કાવ્યોની—મર્યાદા અને છતા એની શક્યતાનો ખ્યાલ વાચકને આવ્યો હશે. રા ખબરદાર પોતાના યત્નની મુશ્કેલી સમજે છે, અને એવે મુશ્કેલ પ્રસગે જે નમ્રતાથી લખવું જોઈએ તે નમ્રતા પણ એમનામા છે પ્રસ્તાવનામા કહે છે. " તત્ત્વજ્ઞાનને કવિતામા ઉતારવાનુ કાર્ય કેટલુ વિકટ છે, તે તો ખરા કવિઓ જ જાણે છે કવિતાના પ્રવાહને તત્ત્વજ્ઞાન તરફ વળતાં માર્ગમા ભારે મોટા ખડકો અને ઊડી ખીણોની ભીતિ હોય છે ..અંગ્રેજ તત્ત્વદર્શક મહાકવિ વર્ડ્સ્વર્થની એવી સેકડો ને હજારો પક્તિઓ ગદ્ય રૂપે જ ગણાય છે... આ વિસ્તૃત કાવ્યમાં કવિતાના આત્મારૂપ રસ અને કલ્પના અખડપણે વહે છે કે નહીં, અને એમા કીધેલું તત્ત્વદર્શન કાવ્યના સ્વાભાવિક ઉચ્ચ પ્રવાહને કોઈ રીતે શુષ્કતામા ઉતારી દે છે કે નહી, તે તો રસિક અને રસજ્ઞ વાચકને જે લાગે તે ખરૂ."

આવા કાવ્યની આકર્ષકતા વાચકના મનના બંધારણ ઉપર બહુ આધાર રાખે છે. પણ આ જાતના કાવ્યને કાવ્યવર્ગમા સ્થાન છે એટલુ સ્વીકારવાને જે તત્પર છે તેને આ કાવ્યમા ઘણુ આકર્ષક મળી આવશે. રા ખબરદારના સર્વ કાવ્યોમા આ છેલ્લુ કાવ્ય મૂર્ધાભિષિક્ત છે કે કેમ એ વળી જુદો પ્રશ્ન છે પરતુ એ સૌથી ગભીરમા ગભીર છે એની તો કોઈથી ના કહેવાશે નહિ. અને જેનુ હૃદય આવા વિષયોમા સવિશેષ રાચે છે, તેને તો એ સૌથી વધારે હૃદયગમ થઈ પડશે

[વસતઃ વર્ષ ૩૦, અક ૬, કાર્તિક, સ ૧૯૮૮]

## ૮. રા. નરસિંહરાવની પોણી શતાબ્દી

કેટલાક મિત્રો, વિદ્યાર્થીઓ અને પત્રકારો તરફથી રા ભાઈ નરસિંહરાવની પોણી શતાબ્દી ઊજવવાની સૂચના થઈ છે કહેવાની જરૂર નથી કે અમે આ સૂચના પૂર્ણ હૃદયથી વધાવી લઈએ છીએ.

અમારો ભાઈ જેવો હૃદયભર્યો સંબન્ધ ક્ષણવાર વિચારબહાર રાખતાં પણ 'વસન્ત'ના તન્ત્રી તરીકે અમારા ઉપર એમનો જે ઉપકાર થયો છે તેનો બદલો અમે કે અમારા વાચકો આ શુભ પ્રસંગમાં ભાગ લઈને પણ વાળી શકીએ એમ નથી. એમના અસંખ્ય લેખોની નીચેનાં ટિપ્પણ 'વસન્ત'માં પ્રકટ થએલા એમના લેખોના ઉલ્લેખથી ભરપૂર છે.

રા. નરસિંહરાવ કેવળ કવિ નથી, વિદ્વાન નથી, ભાષાશાસ્ત્રી નથી; સર્વ છે અને સર્વમાં બહુ ઉચ્ચ સ્થાને છે. હમણાં જ નર્મદ શતાબ્દી ઉત્સવને પ્રસંગે એક સ્થળે બોલતા એમણે નર્મદનો 'Gigantic mind' યાને પ્રચંડ મનોઘટનાશાલી મહાપુરુષ તરીકે પરિચય કરાવ્યો હતો. એ જ લાક્ષણિક સ્વરૂપ રા. નરસિંહ-રાવમાં નર્મદ કરતાં પણ વધારે વિશાળ માપમાં છે. એમની પોણી શતાબ્દી ઊજવવામાં જેટલું રા. નરસિંહરાવનું નહિ તેટલુ ગૂજરાતનું પોતાનું અભિનન્દન રહેલું છે, અને અમને નિશ્ચય છે કે આ નોંધ વાચક આગળ આવતાં પહેલા ગૂજરાતે યથોચિત યોજના આરંભી મૂકી હશે.

[વસન્તઃ વર્ષ ૩૨, અંક ૪, આશ્વિન, સં. ૧૯૮૯]

### ૫. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ
### અને
### રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

ગુજરાતના આ બે મહાન સાક્ષરોના જીવનની પાદોન શતાબ્દી—પચોતર વર્ષની વર્ષગ્રન્થિ—થઈ, એ નિમિત્તે ગૂજરાત એમને કંઠે એના હર્ષ—કુસુમોની જે માળ ચઢાવે છે તેમાં આ મ્હારો અલ્પ ઉપહાર—કુસુમની પાંખડી પણ નહિ, પણ માત્ર એક નકું પત્ર!—પણ તે પૂર્ણ પ્રેમ અને આદરથી—અર્પું છું.

આશરે પચાસેક વર્ષ ઉપર આ બે સાક્ષરોએ એમનો ઉચ્ચ વિદ્યાઅભ્યાસ સમાપ્ત કર્યો અને વ્યવહારિક જીવનને પન્થે ચઢ્યા એમના એ જીવનપન્થ એકબીજાથી તદ્દન ભિન્ન દિશામા હતા, છતા આજ ભાગ્યે ગૂજરાતના બીજા બે સાક્ષરો એવા હશે કે જેમને, આમની માફક, એક જ સાક્ષરવર્ગમા મૂકી શકાય

સરસ્વતીના ઉપાસક તરીકે રા નરસિંહરાવ અને રા. કેશવલાલ એ બે વચ્ચે એટલું બધુ સામ્ય દેખાય છે કે એ બે વચ્ચે વયની સમાનતા એ તો એક નજીવો અકસ્માત્ ગણવો ઘટે

આ બન્ને સાક્ષરો વિદ્વાન છે તેમ રસિક પણ છે એકે રસ ઉત્પાદનમા બીજા કરતા બહુ વધારે કાર્ય કર્યું છે, તો બીજાએ પોતાને ગમતા રસનો ઉપભોગ કરવામા અને પોતાને ગમી રસપ્રસાદી ગૂજરાતમા વ્હેચવામા ઊણપ રાખી નથી

આ બન્ને સાક્ષરોની સાક્ષરતાની શોભા મૂળમા સસ્કૃત સાહિત્યના જ્ઞાનમાથી આવે છે પરતુ એકે એ સાહિત્યના જ્ઞાનને યથાર્થ સુન્દર અને સૌષ્ઠવયુક્ત શબ્દોથી વિશિષ્ટ શૈલી ઉત્પન્ન કરવામા અને એ દ્વારા ગૂજરાતી ભાષાની સમૃદ્ધિ વધારવામા ઉપયોગમા લીધુ છે, તો બીજાએ સસ્કૃત સાહિત્યના અનેક કાવ્યો અને નાટકોને ગૂજરાતીમા ઊતારી સસ્કૃત સાહિત્ય ઉપરનો પોતાનો ઊછળતો પ્રેમ બતાવી આપ્યો છે.

રા નરસિંહરાવ એમની કવિતાના પ્રદેશમા ગૂજરાતના અદ્વિતીય કવિ છે, તેમ રા કેશવલાલ પોતાને પ્રિય સસ્કૃત કાવ્યો અને નાટકોના અદ્વિતીય ભાષાન્તરકાર છે. રા. નરસિહરાવ સસ્કૃત ઉપરાત પશ્ચિમના સાહિત્યનો ઉપભોગ લઈ ગૂજરાતને અનેક નવા રસપ્રદેશોનુ દર્શન કરાવ્યુ છે, એટલુ જ નહિ પણ ગૂજરાતના ગદ્યસાહિત્યમા 'નિબન્ધ', 'વિવેચન', 'આલેખન', વગેરે અનેક નવા પ્રદેશો ખેડ્યા છે, તો રા. કેશવલાલે મૂળ સસ્કૃત કૃતિઓનુ ગૂજરાતીમાં

ભાષાન્તર કરવામાં, એ ભાષાન્તરમા મૂળનું યથા–અર્થ પ્રતિબિમ્બ પાડવાની સાથે, એને ખરેખરા રસવાહી બનાવ્યા છે.

વસ્તુની 'ખોજ' કરવાની ટેવ દ્વારા બન્ને વિદ્વાનોએ એમની વિદ્વત્તા કેળવી છે, અને જે જે વસ્તુ હાથમાં લીધી છે તેનુ સમગ્ર સ્વરૂપ—સપાટીથી તે તળીઆ સુધી—બલ્કે એની બહાર ચારે દિશામા દૂર દૂર સુધી તપાસી નાખ્યુ છે. રા. નરસિંહરાવના 'વિલ્સન ફાઇલો-લૉજિકલ લેકચર્સ' અને રા. કેશવલાલની 'ગીતગોવિન્દ,' 'મુદ્રારાક્ષસ' અને ભાસનાં નાટકોની પ્રસ્તાવના આના ઝગઝગતા ઉદાહરણો છે.

પરંતુ આ બે વિદ્વાનોનુ સામ્ય ધ્યાન ખેંચે છે તેમ એમનો ભેદ પણ થોડો આકર્ષક નથી. અને એ બતાવે છે કે સરસ્વતીના ઉદ્યાનના એક ખંડમા પણ જુદા જુદા કયારામા જુદાં જુદાં પણ સહુ સરખી રીતે સુંદર એવાં પુષ્પો ઊગે છે. બન્ને વિદ્વાનો ભાષાશાસ્ત્રી છે, પણ એક સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના વ્યાકરણના બળે ગૂજરાતી ભાષાનો અભ્યાસ કરવામાં અધિક સમય ગાળ્યો છે, તો બીજાએ ગૂજરાતી ભાષાના ઇતિહાસ ઉપર—અર્થાત્ એના સમય-સમયના સ્વરૂપ નક્કી કરવા ઉપર—અધિક ધ્યાન દીધુ છે. અર્વાચીન ગૂજરાતીનું ભાગ્યે કોઈ પુસ્તક રા. નરસિંહરાવની દૃષ્ટિ નીચે આવ્યા વિના રહ્યું હશે; બલ્કે ઊછરતા કવિઓ અને નવલકથા–તથા વાર્તા–કારો પોતાની અભિનવ કૃતિઓ ઉપર રા નરસિંહરાવની અમી-દૃષ્ટિ અને માર્ગદર્શન ચાહે છે. તે જ પ્રમાણે પ્રાચીન અને મધ્ય-કાલીન ગૂજરાતીનુ કોઈ પણ કાવ્ય નહિ હોય કે જે રા. કેશવલાલના જોવામાં કે જાણવામાં નહિ હોય, અને જે સંબન્ધી એમનું વચન અન્તિમ પ્રમાણ ગણાતું ન હોય. 'नामूलं लिख्यते किंचित्'—એ પ્રતિજ્ઞાથી પ્રમાણસિદ્ધ વસ્તુ જ કહેવી એ રા. નરસિંહરાવની વિદ્વત્તાનો પ્રકાર છે, 'वाचमर्थोऽनुधावति' એવી શ્રદ્ધાથી પોતાની કલ્પના પ્રકટ કરવી એ રા. કેશવલાલની રીતિ છે. એક પોતે માનેલા સત્ય ખાતર અનન્ત વાદવિવાદમાં ઊતરવા તત્પર છે; બીજા વાદવિવાદથી એવા

દૂર રહે છે કે 'वादे वादे जायते तत्त्वबोध.' એ સૂત્રનો લાભ લેવા પણ રાજી નથી

રા. નરસિંહરાવનો મ્હારા ઉપર જ્યેષ્ઠ બન્ધુ જેવો પ્રેમ છે; રા. કેશવલાલ એમની સ્વાભાવિક નમ્રતાથી મ્હારા ગુરુ ગણાવા ના પાડે છે, તથાપિ એક દિન એ મ્હારા ગુરુ હતા એ હું ભૂલી શકતો નથી તેથી એ બને મહાન સાક્ષરોને આ શુભ પ્રસંગે હું પ્રણામ કરૂં છું.

[વસન્ત વર્ષ ૩૩, અંક ૬, આષાઢ, સં. ૧૯૯૦]

## ૬. વિદ્યાબ્હેનના જીવનનો મણિમહોત્સવ

બ્હેન વિદ્યાબ્હેનના જીવનનો 'મણિમહોત્સવ' અમદાવાદમાં બહુ પ્રીતિ અને આદરથી ઊજવવામા આવ્યો.

લગભગ સોળ વર્ષના વિદ્યાબ્હેન ગૂજરાત કૉલેજમાં દાખલ થયા એ સમય અમારા નેત્ર આગળ વર્તમાનવત્ રમે છે; ત્યાં તો તેમને આ વર્ષે સાઠ વર્ષ થયા! કાલભગવાનની માયા અદ્ભુત છે! આટલા વર્ષોમા જગત્ અને તે સાથે આપણું જીવન પણ કેટલુ બધુ બદલાઈ ગયુ! આપણું 'સ્થિર સ્થાવર' જીવન—જે સેંકડો વર્ષ રૂઢિરૂપી ગિરિમાળના મધ્યમા એક સરોવર જેવુ બંધાઈ પડ્યુ હતું—એના નીર ક્વચિત્ ક્રમેક્રમે અને ક્વચિત્ ઊછળતા પ્રવાહે બંધ તોડી બહાર વહી રહ્યા છે. જે આત્માઓ કાલપ્રવાહમાં ભગવાનની મૂર્તિ જુવે છે તેઓને આ દશ્ય જોઈ આનન્દ જ થાય છે, ક્ષોભ જરા પણ થતો નથી, કારણ કે એમને શ્રદ્ધા છે કે અત્યારે જે જળ ક્ષુબ્ધ છે તે આગળ વહી ગંભીર નદીરૂપે વહેશે અને જગતનુ કલ્યાણ જ કરશે.

મર્હૂમ રાનડે કહેતા કે આપણા ગ્રેજ્યુએટો—નવશિક્ષિત જનો—નુ કર્તવ્ય કેવળ વિદ્યાસંપાદન કરવાનું નથી. વિદ્યા ઉપરાંત

દેશસેવાનો ધર્મ પણ એમને શિર છે. આ દૃષ્ટિએ જોતાં, વિદ્યાબ્હેને માત્ર પોતાનું નામ સાર્થક ન કરતાં પોતાનું જીવન સાર્થક કર્યું છે.

સુધરેલા કુટુમ્બમાં જન્મી સુધરેલા કુટુમ્બમાં લગ્નસંબન્ધથી જોડાઈ સુખી થએલાં વિદ્યાબ્હેનને આપણા સ્ત્રીજીવનની રૂઢિઓનાં દુઃખો અનુભવવાનો પ્રસંગ આવ્યો ન હતો પણ કેળવણીથી પ્રાપ્ત થતી, અને પ્રાપ્ત થવી જોઈએ એવી, જે પ્રતિભાશક્તિ, તે વડે એમણે એ દુ:ખો કલ્પનાથી અનુભવી લીધાં છે, અને તેથી એમનું હૃદય સ્ત્રીઓ પ્રત્યે દયાથી હમેશાં આર્દ્ર રહે છે. એમણે પોતાનું આખું જીવન દુઃખી બ્હેનોનાં દુઃખ ટાળવામાં જ ગાળ્યું છે, અને એવી અસંખ્ય બ્હેનો અને એમની વિષમ દશામાં જન્મેલાં એમનાં બાળકો વિદ્યાબ્હેનને આશીર્વાદ દે છે.

પણ આવાં દુઃખો ટાળવાનો સ્થિર ઉપાય સ્ત્રીઓની કેળવણી છે. અને તેથી એમની કેળવણીના કાર્યમાં એ પોતાનો ઘણો સમય રોકે છે. વિના ઘોંઘાટે સેવા કરનારની સેવા જાણતાં જગતને વાર લાગે છે, પરંતુ એ સેવા ઢાંકી રહેતી નથી, અને તેથી હવે ગૂજરાત ઉપરાંત બીજા પ્રાન્તો પણ વિદ્યાબ્હેનની ગંભીર સેવાની કદર કરતા થયા છે, અને હિન્દુસ્થાનમાં વિવિધ સ્ત્રીમંડળમા એમને યોગ્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે.

જેમ વર્તમાન સુશિક્ષિત જનો ઉપર દેશસેવાનો ધર્મ છે, તેમ એમની એ દેશસેવા પણ ચારિત્ર્યની શુદ્ધિ વિના શોભતી નથી. વિદ્યાબ્હેનનું ઉચ્ચ ચારિત્ર્ય અને પ્રાચીન પ્રણાલીની વિધવાને પણ શરમાવે એવી એમના જીવનની સાદાઈ એ વિષે અમે અનેક વાર ઉલ્લેખ કર્યો છે. વધુ કહેવાની જરૂર નથી. પ્રભુ એમને દીર્ઘાયુ કરો !

[ વસન્ત વર્ષ ૩૪, અંક ૮, ભાદ્રપદ, સં. ૧૯૯૧ ]

# 'સ્મરણસંહિતા' : કરુણપ્રશસ્તિ

આ લઘુ કાવ્ય જેને અંગ્રેજીમાં 'Elegy' ('એલેજી') કહે છે એ જાતિનુ છે 'Elegy' એ આપણે જેને કરુણરસપ્રધાન કાવ્યો કહીએ છીએ તેની એક પેટાજાતિ છે, અને એના લક્ષણભૂત સઘળા તત્ત્વોનો વિચાર કરતા એને માટે 'મરણનિમિત્તક કરુણપ્રશસ્તિ' અથવા ટૂકામા 'કરુણપ્રશસ્તિ' એવુ નામ યોજવુ ઠીક લાગે છે. × આ નામ યોજવામા તાત્પર્ય એવુ છે કે 'Elegy' મા મરણનિમિત્તક કરુણ શોકોદ્ગાર ઉપગત જેને નિમિત્તે એ શોકોદ્ગાર થયો હોય એના ગુણાનુવાદ પ્રશસ્તિરૂપે એમા હોવા જોઈએ.

---

× યૂરોપનુ જેમ ઘણુખરુ સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ગ્રીસમાથી આવે છે તેમ એ બે વિષયની શાસ્ત્રીય પરિભાષા પણ એ ન્હાના પણ અદ્ભુત દેશમાથી જ અન્યત્ર પ્રસરી છે પણ મૂળ ગ્રીક ભાષાનુ જ્ઞાન યૂરોપના મધ્ય યુગમા એવુ આછુ બલ્કે લુપ્ત થઈ ગયુ કે એ ભાષામાથી મેળવેલા શબ્દો એ ને એ રહ્યા, તો પણ એના પ્રયોગ જુદા અર્થમા થવા લાગ્યા. વળી નવા યુગના નવી ભાવનાઓ, નવા ઉલ્લાસ, નવા રસો, નવી રચનાઓ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે અને તે કારણથી પણ જૂની પરિભાષા કાયમ રહ્યા છતા એના અર્થમા ઘણુ રૂપાન્તર, ઘણો પરિવર્ત થઈ ગયો. આ પ્રમાણે કે 'Elegy'નો મૂળ ગ્રીક શબ્દ 'Elegeia' કરુણ કાવ્યને જ લાગુ પાડવામા આવે એમ નિયમ ન હતો—પ્રેમ અને શૌર્યના તત્ત્વો પણ એ જાતના કાવ્યોમા જોવામા આવતા, તથાપિ અંગ્રેજી ભાષામા તો અમુક પ્રકારના કરુણ કાવ્યને માટે જ 'Elegy' શબ્દ વપરાય છે.

રઘુવંશમાં ઇન્દુમતીના મરણથી ઉત્પન્ન થએલો અજવિલાપ, કે કુમારસંભવમાં કામદેવના મૃત્યુથી થએલો રતિવિલાપ એ કરુણ શોકોદ્ગાર છે—અને એ શોકોદ્ગારને લક્ષીને એને 'Elegiac Stanzas' કહેવાય, પણ જે વિશિષ્ટ આકારના કાવ્યને 'Elegy' નામ આપવામાં આવે છે તે એ નથી. બીજુ,—એ વિલાપોમાં ઇન્દુમતી અને કામદેવના ગુણાનુવાદ પણ કરવામાં આવ્યા છે, પરંતુ તે આલમ્બનવિભાવના ગુણો રસમા ઉદ્દીપક થાય છે તે રીતે. એ ગુણાનુવાદ પ્રશસ્તિરૂપ નથી. વળી કોઈ મહાપુરુષના સ્મરણાર્થે શોકોદ્ગાર કરવામાં આવે તો તેમાં 'Elegy'નું ઉપાદાન (Stuff) છે એમ કહી શકાય, પણ એના ઉપર જ્યા સુધી રસિક કલાવિધાન કરીને એને યોગ્ય અને સ્વતન્ત્ર આકૃતિ (artistic form) આપવામા ન આવે ત્યા સુધી એ 'Elegy' ના વિશિષ્ટ નામને પાત્ર ન થાય. આ કારણથી સ્કોટના Marmion માં આરંભના ઉપોદ્‌ઘાત-ભાગમા નેલ્સન, પિટ વિગેરે મહાપુરુષોની પ્રશસ્તિઓ છે એ પણ 'Elegy' ન કહેવાય. અગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં ક્રમે ક્રમે 'Elegy' નુ જે સ્વરૂપ બધાયું છે એનાં સઘળા તત્ત્વો ન લેતાં, એનું મૂળતત્ત્વ લઈએ તો 'Elegy'નું આ પ્રમાણે લક્ષણ બાંધી શકાયઃ—"In its simplest form .. .this is a brief lyric or mourning of direct utterance of personal bereavement of sorrow"* "એના સાદામાં સાદા રૂપમાં 'Elegy' એ મરણનિમિત્તક શોકોદ્ગારનું ટૂંકું સગીતકલ્પ કાવ્ય છે—જેમાં સ્વજનના મૃત્યુજન્ય શોકનો સાક્ષાત્ ઉદ્‌ગાર કરવામાં આવેલો હોય છે. આ સામાન્ય અર્થમાં સ્વજનનો વિયોગ (મૃત્યુ) અને તજ્જન્ય શોકોદ્ગાર એ બે તત્ત્વવાળુ હરકોઈ સગીતકલ્પ સ્વતન્ત્ર કાવ્ય 'Elegy' ના નામને પાત્ર થાય છે. આ રીતે આપણા 'રાજીઆ' અને 'રાસડા' એ Elegy જાતિનાં કાવ્ય

* Prof. W. H. Hudson.

છે, અને તે પૂર્વોક્ત સામાન્ય અર્થ કરતાં પણ વિશેષ અર્થમાં, કારણ કે, એમાં સ્વજનના મૃત્યનિમિત્ત શોકોદ્‌ગાર ઉપરાંત મરનારના ગુણાનુવાદની પ્રશસ્તિનું રૂપ આપવામાં આવેલું હોય છે. પણ જતે દહાડે અંગ્રેજી સાહિત્યની કરુણપ્રશસ્તિઓમાં બીજાં પણ કેટલાંક તત્ત્વો ઉમેરાયાં છે જે એ પ્રશસ્તિઓના થોડાક વિવેચન દ્વારા અત્રે બતાવીશું

અંગ્રેજી ભાષામાં 'Elegy'ની જાતનાં કાવ્યોમાં મુખ્ય—સુપ્રસિદ્ધ, લોકપ્રિય અને કાવ્યશાસ્ત્રની ઊંચી કસોટીએ સારી રીતે ચઢી શકે એવાં આ ૭ છે —

(૧) મિલ્ટનનું 'Lycidas'
(૨) ગ્રેનું 'Elegy written on a Country Church-yard.'
(૩) શેલિનું 'Adonais'
(૪) ટેનિસનનું 'In Memorium'
(૫) રૉબર્ટ બ્રાઉનિંગનું 'La Saisiaz'
(૬) મેથ્યુ આર્નોલ્ડનું 'Thyrsis'

પણ આ સર્વ કાવ્ય એક જ વર્ગનાં હોવા છતાં, એમનાં સ્વરૂપમાં કેટલોક લક્ષ્યમાં રાખવા જેવો ભેદ છે. મિલ્ટનનું 'Lycidas' એ એના મિત્રના મૃત્યુથી ઉત્પન્ન થએલા શોકોદ્‌ગારવાળી પ્રશસ્તિ છે, અને એનું ખાસ સ્વરૂપ એ છે કે એ પ્રશસ્તિને 'Pastoral' ('ગોપકાવ્ય') માં ગ્રીકરાગતી કલ્પનાના આકારમાં મૂકી છે ગ્રેની Elegy અંગ્રેજી ભાષામાં એક અસાધારણ મનોહરતાવાળું કાવ્ય છે— એમાં ઇંગ્લાંડના એક 'Country Churchyard' (જાનપદ સ્મશાન વા પ્રેતવાળા)ને આલંબન કરીને એમાંથી સૂઝી આવતા વિચાર તથા ઇંગ્લાંડના જનપદનું મનોહર ચિત્ર ભૂમિકારૂપે—વગેરે સાનાં કવિએ ગ્રહણ કર્યાં છે પણ એ કાવ્યનું ખાસ લક્ષણ એ છે કે એમાં હૅમ્પડન, મિલ્ટન, ક્રૉમ્વેલ, વગેરે ઉપરાંત સામાન્ય જનની

પ્રશસ્તિ છે–કોઈ અમુક મહાપુરુષ કે પ્રિયજનની પ્રશસ્તિ માટે એ કાવ્ય રચાએલું નથી. શેલિનું "Adonais" પોતાના કવિબન્ધુ કીટ્સના મૃત્યુથી પ્રેરાએલી એક ઉત્તમ પ્રશસ્તિ છે. મિલ્ટનના 'Lycidas'ની માફક આમાં પણ શોકોદ્ગાર સાથે ચિન્તન ભળેલું છે પણ તે સામાન્ય ચિન્તન ન હોઈ, તત્ત્વજ્ઞાનના મહાવિષયમાં એ ચિન્તન પ્રવેશ કરે છે. મેથ્યુ આર્નોલ્ડનું 'Thyrsis' મિલ્ટનના 'Lycidas'ની માફક Pastoral ની કલ્પના ઉપર રચાએલું છે. એમા ગ્રેના જનપદવર્ણનને મળતું ઑક્સફર્ડનું વર્ણન છે. પણ આ Elegy ગ્રેના કાવ્ય માફક સામાન્ય જનની પ્રશસ્તિરૂપ ન હોતાં એક પ્રિયજન–આર્થર હલૅમ—ના મૃત્યુથી પ્રેરાએલું છે, અને એના સ્મરણરૂપ છે. વળી એ કાવ્ય ગતકાળનું ચિન્તન છે, પણ તત્ત્વજ્ઞાનનું ચિન્તન નથી. ટેનિસનનું 'In Memorium' અને બ્રાઉનિંગનુ 'La Saisiaz' બંને તત્ત્વચિન્તનપ્રધાન કરુણપ્રશસ્તિઓ છે; શેલીના 'Adonais'ની માફક આ બંને કાવ્ય પ્રિયજનના મૃત્યુથી પ્રેરાએલા શોકોદ્ગાર કરવા ઉપરાત તત્ત્વચિન્તનમાં ઊતરે છે—તત્ત્વચિન્તન બંનેમા પ્રધાન સ્થાને છે, 'La Saisiaz'માં તો એ બહુ ઉત્કટરૂપે પ્રતીત થાય છે.

હવે, આ ઐતિહાસિક અવલોકનને અન્તે આપણે એટલું જોઈ શકીશું કે 'Elegy'મા સ્વજનના મરણનિમિત્તક શોકોદ્ગાર હોવાની સાથે કેટલુંક ચિન્તન હોવું જોઈએ. તે માટે એડમન્ડ ગોસ *'Elegy –a short poem of lamentation or regret called forth by the decease of a beloved or revered person, or by a general sense of the pathos of mortality' "પ્રિય વા પૂજ્યજનના મરણથી, અથવા તો મૃત્યુવશતાની કરુણ સ્થિતિના સામાન્ય લક્ષણથી શરૂ કરી, આખરે,

* જુવો Encyclopœdia Britanica XI Edition-Article on Elegy.

"It must be mournful meditaion, and short without being ejaculatory"—"મરણ નિમિત્તક કરુણ-રસથી ભરેલુ, ધ્યાનાત્મક વા ચિન્તનાત્મક, તથા ટૂંકું અને વિલાપ-રૂપ નહિ એવુ કાવ્ય" એવા વિશેષ, અતિશય સંકુચિત, લક્ષણથી સમાપ્તિ કરે છે. એડમન્ડ ગોસે બતાવેલાં તત્ત્વોમાના બધા સ્વીકારતા ટેનિસનનું "In Memorium' જેવુ કાવ્ય બાતલ થઈ જાય + તેથી એમાથી એક તત્ત્વ—"Meditative"—જે ઇતિહાસસિદ્ધ છે તે જ લઈ, એને પૂર્વોક્ત લક્ષણમા ઉમેરીને કહીએ કે. 'Elegy' એટલે **મરણનિમિત્તક: ચિન્તનાત્મક કરુણપ્રશસ્તિ.**

આ વચલા માપનુ લક્ષણ લેતા ટેનિસનનુ 'In Memorium' Elegy નુ ઉત્તમ ઉદાહરણ છે, એ આદર્શને જ સમક્ષ ગણી ગ. નરસિંહરાવે આ કાવ્ય રચ્યુ છે, અને એનુ નામ પણ ટેનિસનના કાવ્ય પ્રમાણે પાડ્યુ છે. એમા આકારની યોજના 'In Memorium' ની છે, પણ એનું સૌન્દર્ય તદ્દન સ્વતન્ત્ર છે બે કાવ્યની સરખામણી અંગ્રેજી અને ગુજરાતી જાણનાર વાચકને બહુ રસિક થઈ પડે એવી છે, પણ એ સરખામણીનો આનન્દ વિવેચનથી જાણ્યા કરતા, બન્ને કાવ્ય જાતે વાચીને સરખાવવાથી વધારે સારો આવી શકે

હવે આ જાતની Elegyનુ ઉપર જણાવેલુ લક્ષણ લઈ, એને અંગે વિચારવાના તત્ત્વ આ કાવ્યમા કેવા છે એ જોઈએ. એ તત્ત્વ નીચે પ્રમાણે —

---

+ "Thus Tennyson's 'In Memorium' is excluded by its length, it may at the best be treated as collection of elegies Wordsworth's 'Lucy', on the other hand, is a dirge This is too brief a burst of emotion to be styled an elegy 'Lycidas' and 'Adonais' remain the two unapproachable types of what a personal elegy ought to be in English " ( E G Enc Br XI Edn )

(૧) કાવ્યમાં કરુણરસ કેવો છે?
(૨) એ કરુણરસ વિલાપનું રૂપ તો નથી લેતો?
(૩) એમાં ચિન્તન કેવુ છે?
(૪) બધાં અવયવોની પરસ્પરઘટના કેવી છે? તથા એ અવયવો મળી એક સ્વતન્ત્ર અવયવી—સ્વપર્યાપ્ત એક કાવ્ય બને છે કે કેમ?

આ ઉપરાંત,

(૫) એક સામાન્ય કાવ્ય તરીકે એમાં શું શું આકર્ષક છે? પ્રસિદ્ધ કહેવત પ્રમાણે 'ન્હાને માથે મ્હોટી પાઘડી' પ્હેરાવ્યાનો કદ્રૂપો દેખાવ ન થાય તે માટે આ પ્રશ્નોના અહીં ટૂંકમાં જ ઉત્તર આપીશું.

૧. કરુણરસઃ—Elegy મા શોકની લાગણી સાચી હોવી જોઈએ.* પિતા કવિના આ કાવ્યમાં એ લાગણી સાચી છે એમ કહેવાની જરૂર જ નથી. પણ જે નિકટ લોહીના સંબંધથી એ લાગણી સાચી બને છે તે જ સબન્ધથી આલબન વિભાવના ગુણોની અત્યુક્તિ થઈ કરુણરસ બગડી જવાનો સંભવ હતો, પરંતુ તેમ બગડ્યો નથી. મરનારના ગુણોનું કોઈ કોઈ સ્થળે વર્ણન છે તે કરુણરસને પોષે, તથા એ રસની ભૂમિકા ઉપર રચાએલા શાન્ત રસને અનુકૂળ થાય, એટલા જ પ્રમાણમાં છે. વિશેષમાં, પિતાના શોકોદ્‌ગારમાં મનુષ્ય-હૃદયને સર્વત્ર અને સર્વકાળે સ્પર્શે એવા જે તત્ત્વો રહેલાં છે અને જે કરુણરસનું ખરૂ સ્વરુપ છે એ સાદી અને અસરકારક ભાષામાં કવિએ પ્રકટ કર્યાં છેઃ

---

* " Prithee have done,
And do not play in wench-like words with that
Which is serious. . "

—Cymbeline.

એવા આક્ષેપોનો સંભવ ઉપજવો ન જોઈએ.

કાલ્ય જે રમતો હતો
પૂરં જીવન જોસમા
આજ એ ચાલી ગયો
હા ! લાડકો મુજ રોષમા [ખ. ૧, શ્લો. ૯]

* * *

કાળ ઓ ! તું તૃપ્ત થા
બાળ મુજ મોઘો હરી !
મા પ્રહાર નવો તુ દે
તુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી [ખ ૨, શ્લો. ૧૨]

૨ વિશેષ અર્થમા આપણે 'Elegy'નુ જે લક્ષણ બાધ્યુ તેમા ચિન્તન એ એનુ આવશ્યક તત્ત્વ છે અર્થાત્ એમા કરુણરસે કેવળ શોકોદ્ગાર મટી, મરનારની આકૃતિ ખડી કરી, એના મધુરા સ્મરણરૂપ બનવુ જોઈએ તે એ બને છે, એટલુ જ નહિ, પણ 'Adonais', 'In Memorium' અને 'La Saisiaz' એ ત્રણની પેઠે આમાં ચિન્તન તે તત્ત્વચિન્તન થાય છે એટલે કે આ કાવ્યનો રસ શુદ્ધ કરુણ નથી—કરુણ સાથે શાન્ત અને ભક્તિરસનુ મિશ્રણ છે કરુણમાથી વૈરાગ્ય ઊપજીને શુદ્ધ શાન્ત વા ભક્તિરસ ઊપજવો એ રસનુ મિશ્રણ નથી જેમકે, નરસિંહ મહેતા પુત્રના મરણથી ઉદ્ગાર કાઢે છે કે—

"ભલુ થયુ ભાગી જંજાળ, સુખે ભજશુ શ્રીગોપાળ"

—ત્યા કરુણને પ્રસગે, કરુણ ઊડી જઈ, ભક્તિરસ જન્મે, પણ કરુણ અને ભક્તિરસનુ મિશ્રણ બને નહિ પણ 'Elegy'મા તો આ મિશ્રણ આવશ્યક છે તદનુસાર, આ કાવ્યમા કરુણરસ, શાન્ત અને ભક્તિરસની એવડમા રહી એ બે રસની અંદરથી—વચ્ચે જડેલા રમણીય મણિની માફક—બહુ સુન્દર રીતે પોતાની છાપ પ્રસ્થાપના કરે છે.

નિત્ય નિત્ય યમાલયે
જાય જગના જીવ જો !
એથી શાસન નહિં મળે ?
શું પ્રિયજનો ખોવાં પ્રભો ? [ખં ૩, શ્લો. ૩૫]

કવિને પરમાત્મામાં પુત્રનું વિસ્મરણ નથી થતું, પુત્રનું દર્શન થાય છે.

તાત–અંકે તુ વસ્યો,
તદપિ મુજને પદપદે
તુ હવે પ્રત્યક્ષ છે.
નથી નષ્ટ તું,–મુજ ઉર વદે.
ને સદા અમ–આત્મમાં
પૂર્ણ ઓતપ્રોત તુ
સૂક્ષ્મરૂપે ચિર વશી
પ્રગટાવ્ય પ્રેમજ્યોત તું. [ખં. ૩, શ્લો. ૫૮–૫૯]

૩. હવે આ મિશ્ર રસના કાવ્યમા **તત્ત્વચિંતન**નો ભાગ છૂટો પાડી અવલોકીએ, તો એ તત્ત્વચિન્તનને અંગે નીચેના સિદ્ધાન્તો કવિએ પ્રકટ કરેલા જોવામાં આવે છેઃ

(૧) આ વિશ્વમા કશું ગૂઢ નથી—માત્ર મિથ્યા કલ્પનામાંથી ધર્મની ભ્રમણા ઊપજી છે એમ જે નાસ્તિકતાનો પૂર્વપક્ષ છે તે હૃદયને પ્રતીતિ ઊપજાવી શકતો નથી. પ્રભુ ઉપર શ્રદ્ધા અને 'હૃદયમતિ' પરજીવનના દ્વાર ઊઘાડી આપે છે.

(૨) એ દ્વાર ઊઘાડતાં જણાય છે કે પ્રેમનુ આલમ્બન નષ્ટ થતું નથી. પરજીવનમાં એ પ્રભુને ચરણે વસે છે, અને આ જીવનના સંબન્ધીઓના આત્મામા એ ઓતપ્રોત રહે છે.

(૩) મૃત્યુ અને દુઃખ એ દયામય પ્રભુની રચેલી આ સૃષ્ટિમાં અસ્થાને દેખાય છે, પણ ઊંડો વિચાર કરતા એમ નથી. જે પ્રભુનું જ્ઞાન તર્કશાસ્ત્રની હજારો વાદકોટીઓ કરાવી શકતી નથી, તે આ

જગતમા દુ ખ અને મૃત્યુ કરાવે છે. આ રીતે અનિષ્ટ દેખાતા આ બન્ને પદાર્થોનુ વિશ્વમા ઉત્તમ પ્રયોજન છે કવિ કહે છેઃ

એ મૃત્યુ! એ દુ ખ! ભલે જ મ્હાલો!
આ વિશ્વમા પૂર્ણ પ્રતાપ ધારો!
ત્હમે ખરા બન્ધુ ગણી વધાવુ,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિ ખિન્ન થાઉ
[ ખંડ ૨, શ્લો. ૨૬ ]

દુ ખ એ ઔષધ સમાન છે

રોગ શાન્તિ સધાવવા,
આત્મબળને પોષવા,
પાયુ ઔષધ પીવુ તે
મુજ વૈદ્યને દઉ દોષ કા? [ ખડ ૨, શ્લો ૩૨ ]

મૃત્યુ એ જીવનસિન્ધુમા બુદ્બુદરૂપ છે જેમ બુદ્બુદ એ સિન્ધુ જ છે, તેમ મૃત્યુ એ પણ જીવન જ છે, જીવનનું રૂપાન્તર છે અને નામાન્તર છે. પરમાર્થ દૃષ્ટિથી સનાતન જીવનનુ સવેદન યતા મૃત્યુ એવો પદાર્થ જ રહેતો નથી.

ચોગમ નાખી નજર નિહાળુ હું—
મૃત્યુ ક્યહા રહ્યુ રે લોલ?
મારા દેહ ધરતુ એહ જ
મૃત્યુ મરી ગયુ રે લોલ.
દીઠુ જીવનતત્ત્વ સનાતન,
સત્ય પ્રકાશિયુ રે લોલ;
અમરપ્ર્ પ્રગટયુ પળો તત્ક્ષણ
મૃત્યુ મરી ગયુ રે લોલ.
[ ખ ૩, શ્લો. ૫૨–૫૩ ]

(૬) મૃત્યુ ભલે હો, પણ પિતા પહેલાં પુત્ર જાય એવો વિપરીત ક્રમ શા માટે? આમ શકા થાય છે. પણ વસ્તુત. પ્રભુના

મંગળ નિયમ ઉપર શ્રદ્ધાથી આ પ્રશ્ન વિચારવામાં આવે તો આ જીવન અને પરજીવનનો સંબંધ સમજાય :

ગીત એ નથી વિરમિયું,
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્ક્રમ પામતું
સંગીતનાયક તે સુણે.
મર્ત્ય જીવન તો ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીત સમૃદ્ધિ તો
પરકાળ સંગી તે વસે. [ ખં. ૩, શ્લો. ૨૦–૨૧]
મૃત્યુ ના પૂરું કરે
જીવનું જીવન અહિં
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય, જવું તહિં; [ખં. ૩, શ્લો. ૭]
પૂર્ણ થયે મુજ બાળનો
આહિ આત્મવિકાસ જો !
અધિક ઉત્ક્રાન્તિ થવા
તાતે લીધો નિજ પાસ જો ! [ખં. ૩, શ્લો. ૩૯]

(૫) આ બ્રહ્માણ્ડ તે પરમાત્માનું સંગીત છેઃ વિવિધ સૂરની નિત્ય વિકસતી સુરાવટ છે, પરમાત્મા એ સંગીતનો યોજક, નાયક, શ્રોતા અને અનુમન્તા છે :

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો.
અણગણ્યાં બ્રહ્માણ્ડના

ગણુ રહ્યા આ તરવરી,
એહ લક્ષ્યસ્થળ ભણી
ચાલ્યા જતા પદ સ્થિર ધરી.
માનવી જીવન તણો
ભવ્ય જે ઈતિહાસ તે,
અધિક એથી ભવ્ય વળી
ભાવિ તણો જ વિકાસ તે
નિયમવશ ઉત્ક્રાન્તિમા
મેળ હેતો છાજતો,
ઘટિતઘટનાયોગ એ
સગીત સ્વરસમ રાજતો.
સર્વ સ્થળમા વ્યાપિયુ
નિયમનુ સગીત એ,
મૂળ સ્વર એ ગીતનો
ઇચ્છા નિયતાની ખરે.
એક સ્વર જ પ્રધાન છે,
અન્ય તે સગે ગૂંથ્યા
તીવ્ર કોમળ રૂપ સહુ
મનના વિકારો નવનવા.
ગૂઢ છે કઈ યોજના
ભવ્ય એ સગીતની,
એક યોજક દિવ્ય ને
સગીતનાયક રહે બની.
દિવ્ય નાયક ગીતનો
સ્નેહવાત્સલ્યે ભર્યો,
ગીતને અનુમોદતો
સ્મૃતો રહે સદા તો ખરો.

[ ખ. ૩ શ્લો. ૭ થી ૧૦–૧૪, ૨૩ ]

(૬) પરમાત્માની ઇચ્છાને વશ થવું કે શરણ થવું એમ નહિ, પણ એની ઇચ્છા સાથે આપણી ઇચ્છા ભેળવવી એ મનુષ્યનો પરમ ધર્મ :

ઈશ—ઇચ્છા સંગમાં
ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી;
ઈશની ઇચ્છાતણા
સ્વરનોં સંગે મેળવું
મ્હારોં ઇચ્છાના સ્વરો;
સંગીત એ તો અવનવું. [ખં. ૩, શ્લો. ૩–૪]

૪. હવે આ કાવ્યનાં અવયવોની પરસ્પરઘટના તપાસીએ તો તેમાં બહુ સારું કળાવિધાન નજરે પડે છે. કરુણના ઉદ્‌ગાર અને જ્ઞાનનુ સમાધાન—એવા બે પરસ્પર અસંભિન્ન કૌશલ્યહીન વિભાગ નથી. પ્રકૃતિનાં ચિત્ર, કરુણના ઉદ્‌ગાર, મરનારના સ્મરણ, પ્રશ્નોના હૃદયમતિએ આપેલા ઉત્તર વગેરે તત્ત્વો એકબીજાં સાથે કુશળતાથી ભેળવવામાં આવ્યાં છે; કોઈ ભાગ અસાધારણ લંબાવવામા કે વિસારે પાડવામાં આવ્યો નથી. વિચાર કે છન્દની એકસરી નીરસતા ન થાય તે માટે, વચ્ચે શૃગાલ–સન્ધ્યાવતીનું આખ્યાન અને ભૈરવી ગરબી વગેરે રસિક અંશો દાખલ કર્યા છે—જે, એક સુંદરવાડીમાં ન્હાનાંમ્હોટાં વૃક્ષોની વચ્ચે રમણીય ટેકરી અને નિર્મળ ઝરણાંની માફક, સમગ્રની એકતાનો ભંગ કર્યા વગર હૃદયને આનન્દ આપે છે.

૫, છેવટે, એક સામાન્ય કાવ્ય તરીકે આ કૃતિમાં શું શું આકર્ષક છે તે જોઈ આ અવલોકન સમાપ્ત કરીએ:

(૧) તેમાં એક તો—કરુણ અને શાન્ત તથા ભક્તિરસની અદ્‌ભુત મિલાવટ—જે ઉપર બતાવી—એ આપણુ ધ્યાન ખેચે છે

(૨) પ્રકૃતિના સુદર દેખાવોનું યથોચિત વર્ણન એ એનુ બીજુ રમણીય તત્ત્વ છે. રા. નરસિંહરાવે પોતાનાં કાવ્યોમા મનુષ્યહૃદયના અમુક અમુક ભાવો બહુ સુદર રીતે પ્રકટ કર્યા છે. પણ એમની કવિ તરીકે વિશિષ્ટતા પ્રકૃતિના કવિ તરીકે અધિક છે, તેમા પણ વિશેષ અવલોકન કરતા જણાય છે કે—પ્રકૃતિના નવા નવા પ્રદેશો શોધી, એના નવા નવા રૂપો જોવા અને પ્રકટ કરવાં એ રા. નરસિંહરાવની કવિત્વશક્તિનુ લક્ષણ નથી. પ્રકૃતિના અમુક અમુક પ્રદેશ ઉપર જ એમની આખ ઠરે છે, પણ જ્યાં ઠરે છે ત્યા પૂર્ણ અને સાચા આનન્દથી ઠરે છે. એમના કાવ્યોમાં ઉષા સિન્ધુ—ચન્દ્રિકા–તારા–મેઘ વગેરેના વર્ણન વારવાર થતા વાચી કેટલાક વાચકોને કટાળો આવે છે, પણ તેઓને પ્રકૃતિના આ વિશિષ્ટ પદાર્થોમા મનુષ્યહૃદયને આનન્દ આપવાની જે અખૂટ અને સનાતન શક્તિ ભરી છે તેનો અનુભવ થયો હશે કે કેમ એ વિશે શકા ઊપજવા જેવુ છે અક્ષર આનન્દ આપનારા આ પ્રકૃતિના પદાર્થોમાંના કેટલાક સિન્ધુ-ઉષા–ચન્દ્રિકા–ઘન ખડ—આ કાવ્યમા પણ દર્શન દે છે પણ એનો ઉપયોગ આછો, રસને દબાવી ન દે એવો છે, બલ્કે, અત્રે આલેખેલા મનુષ્યહૃદયના સુન્દર અને ભવ્ય—આર્દ્ર અને ગભીર—ભાવોને વધારે રસિક બનાવવા માટે જોઈતી અનુરૂપ ભૂમિકા પૂરી પાડે છે.

(૩) રા. નરસિંહરાવની ભાષા—ઉત્તમ સસ્કૃત કવિની ભાષા છે. જેમને સસ્કૃત ભાષાનુ જ્ઞાન નથી તેમને એ ભાષા કૃત્રિમ લાગે એમા નવાઈ નહિ પણ સસ્કૃત સાથે પ્રેમ અને પરિચય ધરાવતા વાચકોને તો એમની શબ્દની પસદગી એવી યથાર્થ, રુચિર અને [illegible]વાળી લાગે છે કે એમના કાવ્યોમા અર્થ અને શબ્દ વચ્ચે [illegible] મનોહરતા કોની વધુ[illegible] એ એક પ્રશ્ન થઈ પડે છે. રા.

નરસિંહરાવનાં કાવ્યોમાં દરેક ભાવ, વિચાર, આકૃતિ, ક્રિયા અને ગુણ માટે એવો યથાર્થ શબ્દ પસંદ કરેલો જોવામાં આવે છે કે એ ઠેકાણે બીજો સૂચવતાં વાચકનું કોશજ્ઞાન કુંઠિત થાય છે. વળી જેવી શબ્દની પસંદગી છે તેવું જ મનોહર છંદ અને સંગીતનું માધુર્ય છે. છંદમાં ખંડહરિગીત અને ઉપજાતિ—વસન્તતિલકા આ કાવ્યમાં એમને ખાસ પ્રિય થએલા જોવામા આવે છે. સાદા તેમજ ગંભીર હૃદયના ભાવ અને સૃષ્ટિ દેખાવ સાદી રીતે વર્ણવવાને માટે આ વૃત્ત બહુ અનુકૂળ છે. પણ જ્યાં કલ્પનાને પરમ શિખરે પહોંચવાની જરૂર જણાઈ છે ત્યાં ઔચિત્ય-વિચાર-પુરઃસર ભૈરવીની યોજના કરી છે. એમાં ભક્તિ કરુણ અને વાત્સલ્ય કેવી આર્દ્રતાથી અને સુકુમારતાથી પ્રકટ થયા છે! સાંભળો:

મંગલ મન્દિર ખોલો, દયામય! મંગલ મન્દિર ખોલો!
જીવન વન અતિ વેગે વટાવ્યું, દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો, શિશુને ઉરમાં લ્યો, લ્યો.
દયામય! મંગલ મન્દિર ખોલો!
નામ મધુર તમ રટ્યો નિરન્તર, શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક, પ્રેમ—અમીરસ ઢોળો!
દયામય! મંગલ મંદિર ખોલો!

આપણે પણ આ છેલ્લા જ શબ્દોથી—પરજીવનની ઝાંખી કરતા કરતા—આ અવલોકન સમાપ્ત કરીએ અને છેવટે કઠોપનિષદ્‌ની ફળ-શ્રુતિ ઉચ્ચારીએ કે

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् ॥
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥

[ સ્મરણસંહિતાની પ્રસ્તાવના, સ. ૧૯૭

# કાવ્ય વિષે રવીન્દ્રનાથ*

ડૉ. ટાગોરના ભાષણમાંથી અમે તો બે રત્નો સંઘરી રાખ્યાં છે, એક રત્ન તો એમનું અણુયોજ્યું, માત્ર પ્રસંગવશાત્ ઉચ્ચારાઈ ગએલું કાવ્યનું લક્ષણ·

“ . to give a rhythmic expression to life on a colourful background of imagination.”

આટલા થોડા શબ્દોમાં 'કાવ્ય'નું સ્વરૂપ વધારે પૂર્ણરૂપે બતાવાએલું અમે જોયું નથી. આનું વિવરણ કરીએ (૧) કાવ્યનું શરીર જે શબ્દ તેમાં એક તો છન્દ જોઈએ. માત્રામેળ હો, અક્ષરમેળ હો વા કેવળ 'વૃત્તગન્ધિ × હો, અર્થાત્ જ્ઞાત, અજ્ઞાત, કોઈ પણ વૃત્તની છાયા હો.

* હિન્દુ યુનિવર્સિટીમાં ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું પદવીદાન સમારંભનું ભાષણ.

× આ વામનના કાવ્યાલંકારનો શબ્દ છે. વૃત્તનો જેમાં ગન્ધ સરખો પણ હોય તે 'વૃત્તગન્ધિ' સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓએ વૃત્ત બલ્કે વૃત્તની છાયા પણ કાવ્યમાં આવશ્યક માની નથી. કાવ્યના શરીરના પણ પદ્ય અને ગદ્ય બે જુદાં જુદાં રૂપ માન્યાં છે. આ પ્રસંગમાં “કાવ્ય એ બહારથી ઊગતું નથી, પણ આપમાંથી ઊગતું છે” એ પ્રસિદ્ધ અંગ્રેજી વાક્ય જનને યાદ આવે છે.

(૨) કાવ્યમાં **જીવનનો ઉચ્ચાર** હોવો જોઈએ. મૅથ્યુ આર્નોલ્ડે કાવ્યને જીવનની સમાલોચના યાને સારાસાર વિવેચનરૂપ ('criticism of life') કહ્યું છે એનાં પછીના અંગ્રેજ લેખકોનાં લખાણોમાં અસંખ્ય ચૂંથણાં થયાં છે, પણ એમાં એમને મૂળ એ લક્ષણમાં અપૂર્ણતા છે, પણ અયથાર્થતા નથી. પણ ડૉ. ટાગોરે તો કાવ્યને જીવનનું 'criticism' 'વિવેચન' નહિ પણ 'expression' 'ઉચ્ચારણ' કહ્યું છે એટલે એ આક્ષેપો એમના લક્ષણને લાગુ પડશે નહિ.

(૩) ત્રીજું કાવ્યની પશ્ચાદ્‌ભૂમિ યાને ચિત્રની પાછળની ભોંય—(background) **કલ્પનાના રંગથી** ભરપૂર હોવી જોઈએ—અર્થાત્ જે ભૂમિ, પટ કે દિવાલ ઉપર ચિત્ર દોરવામાં આવે તે કલ્પનાની રંગથી ભરેલી હોવી જોઈએ; અર્થાત્ realistic picture હોય, એટલે કે વાસ્તવિક જીવનનું ચિત્ર દોર્યું હોય તોપણ એ જીવનને કલ્પનાની સૃષ્ટિમાં બેસાડવું જોઈએ—તાત્પર્ય કે કલ્પનાની ભિત્તિ-કલ્પનાનું વાતાવરણ કાવ્યમાં આવશ્યક છે.

બીજું રત્ન સૃષ્ટિસૌન્દર્યની મનુષ્યજીવનને ઉન્નત બનાવવાની શક્તિ અને તેથી શિક્ષણમાં એનું સ્થાન એ વિષે બોલતાં ડૉ. ટાગોરે કાલિદાસના મેઘદૂતના વસ્તુ પરત્વે જે અપૂર્વ રહસ્યકલ્પના કરી છે એ રમણીય છે. એ કવિવર કહે છે કે યક્ષ—જે સૃષ્ટિસૌન્દર્યના રમ્ય પ્રદેશમાથી નીકળી સામાન્ય જનતાની ભૂમિમાં આવી પડ્યો છે એ એના દૂત મેઘને નદી નાળાં, ડુંગર, ખેતર આદિ ગ્રામજીવનનાં અને વનલીલાના અનેક દૃશ્યો ઉપર થંભાવે છે એ અકારણ નથી. કવિવર ટાગોરના સુન્દર શબ્દોમાં—

"Is it not significant that in this poem, the lover's errant fancy, in the quest of the beloved

who dwelt in the paradise of eternal beauty, lingered with a deliberate delay of enjoyment round every hill, stream, or forest over which it passed, watched the graceful dark eyes of the peasant girls welcoming the rain-laden clouds of June, listening to some village elder reciting under the banyan tree a wellknown love-legend that ever remained fresh with the tears and smiles of generations of simple hearts ?

[વસન્ત, વર્ષ ૩૪, અંક ૧, માઘ, સં ૧૯૮૧]

# સરસ્વતીચંદ્ર : પુરાણ*

## ૧. પ્રસ્તાવના

સ્વ૦ ગોવર્ધનરામભાઈને નિવાપાંજલિરૂપે ગૂજરાતના વિદ્વાનોની કલમથી લખાએલી એક લેખમાળા અર્પવાનો અમે જે સંકલ્પ કર્યો હતો તે આજ સિદ્ધ થયો જોઈ અમારૂં હૃદય અત્યન્ત સન્તોષ પામે છે.

આ 'પુરુષોત્તમ માસ'માં પુરુષોત્તમસ્વરૂપ ગોવર્ધનરામજીના ગુણાનુવાદ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો એમા અણધાર્યું ઔચિત્ય છે. સ્વ૦ ગોવર્ધનરામજીને પુરુષોત્તમ સ્વરૂપ કહેવાથી પરમાત્માની નિરવધિ મહત્તાની અમે અવગણના કરતા નથી; બલ્કે એ મહત્તા અમને એવી નિરવધિ પ્રતીત થાય છે કે કોઈ પણ મંગળ ગુણ પરમાત્મા શિવાય અન્યનો હોઈ શકે એમ અમે કલ્પી જ શકતા નથી. આવી સમઝણથી સ્વ૦ ગોવર્ધનરામના મંગળ ગુણોમાં અમે પરમાત્માની જ વિભૂતિનુ દર્શન કરીએ છીએ, અને અમારા મિત્રોની મદદથી પુરુષોત્તમ માસમાં એ વિભૂતિનુ અભિજ્ઞાન કરવાનો અમારા વાચકોને અમે એક પ્રસંગ આપી શકીએ છીએ—એ વિચારી અમને હર્ષ થાય છે.

વાચક સહજ જોઈ લેશે કે આ લેખમાળામાં ગૂજરાતના સારા સારા લેખકોએ—અમારૂં આમંત્રણ સ્વીકારીને—ભાગ લીધો છે. તેઓ

---

* સાક્ષરશ્રી ગોવર્ધનરામના મૃત્યુ પછી નીકળેલા ખાસ અંક 'ગોવર્ધનઅંક'ની પ્રસ્તાવના અને પૂર્ણાહુતિના લેખો. સં.

સર્વ પ્રતિષ્ઠિત લેખકો હોવા ઉપરાત સ્વ૦ ગોવર્ધનભાઈ સાથે જુદી જુદી રીતનો સબન્ધ ધરાવનારા છે, અને તેથી તેઓ એમના જીવન વિષે વિવિધ દૃષ્ટિબિન્દુના નિરૂપણ કરવાને અધિકારી છે.

સ્વ ગોવર્ધનરામભાઈ જેવા જ્યેષ્ઠ બન્ધુ પ્રતિ પોતાનો પ્રેમ અને આદર દર્શાવવાની ગૂજરાતના વિદ્વાનોની ઇચ્છા હોય તે સ્વાભાવિક છે. પણ તેથી આજકાલના વ્યવસાયના સમયમા ગમે તેમ કરી ફુરસદ કાઢી આમન્ત્રણાનુસાર જેઓએ લેખ લખી મોકલ્યા તેઓનો ઉપકાર માનવાની અમારી ફરજ ઓછી થતી નથી. જે થોડાએક વિદ્વાનો અનિવાર્ય કારણને લીધે અમારૂ આમન્ત્રણ સ્વીકારી શક્યા નથી તેઓએ પણ આ ઉપક્રમને જય ઇચ્છયો છે. એ સર્વ સકળની શુભ સહાયતા અને શુભ ઇચ્છા માટે ઉપકાર માની—આ લેખમાળા અમે અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ.

## ૨ પૂર્ણાહુતિ

* * *

સ્વ ગોવર્ધનરામના જીવનને લગતા વિવિધ સ્મરણો, તે દ્વારા થતુ એમના અન્તરાત્માનુ સ્વરૂપદર્શન, તથા એમના ન્હાના મ્હોટા લેખોનુ સામાન્ય અવલોકન—જે જુદા જુદા દૃષ્ટિબિન્દુના લેખકો તરફથી અત્રે પ્રકટ કરવામા આવ્યા છે—તેમા આ પ્રસગે અમે બહુ ઉમેરો કરી શકીએ એમ નથી સ્વ. ગોવર્ધનરામ એવા ઋજુ અને [1]ઉત્તાન હૃદયના હતા કે એક વખતે કુટુમ્બના એક માણસે કહેલી વાત બીજા માણસને કહેવાઈ જવાથી કુટુમ્બકલેશનો પ્રસગ ઉપજવા જેવુ થએલુ, અને તે વખતે જ્યારે રહસ્યરક્ષણની બાબતમાં એમની સ્હામે ફરિયાદ ઉઠાવવામા આવી ત્યારે એમણે જવાબ આપ્યો કે "તમારે જે વાત છાની રાખવી હોય તે મને ન કહેવી." આ સ્વભાવના કારણથી સ્વ ગોવર્ધનરામને મુખેથી એક વાત અનેક જનોના સાભળવામા આવતી, અને તેથી એમના સ્મરણોમા

૧ ચત્તા દિલના, ખુલ્લા મનના.

નવીન કહેવાનો અવકાશ થોડો રહે છે. વળી, એમનું જીવનચરિત્ર એવું એકાન્તતઃ વિશુદ્ધ છે કે મલિન પડો ભેદી એની પાર રહેલા કોઈક શુદ્ધ સત્ત્વનું ભાન કરાવવાનો શ્રમ લેવાની જરૂર પડતી નથી. માત્ર એમના 'સાક્ષરદેહ'—સંબન્ધી એક વિસ્તીર્ણ અને રહસ્યચિન્તક લેખ લખવાનો જ્યારે જોઈએ ત્યારે પુષ્કળ અવકાશ રહે છે. પણ તે લખવાનો ઉપક્રમ બહુ ભારે થઈ પડે—અને વિશેષમાં, આ અંક લગભગ દોઢસો પાનાંનો થવા આવ્યો છે એટલે સ્થળની મર્યાદા પણ આડી આવે છે. છતાં માત્ર પુરોહિતનું કાર્ય કરી બેસી રહેવુ અક્ષન્તવ્ય ગણાશે એમ સમઝી, અત્રે સમાપ્તિમાં થોડુંક ઉમેરવુ અમે આવશ્યક ધારીએ છીએ.

સ્વ. ગોવર્ધનરામનું પ્રથમ દર્શન આ લેખકને *ઇ.સ. ૧૮૮૧માં ભાવનગર રેલ્વે ઊઘડી તે પ્રસંગે થએલા આરંભ વખતે થયું હતું. મ્હારી બાર વર્ષની ઉમરે, તે પણ માત્ર કોઈકની સાથે સાથે જ જવા રૂપે, થએલા સમાગમનુ મને આજ એટલુ જ સ્મરણ છે કે તે વખતે રા. ગોવર્ધનભાઈ બહુ સાદી અને કરકસરી રીતે રહેતા, અને એમને મળીને અમે બહાર નીકળ્યા ત્યારે અમારી સાથેના કોઈ કે મશ્કરીમાં ટીકા કરી 'ગોવર્ધનભાઈ ઇશ્વરની શોધમા છે!' આ જૂજ દેખાતી હકીકત હુ એટલા માટે નોંધુ છું કે તે કાળનો એમનો માનસિક વ્યવસાય કેવો ઉત્કટ હશે કે જેથી સામાન્ય જનોને પણ એમના હૃદયના મન્થનનો ધ્વનિ સંભળાએલો, એ આથી જણાઈ આવે છે; એટલું જ નહિ પણ રા. રણજિતરામે અન્યત્ર જે એક અંગ્રેજી કવિતા ઊતારી છે તેની સાથે આનો સમય મળતો આવી, આ વખતના રા. ગોવર્ધનરામના વિચારની દિશા સમઝાય છે.

---

* આ વગેરે સાલો અત્યારે જેવી યાદ આવે છે તેવી મૂકી છે. કદાચ એમાં થોડોઘણો ફેરફાર હશે, પણ તે નક્કી કરવાનાં અત્રે બહાર ગામમાં સાધન હાજર નથી એટલે થોડીઘણી ભૂલ સહી લેવા વાચકને વિનતિ છે.

પણ ઈશ્વર છે કે નહિ એ પ્રશ્ને, આ સમય પછી લાંબો વખત રા ગોવર્ધનરામનુ મન મથ્યુ હોય એમ લાગતું નથી. ઇ સ. ૧૮૮૭ મા 'સરસ્વતીચન્દ્ર'નો પહેલો ભાગ બહાર પડ્યો તેની પ્રસ્તાવનામા રા ગોવર્ધનરામ લખે છે કે—

"આ ગ્રન્થમા એકથી વધારે કથાઓની ફુલગુથણી છે . ... ઈશ્વરની લીલાનુ સદર્શે ચિત્ર આપવુ એ જ પ્રયાસ છે .......

"વાર્તાનો સમય છેક સમીપનો અને પ્રદેશ આપણી ગુર્જર વસ્તીનો ગણેલો છે એટલે, હજી સુધી આપણા કાનમા વાગતા ભૂત દશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો, અને ભવિષ્યકાળમા વિદ્યાની થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના પર પડતી પ્રતિચ્છાયાઃ—એ સર્વનું મિશ્રણ કરવાથી શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે એવી કલ્પના છે"

આમ, ઈશ્વરનો પ્રશ્ન પતી જઈ, દેશોદ્ધારનો પ્રશ્ન મુખ્ય થઈ પડ્યો છે.

'શાસ્ત્રીય દેશોદ્ધારક'—એમા 'શાસ્ત્રીય' એ વિશેષણ બહુ મુદ્દાનુ છે, અને એનું તાત્પર્ય એક બીજા પ્રસગની વાર્તાથી ઠીક સમજાશે. આ સમયથી બે વર્ષ પહેલા એટલે કે ઇ સ. ૧૮૮૫ ના અરસામા રા ગોવર્ધનરામે મુબઈની પ્રસિદ્ધ 'હિન્દુ યુનિયન ક્લબ'-મા સસારસુધારા ઉપર એક ભાષણ આપ્યુ હતું, મિ કાશીનાથ તેલગ પ્રમુખસ્થાને હતા, અને ભાષણ ઉપર સભામા બહુ કટુ વાદ-વિવાદ ચાલ્યો હતો રા ગોવર્ધનરામને મિ. તેલગ માટે બહુ માન હતું. અને તેથી તેમણે મિ. તેલગને ભાષણ ઉપર કાઈક લેખી ટીકા કરવા કહ્યુ હતું. તે વખતે મિ. તેલગના પોતાના કે રા ગોવર્ધન-ભાઈના હસ્તાક્ષરમા પેન્સિલથી કરેલી નોધ ગોવર્ધનભાઈના જૂના કાગળોમા મે જોઈ હતી એમ મને કઈક સ્મરણ છે એ નિબન્ધમા વિધવાવિવાહનો પ્રશ્ન ચર્ચતા રા ગોવર્ધનભાઈએ કહ્યુ હતુ કે સમસ્ત હિન્દુ જનસમાજના મર્માગ્રહનુ શાસ્ત્રીય અવલોકન કર્યા વિના

કયી સંસ્થા લાભકારક છે અને કયી નહિ એ વિષે અભિપ્રાય બાંધવો અને તદનુસાર આપણા સાંસારિક રિવાજોમાં ઉથલપાથલ કરવી એ જોખમભરેલું છે. આ વિરુદ્ધ મિ. તેલંગે એવી નોંધ કરી હતી કે આ પ્રશ્ન 'Equity and Justice'—એટલે કે ન્યાયનો છે: સ્ત્રીને વિધવા થયા પછી ફરી પરણવાનો હક છે કે નહિ, ફરી પરણવું કે કેમ તે વિષે નિર્ણય કરવાની એક મનુષ્ય તરીકે એને સ્વતન્ત્રતા છે કે નહિ, એ પ્રશ્ન છે; અને એ પ્રશ્નનો જવાબ પણ ખુલ્લો છે. અર્થાત્ રા. ગોવર્ધનરામે એક હર્બર્ટ સ્પેન્સરના અનુયાયીની માફક, 'Social efficiency'ને ધોરણ બાંધી તે વડે નિર્ણય ઉપર આવવાનુ ઠરાવ્યુ હતું; અને મિ. તેલંગનુ દૃષ્ટિબિન્દુ મિલના સ્વતન્ત્રતા અને હકના સિદ્ધાન્તની રીતિથી બધાયું હતુ. મિ તેલંગે કરેલી ટીકા રા. ગોવર્ધનરામે મને વચાવી તે વખતની એમની શાન્ત પ્રસન્ન અને ઉદાર મુખમુદ્રા મને અત્યારે યાદ આવે છે. 'સુધારા'ના હિમાયતી કે પ્રતિપક્ષી આવા વિષયોની વાતચીત થતા જે જુસ્સા અને આગ્રહથી બોલે છે તેમાંનું રા ગોવર્ધનરામમા કદી પણ જોવામાં ન આવતુ. અને મિ. તેલગની ટીકાથી પોતાના વિચાર ફર્યા ન હતા એ પ્રસિદ્ધ છે, છતા સ્હામા પક્ષની એ ટીકા વચાવતાં પણ એમના મુખ ઉપર હર્ષ અને આદરની જ વૃત્તિઓ પ્રસરતી એ જોઈ મને એ મહાન પુરુષની ઉદારતા માટે બહુ માન ઊપજ્યુ.

હવે પ્રસંગોપાત રા. ગોવર્ધનરામના 'સુધારા'સંબન્ધી વિચારનું અવલોકન કરીએ તો એમા પદ્ધતિની 'શાસ્ત્રીયતા' એ તે પહેલાંના ગૂજરાતના સુધારકોથી એમને જુદા પાડી આપનાર મુખ્ય લક્ષણ જણાય છે. પહેલાંના સુધારકો જુસ્સાદાર, લાગણીવાળા, પણ સ્થૂલ અને સાદી રીતિએ નિર્ણય કરનારા હતા, એ પદ્ધતિમાં રહેલું અવિચારીપણુ રા. મણિલાલની માફક ગોવર્ધનરામને પણ પ્રતીત થયુ હતું; પણ બંનેએ આ મહાપ્રશ્નનો નિર્ણય પોતપોતાની જ રીતે

કર્યો છે. રા. મણિલાલે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ લીધેલી સુપ્રસિદ્ધ છે. રા. ગોવર્ધનરામે કવિની ભાવનાના વિવિધ રગથી રગાએલો હિન્દુસસાર કેવો દીપે છે એ બતાવી, એ ભાવનાને લક્ષ્યરૂપે સૂચવી, એ મનોહરદ્વીપ તરફ 'સુધારા'નુ સુકાન ફેરવવા ઉપદેશ કર્યો છે. રા. ગોવર્ધનરામના પોતાના જ શબ્દો એમની પદ્ધતિનું સારૂ ભાન કરાવી શકશે.

'સરસ્વતીચદ્ર'—ત્રીજા ભાગ—ની પ્રસ્તાવનામા એ લખે છે કે–

"To the artist the world is not so much a mass of errors as a prospect of beauty, even where it errs; and he can simply propose to his own soul to enlarge the vistas which he is picturing, only with a view to add to the beauty, and not to the logic, of his work. As the Athenian believed, his beauty carries a silent logic more potent than reason and her quarrelsome ways."

રાજકીય વિષયમા રા. ગોવર્ધનરામ રાનડે અને તેલગના દૃષ્ટિબિન્દુએ જોનારા હતા. અર્થાત્ અગ્રેજો તરફ શત્રુબુદ્ધિ રાખવી એ એમને સ્વદેશાભિમાનની કસોટી ન હતી, એટલુ જ નહિ પણ અગ્રેજના રાજ્યદ્વારા હિન્દુસ્તાન ઉદ્ધારને માર્ગે ચઢે છે એમ તેઓ ખરા દિલથી માનતા 'સરસ્વતીચન્દ્ર'ના ચોથા ભાગમા એક સ્થળે એમણે નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા છે —

"આનુ છતા મ્હારો બન્ધુ હનૂમાન ત્હારા આ શત્રુઓને વિશે મ્હારા જેટલો જ જાગૃત રહે છે તે જો. દુષ્કાળ અને વ્યાધિઓને કાળે એની ચિન્તાઓનુ, ઉજાગરાનુ અને શ્રમનુ, સૂક્ષ્મ અવલોકન તુ કરીશ તો તને દયા આવ્યા વિના નહી રહે. વળી પેલા પશ્ચિમ દેશમા રહી હનૂમાનને રામને નામે આજ્ઞાઓ કરે તો તને

વિષયે જાગૃત રહેવાને માટે હુ હાલ, એ દેશમાં ફર્યાં કરું છું, કપિ-લોકનાં હૃદયને જાગૃત કરું છુ, ને તારાની પોતાની ધર્મબુદ્ધિનું ને દયાનું પ્રોત્સાહન કરું છું.[1] ત્હારાં બાળકને મ્હેં આ દેશમાં આ જ કાર્યને માટે આકર્ષવા માંડ્યા છે તે તુ જાણે છે ?[2]

"પૂર્વ દેશ—જ્યાં તુ અમારાથી વિયુક્ત થઈ આજ રોતી સુતી છે—એ આર્યોના પૂર્વ દેશમા પણ વર્તમાનપત્રો, કોન્ગ્રેસના સમાજ અને એવે અનેક રૂપે મારી જાગૃતિની છાયાઓ સ્થળે સ્થળે ફરવા લાગી છે અને તે પણ હનૂમાનની ઈચ્છાથી જ થયુ છે તે શું તુ નથી જાણતી ? એ હનૂમાનનો અને સુગ્રીવનો સયોગ કરાવી વાલી લોક પાસે જ ત્હારી પ્રજાને હનૂમાનના અમાત્યયૂથમા મ્હેં અધિકાર અપાવ્યો[3] છે તેથી જ તે અમાત્યોને અનેક પ્રશ્નો[4] પુછી ત્હારા પુત્રો તેમને ઉંચા નીચા કરે છે એ પણ મ્હારી જ છાયા છે માટે પાપ-ચાલી ધૈર્ય રાખ ને આશ્વાસન પામ."

[5]કોન્ગ્રેસમાં રા. ગોવર્ધનરામ પોતાના શરીરને ઘટતા ઉત્સાહથી, પણ હૃદયને શોભતા પ્રેમપૂર્વક, ભાગ લેતા. અને એમના નિવૃત્તિ-કાળમાં પણ તેઓ હિન્દુસ્થાનની આ વિષયની પ્રવૃત્તિ સબન્ધી સઘળી હકીકત પ્રતિદિન બહુ કાળજીથી વાચતા તથા લક્ષ્યમાં રાખતા. પણ રા. ગોવર્ધનરામનો સ્વભાવ કદી પણ પારકાના દોષ કાઢવામા

---

૧. "ઇગ્લાંડમાં હિદુસ્થાનને વિષયે જ્ઞાન અને સમભાવ ઉત્પન્ન કરવા ઈંડિયન કમીટી વગેરેના યત્નો વડે.

૨. આ દેશના દેશીઓ ઈંગ્લાંડમાં અને પાર્લમેન્ટમાં કેવળ દેશકલ્યાણને ઉદ્દેશી જવા લાગ્યા છે તે વિષયનો આ ધ્વનિ છે.

૩. નવા કાઉન્સીલ એક્ટથી. ૪. ઈન્ટર્પેલેશન-પ્રશ્નો.

૫. હિદુસ્થાનના ગવર્નર જનરલ લોર્ડ ડફરીનની સૂચનાથી ઈંગ્રેજ મહાશયોએ કોન્ગ્રેસની સ્થાપના કરી છે તે વિષયનો વિસ્તાર મદ્રાસમાં છપાએલા 'Indian Politics'ના મિ. ડબ્લ્યુ. સી. બેનર્જીએ લખેલી પ્રસ્તાવનામાં આપેલો છે.

કૃતકૃત્ય માનવાનો ન હતો, અને તેથી દેશી રાજ્યોમા આપણું હિત આપણી મેળે સાધવાની જે અનુકૂલતા છે, તેનો લાભ લેવા તેઓ 'સરસ્વતીચદ્ર'મા સવિસ્તર ઉપદેશ કરે છે. તોડવા કરતાં ચણવા ઉપર ગ ગોવર્ધનગમને અધિક પ્રેમ હતો અને તેથી મિ. ગનડેએ ચણવા માડેલી એક સુન્દર ઇમારત—'સાર્વજનિક સભા' —મિ તિલકે પોતાના દુષ્ટ આગ્રહથી તોડી પાડી એમ કહી, એ ખાતે તેઓ ઘણીવાર ખેદ દર્શાવતા, અને પ્રસગોપાત્ત અત્રે કહી લેવુ જોઈએ કે આવી બાબતમા એમની શાન્ત મુખમુદ્રા પણ શુભ ક્રોધની છાયાથી છવાતી

'સાર્વજનિક સભા'નુ નામ મને એમના દક્ષિણી મિત્રોનું સ્મરણ કરાવે છે. મને લાગે છે કે થોડાક જ દક્ષિણીઓ જેટલી પ્રીતિથી કોઈ પણ ગૂજરાતી તરફ જોતા હશે તેટલી પ્રીતિથી ગોવર્ધનગમ એમના દક્ષિણી બધુઓ તરફ જોતા રા ગોવર્ધનરામને એ વર્ગ માટે બહુ માન હતું, જો કે એના દોષો એમનાથી અજાણ્યા ન હતા ગૂજરાત અને દક્ષિણના ગુણદોષના ભેદ સબન્ધી રા. ગોવર્ધનરામે એમના શરૂઆતના કવિત્વકાળમા એક બહુ રમુજી કાવ્ય લખ્યુ છે—અને રમુજી સ્વરથી, રમુજી ગાવાની ઢબથી, અને રમુજી દેખાવ સાથે તે મને સભળાવેલું: એ પ્રસગ મારા નેત્ર આગળથી ખસતો નથી. એ કાવ્ય 'વસત'મા પ્રસિદ્ધ કરવુ કે કેમ એ વિશે વિચાર કરતા, એની બાળપણને છાજતી વિનોદી શૈલી અને કેટલાક વાકયોને લીધે તેમ કરવુ અમને તે વખતે ઉચિત લાગ્યુ નહિ. પણ હુ ધારુ છુ, કે હવે એ કાવ્ય પ્રસિદ્ધ કરવામા કાંઈ બાધ હોવો ન જોઈએ

મિ. રાનડે માટે ગ ગોવર્ધનભાઈને બહુ પૂજ્ય બુદ્ધિ હતી. મિ ચદાવરકર, મિ. ખરે, તથા મિ. ચાબલ માટે મિત્રભાવ ધરાવતા —પણ એમના સ્નેહાર્દ્ર હૃદયના ઊમળકા તો સ્વ મહાત્મા ગોખલે, એમના ભાઈ ગણપતરાવ ગોખલે, તથા મિ મહાદેવ ચિમનાજી આપ્ટે

એમના ઉપર જ વારવાર નીકળતા જોયા છે. મ્હોટા ગોખલેનો તો રા. ગોવર્ધનરામને કૉલેજમાંથી જ પરિચય હતો પણ ઉપર ગણાવેલા ત્રણે જનોમાં એમના હૃદયને ખાસ પ્રેમપાશમાં બાંધનારો ગુણ તેઓનો સ્વાર્થત્યાગ અને પરોપકાર હતો. મિ. મહાદેવ ચિમણાજી આપ્ટેએ પોતાના સર્વસ્વનુ—સઘળી માલમિલ્કતનું—સ્વામિત્વ ત્યજી, સંન્યાસ લઈ, આનન્દાશ્રમ બાંધ્યો —એ કથા રા. ગોવર્ધનરામ બહુ સાનન્દાશ્ચર્યથી કહેતા. મિ. રાનડે અને મિ તેલગ માટે એમને અસાધારણ માન હતું; પણ એ બેમા પણ મિ. તેલગ તરફ તો માન સાથે સ્નેહની લાગણી પણ ખરી, કારણ કે મિ. તેલગ સાથે એમણે વધારે વર્ષો કાઢ્યા હતાં, તેમ જ બંનેની બુદ્ધિના બંધારણમાં પણ કેટલુંક સામ્ય હતું.

અત્યાર સુધી દક્ષિણી મિત્રોની વાત થતી હોવાથી, ગૂજરાતી અને અન્ય કોમના મિત્રો વિષે હજી સુધી મ્હેં કંઈ કહ્યું નથી. પણ વસ્તુતઃ મને લાગે છે કે અભ્યાસના સમયમાં સ્વ હરિરામ ભટ્ટ (જેઓ સંસ્કૃતના સારા વિદ્વાન હતા, અને કચ્છમા મૂંઝારો થઈને એકાએક ગુજરી ગયા) સિવાય કોઈ પણ ગુજરાતી મિત્ર તરફ એમનુ હૃદય બહુ ધસ્યું હોય એમ લાગતું નથી. એમના અન્ય કોમના મિત્રોમાં અથવા તો માનપાત્ર જનોમાં મુખ્ય સર ફિરોજશાહ મહેતા એ અનિર્વાચ્ય અનુભવગમ્ય મહિમાવાળા મહાપુરુષમાં જે અદ્ભુત ગુણો છે તેની રા. ગોવર્ધનરામને પૂર્ણ કદર હતી. દેશી રાજ્યના રાજ્યતન્ત્રીઓમા દિવાન બહાદુર મણિભાઈ જસભાઈ તથા હરિદાસ વિહારીદાસ માટે એમને સારૂં માન હતુ; અને ભાવનગરના દિવાન સ્વ સામળદાસ—જેમના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે પોતે કામ કર્યું હતુ—તેમના ગુણોનુ પણ કેટલીક વાર એ વર્ણન કરતા.

ઉપરની મિત્રો અને માનપાત્ર જનોની ગણતરીમા, રા. મનસુખરામનું નામ અમે ગણાવ્યું નથી—તે જાણી જોઈને જ. એમનો સબન્ધ રા. ગોવર્ધનરામ સાથે સૌથી જુદો જ તરેહનો હતો.

રા ગોવર્ધનરામના ‘ઉર’નુ તાત્ત્વિક સ્વરૂપ બહારની કોઈ શક્તિથી નિર્માયુ ન હતુ, તથાપિ એ સ્વરૂપને ‘લક્ષ્ય’ની ભૂમિકામાં આવવાની અનુકૂલતા આપનાર, તેને અનુભવ અને વિચારનો બહોળો પ્રદેશ કરી આપનાર, ‘ઉરમાળી’ તો રા. મન સુખરામ જ. એ ‘ઉરમાળી’ સાથેના સહવાસની આખ્યાયિકાઓ કોઈ સ્થળે નોધાઈ રહી હશે કે કેમ એ અમે જાણુતા નથી પણ નોધાઈ હશે તો આ બે વિદ્યાભક્તોની પરસ્પર માનભરી વાતચીતમાથી ભવિષ્યમા ઘણુ જાણુવા જેવુ મળશે ગ ગોવર્ધનરામનો પ્રાચીન ભારત ઉપરનો પ્રેમ, એની સસ્થાઓનુ રહસ્ય સમજવાનો આગ્રહ, અને યોગવાસિષ્ઠની દૃષ્ટિએ જગત્ જોવાની રીતિ—એ રા મન સુખરામમાથી ઘણે અશે આવેલા એમ અનુમાન કરવુ ખોટુ નથી પણ સ્વતન્ત્ર બુદ્ધિશાલી ગ ગોવર્ધનભાઈ સર્વાંગે ગ. રા મન સુખરામના અનુયાયી નહોતા પોતે ભક્તિસપ્રદાયમા જન્મ્યા હતા, તથા ખગ પ્રેમથી અગ્રેજી કેળવણીનો સંસ્કાર પામ્યા હતા, અને વળી કલ્પના ઊડાવવામા એમની બુદ્ધિ સ્વભાવથી જ નીડર હતી—તેથી ભક્તિમાર્ગ, હર્બર્ટ સ્પેન્સર અને માયાદ્વૈત એ સર્વનુ વિલક્ષણ મિશ્રણ—અને સકર કહો યા ઘટના કહો—તે આપણે ‘લક્ષ્ય હૃદય’ સિદ્ધાન્તમા જોઇએ છીએ. રા ગોવર્ધનરામની બુદ્ધિ લક્ષ્યને અવગણુતી નહતી, પણ એમનુ હૃદય તો સદા અલક્ષ્યને માટે જ તલસતુ હતુ, અને તદનુસાર એમના જીવનમા વૈરાગ્યભાવના વિશેષ પ્રવેશ પામેલી હતી.

ગ ગોવર્ધનરામનુ અમર નામ એમના ‘લક્ષ્યાલક્ષ્ય’ના સિદ્ધાન્ત ઉપર, કે એમણે અગ્રેજીમા લખી રાખેલા ‘Philosophy of Consumption’ નામના એક વિચિત્ર નિબન્ધ ઉપર, કે એમણે હમણાં હમણાંના આદરેલા અભ્યાસ ઉપર (એ અભ્યાસ ફળ પર્યન્ત પહોંચ્યો હોત તોપણ) બન્યુ રહે એમ અમને લાગતુ નથી. સ્વ. ગોવર્ધનરામની ઉજ્જ્વળ કીર્તિ તો ‘સરસ્વતીચન્દ્ર’ ઉપર જ ધ્યાનની માનદ રહ્યા કરશે, અને તેમા પણ એમના સ્ત્રીપાત્રો

ઉપર: એમ અમારી કલ્પના જાય છે. આપણા સ્વદેશી બન્ધુઓને પશ્ચિમના મહાન પુરુષો સાથે તો કેમ જ સરખાવાય, એવો આપણી વર્તમાન અધમ દશાથી ઉત્પન્ન થએલી પરદેશપૂજાથી જન્મ પામેલો, સંકોચ છોડી—કહેવું જોઈએ કે સ્વ. ગોવર્ધનરામની 'કુમુદ' શેક્સ્પિયર અને ડેન્ટીનાં ઉત્તમ સ્ત્રીપાત્ર સાથે જરા પણ અતિપ્રશંસા વિના મૂકી શકાય એમ છે. 'સરસ્વતીચન્દ્ર'ને નવલકથા કહેવી કે નહિ એ શબ્દપ્રયોગનો પ્રશ્ન છે. નવલકથાના બંધારણના આજ પર્યંત અંગ્રેજી સાહિત્યમાં જે નિયમો પ્રચલિત છે તે સર્વથા અર્થહીન છે એમ કહેવાનું તાત્પર્ય નથી. પણ કથાની આકૃતિમા જ નવલકથાની સઘળી ખૂબી સમાઈ રહે છે એ વાત કબૂલ થાય તેવી નથી. જગતની એક જ પ્રજા—અંગ્રેજ કે ગ્રીક જ—સાહિત્યના જે નમુના આપે તેમાંથી જ રસશાસ્ત્રના નિયમ બંધાય એમ માનવું એ તો બુદ્ધિનુ પારતન્ત્ર્ય છે. એ પારતન્ત્ર્યમાંથી મુક્ત રહી, 'સરસ્વતીચન્દ્ર'ની કિંમત આંકવામાં આવે તો અમને લાગે છે કે એ કિંમત ઘણી ઊંચી થાય. 'સરસ્વતીચન્દ્ર' એ અર્વાચીન સમયના હિન્દુસ્તાનના સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો 'આકર-ગ્રન્થ' છે. હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એની પ્રસ્તાવના લખાઈ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાત—"કલિકાલમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયુ નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમઝાવવા માટે પ્રાકૃત ભાષામાં આ 'સરસ્વતીચન્દ્ર *પુરાણ' રચ્યું."

---

* 'પુરાણ'—શબ્દ કોઈને મશ્કરી જેવો લાગશે; અમને નથી લાગતો—બલ્કે પુરાણમાં જ અમને પ્રાચીન શાન્તનો ખરો મહિમા દેખાય છે. અને તેથી અમને આ વિશેષણ વડે 'સરસ્વતીચન્દ્ર'નું ગૌરવ કરતાં સંકોચ આવતો નથી.

પણ આ આવો બોધક ગ્રન્થ છે એટલાથી જ કેટલાકને ખાસ અસન્તોષ થશે. પણ જેઓને મનોહર સ્ત્રીપુરુષોના હાવભાવ કે સુખદુ:ખની કહાણીથી જ સન્તોષ પામવો હોય તેને આજકાલ નવલકથાની અને નાટકોની ક્યા ખોટ છે કે એ વર્ગનો આ ગ્રન્થ નથી એમ કહી નિસાસો મૂકવાનુ કારણ હોય ? રા. ગોવર્ધનરામ કહે છે કે "સુદર થવુ એ સ્ત્રીનુ તેમ જ નવલકથાનુ લક્ષ્ય છે, પરતુ એ લક્ષ્યની સપત્તિ તે માત્ર કોઈ ગુરુતર લક્ષ્ય પામવાનુ પગથિયુ છે— એ પગથિયે ચ્હડીને પછી ત્યા અટકવાથી ચ્હડવુ નકામુ થાય છે, હાનિકારક થાય છે." અને એ ધોરણ 'સરસ્વતીચન્દ્ર'ની પરીક્ષા કરતી વખતે લક્ષ્યમા રાખવાનુ છે

પણ આ સ્થળ 'સરસ્વતીચન્દ્ર'ના ગુણદોષ તપાસવાનુ નથી. માત્ર એ ગ્રન્થ ઉપર થતા બે મ્હોટા આક્ષેપ સબન્ધી રા ગોવર્ધનરામનો ખુલાસો જાણવા જોગ હોવાથી એ જણાવી આ લેખ અમે સમાપ્ત કરીશુ

એક વખત રેલ્વે મુસાફરીમા રા ગોવર્ધનભાઈ સાથે એક ગ્રેજ્યુએટ ગૃહસ્થ હતા તેમણે 'સરસ્વતીચન્દ્ર'ની ભાષા કઠિણ છે અને તે ગરાવી પણ સમઝાય એવી સરળ હોવી જોઈએ એ ટીકા બહુ સુન્દર રૂપમા આ પ્રમાણે કરી —

"ગોવર્ધનભાઈ! આપે તો અમારા ઘરમા કજિયો દાખલ કર્યો!"

રા ગોવર્ધનભાઈએ પૂછ્યુ—"કેમ ?"

પેલા ગૃહસ્થે ખુલાસો કર્યો—

"અમારા બૈરા 'સરસ્વતીચન્દ્ર'માના શબ્દોના અર્થ અમને પૂછપૂછ કરે છે. અમારે એમની સાથે વાચવા બેસવુ પડે છે અને કોઈક વખત તો અમને પણ એ શબ્દોના અર્થ આવડતા નથી અને ડિક્ષનેરી જોવા પડે છે, ત્યારે અમારી બૈરા આગળ આબરૂ જાય છે "

રા ગોવર્ધનરામે એમના હમેશના સ્મિતપૂર્વક જવાબ વાળ્યો —

"હુ આ સાભળીને બે રીતે ખુશી થયો. તમારા બૈરા સાથે તમારે વાચવા બેસવુ પડે એ એક ખુશીની વાત. અને ડિક્ષનેરી

ઉત્રાડવી પડતી હશે તો તેથી તમારો પણ અભ્યાસ વધતો હશે—એ બીજી ખુશીની વાત."

સરસ્વતીચન્દ્ર છેવટે કુસુમને પરણી જાય છે એથી ઘણા રસિક હૃદયોને ધક્કો લાગ્યો છે અને અમે પણ એ સમ્બન્ધમા રા. ગોવર્ધનરામની કૃતિને નિર્દોષ માનીએ છીએ એમ નથી. તથાપિ એ વિષે એટલું જણાવીએ છીએ કે રા. ગોવર્ધનરામ અને મિ. ગિડુમલ વચ્ચે આ સબંધી પત્રવ્યવહાર ચાલેલો, એ વાંચવા જેવો છે. મિ. દયારામે સિન્ધીમાં એક નવલકથા રચી છે વા રચવા માડી છે અને તેમા 'સરસ્વતીચન્દ્ર' માંથી 'મધુરી'—એ નામ લીધુ છે. એ બાબતમાંથી એ પત્રવ્યવહાર શરૂ થયો હતો. એમા રા. ગોવર્ધનરામે પોતાનાં કારણો સબળ રીતે દર્શાવ્યા છે; તેમ 'સરસ્વતીચન્દ્ર' માં પણ આ પ્રશ્નનુ સમાધાન કરવાનો કવિએ પોતે યત્ન કર્યો છે

પણ રા. ગોવર્ધનરામનો એક બચાવ હુ અત્રે નોધવા જેવો ગણુ છુ: રા. ગોવર્ધનરામે એક વખત આ ચર્ચાને અગે મને પૂછ્યું હતુ કે "સરસ્વતીચન્દ્ર કુસુમને પરણ્યો ન હોત તો કુમુદ અને સરસ્વતીચન્દ્ર, શુદ્ધ પ્રેમથી પણ, એકઠાં શા રીતે રહેત ?*" આ પ્રશ્ન સાથે હું એક પ્રશ્ન મારા તરફથી પણ ઉમેરૂં છુ કે— 'સરસ્વતીચન્દ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો ભગવી ચૂંદડીએ ગોભની 'મધુરી મૈયા' માં મૂર્તિમન્ત થતુ સ્ત્રીનુ માહાત્મ્ય—પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર સ્ત્રીનું દૈવી લક્ષણ—શા રીતે પ્રત્યક્ષ કરાત ? અને શું નારીપ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મ્હોટામાં મ્હોટો પ્રશ્ન નથી ?"

[ વસન્ત : વર્ષ ૬, અક ૩, ચૈત્ર, સં ૧૯૬૩ ]

---

* વિધવાવિવાહ તો રસિક દષ્ટિએ જોતાં નિર્વિવાદ રીતે દૂરાપાસ્ત હતો: અને નાયક કે નાયિકાના મરણમાં પર્યવસાન ન લાવવુ એમ મ્હારૂ પણ કહેવું હતુ: એટલે આ બે માર્ગ બ ધ હતા.

## ‘સરસ્વતીચન્દ્ર’નો ઉપસંહાર

ગ. ચન્દ્રશંકરે ‘સરસ્વતીચંદ્રના બે ગિરિશૃંગો’ ઉપર જે ચર્ચા કરી હતી તે આ અંકમા અન્યત્ર પ્રસિદ્ધ થઈ છે, એમાંનું બીજુ ‘ગિરિશૃંગ’—માત્ર ત્રણ શબ્દનું ઊર્મિકાવ્ય “ઘેલી મ્હારી કુસુમ!” એને હુ એમા રહેલી વ્યંજનાને કારણે હમેશા ઉત્તમ કવિની પ્રતિભારૂપે પૂજતો આવ્યો છું અને તેથી શ્રીયુત કનૈયાલાલ મુનશીએ એને ‘inartistic’ કહ્યુ છે એમ સાંભળી મને આશ્ચર્ય થયુ શ્રી. મુનશીના ‘Gujarat and its Literature’ નામના કર્તાની બુદ્ધિના પ્રભાવ અને વેગથી ભર્યાં પુસ્તકની મ્હે પ્રરોચના લખી તે પહેલા એ પુસ્તક હું ઉપરઉપરથી જોઈ ગયો હતો, પરતુ બહુ બારીકાઈથી નહિ—અને તેથી ગ. ચન્દ્રશંકરનો આક્ષેપ કેટલો યથાર્થ છે એ પુસ્તક જોઈ નક્કી કરવાનું મ્હે મુલતવી રાખ્યુ હતુ. આજ શ્રીયુત મુનશીનુ પુસ્તક જોયુ, અને જોઈને ગળે થયો કે શ્રી મુનશીએ શ્રી ચન્દ્રશંકર માને છે તેવુ કહ્યુ નથી. શ્રી મુનશી લખે છે “ The end is inartistic in the extreme” એ વાક્યોથી શ્રી ચન્દ્રશંકર ભ્રાન્તિમા પડ્યા છે વસ્તુત. શ્રી મુનશીની ટીકા “ઘેલી મ્હારી કુસુમ” એ અન્તિમ વાક્ય ઉપર નથી, પણ સામાન્ય રીતે ‘સરસ્વતીચંદ્ર ’ની વાર્તાનો અન્ત અર્થાત્ ચતુર્થ ભાગ અને તેમા અન્તે સરસ્વતીચન્દ્રનુ કુમુદને ન પરણવુ એ ઉપર છે ઉપરના વાક્ય પછી તુરત પછીનુ વાક્ય “The only

relieving feature is a short living picture of Chandrakant's domestic life" એથી સ્પષ્ટ જણાય છે કે રા. મુનશી ચોથા ભાગના છેલ્લા વાક્ય વિષે ટીકા કરતા નથી, પણ ચોથા ભાગનાં ઉપસંહારનાં પ્રકરણ વિષે જ બોલે છે. શ્રી મુનશીના અસંતોષનું બીજ અમને એમની પોતાની સ્વભાવસિદ્ધ realistic રુચિ અને સાહિત્યકૃતિના સ્વરૂપમાં દેખાય છે, એમા બીજો ઉમેરો સંસારસુધારાના વિચારે પણ કર્યો હશે, કારણ કે એમણે એ જ પૃષ્ઠને આરંભે લખ્યુ છે કે " The lovers swear eternal love and companionship but decide not to marry, evidently for no better reason than that Kusum is a widow. " (અહીં 'eternal' અને 'for no better reason' એ શબ્દો સખ્ત ટીકાના કટાક્ષથી ભરેલા છે. )

હુ પણ માનુ છું કે વિધવાવિવાહ સ્ત્રી પુરુષ વચ્ચે ન્યાય ખાતર, તેમજ મનુષ્યની નિર્બળતાની વ્યાવહારિક દૃષ્ટિએ, ઇષ્ટ છે; અને સંસારસુધારાનો 'propagandist' પ્રચાર માટે નવલકથા લખતો હોય તો તેને એના નાયકનાયિકાને વિધવાવિવાહથી જોડવાનો હક છે. પણ શુદ્ધ કવિએ શું કરવુ જોઈએ ! હું તો નિ:સંદેહ માનુ છું કે— લગ્નની ભાવના સાથે વિધવાવિવાહ કે વિધુરવિવાહ બેમાંથી એકે સંગત નથી—અને સરસ્વતીચંદ્ર અને કુમુદ પરણ્યા હોત તો એ ઉપસંહાર પ્રમાદધન અને કુમુદ વચ્ચે થએલા લગ્નાભાસની દૃષ્ટિએ ક્ષન્તવ્ય થાત, પણ રસની દૃષ્ટિએ તો એમાં રસક્ષતિ જ આવત.

આ કારણથી હું શ્રીયુત મુનશીની ટીકામા સમત થતો નથી— મ્હારા અને એમનાં સાહિત્ય સંબન્ધી દૃષ્ટિબિન્દુઓ જુદાં છે. એ સાહિત્યના વિષયમાં 'realistic' (ભાવનાવાદી નહિ, પણ મૂર્તવાદી) છે, અને એમની કૃતિઓમા પણ જે સરસાઈ છે તે મનુષ્યવ્યક્તિઓનાં ગુણદોષ લોહી માસ મજ્જાદિક સપ્તધાતુઓની મનુષ્યવ્યક્તિ ચીતરીને એમાં પ્રત્યક્ષ કરાવવામાં રહેલી છે. પરંતુ વસ્તુત: 'realistic'

અને ‘idealiste’ (મૂર્ત અને ભાવનાત્મક) ગ઼ા મુનશી–રમણલાલ, અને ગોવર્ધનરામ–ન્હાનાલાલ, બન્ને વર્ગની કૃતિઓનો આસ્વાદ લેવો અશક્ય નથી, માત્ર જુદા જુદા દૃષ્ટિબિન્દુથી એ બે વર્ગને અવલોકવા જોઈએ, અને મનુષ્યહૃદય એવું વિશાળ છે કે એમાં બન્ને રસવૃત્તિ સમાઈ શકે છે

ગ઼ા ચન્દ્રશંકર અન્તભાગનો જે બચાવ કરે છે તે સ્વતન્ત્ર રસવૃત્તિની કસોટીથી નહિ, પણ હિન્દુજનસમાજના લોકમત અને લોકલાગણી ધ્યાનમાં લઈ સ્વ ગોવર્ધનરામને અમુક મધ્યમ માર્ગ લેવો પડ્યો એવી સગવડ અને અગતિકતાની દલીલ આગળ ધરીને. અને તે માટે સ્વ ગોવર્ધનરામને ‘realistic’ પણ કહી દે છે સ્વ. ગોવર્ધનરામ એમના વ્યવહારમાં ‘realistic’ હતા કે નહિ એ વાત સાથે આપણે લેવાદેવા નથી તેમ સ્વ દયારામ ગિડુમલ અને સ્વ ગોવર્ધનરામ વચ્ચે આ અન્તભાગ વિષે પત્રવ્યવહાર ચાલેલો એનાથી ગ઼. ચન્દ્રશંકર છક થઈ ગયા છે તે થવાનો પણ એમને અધિકાર છે. અમે તો માનીએ છીએ કે એ પત્રવ્યવહારમાં ગ઼. ગોવર્ધનરામે પોતાના બચાવમાં ગમે તે દલીલ કરી હોય તે સાથે પણ આપણે સમ્બન્ધ નથી, કારણ કે કવિ પોતાની કૃતિ જગત આગળ મૂકે પછી એના ઉપર કવિનો હક રહેતો નથી, જગત એ કૃતિને નિહાળવાને અને એને એનો અર્થ કરવાને સ્વતન્ત્ર છે. અત્યારે એ પત્રવ્યવહાર અમારી પાસે નથી, પણ સ્મરણ આવે છે કે અમે જ્યારે એ વાચેલો ત્યારે અમને થએલું કે સાદા રસના પ્રશ્ન ઉપર અતી મગજ અને શાહી કાગળનું વધારે પડતું ખર્ચ થયું છે

તે માટે હવે એ પત્રવ્યવહાર બાજુ પર રાખી અમે કહીએ છીએ કે, “લોકમેરકે લોકાપવાદને કારણ ન આપવું એ શક્તિસંરક્ષણનું વાણ્યાખું છે સુધારકો અણસમજથી આપત્તિઓને આમન્ત્રે છે” ઈત્યાદિ ગ઼ ચન્દ્રશંકરની સગવડ અને વસ્તુસ્થિતિની દલીલ અમારા હૃદયને સ્પર્શતી નથી. અમે તો સ્પષ્ટ રસદૃષ્ટિએ જ આ પ્રશ્ન

વિચારીએ છીએ અને એ દૃષ્ટિએ ગોવર્ધનરામની કૃતિની પૂર્ણ કદર-કરીએ છીએ. રા ચન્દ્રશંકરે કરેલી ક્ષન્તવ્યતાની દલીલમાં અમે ભળીશું નહિ—અને રા. ચન્દ્રશંકરને અમે એટલું જ પૂછીશું કે 'વિધવાવિવાહ' એ હિન્દુજનસમાજમા નિન્દ્ય છે અને તેથી સ્વ. ગોવર્ધનરામે કુમુદ અને સરસ્વતીચંદ્રના લગ્ન ન કર્યાં, તો શુ 'લગ્નમાં બ્રહ્મચર્ય' એ હિન્દુજનસમાજમાં ઇષ્ટ કે શક્ય મનાય છે?

કવિ જ્યાંથી વસ્તુ છોડી દે ત્યાંથી જ વાચકે પણ છોડી દેવી જોઈએ. 'કલ્યાણગ્રામ'ની યોજના કુસુમ અને સરસ્વતીચન્દ્રના લગ્નથી સબળ થશે કે કેમ એ વિચારવાનું કામ આપણું નથી. કુસુમ અને સરસ્વતીચન્દ્રના પછીના જીવન માટે તો હુ કુસુમ કહે છે તેજ ખરૂ માનુ છું કે— "મ્હારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. મ્હરા શરીરમા માંહ્ય શું છે તે હુ જાણુતી નથી તેમ મ્હારા હૃદયમાં કેવી નાડીઓ છે તે પણ જાણુતી નથી" કોણ કહી શકશે કે કુસુમ આગળ ઉપર 'ઘેલી' નહિ જ થાય? અને કુસુમની સરસ્વતીચન્દ્રની અને કુમુદની કથા લબાઈને, કરુણાન્ત થાય અને કોઈ કવિ એની ભવ્ય 'tragedy' (કરૂણાન્ત મહાકથા) રચે તો શું અશક્ય છે? અમને તો આ કથામાં આટલે સુધી સ્ત્રી–કુમુદનું જીવન્ત દેહે દિવ્યરૂપે સ્વર્ગારોહણ, અને પુરુષ–સરસ્વતીચન્દ્રનુ કરુણ મનુષ્યજીવન પ્રત્યક્ષ થાય છે.

હવે શ્રીયુત મુનશીનો 'સરસ્વતીચન્દ્ર'ની સામાન્ય કદરનાં સંબન્ધમા એટલું કહીશું કે 'form'ની દૃષ્ટિએ ભલે 'સરસ્વતીચન્દ્ર 'inartistic' ઠરે, પણ નવલકથાની કદરમા 'form' એ જ એક વસ્તુ છે? જગતનાં કેટલાં બધાં નાટકો અને નવલકથાઓ અને મહાકાવ્યો એના 'form'ની દૃષ્ટિએ ન જોવાતા એનાં અનેક બીજાં તત્ત્વોના કારણથી ઉત્તમ કોટિમાં ગણાયાં છે?

[વસન્ત : વર્ષ ૩૫. અંક ૭, શ્રાવણ–આશ્વિન, સં. ૧૯૯૨]

# ‘સુદર્શનગદ્યાવલિ’ની પ્રસ્તાવના

કોઈ પણ ગ્રન્થની પ્રસ્તાવના લખવાનો એક મુખ્ય હેતુ એ હોય છે કે—વાચકને અમુક દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત કરી આપવુ, જ્યા ઊભા રહીને દૃષ્ટિ નાખવાથી સમસ્ત પ્રદેશ એકાકાર અને યથાસ્થિત જોઈ શકાય

આ કાર્ય બે રીતે થઈ શકે, ગ્રન્થકારના ગ્રન્થમાથી સામાન્ય વિચારસૂત્ર તારવી આપીને, અગર તો ગ્રન્થકારનો જીવનવૃત્તાન્ત આલેખીને

આમાની પ્રથમ પદ્ધતિએ કરવાનું કામ મ્હે, યથાશક્તિ, મણિલાલના દેહત્યાગ પછી તુરત જ કર્યું હતુ, અને ‘A man may once say a thing as he would have it said, he cannot say it twice’ એ મતલબની મિ. જૉન મોર્લિએ એક સ્થળે ટાકેલી ગ્રીક ઉક્તિને માન આપી, તે કામ ફરી આદરતા હુ અટકુ છુ

બીજી પદ્ધતિ—જે જીવનવૃત્તાન્ત આલેખવાની, તે માટે જોઈતા સાધનો હજી પૂરા મેળવાયા નથી, અને જે થોડાઘણા ઉપલબ્ધ છે તે હજી ઉપયોગમા લઈ શકાય એવી સ્થિતિમા નથી તથાપિ, મણિલાલના કેળવણીકાળની થોડીક હકીકત—જે જાણવાજોગ જણાઈ તે—જેવી મળી તેવી—એમની એક જયન્તીને પ્રસગે જે મ્હારે કહી હતી, અને એમની કેળવણીનો એમના ગ્રન્થો સાથેનો [illegible] સમ્બન્ધ પણ તે જ પ્રસગે મ્હે બતાવ્યો હતો.

પૂર્વોક્ત બન્ને લેખ આ પુસ્તકમાં+ દાખલ કર્યા છે, અને હું આશા રાખું છું કે શબ્દાન્તરથી કરેલી પુનરુક્તિ કરતાં મુદ્રણાન્તરથી કરેલી આ પુનરુક્તિ વધારે ક્ષમ્ય ગણાશે.

જળની શોધમા ફરતા તૃષિત પાન્થ આગળ અમુક જળાશયના ગુણ વર્ણવવા બેસવુ તે કરતાં એ જળાશય તરફ અંગુલિનિર્દેશ કરવો એ વધારે ઇષ્ટ છે; તથાપિ છેલ્લા સાઠ વર્ષનો આપણા સાહિત્યનો ઇતિહાસ વિલોકતા એટલો ઉદ્ગાર કાઢ્યા વિના રહેવાતુ નથી કે ખરેખર આપણી ભૂમિ ઉપર પ્રભુની મહેર છે! આ સમયનો આપણો સાહિત્યપ્રદેશ પૂર્વભાગ કરતાં ઉત્તરભાગમા જરા પણ ઓછો રસાળ નથી. આપણે આપણી વાટમાં નર્મદ અને નવલરામરૂપી જે જળાશયો પાછળ મૂકયા તે કરતા ગોવર્ધનરામ અને મણિલાલનાં જળ કાંઈ ઓછાં મનોહર નથી. આ ચારમા જો નર્મદનો જળધોધ સૌથી વધારે વેગ અને જુસ્સાવાળો હતો અને નવલરામનુ શાન્ત તળાવ વધારે નિર્મળ હતુ—તો મનુષ્યબુદ્ધિ અને હૃદયના અસખ્ય તરંગોથી છવાએલો ગોવર્ધનરામનો 'મીઠો મહેરામણ' સૌથી વધારે વિશાળ અને ગંભીર, અને મણિલાલની મહાનદી આડાઅવળાં વહેતા અનેક ન્હાનાં ઝરણાને પોતામાં ખેચી લઈ આસપાસના ખેતરોને વધારે ફળદ્રુપ કરતી જોવામાં આવે છે.

મણિલાલના સાક્ષરજીવનનુ આ સ્વરૂપ 'પ્રિયવદા' અને 'સુદર્શન' આ એમના લેખમા બહુ સારી રીતે પ્રકટ થાય છે. 'સુધારા'નાં જે જે વ્હેણ એમને ઉદ્દેશવિનાનાં કે સુન્દર વનસ્પતિને ઊખેડી નાખે એવી વિનાશકારક રીતે વ્હેતાં લાગ્યા તેમને, પ્રાચીન મૂળમાથી વ્હેતી આવતી અદ્વૈત મહાનદીમા ભેળવી લઈ, એમના બળને સીધે માર્ગે ઊતાર્યુ અને કાંઠે આવેલાં ખેતરોને એ વધારે ઉપકારક થાય એવી પ્રવૃત્તિ આરંભી.

---

+આ પુસ્તકમાં પણ. સં.

ગ્રૅજ્યુએટ થઈને આપણું પ્રથમ કર્તવ્ય, માત્ર મ્હોટા ગ્રન્થો રચીને, આપણી બુદ્ધિના કોઈ કોઈ વખતના વિલાસોથી કે હૃદયના ઊભરાઓથી જગતને ચકિત કરવામા રહેલુ નથી, પણ આપણા દેશને આપણુ સાક્ષરજીવન સતત અર્પી દેવુ, અને એની ન્હાની ન્હાની સેવા કરવા પણ દિનપ્રતિદિન તત્પર રહેવુ એમા જ સમાએલુ છે, આવી સમઝણથી આપણા અજ્ઞાન ભાઇઓને–તેમા પણ વિશેષ કરી સ્ત્રીવર્ગને—કેળવવા મણિલાલે ‘પ્રિયવદા’ પત્ર શરૂ કર્યું. પ્રથમ સ્ત્રીકેળવણીમા ધર્મનુ પ્રાધાન્ય આવશ્યક જણાવાથી, અને પછી એ જ ધર્મ ઉપર પુરુષનુ વ્યવહારતન્ત્ર પણ રચાવુ જોઈએ એમ લાગવાથી, મણિલાલની પ્રવૃત્તિ સ્ત્રી–પુરુષ ઉભય વર્ગને અનુકૂળ થઈ, ‘પ્રિયવદા’નુ ‘સુદર્શન’મા રૂપાન્તર થયુ, અને આ અદ્વૈત-ચક્રપ્રવર્તન એમના મરણપર્યન્ત પૂર્ણ જુસ્સાથી, દૃઢ નિશ્ચયથી અને એકનિષ્ઠાથી ચાલ્યુ.

પણ મણિલાલનું અદ્વૈત તે રસભર્યો મધપૂડો છે, ખાલી ખોખુ નથી, તેથી ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય એમ ચાર ચાર વિષયમા એમણે પોતાની પ્રવૃત્તિ ગોઠવી છે, અને એને અંગે એમણે અર્થઘન અને સ્વમુદ્રાંકિત વાક્યવિન્યાસથી ઝળકતા અનેક સમર્થ લેખો લખ્યા છે

‘પ્રિયવદા’ અને ‘સુદર્શન’મા વિખરાએલા પડેલા એ સર્વ લેખ એકઠા કરી ગૂજરાતી વાચક આગળ અત્યારે ફરી રજુ કરવામા આવે છે—એ શુભ પ્રયાસનો સર્વે ધન્યવાદ મણિલાલના અનુજ રા રા માધવલાલ નભુભાઈને, “કૈટન્ય” નામ ધરાવનાર એક સાહિત્યપ્રેમી મુનિજનને અને એમની પ્રેરણાથી સર્વભાર આનંદપૂર્વક ઉપાડી લેનાર આ ગદ્યાવલિના પ્રકાશક ગૃહસ્થો—રા રા હિંમતલાલ [illegible] પંડ્યા અને રા રા. પ્રાણશંકર ગીરીશંકર—એઓને ઘટે છે.

[ તા. ૧૮ જુલાઈ, ૧૯૦૯ ]

## 'સુદર્શન'ના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક

"The fountains of divine philosophy
Feld not his thirsting lips and all of great,
Or good, or lovely, which the sacred past
In truth or fable consecrates he felt
And knew." —*Shelley*

"All greatness is formative" —*Goethe*

"मनस्वी कार्यार्थी न गणयति दु:ख न च सुखम्"—भर्तृहरिः

"વૃદ્ધિ, ઉન્નતિ એને અર્થે ઉચિત છે વિશ્વક્રમમાં વિનાશ એવું કાંઈ છે જ નહિ. વસ્તુ માત્ર રૂપાન્તર લેતી જ ચાલી જાય છે. અને મરણ એ રૂપાન્તર કરી આપનાર એક મુકામ વિશ્વરચનામાં ઠરાવેલો છે."—રા રા. મણિલાલ નભુભાઈ

"રસિકડાં નવ કરશો કોઈ શોક." —નર્મદ

"The world of scholars will deeply mourn the sad death of professor *manilal N. Dvivedi.* India, which in ages past, was the envied land of philosophers and poets, is, at present, sadly wanting in men who have made the pursuit of truth their sole and all absorbing end in life. She is rich in politi-

"ગગને આજ, પ્રેમની ઝલક છાઈરે, ગગને આજ—પ્રેમની૦
પૃથિવી રહી છવાઈ,
પરવતો રહ્યા નાહી, સચરાચરે ભરાઈરે—ગગને૦ ૧
ભૂત ને ભવિષ્ય ગયા,
વર્તમાન સર્વ થયા, એકમા અનેક રહ્યા રે—ગગને૦ ૨

એ આત્માને ભૂત અને ભવિષ્ય મટી જઈ સર્વ વર્તમાન થઈ રહ્યું ! સકલ વિશ્વમા દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર થયો ! એમ સમઝી હૃદયનું સમાધાન કરવુ,—એમના વિશાળ અને ગભીર સિદ્ધાન્તોનુ મનન એ જ એમના આત્માનું ઉત્તમોત્તમ સ્મરણ છે, એમ માની એમણે કરેલો "ધર્મ—ગૃહ—રાજ્ય—અને સાહિત્ય—એમના સ્વરૂપ અને સબધનો વિચાર" ટુકામા વિચારી જવો,—એટલું જ કર્તવ્ય રહ્યુ છે.

(૧) ધર્મ એ મનુષ્યના આત્માનુ ઊંડામા ઊડુ રહસ્ય છે, અને એના ઉપર એની સર્વ પ્રવૃત્તિનો આધાર છે ધર્મ સારો તો પ્રવૃત્તિ સારી, એટલે પ્રવૃત્તિ સિદ્ધ કરવા માટે, અને તે દ્વારા ગૃહમંડલના ગૃહ–રાજ્ય વગેરે સર્વ અંગોને આરોગ્ય અને બલ અર્પવા માટે ધર્મની પરિશુદ્ધિ કરવાની જરૂર છે આ પરિશુદ્ધિનુ મુખ્ય સાધન પ્રાચીન આર્યાવર્તમા પ્રવર્તતી અદ્વૈતભાવના છે. આ અદ્વૈતભાવના—જે 'વેદાન્ત' નામે ઓળખાય છે તે—કેવલ 'શુષ્ક તર્કજાલ' રૂપ ન હોતા, પ્રેમ (Love) અને કર્તવ્ય (Duty)ના મનોહર સ્તમ્ભ ઉપર રચાએલી ઇમારત છે. 'પ્રેમજીવન', 'અભેદોર્મિ', 'અભ્યાસ', 'પ્રાચીન અને અર્વાચીન વેદાન્ત', 'શ્રીમદ્ ભગવદ્ગીતાનો વેદાન્ત' ઇત્યાદિ અનેકાનેક લેખો આ સિદ્ધાન્તના પ્રતિપાદક છે, છતાં રા. રા. મણિલાલભાઈ શુષ્ક તર્કજાલના પણ સાગ અભ્યાસી હતા, એ એમનાં 'શ્રીમદ્ ભગવદ્ગીતા', 'સિદ્ધાન્તસાર' વગેરે જોતા સ્પષ્ટ પ્રતીત થાય છે. ધર્મથી નીતિને જુદી પાડી, નીતિના પાયા ઉપર સર્વ વ્યવહાર રચવાનો પ્રયત્ન કેટલાક વિદ્વાનો કરે છે, પણ તે પ્રયત્ન

અશાસ્ત્રીય અને વૃથા છે, એમ રા. રા. મણિલાલ વારંવાર કહે છે. "અમે એમ સ્પષ્ટ રીતે માનીએ છીએ કે ધર્મ સંબંધી કોઈ પણ નિશ્ચય વિના એટલે કે જીવિતના ઉદ્દેશનો નિર્ણય થયા વિના નીતિની રચના સંભવિત નથી. ધર્મવિહીનનીતિ મનુષ્યને એકઉપયોગી યંત્ર કરતાં વધારે સારૂ બનાવી શકે એ શંકાવાળુ છે." નીતિના વિષયમાં 'Smiles-Character'ને આધારે 'ચારિત્ર' નામનો એમણે ગ્રન્થ રચ્યો છે—જે મનન કરવા યોગ્ય છે. ધર્મના વિશેષ સ્વરૂપ માટે રા. રા. મણિલાલ 'અધિકારભેદની' વ્યવસ્થા માનતા અર્થાત્ સર્વ ધર્મના સ્વરૂપો અદ્વૈતભાવનાએ પહોચવાનાં પગથીઆં છે એમ એ પ્રતિપાદન કરતા. પ્રાચીન ધર્મ ઉપર રુચિ ઊપજાવવા માટે રા. રા. મણિલાલે એક જાણવા જેવું સાધન વાપર્યું હતું, જેનુ પ્રયોજન સિદ્ધ થતા એમણે એ દૂર કરી દીધું આ સાધન તે રા. રા. મણિલાલનો 'પ્રાણવિનિમય' નામનો ગ્રન્થ હતો. 'પ્રાચીન' તેટલું વ્હેમનું ભરેલુ એવો સામાન્ય પ્રવાદ કેળવાએલા જનોમા એક વખત પ્રવર્તતો, તેને મેસ્મેરિઝમ ('પ્રાણ-વિનિમય') ના પ્રયોગો કરી એમણે ખોટો પાડ્યો. પણ પ્રાકૃતજનો માટે 'પ્રાણુવિનિમય' ની લાલસા ભયકર છે, એમ નિશ્ચય કરી પાછળથી એમનુ સમસ્ત જીવન એમણે 'રાજયોગ' ની સેવામાં ગાળ્યુ. ક્ષુદ્ર આત્માઓના કેટલાક અનુભવ પછી, 'સિદ્ધિઓ' ઉપર એ વિદ્વાનને એવો તિરસ્કાર ઊપજ્યો હતો કે 'પ્રાણવિનિમય' નું પુસ્તક પુનઃ પ્રસિદ્ધ ન કરવુ એવો પાછળથી એમનો નિશ્ચય હતો. જાતિભેદની બાબતમાં રા. મણિલાલ મધ્યમમાર્ગી હતા. 'જ્ઞાતિચ્છેદનલ્લેન કિમ્' એ પંક્તિનો ઉપયોગ કરી, અર્વાચીન હિંદુસ્થાનમાં પડેલી અસખ્ય નાતજાતના ભેદ તરફ પોતાનો તિરસ્કાર દર્શાવતા. 'ગુજરાતના બ્રાહ્મણો' એ નામના એક લઘુલેખમાં બ્રાહ્મણ જ્ઞાતિઓના એકીકરણ તરફ રા. રા. મણિલાલનો યત્ન છે. આ સાથે 'વર્ણસંકર'ની એ તદ્દન વિરુદ્ધ હતા—એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર ભેદ એ આવશ્યક માનતા.

બસ છે આ ઉપરાત ‘પ્રેમજીવન’, ‘અભેદોર્મિ’ તથા ‘સુદર્શન’માં વખતોવખત પ્રસિદ્ધ થતા એમના કાવ્યો ‘સ્વાનુભવરસિકતા’ના અપ્રતિમ ઉદાહરણો છે ઉન્નત અને પ્રબલ રસતરંગોથી ઊભરાતા એ કાવ્યો ગુર્જર પ્રજાને મુખે અનેક વર્ષો પર્યન્ત રહેશે એમ લાગે છે.

“Thoughts that inspire and mould our inner life,
Strengthen to bravely bear amid world-strife,
And one large Hope, full-orb'd as summer sun,
That souls shall surely meet when Life is won.

× × × ×

So round thy memory we our thanks entwine
Men are the better for these songs of thine”

સાહિત્યના વિષયમા એમની છેલ્લી કૃતિ ‘નૃસિંહાવતાર’ અથવા ‘પ્રહ્લાદાખ્યાન’ કરીને છે—જે પ્રસિદ્ધ થવી બાકી છે ગદ્યમાં ‘ગુલાબસિંહ’ પણ સ્મરણ રાખવા લાયક ગ્રન્થ છે. નવલકથાના ગ્રન્થ તરીકે કદાચિત્ ‘ઝનોની’ જેનુ ‘ગુલાબસિંહ’ અનુકરણ છે તે પ્રથમ વર્ગમા ન મૂકી શકાય, તો પણ એના કેટલાક પેરેગ્રાફોમા જે જીવન ભર્યું છે તે વાચનારને સચેત કર્યા વિના રહે એવુ નથી. શૈલી પણ અપૂર્વ, ઉદાત્ત અને ઓજસ્વાણી છે કાવ્યના અવલોકનકાર તરીકે રા રા. મણિલાલનુ સ્થાન બહુ સૂક્ષ્મતાથી નક્કી કરવાનુ છે. આ વિષયમા એમના સામાન્ય સૂત્રો ‘ત્રિકાલાબાધ’ છે ખરા અંતઃકરણથી આપણા અદ્વૈત વેદાન્તનો ઝંડો ઊપાડનાર આ વિદ્વાન કદાચિત્ ફિલિએનિટિ વા પાશ્ચાત્ય વિચારનો જેમા ઝાંખો ઝાંખો પણ આભાસ થતો લાગે એવા કાવ્યોમા આસ્વાદ ન લઈ શકે એ સ્વાભાવિક છે. વળી આ સાથે એ પણ સ્મરણમા રાખવાનુ છે કે કેટલાક જનોને બાહ્ય સૃષ્ટિદ્વારા પરમાત્માનુ દર્શન થાય છે તો કેટલાકને આન્તર જગતદ્વારા થાય છે. એ બે પક્ષમા રા. મણિલાલનુ વલણ બીજા પક્ષ તરફ હતુ. અને તેથી એમના કાવ્યોમાં

'સૃષ્ટિસૌંદર્ય' થોડું આવતું, અને એમના કાવ્યત્વના ધોરણમાં પણ વિચારને અધિક પદ મળતું. આથી કાવ્ય કરતા વિચારના અવલોકનકાર તરીકે રા. ગ. મણિલાલ વધરે ઉચ્ચ સ્થાન ભોગવે છે. અને આ બાબતમાં એમની બરાબરી કરનાર આપણને કદાચ એક કરતાં વધારે લેખક મળી શકે એમ લાગતુ નથી 'કવિ દલપતરામ તથા નર્મદાશંકર' ઉપરનો એમનો આર્ટિકલ, અમુક આન્તર તત્ત્વો લઈ તે વડે બહારના સ્વરૂપનો ખુલાસો કરવાની અવલોકનપદ્ધતિનું ઉત્તમ દષ્ટાન્ત છે. તથા 'ગુજરાતના લેખકો' એ મથાળા નીચે લખાએલો આર્ટિકલ એમની વિશાળતા અને વિચારશીલતાનો હંમેશનો પુરાવો છે. આ શિવાય રા. મણિલાલની અવલોકનશક્તિનો એક ભવ્ય નમુનો—જે 'ધર્મ'ના વિષયમા પણ લઈ શકાય—તે પ્રાચીન કાળથી આરંભી આજ પર્યન્ત ભરતખંડના વિચારપ્રવાહના ઇતિહાસ રૂપે લખાયેલો 'સિદ્ધાન્તસાર' નામનો ગ્રન્થ છે—જે એમના દશેક વર્ષ ઉપરના મંદવાડ સમયે—"ફલના આધારરૂપ વૃક્ષનો ભંગ થવાનો સંભવ દેખી" રચાયો હતો. આ ગ્રન્થમાં ભાષાનો ચમત્કાર એવો છે કે તે દ્વારા, પ્રાચીન ભરતખંડનું પ્રત્યક્ષ દર્શન લેતી ગ્રન્થકર્તાની પ્રતિભા અનાયાસે વાચકના આત્મામાં સંક્રાન્ત થાય છે, અને આરંભમા મૂકેલી અને નીચે ફરી એક વાર ટાંકેલી શેલીની પંક્તિઓને રા. ગ. મણિલાલને સંબંધે પ્રયોજવાનુ મન થઈ આવે છે.

"The fountains of divine philosophy,
Fled not his thirsting lips and all of great
Or good or lovely, which the sacred past
In truth or fable consecrates, he felt
And knew.

He felt!—એમાં જ રા. રા. મણિલાલનો અનન્ય સાધારણ પ્રભાવ છે.

वालकादपि। अन्यत्तृणमिव त्याज्यमप्युक्त पद्मजन्मना ॥ * એ વસિષ્ઠ-વાક્ય ગ. ગ. મણિલાલનો 'ઈમિટેશન ઑફ શંકરને' આરંભે સ્વીકારેલો સિદ્ધાન્ત છે હાલ જે નીતિ પ્રવર્તે છે તેનુ આખો મીચી અનુસરણ કરવુ વા સામાન્ય બુદ્ધિમા જે આવે તે શાસ્ત્રીય વિચાર કર્યા વિના ગ્રહણ કરી લેવુ એ એમને સર્વથા અનિષ્ટ છે, અને આ વલણને લીધે એમણે નીતિના આચાર કરતા નીતિના વિચાર ઉપર ગૂજરાતનુ અધિક લક્ષ્ય ખેચ્યુ છે, એમ બતાવીને—અને તે યથાર્થ રીતે જ—કે વિચાર હશે તો આચાર આવશે પાછળના વખતમા 'કર્મ કરતા કરતા અધિકાર પ્રાપ્ત થાય છે,' એ સિદ્ધાન્ત ઉપર એમણે વિશેષ ભાર મૂક્યો પણ ઊડી દૃષ્ટિએ તપાસતા આ બે સિદ્ધાન્ત વચ્ચે વિરોધ નથી અને વિરોધ માનીએ તોપણ, અને તત્ત્વજ્ઞાનનો દૂર ઉપયોગ જોતા પાછળના સિદ્ધાન્તમા કેટલુક સત્ય ભાસે છે તો પણ, એટલુ તો ખરૂ જ કે ગ. મણિલાલની મહત્તા એમના પૂર્વના સિદ્ધાન્તમાજ રહેલી છે ગૂજરાતમા અતિ 'પ્રાચીનો' જેને કર્મ કહે છે, તે તો અનેક વર્ષો સુધી થયા, હવે સમય વિચારનો, તત્ત્વજ્ઞાનનો છે, અને અધિકારભેદ, કર્મ અને વિચાર, વચ્ચે નથી પણ વિચારમા જુદા જુદા સ્વરૂપો—ખરી ભક્તિ, ખરૂ જ્ઞાન વગેરે—વચ્ચે છે હવે 'ગૃહ'ના વિષયમા આ શાસ્ત્રીયતાની શી અસર થઈ છે તે જોઈએ ધર્મના વિષયમા ગ મણિલાલની અસર જેટલી સ્પષ્ટ છે એટલી ગૃહના વિષયમા નથી એમ કદાચિત્ કેટલાક માનશે એટલુ ખરૂ છે કે આચાર ને વિચારની ગૂંથણી ઘણી નિકટ હોઈ આચારની વિચાર ઉપર કેટલીક વાર અસર થાય છે, અને વિચારમા ફેરફાર થતા પડેલા આચારને બદલવાનો માર્ગ કેટલેક અંશે શોધવાની જરૂર પડે છે પણ ઘણે ભાગે વિચારદ્વારા આચાર સુધારવાનુ

* 'યુક્તિયુક્ત,' કહેતા વિચારવાળુ—એવુ વચન બાળક પાસેથી પણ ગ્રહણ કરવુ, અને એથી ઊલટુ એટલે યુક્તિરહિત બ્રહ્મદેવે કહ્યુ હોય તથાપિ ત્યાગ કરવું

ધોરણ શાસ્ત્રીય છે જોકે વિચાર સામાન્ય જન માટે કઠિન માર્ગ છે, અને કાર્ય સાધવામાં એ પદ્ધતિ ધીમી થઈ પડે છે ખરી, છતા કહેવું જોઈએ કે એ રીતે મેળવેલો જય જ ચિરસ્થાયી નીવડવા સભવ રહે છે. આમ હોવાથી ગુણના વિષયમા હાલ નિષ્ફળ જેવી દેખાતી ગ. મણિલાલની પ્રવૃત્તિ લાબે ગાળે સફળ નીવડશે, એમ આશા છે. અત્યારે તો એટલુ કબૂલ કરવુ પડશે કે 'નારીપ્રતિષ્ઠા'ની અસર 'નવીનો'ની ભૂલ બતાવવા ઉપરાત 'પ્રાચીનો'ને સ્વકર્તવ્યમા દોરવા તરફ થોડી જ થઈ છે. રાજ્યના વિષયમા શાસ્ત્રીયતા પ્રાચીનતાની સાથે જોડાએલી હોવાથી--પ્રાચીનતાની માફક જ નિરવકાશ નીવડી. સાહિત્યમા એ શાસ્ત્રીયતા સ્વય વિચારપ્રધાન કાવ્ય તરફ અને અવલોકન તરીકે પરીક્ષામા વિચારને અધિક પદ આપવા દોરી ગઈ, પરિણામ છેક ખોટુ જ આવ્યું એમ કોણ કહી શકશે '

(૩) **વિશાલતા** એ આ બુદ્ધિનુ ત્રીજુ લક્ષણ છે. આ વિશાલતા વિષયની પસદગીમા અને એક પ્રકારે પ્રત્યેક વિષયની પરીક્ષામા સંપૂર્ણ પ્રકાશે છે. રા. રા. મણિલાલના ગ્રથોમા મનુષ્યજ્ઞાનના અનેકાનેક વિષયોનો સમાવેશ છે—જે સિદ્ધ કરવાને એ ગ્રન્થોની ટીપ આપવી એટલુ બસ છે, જેમાથી ઘણાખરાનું પરિગણન ઉપર થઈ ગયુ છે. પ્રત્યેક વિષયની પરીક્ષામા જે વિશાલતા પ્રતીત થાય છે તે વિષયને અનેક દૃષ્ટિબિદુથી વિચારી જોવાની વિશાલતા નથી, પણ એક બાજુ વિશાલ દૃષ્ટિએ અવલોકવાની વિશાલતા છે. આ વિશાલતા સિદ્ધાન્તસાર, અદ્વૈતિઝમ્, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ઇમિટેશન ઑફ શંકર વગેરેના ઉપાદ્‌ઘાતો, 'ગુજરાતના લેખકો' વગેરે લેખોમાં સ્પષ્ટ છે. વાંચનારની પ્રવૃત્તિ–નિવૃત્તિ કરવાના હેતુથી રા. મણિલાલના હાથે વસ્તુની એક જ બાજુ ઉપર કેટલીક વાર જોર મૂકવામાં આવતો. પણ આ પદ્ધતિ સદોષ છે એમ કહેતાં પહેલા એટલું જરા ધ્યાનમાં રાખવાનું છે કે રા. મણિલાલનો ઉદ્દેશ પડિત (Scholar) માં ખપવાનો નહિ પણ એક ઉપદેશક (Teacher)

# મણિલાલ નભુભાઈની આત્મકથા

: ૧ :

ભાઈ મણિલાલ ૧૮૯૭મા એટલે લગભગ પાત્રીસ વર્ષ ઉપર સ્વર્ગસ્થ થયા એમના જીવનની આત્મકથા જે મ્હારી પાસે એમના અવસાનના સમયથી પડી રહી હતી અને જે કેટલાક ખુલ્લાં કારણસર હુ પ્રસિદ્ધ કરવા નારાજ હતો એ પ્રસિદ્ધ કરવા ઘણા યુવક સાક્ષરો તરફથી મને આગ્રહ થયો, અને મ્હેં એ આગ્રહને માન આપી એ કથા વસન્તમા પ્રસિદ્ધ કરવા માડી. કેટલાક મિત્રોને મ્હારુ કૃત્ય ગમ્યુ, અને કેટલાકને ન ગમ્યુ ન ગમ્યુ તે સકારણ હતુ, કારણ કે તેમ ન હોત તો હુ આટલા વર્ષો એ કથા મ્હારી પાસે નાખી શા માટે મૂકત? પણ એ ભાઈઓને હુ સામા પક્ષ તરફથી પણ ફરીવાર વિચાર કરવા વિનતી કરુ છુ. વર્તમાન જમાનો તે ગઈ સદીનો જમાનો નથી, ઇગ્લડમા હાલનો સમય તે વિક્ટોરીઆ રાણીનો સમય નથી તે જ પ્રમાણે. આજકાલ સર્વત્ર વિક્ટોરિયન યુગના દોષ અને "ઢાક-પીછોડા" ને કેડાણે વર્તમાન યુગની નિખાલસ વૃત્તિની પ્રસશા કરવામા આવે છે, એ પ્રશસા યથાર્થ હો વા ન હો, પણ ગાંધીજીની આત્મકથાના યુગમા યુવક વર્ગ સત્ય—કડવા અને દુખદ સત્ય પણ—ઢાંક્યા ડમગ અસત્ય કરતાં વધારે પસદ કરે એમા નવાઈ નથી. તેમ, આ આત્મકથાના મહાન લેખક સ્વ. મણિલાલ નભુભાઈ સર્વ પ્રકારના દોષના કટ્ટા શત્રુ હતા,

જે સર્વવિદિત છે, એ જોતાં પણ આ આત્મકથાનું પ્રકાશન હવે મને અનુચિત લાગતુ નથી. એ કથામાંથી ગયા જમાનાની અમુક અંશમાં નૈતિક દરિદ્રતા અને બીજા અંશમાં વિદ્યાનો પ્રેમ, સ્વાશ્રય આદિ ગુણોનું દર્શન વાંચકોને થયુ જ હશે. અને પ્રિય વાચક! કથાના નાયકની નૈતિક નબળાઈ જોઈ તમને તિરસ્કાર ઊપજે તો ખાતરી રાખજો કે એ તિરસ્કાર એ નાયકના આત્મતિરસ્કાર કરતા વધે એમ નથી. અને તિરસ્કારને બદલે દયાથી, અને દયા કરતાં પણ ઉદાર ક્ષમાથી, અને ક્ષમા કરતાં પણ મનુષ્ય તરીકેના સમભાવથી આ ચિત્ર તરફ જોતા થઈશું તો આપણો આત્મા ખરેખર એક ભૂમિકા ઉન્નતિને માર્ગે ઊંચો ચઢશે.

[ વસન્ત : વર્ષ ૩૦, અંક ૧, માઘ, સં. ૧૯૮૭ ]

: ૨ :

સ્વ. મણિલાલનો 'આત્મવૃત્તાન્ત' કેટલાક વખતથી આ પત્રમાં પ્રસિદ્ધ થાય છે લગભગ અડધો ભાગ ગયો, હજી અડધોક બાકી છે. અત્યારે એ વસ્તુસ્થિતિ પ્રાપ્ત થઈ છે કે જ્યારે એ પ્રસિદ્ધ કરવાના સંબન્ધમાં કાંઈક ખુલાસો કરવો જરૂરનો છે, અને સમગ્ર સત્ય અને બોધની દૃષ્ટિએ શું ધ્યાનમાં રાખવા જેવુ છે એ પણ સૂચવવાની અગત્ય છે. વાચક જાણે છે જ કે એક વખત સ્વ. મણિલાલ ઉપર ભાષણ આપતી વખતે મ્હેં 'આત્મવૃત્તાન્ત'માંથી એમની કેળવણી સબન્ધી કેટલીક હકીકત આપી હતી, પણ તે સિવાય મ્હારે હાથે મ્હેં એ લેખનો બીજો ઉપયોગ કર્યો નથી. એ લેખ મ્હારી પાસે લગભગ તેત્રીસ વર્ષ—એટલે કે ત્રીસ વર્ષનો જમાનો ગણતાં, એક જમાના કરતાં પણ અધિક સમય—રહ્યો, છતા મ્હેં મ્હારી પુરાણી શિષ્ટ બુદ્ધ્યનુસાર એને અપ્રકટ રાખવો જ યોગ્ય ગણ્યો. પણ ગયે વર્ષે સાહિત્યવિલાસી કેટલાક યુવકજનો તરફથી બહુ આગ્રહથી અને ઉચ્ચ રવે માગણી થઈ કે—ગૂજરાતની આ મિલ્કત મ્હારે દાબી રાખવી ન જોઈએ. અને એટલાં તેત્રીસ વર્ષમાં

એક બે વખત આ લેખ મ્હારી પાસેથી સ્વ મણિલાલના ભાઈ સ્વ. માધવલાલ પાસે ગયો હતો તે દરમિયાન એમાંની કેટલીક હકીકત બહાર સચરી જવાથી, ગૂજરાતના એક પત્રમા ભાગીતૂટી કેટલીક વાત પ્રસિદ્ધ પણ થઈ હતી આ કારણથી આખરે મ્હારી પુરાણી શિષ્ટતાની દૃષ્ટિને મ્હે નવા જમાનાને શરણે કરી. એ માટે આજ મને ખેદ પણ નથી. ઘણીવાર સરક્ષક વૃત્તિથી આપણે અમુક આચારવિચારને વળગી રહીએ છીએ અને એમા લાભ પણ હોય છે, પરતુ પ્રસગવશાત્ એ વૃત્તિ છોડી આપણે નવીન માર્ગે ચઢીએ છીએ ત્યારે આખરે આપણને એ માર્ગથી પણ કેટલાક લાભ જોવામા આવે છે, અને તે જ પ્રમાણે પ્રકૃતમા પણ થયુ છે વાચકે જોયુ હશે કે અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા વૃત્તાન્તમાથી—એ વાત જાણવા જેવી, સ્વ. મણિલાલના જીવન સબધી જે હકીકત છે તે ઉપરાત, ઐતિહાસિક વસ્તુસ્થિતિરૂપે તરી આવી છે એક સ્વ. મણિલાલના સમયની કેળવણીની સ્થિતિ, અને બીજુ, એમના સમયની સામાજિક, આર્થિક અને નૈતિક સ્થિતિ યાને વાતાવરણ. આ બે વાત સ્વ મણિલાલ જેવા વિદ્વાન લેખકની કલમે લખાએલી વાંચીને વાચક આ વિષયમા નિશ્ચય પ્રાપ્ત કર્યો હશે જ.

આ બધા લાભની દૃષ્ટિ પણ મને નવે માર્ગે ન લોભાવી શકત, જો મ્હારા મનમા એક પ્રતીતિ ન હોત તો મ્હારા મનમાં આરંભથી જ એક દૃઢ પ્રત્યય (વિશ્વાસ) હતો કે સ્વ મણિલાલના ચારિત્ર્ય વિષે અસખ્ય નિન્દાઓ થાય છે, અને એને બહુ અશે આ લેખથી ટેકા પણ મળશે—પણ આખરે આ લેખ વાચીને વાચકની દૃષ્ટિમા આ મહાનુભાવ પુરુષ ઊતરી પડવાને બદલે એક વેત ઊચો ચઢશે. આપણે સર્વે મનુષ્ય છીએ, મનુષ્યતાની સ્વાભાવિક નબળાઈઓમાં જકડાએલા છીએ, એમા કોઈમા એક પ્રકાર અધિક તો કોઈમા બીજો, પણ સવિતાના તેજમા આપણા દોષો મૂકી દેવાથી સર્વનુ સમાધાન થઈ જાય છે.

પરંતુ—આ લેખના પ્રામાણ્યની મર્યાદા સમજવા માટે થોડીક હકીકત ધ્યાનમાં રાખવાની છે. પ્રથમ તો, ભૂલવું નહિ કે આ લેખ દિન પ્રતિદિન લખાએલી 'Diary' (હિન્દીમાં જેને માટે 'દૈનંદિની' શબ્દ યોજ્યો છે) એ નથી. હકીકત બની ગયા પછી ઘણે વર્ષે એનું સ્મરણ કરીને આ લેખ રચેલો છે. અને તેટલું જ એનું પ્રામાણ્ય મર્યાદિત છે. બીજું, અમુક અનુભવ, જ્ઞાન, સંસ્કાર, અભિપ્રાય અમુક વ્યક્તિનો જ છે અને તેથી આ લેખમા જણાવેલું એવુ નથી કે જેનાથી ભિન્ન સ્થિતિ વસ્તુતઃ હોઈ ન જ શકે. અત્યારે કેટલીક જીવંત વ્યક્તિઓ પણ હશે કે જેઓ પોતાનો પુરાવો આમાંની હકીકતની સામે આપી શકે. ત્રીજુ, એ પણ યાદ રાખવાનુ છે કે સ્વ. મણિલાલ તીવ્ર વૃત્તિઓ ધરાવનાર પુરુષ હતા, અને તેથી પ્રેમ વા વિરોધ એમની કલમની પાછળ પૂર્ણ જોસથી કામ કરી રહેતો હતો. પણ આ સઘળાં કારણોથી આપણે જો કે સ્વ. મણિલાલના વચનને યથોક્ત આકારે પ્રમાણ માની શકતા નથી, તોપણ એમાનું 'subjective element' યાને સ્વ. મણિલાલનુ માનસતત્ત્વ દૂર રાખીને પણ 'objective reality' યાને વસ્તુસ્થિતિ સંબન્ધી આપણે ઘણા નિર્ણયો ઉપર આવી શકીએ છીએ.

[ વસંત : વર્ષ ૩૧, અંક ૧, માઘ, સં. ૧૯૮૮ ]

# ‘ વસન્તવિજય ’*

## ( એનું સ્વલ્પ રસવિવેચન )

ગૂજરાત વિવેચનનું ભૂખ્યું છે પણ તે કરતાં એ રસપાનનું તરસ્યું હોય તો વધારે સારૂં નહિ ?—એમ કેટલીક વાર લાગે છે. અમુક કાવ્ય કેમ ગમે છે એનો જાતે વિચાર ન કરીએ અને સામાને એ પ્રશ્નનો ઉત્તર આપવો ન પડે તો કેવું સારૂં ! મણિશંકરના સઘળા કાવ્યોમાં ‘ વસન્તવિજય, ’ ‘ મત્તમયૂર, ’ અને ‘ સાગર અને શશી ’ મને મૂળથી જ ગમ્યાં છે. વિચાર કરતાં મને એમના બીજા ઘણા કાવ્યો એટલા જ સારા, અને કોઈ કોઈ વધારે સારા પણ જણાયા છે, પણ ગમી ગયા છે ઉપર કહ્યા તે જ ત્રણ, વિશેષે કરીને પહેલું અને ત્રીજું. જે ગમી જાય તેનું વિવેચન ન કરવું પડે તો ઠીક.

પણ એક વખત પ્રસંગ એવો બન્યો કે એક રસજ્ઞ જૂના વિદ્યાર્થી મિત્રે મને પૂછ્યું “ આપે ‘વસન્તવિજય’ ને એક ઠેકાણે સર્વાંગસુંદર કાવ્ય કહ્યું છે તે શી રીતે ?” મને એ સુંદરતાને વિવેચનથી ચૂંથવી ન ગમી, તથાપિ મ્હેં ઉત્તર આપ્યો. “ મ્હારી રુચિનું કારણ એને સર્વાંગસુંદર કહેવામાં જ મ્હેં આપી દીધું નથી ? જે કોઈ

---

* આ લેખ મૂળ ‘પ્રસ્થાન’ માટે લખેલો, એ ત્યાં પણ હમણાં જ પ્રસિદ્ધ થયો છે. પ્રૂફ વાંચતી વખતે ચાલી સ્હેજસ્હાજ વગેરે ક ફેરફાર કર્યો છે.

કાવ્યનાં અંગ જાણે છે, અને તમે તો જાણો છો જ, તેને તે તે અંગ સૌંદર્યભર્યું છે કે કેમ એટલું જાતે જ જોઈ લેવાનુ રહે છે. કાવ્યનાં સુપ્રસિદ્ધ અંગ ત્રણ: શબ્દ અર્થ અને રસ. શબ્દમાં એના માધુર્ય, પ્રસાદ, ઓજસ વગેરે ગુણો અને ગુણોથી બંધાએલી શૈલી, તેમજ વૃત્તની રચના, પસંદગી, વગેરે આવી જાય, અર્થમા એની અલંકૃતિ, એની ઉદાત્તતા, એનુ ગૌરવ, એનું સૌકુમાર્ય વગેરે આવે. અને રસમા તદગભૂત વિવિધ ભાવ ઉપરાત વિભાવ—અનુભાવનું આલેખન આવે એટલું જ નહિ, પણ સર્વાંગસુન્દર શરીરમાં પ્રત્યેક સુન્દર નિવેશ—પણ આવશ્યક છે, તેમ એ અગોનું મનોહર સવાદિત્વ યાને પરસ્પર મેળ એ પણ જરૂરનો છે. આ ગુણ થોડા નથી; બલ્કે આમાં કાવ્યના સર્વ ગુણ આવી જાય છે એમ કહીએ તો ચાલે છતાં એમ કહેવામા મને સંકોચ નથી આવતો કે મણિશકરનું–‘વસતવિજય’ એ સર્વાંગસુદર કાવ્ય છે. મને અત્યુક્તિનો શોખ નથી, અને તેથી ભ્રાન્તિ થાય તે માટે એટલું સ્પષ્ટ કરી દઉ કે સર્વાંગસુંદર કાવ્યો પણ જુદી જુદી ચઢતીઊતરતી ભૂમિકાનાં હોઈ શકે, અને તેથી ઉક્ત વિશેષણ લગાડીને ‘વસન્તવિજય’ તે જગતનુ ઉત્તમોત્તમ અથવા તો ઉત્તમોત્તમ પંક્તિનુ કાવ્ય છે એમ વિવક્ષિત નથી !

પણ મ્હારો આ ઉત્તર એ મિત્ર માટે નકામો હતો એમ મને તુરત સમઝાયુ. ઉક્ત રીતે ‘વસન્તવિજય’ સર્વાગસુદર કાવ્ય છે એ નિરૂપણની એમના ઉપર કાંઈ જ અસર થઈ નહિ, કારણ કે એમનો આક્ષેપ ઊંડો હતો: “આપ નથી માનતા કે કાવ્યમાત્રનો ઉદ્દેશ મનુષ્યઆત્માની ઉન્નતિ સાધવાનો છે, અને હોવો જોઈએ?” એ મિત્રને સીધી શિખામણની વાત કાવ્ય તરીકે અભિમત છે, અથવા તો જરા આડકતરી રીતે તોપણ મુખ્ય ભાગે નીતિનો બોધ કરવામાં જ કાવ્યનું તત્ત્વ સમાએલુ એ માને છે—એવો સરકારી અરસિકતાનો એમને આરોપ કરવો વાજબી ન હતો, અને તેવી એ માર્ગે વાદવિવાદ ન ચલાવતાં, મ્હેં એમના પ્રશ્નનો ઉદ્ગારમાં જ

ઉત્તર દીધો "બેશક, મનુષ્યાત્માની ઉન્નતિ એ જ કાવ્યનો ઉદ્દેશ હોવો જોઈએ." પેલા મિત્ર એમના આક્ષેપના મુદ્દા પર આવ્યા. "'વસન્તવિજય'મા આત્માની ઉન્નતિ સાધે એવુ શુ છે? માત્ર કામવાસનાના જયનુ એ ચિત્ર છે" મ્હેં ઉત્તર દીધો "ખરૂ, પણ એટલુ જ?" મિત્રે વધારે ખુલાસો કરતા કહ્યુ "પાંડુ કામવાસનાથી વિવશ બની મૃત્યુના પાસમા પડે છે." મ્હે ટીકા કરી. "એ થોડુ છે?" ત્યા જ કરુણરસનુ ઉપાદાન નથી આવતુ? એ ઉપાદાનને લઈ કવિએ એક અનુપમ સુંદરતાભર્યું કાવ્ય રચ્યુ છે એમ મ્હારૂ કહેવુ છે. મિત્ર—"પણ એથી આપણા આત્માની ઉન્નતિ શી થઈ?" ઉત્તર—"કરુણરસ જેવો આત્માની ઉન્નતિ સાધનાર બીજો કયો રસ છે?" અહીંથી અમારી વાત બંધ રહી. એ જ પ્રશ્ન જરા આગળ લબાવા 'વસન્તવિજય'ના કરુણરસ પરત્વે થોડુક વિવેચન કરીએ

ગયે વર્ષે તા ૧૬મી જુને અમદાવાદમા પ્રેમાભાઈ હોલમા સ્વ કાન્તની અવસાનતિથિ નિમિત્તે મળેલા મેળાવડામા પ્રમુખ તરીકે બોલતા મ્હે કહ્યુ હતુ કે "કરુણરસ બે પ્રકારનો હોય છે. એક મૃદુતાભર્યો અર્ધખીલેલી કળી મર્દાઈ જાય અને તેથી શોક થાય એ જાતનો, ઉદાહરણ, ડેસ્ડેમોનાનો, બીજો, ભવ્યતાભર્યો મનુષ્યઆત્મા વિપરીત પરિસ્થિતિ અને ક્રૂર નિયતિના વિરોધ અને પ્રહાર સહન કરે, પણ પોતાના નિશ્ચયમા—સ્વસ્વરૂપમા 'અચલપ્રતિષ્ઠ' —અડગ—રહે એ જાતનો, ઉદાહરણ, रामस्य करूणो रस, અને તે જ પ્રમાણે હરિશ્ચન્દ્રનો, યુધિષ્ઠિરનો, પ્રોમીથીઅસનો એમા એક ત્રીજો પ્રકાર ઉમેરવો જોઈએ એમ આજ મને લાગે છે, જેનુ ઉદાહરણ 'વસન્તવિજય'નો પાંડુ છે. અધ્યાપક બાઈ રામનારાયણ પાઠક 'વસન્તવિજય'મા પાંડુને 'અન્ધચેતનાહીન અર્થહીન વસન્તબલ સામે થતો, તરફડિયા મારતો' જુવે છે પરન્તુ મને એ દર્શન યથાર્થ જણાતુ નથી

"હાને થતુ પતિત આશ્રમધર્મનાથી
આનન્દ શુ ? જગત શુ ? તપ એજ સાથી"

—રાજાનો એ નિશ્ચય પર્ણકુટીમાં માદ્રીને જોયા પછી ગળી જતાં વાર લાગતી નથી. અને 'તરફડિયાં'ને બદલે ઋતુનું ઘેન ચઢતું દેખાય છે. ભાઈ રામનારાયણનું ઝીણું પૃથક્કરણ સ્વીકારીને કહું તો પહેલો પ્રકાર શુદ્ધ કરુણનો છે, બીજો કરુણ, વીર અને અદ્‌ભુતના મિશ્રણનો છે. પણ ત્રીજો–'વસન્તવિજય'નો જ–એઓ માને છે તેમ એ જ જાતનો મને નથી લાગતો, પણ એથી જુદો—કરુણ અને શૃંગારના મિશ્રણનો જણાય છે. "અહો! અન્ધ ચેતનહીન અર્થહીન પ્રકૃતિ મનુજહૃદયને કેવી ઊથલાવી નાખે છે!" એમ અહોકારપૂર્વક અદ્‌ભુત પણ એમાં ભળેલો માની શકાય પરંતુ અદ્‌ભુતની એટલી છાંટ તો સાધારણ રીતે સારી પીંછીથી આલેખાએલા બધા જ અનુભાવ–વિભાવમાં બલ્કે સાહિત્યદર્પણકાર કહે છે તેમ કાવ્યમાત્રમા આવે છે. ગમે તેમ હો, પણ વીરની તો એક રેખા પણ અહીં નજરે પડતી નથી.

એક બીજુ વિચારવા જેવું અહીં પ્રાપ્ત થાય છે. ભાઈ રામનારાયણ કહે છેઃ "આ ઘટનાનુ કારણ જે શાપ હતો, તે પરતુ કવિ આપણને કહેતો નથી. કારણ કે કાવ્યનિષ્પાદ્ય કરુણમા તે બાધક છે. તેણે એવો રસાસ્વાદ લેતા મૃગયુગલને માર્યું હતુ એમ જો વાંચનારના મનમા સ્ફુટ વિચાર આવે તો પાંડુનુ મરણ પણ કરુણ છતાં ન્યાયી લાગે અને તેથી કવિને વિષમતામાથી જે કરુણ ધ્વનિ કરવો છે તે ન થાય."

આ ઝીણવટ તો, આપણે ત્યાં કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત મનાતો હોઈ આપણા સાહિત્યમાં કરુણરસ બની શકતો નથી એ ડૉ. કીથના મતને અનુસરતી થાય. અને એ મતને અનુસરીએ તો એથી આગળ વધીને ત્યાં સુધી પણ કહેવુ પડે કે એ સિદ્ધાન્ત સ્વીકારતાં હિન્દુસ્થાનના સાહિત્યમા કરુણને તો શુ પણ હિન્દુઓના જીવનમા કરુણને અવકાશ નથી! આ કલ્પનાનો ઉત્તર કર્મવાદી છતાં કરુણામય ગૌતમબુદ્ધના ઉદાહરણથી મળી જાય છે. પાંડુના મરણની પાછળ કોઈ અદ્‌ભુત ન્યાય કામ કરતો જણાય એથી એ

મરણની કરુણતા ઘટતી નથી, પ્રભુના પ્રેમમા પૂર્ણ શ્રદ્ધા છતાં જીસસ ક્રાઇસ્ટમા એ થોડી ન હતી “કરુણનો શામક શાન્ત છે” એ ખરૂ, પણ શાન્ત જે અર્થમા રસ છે તે અર્થમા એની સાથે કરુણ અસગત નથી “જગત પરની અપૂર્ણતાઓ સ્વામીના ધામમા પૂર્ણ થવાની.”—

“God's in His Heaven,
All's right with the world.” (બ્રાઉનિંગ)

એ ભાવ જેમ કરુણ સાથે અસગત નથી, તેમ પાડુનુ મરણ પણ ન્યાયી લાગે તેટલાથી એના કરુણને બાધ ન આવે જેમ માયાના બળનુ જ્ઞાન કરુણરસમા બાધક થતુ નથી, બલ્કે એ બળ આગળ મનુષ્યની નિર્બળતા એ જ કરુણરસનું ઉપાદાન બને છે, તેમ કર્મ અને ફળના ન્યાયનુ જ્ઞાન પણ કરુણ રસમા ક્ષતિ કરતુ નથી, બલ્કે એ ન્યાયનો મહાનિયમ મનુષ્ય ઉપર ઊતરે છે એ સ્થિતિ જ કરુણ રસની નિષ્પાદક બને છે. કરુણરસમા દેવાનો અન્યાય યાને વિધિની ક્રૂરતા આવશ્યક ગણવી એ ‘Pagan’—યાને સત્યધર્મના સસ્કાર વિહીન—દૃષ્ટિ છે ધાર્મિક દૃષ્ટિ વિશ્વમા ન્યાય જોતા છતા પણ એ ન્યાયના ભોગ થઈ પડતા જીવો ઉપર કરુણા ધરી શકે છે ખરૂં કરુણરસપ્રવાસી આર્દ્રહૃદય આર્દ્ર જ રહે છે, ન્યાય અને ધર્મની બુદ્ધિ એને શુષ્ક કે જડ બનાવી શકતી નથી. સીતાજીને ત્યજવામા રામચન્દ્રજીએ અધર્મ કર્યો એ સમજણ સીતાજીના કરુણરસમા આવશ્યક છે? સીતાજીનો ત્યાગ ધર્મ ગણીને પણ સીતાજીનો કરુણ-રસ ન સમજાય?

હવે ‘વસન્તવિજય’ના કરુણરસનુ સ્વરૂપ વધારે ઊડા ઊતરીને જોઈએ. એનો કરુણરસ શેમા રહેલો છે? પાડુરાજાના વાનપ્રસ્થ ધર્મ ભ્રષ્ટ થઈ એનુ મરણ થયુ એમા! એ તો એક સાધારણ દૃષ્ટિ છે મને લાગે છે કે ઉગ્ર રાજધર્મની જ્વાળામા સુકુમાર પ્રેમની આહુતિ એ જેમ રામચન્દ્રના મુખ્ય કરુણરસનુ તત્ત્વ છે, તેમ

અહી ઉગ્ર વાનપ્રસ્થધર્મમાં ગૃહસ્થાશ્રમની આહુતિ આપવી પડી એ પાંડુરાજાના જીવનનુ કારુણ્ય છે અને અન્તે સૌન્દર્યભોગના યજ્ઞમાં વાનપ્રસ્થધર્મની આહુતિ થઈ એ એના મરણનું કારુણ્ય છે. આમ દ્વિવિધ કરુણરસ, અને તે પણ જીવનની એક બીજીથી વિરુદ્ધ ભાવનામાંથી નીકળતો આ કાવ્યમાથી ઝરે છે.

વાચક જોશે કે 'વસન્તવિજય'ના કરુણરસની આ સમઝણ ભાઈ રામનારાયણની સમઝણથી કાંઈક જુદી છે મ્હારી સમઝણ પ્રમાણે આ કાવ્યનો કરુણરસ 'અન્ધ ચેતનહીન અર્થહીન' પ્રકૃતિના બળ આગળ, પાંડુની નિર્બળતામા જ સમાએલો નથી પણ એના નવીન આશ્રમધર્મના દેખીતા શાન્તમા જે ત્યાગ રહેલો છે એ ત્યાગમા જ એક મહાન કરુણ વસેલો છે.

અહી આપણી સામે રસાસ્વાદનો એક ઝીણો પ્રશ્ન આવીને ઊભો રહે છે. આ કાવ્યનુ તત્ત્વ શુ ? પાંડુની હાર અને વસન્તનો વિજય ? કે મૃત્યુ ઉપર સૌન્દર્યનો વિજય ? "સૌન્દર્ય શુ ! જગત શુ ! તપ એ જ સાથી" એ નિશ્ચય "ઘણા દિવસનું પેલુ યોગાન્ધત્વ" નહિ ? "સૃષ્ટિસૌન્દર્યને જોતા" એ "યોગાન્ધત્વ ગયુ"–એ યોગી કે તાપસની દૃષ્ટિએ ભલે વિનિપાત હો, પણ કવિની દૃષ્ટિએ તો એ યોગ્ય જ થયુ એમ નહિ ? કવિની દૃષ્ટિએ મનુષ્ય દેવ થાય એ સુન્દર કે મનુષ્ય રહે એ સુન્દર ? ભલે મહાદેવ મદનને ભસ્માવશેષ કરે, પણ મનુજ પાંડુ તાપસ રહીને હજારો વર્ષ જીવ્યો હોત એ સારૂં થાત કે મૃત્યુથી ન બ્હીતા સૌન્દર્યવશ થયો એ સારૂં થયું ? ખરો કરુણરસ ક્યા ? આદિમા કે અન્તમા ?

મહાભારતની દૃષ્ટિએ આનો ઉત્તર—"અન્તમા જ." મહાભારતકારે કિંદમઋષિના આખ્યાનથી પ્રાણીમા કામવાસના કેવી પ્રબળ છે એ બતાવ્યું. તે સાથે ઋષિને મૃગ બનાવીને, એ વાસનાની તૃપ્તિ એ પશુધર્મ છે એમ પણ સૂચવ્યુ. પાંડુરાજાએ વાનપ્રસ્થધર્મ સ્વીકાર્યો

તે મરણથી બ્હીને નહિ, માત્ર આ પ્રસંગથી એની આંખો ઊઘડી ગઈ અને જીવનની પ્રગતિમા એક પગલું ઊચું ભરવાનો એણે નિશ્ચય કર્યો, અને નવુ જીવન શરૂ કર્યું એ નવા જીવનના સ્વીકારમાં કરુણ નથી, પણ જ્ઞાનવીર છે મનુષ્ય પ્રગતિ માટે નિર્માયો છે–મનુષ્યે મનુષ્યમાથી દેવ થવાનું છે, ભીષ્મ ભીષ્મ–પ્રતિજ્ઞાથી દેવવ્રત થયો. કવિઓ મનુષ્ય-નિર્બળતા ઉપર એમની પ્રતિભાનો પ્રકાશ નાખે છે તે એ નિર્બળતા કાયમ કરવા માટે કે એની પ્રશસા કરવા માટે નહિ, પણ એ નિર્બળતાનુ પૂરેપૂરૂ ભાન કરાવી સબળતાને માર્ગે મૂકવા માટે. એક આશ્રમમાથી બીજા આશ્રમમા જવુ–ગૃહસ્થાશ્રમમાથી વાનપ્રસ્થ કે સંન્યાસમા—એ સાધારણ રીતે આત્માને એ ઉચ્ચ જીવન માટે ક્રમે —ક્રમે કેળવવાથી જ બની શકે છે આપણા શાસ્ત્રોની વાણીમા એ અધિકાર ધીમે ધીમે જ પ્રાપ્ત થાય છે. તપમા મચેલા કિંદમ ઋષિને એ પ્રાપ્ત થએલો ન હતો, તો ગૃહસ્થાશ્રમમાં તાજા પ્રવેશેલા પાડુ રાજાને ગેનો જ હોય ? છતા ઉદાત્તભાવનાવાળા એ રાજાએ વાનપ્રસ્થનું ઉચ્ચ જીવન ગાળવાનો નિશ્ચય કર્યો એ 'યોગાન્ધત્વ' ન હતુ, પણ ઉચ્ચ જીવનનો મનોહર પ્રકાશ હતો. આવો ઉચ્ચ અભિલાષ હોવા છતાં રાજા પોતાને પૂરેપૂરો જાણતો ન હતો જગત્મા ઊચી ભાવનાવાળા ભાવના ઊચી છતા, આધ્યાત્મિક બળ ઓછુ હોવાથી ભાવના પૂરેપૂરી સિદ્ધ કરી શકતા નથી, અને પડે છે તેમ પાડુરાજા પણ પડ્યો. મરણ એ એનુ પ્રાયશ્ચિત્ત થયુ આ આ આખ્યાનનો કરુણરસ.

[ વસન્ત , વર્ષ ૨૮, અંક ૫, જ્યેષ્ઠ, સં. ૧૯૮૩ ]

# નવલકથા—મુનશી

: ૧ :

મહિલા પાઠશાળાવાળા ભાઈ નવલરામ જગન્નાથ ત્રિવેદીએ '**કન્હૈયાલાલ મુનશીનું કલાવિધાન**' એ ઉપર એક વિચારવંત પણ ઉત્સાહભર્યું વ્યાખ્યાન આપ્યું. રા. બ. રમણભાઈ પ્રમુખસ્થાને હતા. હું મોડો પડ્યો હતો અને તેથી એ વ્યાખ્યાન આદિથી સાંભળવાનો મને લાભ મળ્યો ન હતો. અન્તના ભાગમાં વ્યાખ્યાનકારે રા. મુનશીની નવલકથાના કરુણ, શૃંગાર, અદ્ભુત અને હાસ્યરસની તથા એમની રાષ્ટ્રીય ભાવનાની ઉદાહરણ આપીને પ્રશંસા કરી ખાસ મતભેદ દર્શાવવા જેવું મને કાંઈ ન લાગ્યું—જો કે મ્હારે કબૂલ કરવું જોઈએ કે ઉપર કહ્યું તેમ હું મોડો હોઈ વ્યાખ્યાનના અગ્ર ભાગનો સંદર્ભ પણ બરાબર પકડી શક્યો ન હતો. પરંતુ આ વિષયમાં મ્હારા એકબે સામાન્ય વિચાર દર્શાવું. મ્હારું માનવું એવું છે કે રા. મુનશીને એમના પ્રશંસકો તથા નિન્દકોએ બન્નેએ અન્યાય કર્યો છે અને કુભાગ્યે અવલોકનકારમાં ત્રીજો મધ્યગામી વર્ગ જ ન હોય એમ દીસે છે. અમુક પ્રશંસાનું તત્ત્વ ન સમજી અને અતિશય માની લઈ વિરુદ્ધ પક્ષે એના ઉપર આક્ષેપ કર્યાં છે, અને જ્યારે ખરો દોષ બતાવવામા આવ્યો છે ત્યારે પ્રશંસક વર્ગે પણ એ સ્હન ન કરીને બચાવ ખાતર ઉદ્દામ ઉત્તર આપ્યા છે. રા. નરસિંહરાવે મુનશીની પાત્રસૃષ્ટિ શેક્સપિયર અને ડિકન્સની તરેહની કહી, જેથી

શુ એમણે મુનશીને શેક્સપિયર અને ડિકન્સની સમાન ગણ્યા ? પાત્રાલેખનનો પ્રકાર જ જ્યા બતાવવાનો આશય છે ત્યા પાત્રાલેખનની શક્તિ સર્વથા સમાન છે એવુ તાત્પર્ય કલ્પી લેવુ યથાર્થ નથી. રા. નરસિંહરાવે સ્પષ્ટ કહ્યુ છે કે “ ‘સરસ્વતીચન્દ્ર ’ના સમર્થ રચનારની કૃતિ જોડે આ વાર્તાઓની સરખામણી કરવા માટે સમાન ભૂમિ નથી ” તો પછી ગોવર્ધનભાઈ કરતા મુનશી ચઢે એવો નિર્વિશેષ મત રા નરસિંહરાવને શા માટે આરોપવો જોઈએ ? એમણે તો ફોડ પાડીને જે અંશમા ગોવર્ધનરામ અને મુનશીની સરખામણી શક્ય છે—અર્થાત્ ‘ પાત્રસૃષ્ટિની કલાનો સમાન અશ ’—તેમા જ ગોવર્ધનભાઈ કરતા મુનશીને ચઢીઆતા કહ્યા છે “ ગોવર્ધનભાઈની સૃષ્ટિ યદ્યપિ સજીવ છે તથાપિ રા કન્હૈયાલાલની પાત્રસૃષ્ટિ આગળ એ સૃષ્ટિની સજીવતા ઊતરતી લાગે છે ” એ મતમા આપણે ન મળીએ, હુ મળતો નથી, તોપણ જે અશમા એ સરખામણી કરે છે તે અશની બહાર જઈ સર્વથા ચઢતાઊતરતાપણાનો મત એમને આરોપવો એ વાજબી નથી વળી “પાડિત્યદર્શક અથવા ફિલસૂફીમા રમનારી લાબી લાબી અપ્રસ્તુત ચર્ચાઓ ઇત્યાદિ ખેલ ” પરત્વે પણ રા નરસિંહરાવ સાથે આપણે નહિ મળીએ, પણ એકદરે ‘સરસ્વતીચન્દ્ર’ કરતા રા મુનશીની કૃતિઓ વધારે સમર્થ છે એમ જ્યા સુધી એમણે નથી કહ્યુ, ત્યા સુધી એમને એવો મત આરોપવો એ વૃથા લડાઈ ઊભી કરવા જેવુ છે

રા મુનશીના પાત્રની આકૃતિઓ બહુ સ્પષ્ટ રેખાથી આલેખાએલી છે, પ્રત્યેકમા વિશિષ્ટતા છે, વિવિધતા છે, એમની વસ્તુસકલના બહુ રસતાભરી છે, અને તે વાચકને અસ્ખલિત વાર્તાના પ્રવાહમા ખેચે છે એમા કોઈથી ના કહેવાશે ‘ પાત્રાલેખનની પદ્ધતિમા પણ ગોવર્ધનરામ સાથે મુનશીની સરખામણી કરી વૃથા છે એ પદ્ધતિઓ પણ શુ જુદી જુદી નથી હોતી ? રા. નરસિંહરાવે આમ્યનો દૃષ્ટાંતમા નિર્દેશેલા શેક્સપિયર અને ડિકન્સ લઈએ તો બે

વચ્ચે પણ પાત્રાલેખનની પદ્ધતિના પ્રકારમા ભેદ નથી ! ડિકન્સના પાત્રો "રસ્તે જતા-મળે છે," તે જ રીતે શેક્સપિયરના નાટકોમાં પ્રધાન લક્ષ્ય પાત્રાલેખન છે કે માનવહૃદયના ભાવનાં યુદ્ધ છે એ કહેવુ મુશ્કેલ નથી ? કદાચ બીજુ જ છે એમ કહેવુ વધારે યથાર્થ નથી ? અને ડિકન્સમા તે નથી જ, અને પાત્રાલેખન એ જ લક્ષ્ય છે, અથવા તો પાત્રાલેખનદ્વારા અમુક જનસમાજ વાચક આગળ પ્રત્યક્ષ કરવો એ જ ઉદ્દેશ છે, એમ કહેવુ જ ખરૂ નથી ? મને મુનશીની શક્તિ શેક્સપિયર કરતા ડિકન્સના પ્રકારને વધારે મળતી દેખાય છે. (ડિકન્સના પાત્રો મુનશીના પાત્રોથી સામાજિક ભૂમિકા પરત્વે ભિન્ન વર્ગનાં છે એ વાત જુદી.) અને આ બીજો પ્રકાર તે ગોવર્ધનરામનો છે જ નહિ, તેથી પાત્રાલેખનના વિષયમા પણ ગોવર્ધનરામ સાથે એમની તુલના કરવી એ મને ઠીક લાગતુ નથી.

હાલમાં એક મિત્ર મને મળવા આવ્યા હતા—એમણે મને પૂછ્યું. મુનશી અને ન્હાનાલાલ એ બે વચ્ચે તમને કોણ ચઢીઆતુ લાગે છે ? એ મિત્રનો પ્રશ્ન પાત્રાલેખન પરત્વે જ હોવો જોઈએ એમ સમઝી મ્હે આ ઉત્તર આપ્યો કે મુનશીની નવલકથાના પાત્રોમા જે 'માંસ અને રુધિર' છે તે ન્હાનાલાલના નાટકોનાં પાત્રમાં નથી, પણ ન્હાનાલાલના પાત્રોમા જે ઊંચી ભાવનાના તેજ છે તે મુનશીના પાત્રોમા નથી, તેથી અહીં ચઢીઆતા–ઊતરતા-પણાની વાત કરવી વૃથા છે. વળી, એક નવલકથાકાર છે અને બીજો કવિ છે એ રીતે પણ એનાં પાત્રાલેખનમાં ભેદ હોય એ સ્વાભાવિક બલ્કે જરૂરનુ નથી !

૨. મુનશીની વાતમાં મીનળદેવીના પાત્રાલેખન સમ્બન્ધે એમના પ્રતિપક્ષીઓએ ભારે ચર્ચા ઊઠાવી છેઃ અને એ ચર્ચાએ "નવલ-કથાકારને ઇતિહાસમાં ફેરફાર કરવાનો કેટલો હક છે ?" એ સામાન્ય પ્રશ્નનું સ્વરૂપ પકડયું છે. આ સામાન્ય પ્રશ્ન ઉપર તો અંગ્રેજીમાં એટલું બધુ વિવેચન થએલુ છે કે કોઈને કાંઈ જ નવુ કહેવાનું

નથી. પણ રા મુનશીનો બચાવ કરવા જતાં રા. નરસિંહરાવ નિષ્પક્ષપાતતાની મર્યાદા ઓળગી ગયા છે, અને કહી દીધુ છે કે 'મીનળદેવી' ના ચારિત્ર્યમા ઇતિહાસ જ ક્યા છે કે એના વિરોધનો સભવ ઉપપન્ન લાગે—અર્થાત્ જે છે તે કિંવદન્તી જ છે. 'ગૂજરાતનો નાથ'—ના ઉપોદ્‌ઘાતમા "ઐતિહાસિક અંશને ત્યાગ કરીને કલ્પિત રચના" નાં ઉદાહરણોમાં મુઞ્જલની યુવાવસ્થામા દ્રવિડ દેશમા મુસાફરી, ચન્દ્રપુરમા મીનળદેવી જોડે સ્નેહસમાગમ, મીનળદેવીનો ગૂજરાતના રાજા કર્ણદેવ જોડે લગ્ન કરવામા મુઞ્જલના સાહચર્યનો મર્મહેતુ, સારાય મુઞ્જલ અને મીનળદેવી વચ્ચેનો વિલક્ષણ સ્નેહસબન્ધ—એ ગણાવ્યા પછી, એ 'કલ્પિત રચના' મા 'ઐતિહાસિક અંશનો ત્યાગ' નથી એમ કહેવુ એ મને અત્યુત્સાહી વકીલાત લાગે છે. રા. મુનશીના કેટલાક પ્રતિપક્ષીઓએ મીનળદેવી સબન્ધી કરેલી કલ્પનાને 'સીતા માટે એવી જ કલ્પના કરી હોય તો કેવુ લાગે ?' એવી મીનળદેવી અને સીતાની સરખામણીરૂપી ખોટી કસોટીથી રા. મુનશીના દોષને મ્હોટુ માપ આપી દીધુ છે વસ્તુત મુનશીએ રસની દૃષ્ટિએ પણ મીનળદેવીની લોકભાવનાને—ઐતિહાસિક અનૈતિહાસિકનો પ્રશ્ન બાજુ પર મૂકતા પણ—લોકભાવનાને અવગણવી જોઈતી ન હતી, કારણ કે રસનુ ઉપાદાન લોકહૃદય જ છે. કલાકાર તરીકે અન્ય પાત્ર સર્જીને પણ એ 'વિલક્ષણ સ્નેહસબન્ધ' અને 'હૃદયોનુ અન્તર્ગત લગ્ન' પોતે આલેખી શકત પણ આ દોષ ઉપર જ્યારે ઘોર આક્ષેપો થાય છે ત્યારે વાચકને સ્મરણ આપ્યા વિના ચાલતુ નથી કે આલંકારિકોએ "रति संभोगशृङ्गाररूपा उत्तमदेवविषया न वर्णनीया। तद्वर्णनं हि पित्रोः संभोगवर्णनमिवात्यन्तमनुचितम्" એમ દોષ દર્શાવ્યા છતા કાલિદાસના કુમારસંભવની ગણના ઉત્તમ મહાકાવ્યોમા જ થાય છે.

ચર્ચા લાંબી થઈ ગઈ, અને વસ્તુત એને રા. નવલરામ કૃત રાય વિરદીના આખ્યાન સાથે સબન્ધ નથી. પણ આ 'પ્રાસંગિક નોંધ' ન કરુ અપ્રાસંગિક નોંધવાનો રિવાજ પડ્યો છે !

: ૨ :*

આ વિષય ઉપર રેડિયોમાં બોલવાનું મને નિમન્ત્રણ આપવામાં આવ્યું તે સાથે પ્રસંગોચિત અથવા આવશ્યકતાવશાત્ કેટલાક નિયન્ત્રણ પણ પડ્યા. એક તો એ કે મ્હારૂ વ્યાખ્યાન વીસ મીનીટ કરતાં વધારે સમય લે એવુ ન હોવુ જોઈએ. આ તો મને ગમતી જ વાત હતી. પણ ૨૦ મિનિટમા કાંઈ ગૂજરાતની નવલકથાના ઇતિહાસમા શ્રીયુત મુનશીનું સ્થાન નક્કી કરવુ કે એમની સઘળી નવલકથાઓનું વિવેચન કરવું એ શક્ય છે? તેથી મ્હે મ્હારા વિવેચન માટે એમાથી એક જ—'**ગૂજરાતનો નાથ**'—એ એક જ નવલકથા પસંદ કરવાની છૂટ લીધી છે; અને આટલા સમયમા એ એક પણ હું બધાં જ દૃષ્ટિબિન્દુથી અવલોકી શકીશ નહિ તે માટે ક્ષમા કરશો.

આરમ્ભમાં જ મને ચાળીશ પચાસ વર્ષ ઉપર ગૂજરાતના બે સમર્થ પત્રકારો—મણિલાલ અને રમણભાઈ—ની વચ્ચે ચાલેલો એક વાદવિવાદ યાદ આવે છે સાહિત્યવિવેચકનું કર્તવ્ય શું? આ પ્રશ્નના ઉત્તરમાં મણિલાલ કહે છે **કેવળ અવલોકન;** રમણભાઈ કહે છે · **મૂલ્યાંકન.** આ બેમા ખરૂ શું? અવલોકન કે મૂલ્યાંકન? હુ તો પૂછુ શા માટે એક? અને બને નહિ? મને તો લાગે છે કે, 'કે' જ આપણા સર્વ ઝઘડાનુ મૂળ છે ઉત્પન્ન ધનનો અધિકારી કોણ? મિલમાલેક કે મજૂર? હમણાં જ એ પ્રશ્ન અમદાવાદમા ચર્ચાયો હતો. ઉત્તમ રાજયતન્ત્ર કયુ? Democracy કે Dictatorship? એટલે કે પ્રજા પોતે પોતાનુ રાજતંત્ર ચલાવે

---

* ગઇ તા. ર૭મી જાન્યુઆરી, ૧૯૩૯ને દિને 'ઓલ ઇન્ડિયા રેડિયો'ના બોમ્બે સ્ટેશનથી ડો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ—એમણે '**નવલકથા મુનશી**' એ વિષય ઉપર કરેલું એક લઘુ વ્યાખ્યાન. એ રેડિયો સ્ટેશનની સૌજન્યભરેલી પરવાનગીથી અત્રે છાપવામાં આવ્યુ છે, (**જરા** સુધારાવધારા સાથે.) —**વ્યવસ્થાપક, 'વસન્ત'**

તે સારૂ કે એક મહાપુરુષ પ્રજાનો નેતા થઈ રાજ્ય ચલાવે તે સારૂં? અને તો લાગે છે કે આ બને પક્ષો એના આત્યન્તિક રૂપમાં અધૂરાં સલો છે અને Political Scienceનો આવતી વીશીનો પ્રશ્ન બનેનો સમન્વય કરવો એ જ રહેશે. ચાલતો વિષય લઈએ તો—જેમ એક તરફ કર્તાનો ઉદ્દેશ અને દૃષ્ટિબિન્દુ સમઝાયા વિના કરેલું મૂલ્યાકન ભૂલભરેલુ નીવડે છે, તેમ બીજી તરફ—આપણું માનસ એક અખડ તત્ર હોઈ, અવલોકન કર્યા પછી ઇચ્છા-અનિચ્છાએ મૂલ્યાંકન પણ કરે છે જ અવલોકનના પક્ષમા મણિલાલ મલ્લિનાથ જેવા સસ્કૃત ટીકાકારોનુ ઉદાહરણ આપે છે. પરતુ તે સંતોષકારક નથી. ધ્યાનમા રાખવુ જોઈએ કે "उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते।" અર્થાત્ કાલિદાસ કરતા, ઉત્તરરામચરિતમા ભવભૂતિ ચઢે—ઇત્યાદિ મૂલ્યાકનના અસખ્ય વાક્યો જાણીતા છે ક્ષેમેન્દ્રનું "औचित्यविचारचर्चा" એ બહુ અશે subjective પદ્ધતિએ એટલે કે પોતાની રુચિ અનુસાર કરેલા મૂલ્યાકનનો ગ્રન્થ છે એટલું જ નહિ, પણ બધા જ કાવ્યશાસ્ત્રીઓ પોતાના ગ્રન્થમા 'દોષ-નિરૂપણ'નુ એક પ્રકરણ રચે છે, એ મૂલ્યાકન નહિ તો બીજું શું છે? પરતુ એટલું ખરૂ છે કે વર્તમાન વિવેચકો ઘણીવાર કર્તાના માનસનો objective, યાને પોતાની લાગણીથી સ્વતત્ર એવો યથાસ્થિત વસ્તુનો પરિચય કરવા કે કરાવવાને બદલે, એ સબન્ધી, Subjective દૃષ્ટિએ, પોતાની લાગણી પ્રકટ કરવા બેસી જાય છે. ખરૂ જોતા, મૂલ્યાકન ભલે થાઓ, પણ તે કરતા પહેલા કર્તાનુ માનસ, કૃતિનો ઉદ્દેશ, પૂરેપૂરા સમઝી લેવા જોઈએ. શેક્સપિયર ઉપર જે અસખ્ય વિવરણો લખાયા છે તેમા શેક્સપિયરના મૂલ્યાકનને બદલે શેક્સપિયરની કૃતિને યથાસ્થિત સમઝવાનો પ્રયત્ન થયો છે—જેમા કેટલીકવાર શેક્સપિયરનુ ખરેખર વિવક્ષિત શુ હતુ એની પણ દરકાર રાખ્યા વિના શેક્સ-પિયરની કૃતિ શુ કહે છે, એની વાણીના ઉડાણમા શો અર્થ ભર્યો છે એ વિચારવામા અને મહાર લાવવામા પુષ્કળ શક્તિ વપરાઈ છે.

આ દૃષ્ટિએ હવે મૂલ્યાંકન કરતાં ગ્રન્થકારના ઉદ્દેશને વધારે માન આપી શ્રીયુત મુનશીની એક પ્રધાન નવલકથા—ગૂજરાતનો નાથ—એનું અવલોકન કરીશું.

ગૂજરાતના નવલકારો—જેઓમાં રા. મુનશીનું નામ પ્રથમ પંક્તિમાં ઊંચું છે—એમાં કાલિક ક્રમે પ્રથમ 'કરણઘેલાના' કર્તા રા. નન્દશંકર તુળજાશંકર આવે છે. સ્વદેશાભિમાન અને સ્વદેશ-ભક્તિથી પ્રેરાઈ, ગૂજરાતના રાજપૂત સમયના ઇતિહાસનો એક દુઃખદ પ્રસંગ લઈ, એના ઉપર એમણે એમની નવલકથા રચી છે. ધાર્મિક વ્હેમો, રિવાજો, અને પરસ્પરના ઝગડાઓથી, તેમજ એક તરફ અનીતિ અને બીજી તરફ દેશભક્તિની ખામીથી.—એકંદરે જીવનના પાયા અને દિવાલો જીર્ણ થઈ જવાથી રાજપૂત રાજ્યોની ભવ્ય ઈમારત કેવી રીતે પડી તેનુ એમા ચિત્ર છે. પરંતુ આ નવલકથા —એની પ્રસિદ્ધિ પછી તુરતના સમયમાં, વાંચકને પ્રિય થઈ પડી હતી તે યુગપલટાના એક ભભકદાર ચિત્ર કે ચિન્તનથી નહિ પણ વચ્ચે વચ્ચે પથરાએલા સુન્દર વર્ણનોને લીધે, તેમજ એની સરકારી ગૌરવવાળી છતા સાદી એવી ભાષાને લીધે. વર્ણનોમાં વસ્તુના આન્તર આત્મા કરતા એની બાહ્ય આકૃતિ ઉપર વધારે લક્ષ્ય દેવાયું છે, અને તેથી વર્તમાન જમાનો જે આત્માનું ઊંડાણ માગે છે તે આ નવલકથાની ઉપેક્ષા જ કરે છે—જો કે જેઓની રસવૃત્તિ વધારે વિશાળ છે, અને જેઓ જુદે જુદે સમયે, જુદી જુદી માનસિક સ્થિતિમા વિવિધ પ્રકારના સાહિત્યમાં આનન્દ લઈ શકે છે તેઓ તો 'કરણઘેલા' ને કદી વીસરી કે વીસરવા દઈ શકશે નહિ.

જેમ 'કરણઘેલો'–મુખ્યત્વે કરી, શુદ્ધ સાહિત્યસેવાના હેતુથી નહિ, પણ દેશસેવાના હેતુથી લખાયો છે, તેમ ગોવર્ધનરામનો 'સરસ્વતીચન્દ્ર' પણ એ જ રીતે દેશસેવાના હેતુથી લખાયો છે. એનો ઉદ્દેશ વર્તમાન જમાનાના એક મૌલિક પ્રશ્ન ઉપર પ્રકાશ નાંખવાનો છે. એ પ્રશ્ન તે પ્રાચીન ભારતવર્ષ, અર્વાચીન હિન્દ, અને

અર્વાચીન યૂરોપ—એ ત્રણના સગમરૂપ ત્રિવેણી, જે અત્યારે આપણી સમક્ષ—બલ્કે આપણા જીવનમા—વહી રહી છે, તેનું યથાર્થ સ્વરૂપ શુ છે? અને તેને અંગે શા શાં કર્તવ્યો આપણે માટે ઊભાં થાય છે? આ અસાધારણ ગૌરવવાળો પ્રશ્ન છે. વિષયની વિશાળતાને લીધે ગ્રન્થ પણ વિશાળ થયો છે, અને એકનુ ગૌરવ બીજામા પણ ઊતર્યું છે, એની "પાડિત્યદર્શક અથવા ફિલસુફીમા રમનારી લાબી લાબી અપ્રસ્તુત ચર્ચાઓ" કર્તાના દૃષ્ટિબિન્દુએ અપ્રસ્તુત નથી. કલાના ભક્તને એ બોજરૂપ લાગે એ સ્વાભાવિક છે, પણ વિષયનુ સ્વરૂપ જોતા એ અનિવાર્ય છે જેમ વ્યાસજીનુ મહાભારત યુગપલટા વખતે જીવનના મહાસાગરમા દીવાદાડી પેઠે ઊભુ હતુ તેમ ગોવર્ધનરામનો 'સરસ્વતીચન્દ્ર' પણ સસ્કૃતિના પલટા સમયે એક દીવાદાડીની ગરજ સારે છે એમા વિચારનુ ગામ્ભીર્ય, ઉદારતા, સાવધાનતા વગેરે નિબન્ધના ગુણો છે, તેમ વસ્તુની સકલના અને રસિકતા, પાત્રોની વિવિધતા અને તેઓનો ચિતાર, તેમ મનુષ્યહૃદયની અનેકવિધ વૃત્તિઓમા સૂક્ષ્મ અને ઊડી દૃષ્ટિ—ઇત્યાદિ સારી નવલકથાના પણ ગુણો છે ગોવર્ધનરામ પોતે જ કહે છે તેમ, ઉપર જણાવેલા મહાપ્રશ્ન ઉપરનો એક નિબન્ધ જ નવલકથારૂપે પોતે વાચક આગળ મૂક્યો છે. તેથી એને સામાન્ય નવલકથાના નિયમોથી તપાસવો એ અન્યાય્ય છે. આ નિયમોના સબન્ધમા એ પણ કહેવુ જોઈએ કે મૂળ કથાના સ્વરૂપમાથી વિકસી 'જગ રૂપ ધરે તુ નવા જ નવા' તેમ જગના દર્પણરૂપ નવલકથાએ પણ અગણિત સ્વરૂપો ધારણ કર્યા છે, અને એમા પ્રસગાનુસાર નવો નવો વધારો થયા જ કરે છે આ સ્થિતિમા નવલકથાના સ્વરૂપ માટે અમુક દૃઢ નિયમો બાધી શકાતા નથી. અમુક જાતની નવલકથા લોકપ્રિય થાય છે કે કેમ એ જ નિત્ય વિકાસ પામતી નવલકથાની કલાની ખરી કસોટી છે અને એ એના સુન્દર વસ્તુથી હો, જમાનાના મહાપ્રશ્નોનો ઉત્તર આપે છે અને એ ઉપર પ્રકાશ નાખે છે તે કારણથી હો, પણ

‘સરસ્વતીચન્દ્ર’ એક ઉત્તમ દરજ્જાની નવલકથા છે એમા સંશય નથી. એમા આપણા ગૃહસંસારનું વૈવિધ્યવાળું તેજસ્વી ચિત્ર છે, એ ગૃહસંસારના દેખીતા દોષ પાછળ પણ કેટલા બધા ગુણ રહેલા છે એનુ ચિન્તન છે, અને પાત્રોનુ આલેખન પણ એવી દૃઢ પીંછીથી કરવામાં આવ્યુ છે કે મને તો ગ. નરસિંહરાવે આ વિષયમા શિથિલતાનો દોષ ‘સરસ્વતીચન્દ્રના’ કર્તા ઉપર કેમ મૂક્યો હશે એ સમઝાતુ નથી. નરસિંહરાવ કહે છે: “ ગોવર્ધનરામના પાત્રો જગત્મા શોધવા જઈએ અને જરાક શ્રમ લઈએ તો જડે ખરા.” જડે તો શું? જડવા જ જોઈએ. એ જ ખરી વાસ્તવતાની કલા છે કે જેમા Universal particular ભળી તે Individual ઉપજાવે છે ન જડે તો પણ શું? કલ્પના એ જ કવિતાનો પ્રાણ છે. ગોવર્ધનરામ જે મહાપ્રશ્નનું સ્વરૂપ દર્શાવવા ઇચ્છતા હતા તેના મિશ્ર સ્વરૂપને લીધે વાસ્તવતા અને કલ્પના બંનેનું મિશ્રણ કરવાની એમને જરૂર હતી. જેમ કોઈ મહાન વિજ્ઞાનશાસ્ત્રી પર્યાલોચન અને કલ્પના બંનેના સુયોગથી મહાન શોધ કરે છે તેમ પ્રકૃત વિષયમા આર્ષદૃષ્ટિ પ્રાપ્ત કરવા ગોવર્ધનરામને કરવું પડ્યું છે.

હવે ત્રીજા મહાન નવલકથાકાર શ્રીયુત કન્હૈયાલાલ મુનશી દેશસેવા ખાતર સાહિત્યસેવા નહિ, પણ શુદ્ધ સાહિત્યસેવા ખાતર જ સાહિત્યસેવા કરનાર પ્રથમ પંક્તિના નવલકથાકાર શ્રીયુત કન્હૈયાલાલ મુનશી છે. એમના નવલકથાકાર તરીકેના અસાધારણ ગુણ મ્હારા સ્વર્ગસ્થ મિત્ર સાક્ષરવર્ય શ્રી નરસિંહરાવે પારખ્યા છે. અને તે ગ. મુનશીની ‘ગૂજરાતનો નાથ’ એ નવલકથાના ઉપોદ્ઘાતમા વિસ્તૃત વિવેચન કરીને બતાવ્યા છે. નિશાળોમાથી નિશાળીઆઓને ક્લાસમા નંબર આપવાની પદ્ધતિ જતી રહી, તેમ સાહિત્યકારોને નંબર આપવાની પદ્ધતિ પણ હવે જતી જાય છે. હવે એ જૂની રીત છોડી દઈને એમની કૃતિના અન્તરમા રહેલા કર્તાના ઉદ્દેશો સિદ્ધાન્તે દૃષ્ટિબિન્દુઓ જોવાં અને તારવી કાઢવાં એ વધારે ઉચિત લાગે છે.

એ ઉપર જણાવેલો સિદ્ધાન્ત રસિકતાથી ધ્યાનમા રાખી, હવે ‘ગૂજરાતનો નાથ’ અવલોકીએ

‘પાટણની પ્રભુતા’ અને એના અનુસન્ધાનમાં ‘ગૂજરાતનો નાથ’ એ નવલકથાઓમા પશ્ચિમની નવલકથાઓનુ અનુકરણ છે એમ એક આક્ષેપ થયો છે એના ઉત્તરમા તો એટલું જ કહું કે આ નવલકથાઓ વાચતી વખતે પશ્ચિમની નવલકથાઓનું સ્મરણ થતુ નથી પછી દોષ કયા રહ્યો ? પશ્ચિમમા તેમજ પૂર્વમા માનવીઓ વસે છે, એ બે ખંડના ઇતિહાસમા પણ ઘણુ સામ્ય દેખાય છે, અને એને પરિણામે કવચિત્ પાત્રમા કે પ્રસંગમા અણધાર્યું સામ્ય આવે તો તેવી કર્તાની કૃતિનુ મૂલ્ય ઘટતું નથી બીજો આક્ષેપ એ થયો છે કે શ્રીયુત મુનશીએ ઐતિહાસિક સત્યને અવગણ્યા છે. સાહિત્યકલા ખાતર ઇતિહાસમા ફેરફાર કરી લેવાની સત્તા સાહિત્યકારને છે એમ સહુ કોઈ માને છે, અને તેમ કર્યા છતા સાહિત્યકાર તરીકે તેમની મહાપ્રતિષ્ઠા જરા પણ ઘટી નથી, એવા શેક્સપિયર વગેરે અસંખ્ય ઉદાહરણો સાહિત્યના ઇતિહાસમા મળે છે. પણ જરા વિચારવા જેવો આક્ષેપ છે તે એ છે કે પૂજ્ય સતીત્વનુ આદર્શભૂત ઐતિહાસિક પાત્ર—મીનળદેવી—તેને શ્રીયુત મુનશીએ મુંજાલ સાથે પ્રેમમા નાખીને એક પવિત્ર મહિલાના યશને કલંકિત કર્યો નથી ? આના ઉત્તરમા હું એક ગભીર વિચારે ચઢવા તમને નિમન્ત્રુ છુ. ધ્યાનમા રાખો કે મહાન સ્ત્રીપુરુષો પણ મનુષ્ય છે, અને એઓ મનુષ્ય રહીને જ મહાન થાય છે. એમા જ એમની મહત્તા છે. અવતારવાદનુ આ જ રહસ્ય છે. દેવ કરતા પણ અવતાર અધિક છે, કારણ કે એમા મનુષ્યતા આવે છે. **મનુષ્યતાનું બીજું નામ રસ છે. નિર્ગુણ બ્રહ્મ એ કાવ્યનો વિષય ન થઈ શકે, એને કાવ્યનો વિષય કરવા માટે સગુણ કરવું જ પડે બ્રહ્મ તે** આ જ રીતે કૃષ્ણ થાય છે. કવિઓએ જાતિની ભાવનારૂપ સ્ત્રીને પણ બીજાની પાછળ દોડાવ્યા છે એ કરતા મુનશીએ

મીનળદેવીને મુન્જાલના પ્રેમમાં નાખી એ અપરાધ—અપરાધ તો મ્હોટો નથી. વસ્તુત એ અપરાધ જ નથી. ખરૂ જોતાં કાવ્ય જ આ છૂટ, બલ્કે હક, માગી લે છે. તેમા પણ જે ઔચિત્ય સાચવવું જોઈએ તે મુનશીએ સારી રીતે સાચવ્યુ છે મુન્જાલ દક્ષિણમા ગયો. મીનળદેવી સાથે ઓળખાણ થયુ, અને તેઓ વચ્ચે પ્રેમ બધા 'મુન્જાલ મ્હારી આખ આગળ રહે' તે માટે મીનળદેવી ગૂર્જર આવી અને કર્ણદેવની રાણી થઈ, ગઝની અણમાનીતી પણ થ પણ મહામાત્ય મુન્જાલે પાછી એને માનીતી કરાવી. કર્ણદેવ સ્વર્ગસ્થ થયા પછી મુન્જાલની મદદથી, બલ્કે એના હાથમા સર્વ ગન્તન સોંપીને મીનળદેવીએ રાજમાતા (જયદેવ યાને ભવિષ્યના સિદ્ધરાજ જયસિહની મા) તરીકે રાજ્ય ચલાવ્યુ એ દરમિયાન રાજ્યખટપટથી બે વચ્ચે કોઈ કોઈવાર વૈમનસ્ય થાય છે, પણ તે અન્તે મુન્જાલની અસાધારણ શક્તિથી અને મીનળદેવીના ઊંડા પ્રેમબળથી શમી જાય છે. તેમ બે વચ્ચે એકાન્ત સમાગમના ઘણા પ્રસગ આવે છે, પણ એમનો વિશુદ્ધ પ્રેમ સદા અણીશુદ્ધ રહે છે આ પ્રકારની પવિત્રતાનું પ્રથમ દર્શન ગોવર્ધનરામે કુમુદ અને સરસ્વતીચદ્રના સબધમાં કરાવ્યુ હતુ–તે સપ્રદાય ન્હાનાલાલના 'જયાજયન્ત'મા, મુનશીની પ્રકૃત નવલકથા–' ગૂજરાતનો નાથ '–મા, અને તે પછી રમણલાલની ' પૂર્ણિમા 'માં ચાલતો રહ્યો છે. દરેકની રીત કાંઈ કાંઈ જુદી છે, પણ ભાવના એક છે, અને તે એ કે પ્રેમ આત્માના લગ્નમાં રહેલો છે, દેહલગ્નમા રહેલો નથી. તૃપ્તિ કરતાં ત્યાગ મ્હોટો છે. છેક સુધી મીનળદેવી અને મુન્જાલનો પ્રેમ અચ્છોદ સરોવર જેવો નિર્મળ અને ગભીર છે, એની જળલહરીઓ એના જીવતપણાની સાક્ષી પૂરે છે. 'હૃદયયજ્ઞ' નું પ્રકરણ ગોવર્ધનરામની કલમને—બલ્કે કોઈ પણ દેશના પ્રથમ પક્તિના સાહિત્યને પણ—શોભાવે એવું છે.

કાક અને મંજરીની પ્રેમકથા જુદા જ પ્રકારની છે—કાક, લાટનો સુભટ જોદ્ધો છે અને આ નવલકથામા એ મ્હોટો ભાગ

ભજવે છે એ વિદ્વાન નથી, અને મંજરી અસાધારણ સંસ્કૃત વિદ્યાના વિદ્વત્તાથી ભરેલી, બલ્કે એ વિદ્વત્તામાં ગાંડી છે જ્યારે કાશ્મીરાદેવીએ એને કાકભટને પરણવાનું કહ્યું, ત્યારે એ વિષેની વાતચીતમાં મંજરી બોલી

"બા, હું તમારા કાળની નથી, ત્રિભુવન ગજાવનારા મહાકવિઓના કાળની છું. હું પાટણની બ્રાહ્મણી નથી, પણ બ્રહ્મા, વિષ્ણુ, અને ચન્દ્રને ખોળામાં છુપાવવાની હોંશ ધરતી બીજી અનસૂયા છું."

"તમને પરણે જે સુખ મળે છે તેથી વધારે મારા નાથો મને આપે છે" 'નાથો' એ બહુવચનનો શબ્દ સાંભળી કાશ્મીરાદેવી ચમકી. ખુલાસો પૂછતાં મંજરી કહે છે "પહેલો મારો નાથ મ્હારા પિતાએ સોંપેલો પહેલો મુકુટમણિ કોણ તે જાણો છો? —કાલિદાસ કાલિદાસ મ્હારા હૈયાનો હાર અહોનિશ તે મારી સાથે ચરે છે." મંજરીએ કહ્યું. "ખાતાં, ઊઠતાં, બેસતાં અમારાં હૃદયો એક જ તાન મારે છે, અમે સાથે સાથે ગગને વિહરતા મેઘો જોઈએ છીએ—પાસે છતાં આઘાં બની મેઘદૂતોથી સંદેશા કહાવીએ છીએ, તે [illegible] જીવનના લ્હાવા લઈ અમારાં છોકરાં ઊછેરીએ છીએ [illegible], અમને છોકરાં છે—શકુંતલા, પુરૂરવા, માલવિકા, બધાં ઘણાં [illegible] મ્હારો મહાપ્રતાપી સ્વામી, વીરોમાં પણ વીર, એવો સ[illegible] શસ્ત્રવિદ્યાનો પિતા પરશુરામ છે. મારા પરશુરામ ત્રિપુરારિનો અવતાર—અનેક ભીષ્મ અને કર્ણને શસ્ત્રવિદ્યા શીખવનાર મહાગુરુ . . [illegible] ક્ષાત્રવિનાશક મહર્ષિ, પલકમાં આખી ધરા દાનમાં દેનાર જમદગ્નિનો પુત્ર!... પ્રાણ અર્પવો તે એવાને" કાશ્મીરા બોલી "પ[illegible]ના વાતો તે શા કામની? તેને તે કંઈ સદેહ પરણાય?" મંજરી 'કેમ નહીં? તમે મંડલેશ્વર (ત્રિભુવનપાલ)ને જુઓ છો તેથી વધારે સ્પષ્ટતાથી હું તેને નિરખું છું [illegible] તમને તે નહીં દેખાતા હોય, પણ હું તેને જોઉં છું." આ ભાવનાની વાસ્તવિકતાનો

મ્હારો કવિસૃષ્ટિનો સિદ્ધાંત. આ મંજરી—કાક મંજરીને અનેક આક્રમણોમાંથી, સંકટમાંથી, કેદખાનામાંથી ઉદ્ધારી છે પણ એકએ ઉપકારથી એનું હૃદય પીગળતું નથી. જ્યારે ઉદા મહેતાના પંજામાં પડતી એને બચાવવાનો એક જ રસ્તો રહ્યો કે કાકને પરણવું ત્યારે તે એને પરણીઃ આંખમાં આંસુ સાથે પરણી. "એક ઉપકાર વધારે કરશો ?"—દયામણા અવાજેઃ "મને પરણ્યા પછી મારા દાદાને ઘેર મૂકી આવજો." કાકે કબૂલ કર્યું. કાક વીર છે, જુલ્મી નથી—કાકને હજી બહુમા બહુ તે "सौभाग्यनाथो मम" એમ જ કહી શકતી. તે એક પ્રસંગે મુંજાલ કીર્તિદેવનો વધ કરવા ઊઠ્યો અને કાક વચમા પડયો, અને મુંજાલે કાક ઉપર તરવાર ઉગામી તેટલામાં કૂદીને મંજરી વચ્ચે પડી અને "કોણ છે તું ?" એમ મુંજાલનો પ્રશ્ન થતાં—મંજરીએ જવાબ દીધોઃ "કાકભટ્ટની અર્ધાંગના." પછી કાકને ગળે વળગી પડી, વળગી રહી—અને નરસિંહરાવ કહે છે તેમ "બધા ખુલાસા થઈ ગયા !"

આ અદ્‌ભુત કથા શ્રીયુત મુનશીની સૃષ્ટિ છે ગોવર્ધનરામની કુસુમ અંગ્રેજી સાહિત્યની મત્ત હતી તેની સામે સંસ્કૃત સાહિત્યમા ઘેલી બનેલી મંજરી મૂકવા જેવી છે આ કલ્પનામા મુનશીનો સસ્કૃત સાહિત્ય ઉપરનો પ્રેમ અને સંસ્કૃત સાહિત્યના મૂલ્યાંકન માટે જોઈતી virile—વીર્યવાળી ખરી દૃષ્ટિ પ્રકટ થાય છે. મુનશીને પૂરેપૂરા સમઝવા માટે આ ઉપરાત એમના બેત્રણ અંગત ગુણો જે સાહિત્યમાં પણ પ્રકટ થાય છે તે ધ્યાનમા રાખવા જોઈએ એક તો હિમ્મત, અમાપ હિમ્મત અને દૃઢતાઃ અને બીજું—'Idealism' એટલે કે પ્રતિભાથી સર્જેલું—'જોએલું' કહું તો તે વિશેષ ઉચિત ગણાશે—એ જગત્ આ સ્થૂલ નેત્રે દેખાતા જગત્ કરતા વિશેષ સાચું છે—મંજરીની દૃષ્ટિ એ બાલિશ દૃષ્ટિ નથી. છતાં પણ એ અપૂર્ણ છે. સાહિત્ય એ જીવનનું ચૈતન્ય છે, પણ જીવન એ સાહિત્ય કરતાં વિશાળ છે. શ્રીયુત મુનશીનાં બીજાં સ્ત્રીપાત્રો અવલોકતાં એટલો

અત્યારે સમય નથી પણ એ સંબન્ધીમાં એક વાત વિચારવા જેવી મને ઉપસ્થિત થાય છે શ્રીયુત મુનશી પુરૂષ અને સ્ત્રીના પ્રેમકલહમાં આખરે સ્ત્રીને જ કેમ નમાવે છે? હું જાણતો નથી સ્ત્રીની આ નબળાઈના કારણથી? તે તો બીલકુલ ગમતું નથી. સ્ત્રીની કોમળતાના કારણથી? તો તે શોભે છે પણ આડકતરી રીતે પુરૂષ-જાતિ ને એની કઠોરતા માટે ઠપકો દેવાનો હેતુ હોય તો તેમાં હું સર્વથા સંમત છું.

હવે હું પ્રેમકથાના પ્રદેશમાંથી નીકળી રાજ્યનીતિનો એક પ્રશ્ન લઉં: એ બે વચ્ચે હિંદુસ્થાનની રાજનીતિનો એક પ્રશ્ન ઉત્પન્ન થયો છે કીર્તિદેવ અવન્તી તરફથી પાટણ સાથે સન્ધિ કરવા ઇચ્છે છે, મુંજાલ સન્ધિની વિરુદ્ધ છે હવે આ સંબન્ધી મતભેદ શ્રીયુત મુનશીના શબ્દોમાં જ હું બતાવીશ —

કીર્તિદેવ મુંજાલને "મહારાજ! તમારા જેવાએ માત્ર એક રાષ્ટ્રની રાજનીતિ પાછળ જીવન સમર્પવું ન જોઈએ આખા આર્યાવર્તની રાજનીતિ હાથ કરો, છિન્નભિન્ન થઈ ગએલાં રાષ્ટ્રો, કુસંપી બનેલાં રાજ્યોને એક તન્તુએ બાંધો. તમારા જેવાની શક્તિ વિના તે કાંઈ થઈ શકવાનું નથી

"મહારાજ! માત્ર પાટણ અને અવન્તી વચ્ચે કુસંપ છે, એમ નથી, સપાદલક્ષ (અજમેર) અને માળવાને વેર છે, કાન્યકુબ્જાધિપ ચન્દ્રદેવ મહારાજ માળવા અને સપાદલક્ષ બંને સાથે વઢે છે, ચેદિરાજ કીર્તિવર્મા સાથે વઢે છે, ચિતોડના રાવળની મહત્તા દિન પ્રતિદિન વધતી જાય છે આ બધાના વેર શમાવવાં છે, એ બધાને ભેગા કરી એક મહાપ્રબલ સૈન્ય પેદા કરવું છે, એ આખા આર્યાવર્તને એક મુત્સદ્દી જોઈએ છે એ પદવી તમે લેશો?"

મુંજાલ: "કીર્તિદેવ! તમારી વાત સાચી છે, પણ મારાથી તે બનતું નથી એમાંનું કંઈ નહિ બને"

"કેમ ?" ચમકીને કીર્તિદેવે પૂછ્યું.

મુંજાલ. "તમે બાળક છો, નહી સમજો પણ ચાર વરસ પર એક અમારો જતી હતો તે પણ એમ જ કહેતો હતો મને તેના બોલો યાદ આવે છે તે કહી ગયો હતો કે: તમારા મન્ત્રીઓની મહેનત ધૂળ મળશે; તમારા દીકરાદીકરી પરદેશના બન્દરમાં વેચાશે."

કીર્તિદેવ. "તે વાત સાચી છે. માટે જ કહુ છુ કે મારૂ કહ્યું માનો."

મુંજાલ. "કીર્તિદેવ! તમારી વાત સાચી ભલે હોય, પણ દરેક સત્ય વાત શકય નથી હોતી."

કીર્તિદેવ "શકય ન હોય તો થવી જોઈએ."

મુંજાલ: 'ગૂજરાત નાનુ છે, તે હજુ હમણા જ પગભર થાય છે, તે એવી આશા રાખે તો મૂર્ખ ઠરે યવનો તો કોણ જાણે કયારે હારે પણ આવતે વર્ષે અમારૂ નખોદ વળી જાય મહા મહેનતે મેં મારી ઝૂપડી ઊભી કરી છે, આર્યાવર્તનો મહેલ ચણવા જાઉ તો એ ઝૂપડી ચગદાઈ જાય સમજ્યા ' તમને જે મહેલ બાંધવાની હોંશ છે તે તમે ભલે બાંધો, મુન્જાલ તો એની મઢુલી જ સંભાળશે."

હજી પરમાત્માની શુભ યોજનામા મોગલ, મરાઠા અને બ્રિટિશ સામ્રાજયના ઇતિહાસમાથી પસાર થવાનુ નિર્મિત હતુ.

મુંજાલની દૃષ્ટિ આજની છે, કીર્તિદેવની કાલની છે. કાલની દૃષ્ટિ આજમાંથી જન્મે છે. આ મુંજાલ અને કીર્તિદેવના સંવાદનો ગર્ભિત અર્થ.

આ નવલકથા ઘણુ કરી ૧૯૧૬મા લખાઈ હતી. પણ તે પછી ગંગાનાં નીર બહુ વહી ગયાં છે. આજ શ્રીયુત મુનશી મુંજાલની માફક એમની ગૂજરાતરૂપી પ્રિય 'મઢુલી' જ સાચવીને બેસશે, કે ભારતીય વિદ્યાનો મહેલ બાંધવાનો અભિલાષ ધરાવશે?

## પરિશિષ્ટ×

આપણો ગૂજરાત પ્રાન્ત આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટ એ ત્રણ પ્રદેશ મળીને થએલો છે તેમા—

(૧) **આનર્ત**-એ ઉત્તરે આબુ, પશ્ચિમે કાઠિયાવાડ, પૂર્વે માળવા અને દક્ષિણે મહીઅને ખભાત અને લગભગ નર્મદાના કાઠા સુધી પહોચે છે એના મુખ્ય પ્રાચીન નગરો, વડનગર, ચાપાનેર, અણહિલવાડ પાટણ, કર્ણાવતી (હાલનુ અમદાવાદ) અને ખભાત

(૨) **સૌરાષ્ટ્ર**-હાલનુ કાઠિયાવાડ એના મુખ્ય શહેરો; પચાસર, વલ્લભી, જૂનાગઢ, પોરબદર અને દ્વારકા.

(૩) **લાટ**-અશોકનુ રાષ્ટ્ર, એ રાષ્ટ્રનો છેલ્લો ભાગ—એના મુખ્ય શહેર ભરૂચ વગેરે. એનો વિસ્તાર મહી અને નર્મદાથી માડી દક્ષિણે દડકારણ્ય અને નવસારી દમણ સુધી એનુ મુખ્ય બદર સોપારા એની દક્ષિણે કોકણ અને અપરાત એટલે કે અશોકના રાજ્યનો અપર એટલે કે બીજો પશ્ચિમનો અન્ત—છેડો એની પૂર્વે રાષ્ટ્રકૂટ વશનું મહારાજ્ય. ઉત્તરમા એક વખતે એ મહારાજ્ય આનર્તની દક્ષિણની હદ સુધી એટલે કે નર્મદા કાઠા સુધી પહોચતુ. આ ત્રણ પ્રદેશ મળીને થએલી ભૂમિની આસપાસના પડોશીઓ તે એક (૧) કચ્છ, જે લગભગ કાઠિયાવાડનો જ ભાગ ગણાય, (૨) **સૌવીર** આનર્તની ઉત્તરે. એના વીરપુરુષો માટે ઇતિહાસમા હમેશા પકાતો રહ્યો છે. એની મુખ્ય રાજધાની શ્રીમાળ યા ભિન્નમાળ. એ પ્રદેશ એક વખતે આનર્ત સાથે લગભગ ભળેલો હતો. (૩) પૂર્વે માળવા યા અવન્તી એ પશ્ચિમ અશોકના સામ્રાજ્ય-

---

× આ લેખ વાંચવામા આવ્યો ન હતો, પણ જે વિદ્યાર્થીઓ માટે આ લેખ તૈયાર કરવામા આવ્યો છે તેમને શિક્ષકોએ નકશો આગળ રાખીને હિન્દુસ્તાનની ભૂ[illegible] [illegible] તાજી કરવી જોઈએ.

ની રાજ્યધાની. અશોકના સામ્રાજ્યની પૂર્વ રાજ્યધાની પાટલિપુત્ર તેમ પશ્ચિમ રાજ્યધાની અવન્તી અથવા તો ઉજ્જયિની. એ સામ્રાજ્યની પ્રસિદ્ધ હદ. આસામથી જેટલું પાટલિપુત્ર દૂર, પશ્ચિમ સમુદ્રથી અવન્તી યા ઉજ્જયિની પણ એટલું જ દૂર; જેમ ખ્રિસ્તી યૂરોપના પૂર્વ વિભાગની રાજ્યધાની કૉન્સ્ટન્ટિનોપલ (ઇસ્તાંબુલ), અને પશ્ચિમના યૂરોપની રાજ્યધાની રોમ, તે જ પ્રમાણે. આ સર્વ ઉપર ગણાવેલા પ્રદેશોની હદ હંમેશાં આપણા દેશના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસમાં હીચકા ખાતી જ રહી છે.

[વસન્ત; વર્ષ ૩૭, અંક ૮, કાર્તિક-પોષ

# શ્રી. મુનશીનું સંસદ્‌માં ભાષણ

શ્રીયુત કન્હૈયાલાલ મુનશીનુ 'સસદ્' આગળનુ વાર્ષિક વ્યાખ્યાન—ન્હાનામ્હોટાનો ભેદ બાજુ પર રાખીને બોલીએ—તો મહર્ષિ રાનડેના સોશ્યલ કોન્ફરન્સ આગળના વ્યાખ્યાન જેટલી જિજ્ઞાસા અને માનની લાગણીથી જોવાય છે શ્રી મુનશી હવે 'ગુજરાત અને ગુજરાતી'ના જ કાર્યક્ષેત્રમા બધાઈ રહ્યા નથી એ હવે ભારતીય સાહિત્ય સાથે સબન્ધ ધરાવે છે, અને તેથી એમની સાહિત્યદૃષ્ટિ પહેલા કરતા વિશાળ થઈ જણાય છે આ વાત એમણે 'સસદ્' આગળ આપેલા છેલ્લા ભાષણમા સ્પષ્ટ જણાઈ આવે છે.

(૧) એ માનનીય વ્યાખ્યાનને અગે શ્રી મુનશીએ કહ્યુ —

'સસ્કૃતના સામાન્ય તત્ત્વ ઉપર ભાર દેતા હુ જરાય શરમાતો કે ખચાતો નથી સાહિત્યની પ્રાતીય વાણી આજે સસ્કૃતમય છે અને તેને સસ્કૃતમય રાખ્યા સિવાય સાહિત્યમા સમૃદ્ધિ આવવાની. નથી જો મારે ઉચ્ચ આદર્શો ને ઊંચા વિચારો વ્યક્ત કરવા હોય, જો મારે રસસમૃદ્ધ શબ્દો વડે સર્જકતા ખીલવવી હોય તો મને સુગમ એવી સસ્કૃત ભાષાનો ભડાર મૂકી હુ ક્યા જાઉ ' હુ અગ્રેજી શબ્દો વાપરુ તો કેટલા સમજશે ' હુ અરબ્બી શબ્દો વાપરવા માટે પરશિયન કે અરબી ભાષા શીખવા જાઉ ' જો સત્ય જ વસ્તુ જોઈએ અને કહીએ તો તે એટલુ જ છે કે સસ્કૃત ભાષાએ પ્રાતીય ભાષાઓને જે સમૃદ્ધિ અને એકતા આપ્યા છે તેના વડે જ રાષ્ટ્ર-

ભાષામાં પ્રગટેલા સાહિત્યમાં એકતા અને સમૃદ્ધિ આવશે, બીજી રીતે નહી આવે.'

સમસ્ત ભારતનો અનુભવ થતા શ્રી. મુનશીની *દૃષ્ટિ વધારે વિશાળ થઈ છે એમ કહીએ તો અમો આશા રાખીએ છીએ કે શ્રી. મુનશી ખોટુ નહિ લગાડે હવે આ દૃષ્ટિએ યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં, ભાવી ગૂજરાતી સાહિત્યકારોને માટે, સંસ્કૃતને સ્થાન ખરું કે નહિ એ પ્રશ્ન ફરી વિચારી જોવા અમે એમને વિનતિ કરીએ છીએ.

(૨) વળી રા. મુનશી કહે છે. "દરેક ભાષાના બે સ્વરૂપ હોય છે, એક સ્વરૂપ જીવનના વ્યવહાર માટે હોય છે, બીજુ સ્વરૂપ કલ્પનાવિલાસ અને વિચારને વ્યક્ત કરવા માટે. પહેલુ સ્વરૂપ સર્વગમ્ય હોવુ જોઇએ, બીજુ સ્વરૂપ વિચાર અને ઉર્મિઓને વ્યક્ત કરે અને પોષે એવુ હોવુ જોઈએ લોકગીતોની ભાષા વડે શિષ્ટ સાહિત્ય ન રચી શકાય, સોહિણી મેહારની ભાષાસમૃદ્ધિથી ગીતગોવિંદ ન લખાય. સર્વગમ્ય અને સરસતા મૂર્તિમાન કરનાર શિષ્ટ સાહિત્યની વચ્ચે જે ભેદ છે તે ભેદ લોકોપયોગી ભાષા વચ્ચે અને સરસતાના વાહનરૂપ ભાષા વચ્ચે છે—આર્યાવર્તના ગામડાઓમા દુષ્યંતના દુહાઓ બોલાતા હશે અને જેનુ સંસ્કાર સ્વરૂપ મહાભારતમા આપ્યુ છે તેની વચ્ચે અને કાલિદાસના 'શાકુંતલ' વચ્ચે છે તે જ દુસ્તર ભેદ. શિષ્ટ સાહિત્ય અને તેની ભાષા એ બજારનો વિષય નથી. સામાન્ય જનતાને કદી એ સુગમ નહિ થાય. દરેક કારીગર તાજમહેલ ન બાંધી શકે દરેક ગામડીઓ ગડી શકે એવો તાજમહલ ન રચાય અને જો પ્રાંતીય ભાષા ને રાષ્ટ્રભાષાદ્વારા કલ્પનાના તાજમહેલો

* મુંબાઇ યુનિવર્સિટિએ એના નવા અભ્યાસક્રમના સંસ્કૃતનુ ગૌરવ કાયમ રાખ્યુ છે, અને હવે એમ આશા રાખીએ છીએ કે શ્રી મુનશી સંસ્કૃતને સદાયતા આપતા રહેશે.

બાધવા હોય અને તેમનુ સૌન્દર્ય હિંદભરમા પૂજાતુ કરવુ હોય, તો સસ્કૃત સાહિત્યના સુરમ્ય આરસપહાણની સામગ્રી વિના છૂટકો નથી.”

આ કંડિકા પણ સુન્દર છે સામાન્ય લોકોની ભાષા અને સાહિત્યની ભાષા વચ્ચે અમે હમેશા ભેદ પાડતા આવ્યા છીએ, અને સામાન્ય લોકભાષા તરીકે જ હિન્દી કે હિન્દુસ્થાનીને રાષ્ટ્રભાષા બનાવી શકાય, સાહિત્યની ભાષા તરીકે તો હિન્દુસ્થાનની તે તે પ્રાન્તની ભાષાઓ ભિન્ન રહેવાને જ અને રાખવાની.

[ વસત વર્ષ-૩૫, અક ૭-૯, શ્રાવણ-આશ્વિન સ. ૧૯૯૨ ]

# કાવ્યમાં શબ્દબન્ધ

બીજું ભાષણ રાષ્ટ્રીય વિદ્યાપીઠના અધ્યાપક રામનારાયણ પાઠકનું હતું. એનો વિષય 'કાવ્યમાં વર્ણનું સ્થાન' એવો હતો. યદ્યપિ એમણે નિરૂપેલો વર્ણનો મહિમા જાણીતો છે તથાપિ એના ઉદાહરણો એમણે એવાં સચોટ અને વિવિધતાભર્યાં આપ્યાં કે દોઢ કલાક શ્રોતાજનને એમણે ધ્યાનબદ્ધ રાખ્યા. એમનો ગૂજરાતી સાહિત્યનો પરિચય બહુ વિશાળ જણાયો, અને કાવ્યનો રસાસ્વાદ લેવાની એમની ઝીણી શક્તિ પદેપદે પ્રકટ થતી હતી. વ્યાખ્યાનકારે "અતિશય આનન્દ આપવાના હેતુથી ઉપાદાનમાં ભાવ સાકાર કરવો" એ કલાસામાન્યનું સ્વરૂપ જણાવી, કાવ્યમાં ઉપાદાન શબ્દ હોય છે અને શબ્દ એ શ્રાવ્ય છે તેથી જો કે અનુપ્રાસ, યમક, વગેરેને કાવ્યમાં સ્થાન છે, પણ મુરજબન્ધ-ખડ્ગબન્ધ વગેરે જે આલેખ્ય છે તેને ખરું જોતાં એ નથી એમ કહ્યું. આમાં નિગમન ખરૂં હોઈને પણ સાધન ખોટું છે એમ મને લાગે છે. સંસ્કૃતમાં કાવ્ય જે વિશાળ અર્થમાં લેવાય છે તેમાં નાટકનો પણ સમાવેશ છે, અને તેથી દૃશ્ય અને શ્રાવ્ય બન્ને એનાં અંગ છે. આથી જ શબ્દની પેઠે અભિનય પણ રસબોધક બને છે. વળી જેમ અમુક ધ્વનિનું અનુકરણ હોય તે પણ રસોદ્બોધક નથી, પણ એ ધ્વનિનું જેમાં સૂચન હોય એ જ રસ ઉપજાવે છે. જેમકે ઢોર-હાંકનાર ગોવાળીઆનો 'ડચડચ' શબ્દ કાવ્યમાં જ વર્ણનમાં ગૂંથવામાં આવે તો એમાં ચમત્કાર નથી પણ અમુક વર્ણસંકર

રચો ગોઠવવામા આવે કે જેમાથી કોયલનો અવાજ કાને પડતો લાગે તો તેમા રસ રહેલો છે. આ કહેવુ બરાબર છે—પણ એમાં વાચ્યાર્થ અને વ્યગ્યાર્થ વચ્ચે જેટલો ભેદ છે તેટલો જ વર્ણસમૂહના આ બે પ્રકાર વચ્ચે મને લાગે છે 'ભોજનપ્રબન્ધ'ના પેલા કાલિદાસના શ્લોકમા "ઠઠકઠઠ ઠઠઠંઠઠં ઠ પનિયારીને માથેથી પડી જતા બેડાની શબ્દાનુકૃતિ કાવ્યમા અસ્થાને નથી જોકે કોકિલ કે રાજહસનો ધ્વનિ સૂચવતી વર્ણમાળા વધારે રસ ઊપજાવે છે વ્યજનની પેઠે સ્વર પણ અર્થને અનુગુણ થઈ શકે છે, જેમકે "લાબા લાંબા પથ" એ પક્તિમા 'લાબા લાબા' એમ ઉપરાઉપરિ આવતા દીર્ઘ આકારથી પથનુ લાબાપણુ બહુ અસરકારક રીતે સૂચવાય છે. આ સબન્ધમા વ્યાખ્યાનકારે વેદની ઋચાઓ પણ ઉદાહરણ તરીકે ટાકી સસ્કૃતમાથી પ્રાકૃત અને દેશી ભાષામા ઊતરતા શબ્દનો બન્ધ કેટલીક વાર શિથિલ થાય છે એ ઓજસ પ્રકટ કરવામા પ્રતિકૂલ પડે છે એમ બતાવ્યુ વળી આગળ અનુપ્રાસના દાખલામા સ્વ દાન્તની "પરિપાટી છે પુરાણી પ્રથા આપણી" એ પક્તિ ટાકી અને બગાળ અનુપ્રાસનો દાખલો આપતા મમ્મટે આપેલો અધમ કાવ્યનો स्वच्छन्दोच्छलदच्छ० શ્લોક ટાકયો અને ઉદાહરણોમા અમારો મત તદ્દન વિપરીત છે "પરિપાટી છે પુરાણી પ્રથા આપણી" એ નીરસ પક્તિમા પકારનો અનુપ્રાસ કાઈ જ કામ કરતો નથી.

અને —

स्वोच्छल–

स्वच्छ– दच्छ–

चन्द्र–

कदर–

च्छातलगाक्षुन्ठठा–

—એ પંક્તિમાં અમે ગંગાને હિમાલય ઉપરથી પડતી, એક કરાડ ઉપરથી બીજી કરાંડ ઉપર ઊતરતી, સાંભળીએ છીએ, જોઈએ છીએ. બેશક કવિ અનુપ્રાસના મોહથી છેવટે એટલા બધા ખેંચાઈ જાય છે કે 'उद्यदुदारदर्दुरदरी०' એમ માત્ર દકાર અને રકારનો અનુપ્રાસ લાવવા માટે ભવ્ય હિમાલયની ખીણોમા દેડકાં કુદાવે છે! એ દોષ જ છે. ભાઈ રામનારાયણ પાઠકે અનુપ્રાસની કદર કરીને વર્તમાન કાવ્યપરીક્ષામાં અવગણના પામેલા એ તત્ત્વની યોગ્ય કિંમત કરી છે. અંગ્રેજીમા સ્પેન્સર અને ટેનિસન આ કલા માટે પ્રખ્યાત છે અને હોમરના અનુવાદોમા અર્થને અનુકૂલ સ્વર અને વ્યંજનના ઉપયોગ ઉપર એ મહાકવિના કાવ્યનો રસ આધાર રાખે છે એ જાણીતું છે. કાલિદાસે લઘુસ્વરના ઉપયોગથી એક પ્રસંગે કેવું અદ્ભુત કલાવિધાન રચ્યું છે એ જુવો

"न खलु न खलु बाणः संनिपात्योऽयमस्मिन्
मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः ॥"

એ સ્થળે લઘુસ્વરમાળાથી આરંભાતા માલિનીવૃત્તને બદલે શાર્દૂલવિક્રીડિત કે સ્રગ્ધરાવૃત્ત યોજ્યું હોત તો તે ઔચિત્યની દૃષ્ટિએ અનુચિત થાત, કારણ કે એનો ઉચ્ચાર થતા સુધીમા બિચારૂં હરણુ ક્યારનું એ બાણથી વીંધાઈ ચૂક્યું હોત!

વળી શબ્દબન્ધ ક્યા સુશ્લિષ્ટ રાખવો અને ક્યા શિથિલ રાખવો એનો વિવેક પણ કેટલાક સંસ્કૃત કવિઓએ બહુ ઉત્તમ રીતે જાળવ્યો છે:

क्षुद्राः संत्रासमेनं विजहित हरयः क्षुण्णशक्रेभकुम्भा
युष्मद्देहेषु लज्जां दधति परममी सायका निष्पतन्तः ।
सौमित्रे तिष्ठ पात्रं त्वमसि न हि रुषां नन्वहं मेघनादः
किंचिद्भ्रूभङ्गलीलानियमितजलधिं राममन्वेषयामि ॥

આ શ્લોકમાં સમાસ અને બન્ધની સુશ્લિષ્ટતા અને શિથિલતા તે તે ભાવ પ્રમાણે છે.

[વસન્તઃ વર્ષ ૨૬, અંક ૭, શ્રાવણ, સં. ૧૯૮૧]

# દિ. બ. અંબાલાલ સાકરલાલની મુલાકાત

આજ સ્હવારે નદીની પાર ખેતરોમા ફરતો ફરતે હુ દિ. બ. અંબાલાલ સાકરલાલને બંગલે ગયો એ વૃદ્ધ અને અનુભવી પુરુષ સંસારની અનેક વિષમતાના—બલ્કે સંકટના પ્રસંગોમા પણ આત્માની શાન્તિ અને દેશહિતની લાગણી જાળવી રહ્યા છે, અને એમની વિચારશીલતા એવી સાધારણ છે કે કોઈ પણ વિષય ઉપર એમની સાથે દશ મિનિટ વાત કરવી એ કેળવણી સમાન છે

એમના ટેબલ ઉપર એક લખેલી સ્લેટ પડી હતી, અને એમના પૌત્રોને માગ જતા પહેલા પોતે કાંઈક શિક્ષણ આપી રહ્યા હતા એમ એ સ્લેટ ઉપરથી જણાતુ હતુ

દિવાન બહાદુર તમે અહીં ક્યાંથી '

મ્હેં કહ્યુ હું ફરવા નીકળ્યો હતો, ફરતા ફરતા, આપના સમાગમનો દશ મિનિટ લાભ લેવાની ઈચ્છા થઈ, અને તેથી આવ્યો.

દિવાન બહાદુરે ખુશી બતાવી અને આજકાલ પોતે જે વ્યવસાયમા પડ્યા છે—અર્થાત્ 'ગુજરાત કેળવણી મંડળી' એ વિષે તુરત વાત શરૂ કરી શરૂ કરતા કરતા કહ્યુ તમે કાંઈ ખાસ વાત કરવા આવ્યા હો તો કહેજો આપણે પહેલી એ વાત કરીશુ.

મ્હેં ઉત્તર દીધો હુ એક સ્વાર્થ માટે આવ્યો છુ, પણ તે આપ વાત શરૂ કરી છો તે કરી લ્યો, ત્યાર પછી છેવટે હુ આપને કહીશ

દિ. બ.: આપણી 'મંડળી'ના કાર્યસંબન્ધી તમારા શા વિચાર છે?

આ પ્રશ્ન એમણે મને વારંવાર પૂછેલો છે અને મ્હેં ઘણીવાર ઉત્તર આપેલો છે. પોતે સ્થાપેલી 'કેળવણી મંડળી'ના કાર્ય ઉપર એમનું એવું સતત લક્ષ્ય રહ્યાં કરે છે કે એ સંબન્ધી જે કાંઈ સૂચના મળે તે મેળવવા એમનો હમેશાં યત્ન હોય છે જ.

મ્હેં ઉત્તર દીધો. આપણે રાત્રિશાળા ઊઘાડી છે એ બહુ સારું કર્યું છે. દેશી ભાષાદ્વારા ઉચ્ચ શિક્ષણ આપનાર એક નમૂનેદાર શાળા આપણે ઊઘાડી શકીએ, પણ એ બહુદ્રવ્યસાધ્ય છે અને એની સફળતા અને ઇષ્ટિતા અત્યારે શંકાસ્પદ છે. અત્યારે તો રાત્રિશાળા જેવી ગરીબ અભણ વર્ગને ઉપયોગી થાય એવી શાળાઓ કાઢીએ તો બસ. અત્યારે આપણા પ્રયત્નો માત્ર 'supplementary'—કેળવણીખાતાને મદદ રૂપ—થવા જોઈએ. એક બીજું હુ વારંવાર આપને કહ્યા કરૂં છુઃ હાલ આપણે છૂટક છૂટક એક એક ભાષણ અપાવીએ છીએ તે ઠીક છેઃ 'બાલમરણ' કે 'શરીરસ્વાસ્થ્ય' ઉપરનાં ભાષણો નકામા નથી—પણ મને એથી આપણી મંડળીનું ખરૂં કર્તવ્ય સધાતુ હોય એમ લાગતું નથી. એમાં છૂટક છૂટક ભાષણને બદલે એક એક વિષય લઈ એની ઉપર એક set of lectures—say, six or eight lectures—(ભાષણમાળાઃ દાખલા તરીકે ૭ આઠ ભાષણો) અપાવવાં જોઈએ—Ambulance(અકસ્માત્ વખતના ઇલાજો)ના લેક્ચરો જેવાં—જેનો લાભ માત્ર ગૂજરાતી જ જાણનારાને નહિ પણ અંગ્રેજી જાણનારાઓને પણ થશે. ૭ ભાષણથી ફિઝિક્સ કે કેમિસ્ટ્રિનું બધું જ્ઞાન આવી જાય નહિ, પણ એટલાં ભાષણથી એવા એકાદ ખંડનુ એટલું જ્ઞાન મેળવી શકાય કે જેથી કાંઈક આપણે જાણ્યું એમ થાય, અને એ વિષયના અધિક જાણવાનો આપણને રસ ઊપજે, અને પરિણામે અધિક જાણીએ. પરંતુ આવા ભાષણો અપાવવા માટે થોડું

નામનું—સોએક રૂપિયા જેટલું—પણ પારિતોષિક રાખ્યું હોય તો ઠીક. વર્ષમાં બે વખતે આવું ખર્ચ કર્યા વગર આપણે લોકને સંગીન લાભ આપી શકીશું નહિ.

દિ બ. પણ અત્યારે આપણી પાસે એટલા પૈસા આપવા જેટલી મૂડી ક્યાં છે?

મ્હેં ઉત્તર દીધો: હું જાણું છું કે નથી જ. અને અત્યારે આપણે કર્તવ્યમાં ચૂકીએ છીએ એમ મ્હારૂં કહેવું પણ નથી. પણ આપણે ધીમે ધીમે દ્રવ્ય એકઠું કરીને અમુક માર્ગે સેવા કરવી જોઇએ એટલું જ મ્હારૂં તાત્પર્ય છે, અત્યારે તો આપણે રાત્રીશાળાનું કામ ઉપાડ્યું છે તે ઠીક છે.

દિ બ. મોહનલાલભાઈ ડેપ્યુટિના દીકરા—રા કૃષ્ણલાલ ઝવેરી—મને કહેતા હતા કે મુંબઈમાં રાત્રીશાળાઓ બહુ ફતેહમંદ નીવડી છે.

મ્હેં કહ્યું ખરૂં છે. અને એ જ માર્ગે આપણો પ્રયત્ન સતત ચાલુ રહેવો જોઈએ આમે કૉલેજમાં અભ્યાસ કરતા હતા, તે સમયમાં પ્રો પારધવાલ (મિ ટાટાના સેક્રેટરી બરજોરજી બાદશાહના ભાઈ, જે પછીથી બૅરિસ્ટર થયા હતા અને થોડાક વર્ષ ઉપર ગુજરી ગયા) એમણે આપણા શહેરમાં રાત્રિશાળાઓ કાઢી હતી અને તે બહુ સારી ચાલતી હતી—પણ એમના ઇંગ્લંડ ગયા પછી એ બંધ થઈ ગઈ આપણી મંડળીનું ફંડ સારૂં એકઠું થાય, અને તે પછી એનો ટ્રસ્ટ થઈ જાય—તો આપણે સ્થાપેલી શાળાઓની સ્થિરતા સંબન્ધી કાંઈ શંકા ન રહે

દિ. બ. (ફંડ એકઠું કરવાના વિચારમાં ગૂંથાયા હોય એમ): પૈસા આપનારા ઘણા છે, જો આપણે આપણા ન્હાના સર્કલની બહાર જઈ મેળવીએ તો. આપણા નવી કેળવણી પામેલા વર્ગે પોતાના સર્કલની બહાર—જૂના વર્ગમાં—હળવુંમળવું જોઈએ.

હું (વચમાં): કેળવાએલાઓની પણ કાંઈક અરોએક 'caste' (નાત) બંધાઈ ગઈ છે.

દિ. બ.: ખરૂ છે. આપણે અંગ્રેજી અમલદારો વિષે ફરિયાદ કરીએ છીએ કે તેઓ આપણા લોકો સાથે ભળતા નથી. પણ આપણા કેળવાએલા વર્ગમાં પણ એ જ ખામી છે. એટલું ખરૂ કે વગર ભળે પણ—આપણા શિક્ષિત અને અશિક્ષિત વર્ગનું લોહી ને સંસાર એક છે, અને તેથી કેટલુંક વગર પ્રયાસે જાણી લેવાય છે. હું આપણા અજ્ઞાન અને જૂની ઢબના લોકથી છૂટા પડવું પસન્દ કરતો નથી, અને એ જ તમારા સુધારાવાળાઓ સામે મ્હારો વાંધો છે. બન્ધન તોડીને એકલા આઘા નાશી જવાથી સુધારો થવાનો નથી. પ્રથમ તો 'common ideas'—એક જ વિચાર—કરવા જોઈએ.

હુ વચમાં. પણ સાહેબ આપને નથી લાગતું કે 'ideas' અને 'કૃતિ' એક બીજા ઉપર 'act' અને 're-act'—પરસ્પર અસર કરે છે, અને એ રીતે ગડમથલ ચાલ્યાં જ કરે છે! બાહ્ય અને આન્તરનો એવો સબન્ધ છે કે હુ અત્રે આવ્યો અને આપની સાથે વાતચીત કરી તો બાહ્ય કૃતિની મ્હારાં અન્તરમાં અસર થઈ?

દિ. બ. : બેશક, 'ideas' અને 'institutions' વચ્ચે 'Interaction' થાય છે, પણ માત્ર પશ્ચિમનુ જોઈને આપણું તોડી નાખવું એ બરાબર નથી. આપણો ઉદ્દેશ શો છે, આપણે ક્યાં જવું છે, એ વિષે આપણા જનમંડળના વિચારમાં એકતા થવી જોઈએ.

મ્હેં કહ્યું: હુ પણ એ વાતમાં તો આપની સાથે મળું છું,

દિ. બ.. આપણે કેળવણીની વાત કરતા હતા ત્યાં આવીએ. સરકાર કેળવણી આપે છે તે ઠીક છે. પણ આપણે ખરેખર કેવી કેળવણીની જરૂર છે એના દૃષ્ટાન્તરૂપ એક શાળા તો થવી જોઈએ.

મ્હેં રવીન્દ્રનાથ ટાગોરની બોલપુરની શાળાનું સ્મરણ આપ્યું.

દિ. બ.: મને એ શાળાના અભ્યાસક્રમની માહિતી નથી. પણ આર્યસમાજીઓના 'ગુરુકુલ' વિષે કેટલુંક જાણું છું.

જ્હે કહ્યુ પણ આ તરેહના યત્નોમા હમેશા એક મુશ્કેલી આવીને ઊભી રહે છે આ વિદ્યાર્થીઓનુ કરવુ શુ ?

દિ, બ. આ વીસ લાખ આર્યો (આર્ય સમાજિસ્ટો) છે, તેઓ સ્વદેશી બૅન્કો અને કારખાનાંઓ વગેરે કાઢે, અને એમા એમના વિદ્યાર્થીઓ ધન્ધે લાગે

હુ પણ સાહેબ એકલા આર્ય સમાજિસ્ટો ઉપર આખા દેશના કાર્યનો ભાર નાખી શકાય ? આર્ય સમાજિસ્ટો એવા કેટલા ખાતા કાઢે ? એ તો 'naturally' ઉત્પન્ન થાય તો જ પહોચી વળાય.

દિ બ. 'natural' ની વ્યાખ્યા કરવી કઠણ છે.

હુ .—હુ 'natura'l થી આ સ્થળે શુ કહેવા માગુ છુ એ આપને સ્પષ્ટ કરૂ. દેશમા ''self-consciousness'—સ્વાત્મભાન આવે અને એને પરિણામે પ્રજા એક તરફ જેમ પોતાને જોઈતી કેળવણી ઉત્પન્ન કરે, તેમ બીજી તરફ એવાં સ્વદેશી કારખાનાઓ પણ એની મેળે—અર્થાત્ એ કેળવણીની સસ્થાઓ રચનારને હાથે નહિ, પણ જ્હે કહી તેવી 'self-conciousness' ને પરિણામે —ઉત્પન્ન થાય, ત્યારે જ એ કેળવણીના વિદ્યાર્થીઓ ઠેકાણે પડે. બાકી અત્યારે તો, સરકારી કેળવણીના ચક્રમા ગોઠવાઈ ન જાય એવી કોઈ પણ કેળવણીની સસ્થા ફતેહમદ નીવડવાનો સભવ નથી. દૃષ્ટાન્તરૂપે કદાચ થોડીક શાળાઓ બની શકે, પણ તે અપવાદરૂપ જ રહે એને ''universalize' કરી ન શકાય

દિ બ. પણ આપણી રાત્રિશાળામા તો એ વાંધો આવનાર નથી આપણે તો એ મજૂર વર્ગ જે શીખવા માગે તે શીખવીશુ તેની સાથે 'Hygiene' આરોગ્ય વગેરે જરૂરની બાબતો થોડી થોડી ભેગવતા જઈશુ. પણ એક વાત ધ્યાનમા રાખીશુ કે એમની જરૂરીઆતો જેવી એ જાણે તેવી આપણે ન જાણીએ સરકારી કેળવણીમા એ ઉપર લક્ષ્ય અપાતુ નથી એ એક મ્હોટી ખામી છે. બીજી એક ખામી એ લાગે છે કે દેશી ભાષા ખીલવવાના તરફ એમણે

કોઈનું લક્ષ્ય જ નથી. આપણી અદાલતોમાં જ્યાં સુધી અંગ્રેજીમાં જ ભાષણ કરવાનો રિવાજ ચાલે ત્યાં સુધી આપણે ત્યાં અર્સ્કિનવર્થ અને કાર્સન જેવા વકીલ વક્તાઓ શી રીતે ઉત્પન્ન થાય ? બીજી ભાષામાં બોલ્યા કરવાથી, માતૃભાષામાં શબ્દોની આસપાસ જે 'associations' વળગણો—બંધાવા જોઈએ તે બંધાતાં નથી.

હું : આપનું કહેવું યથાર્થ છે. પણ આ સંબન્ધમા એક બાબત વિચારવા જેવી છે. માતૃભાષાદ્વારા કેળવણી આપવાના પ્રશ્નમાં તો થોડોક જ મતભેદ છે. પણ અંગ્રેજી કેળવણી વિના એકલી માતૃભાષાની કેળવણી હાલના સમયમાં ચાલે ? હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાંતોમાં એકતા શી રીતે આવવાની ? એ એકતાને બળે જ— અત્યારે લોકમતનું માન પડે છે. કેટલાક સુધારા થઈ શકે છે, અને સ્વદેશી કારખાનાં વગેરે સ્થાપી ફતેહમંદ કરી શકાય છે.

દિ બ. : એ ખરૂ પણ ગૂજરાતી ભાષા તદ્દન લુપ્ત થઈને આખા હિન્દુસ્થાનની એક ભાષા થશે એમ મારી કલ્પનામા આવતું નથી. આપણી ગરબીઓમાં જે ખૂબી છે તે બીજી કયી ભાષામાં છે ? અને તે લુપ્ત કેમ થવા દેવાય ? હુ તો આ વિષયમાં 'Federation'—અનેકના એકત્રપણા—નું ધોરણ માનું છુ.

હુ : હુ પણ આપ સાથે એ બાબતમાં મળુ છુ. આપણા દેશની વિવિધ ભાષાઓને લુપ્ત થવા ન જ દેવાય. અનન્ત ભવિષ્યમાં અમુક જ થશે અને અમુક નહિ થાય એમ કહેવુ અશક્ય છે, પણ અત્યારે આપણી કલ્પના પહોંચે છે ત્યા સુધી તો આપણી ભાષાઓ રહેવાની અને રહે એ જ ઇષ્ટ છે, અને તે સારી રીતે કેળવાવી જોઇએ.

આટલી વાત કરી—"કેળવણી મંડળ" ની એક રજીસ્ટર્ડ આફિસ કરવી તથા કલાર્ક નીમવો વગેરે બાબત તથા એક બીજી રાત્રીશાળા ઉઘાડવી એ બાબત કેટલીક વાતચીત કરી.

પછી દિવાન બહાદુરે કહ્યું. હવે તમારે જે વાત કરવાની હતી તે કહો.

મ્હે કહ્યુ મારી વાત મારા સ્વાર્થની છે **આપના સમયનાં થોડાંક 'Reminiscences' (સંસ્મરણો) 'વસન્ત' માટે ન લખો ?**—આપના સમયની કેળવણી, સંસારસુધારો, તથા એના નેતા પુરુષો સમ્બન્ધી આપ થોડાક સ્મરણો આપો, તો તેથી ગૂજરાતને ઘણો લાભ થાય એક વાત આપે મને કહેલી તે મને યાદ છે આપ હવે શ્રમ લઈ લખી શકો એમ નથી, પણ આપ કાંઈ વખતોવખત લખાવો નહિ ?

દિ બ બધા વિચાર એકઠા કરી લખતા જરા શ્રમ પડે. પણ તમે પૂછો તેના ઉત્તર આપુ

દિવાન બહાદુર પોતે પોતાના સમય વિષે લખે એથી જેવુ પૂર્ણ ચિત્ર નજર આગળ દોરાય, તેવુ એમના સમય વિષે કાંઈ જ ન જાણનારના છૂટાછવાયા પ્રશ્નોથી ન જ દોરાય અને તેમા પણ, તે સમયના ઐતિહાસિક પુસ્તકોના સાધનથી પ્રશ્નમાળા રચી હોય, અને એ ઉપર ઉત્તર લેવાયા હોય, તો કદાચ સારી માહિતી મળે પણ તે માટે પણ હું પહેલેથી તૈયાર થઈને ગયો ન હતો તેથી સમયસૂચકતા રાખી મ્હે વિચાર કર્યો કે 'A bird in hand is worth two in the bush' 'अल्पस्य हेतोर्बहुहातुमिच्छन्' અલ્પની ખાતર ઘણુને છોડી દે એ માણસ હમેશા મૂર્ખ જ નથી—કેટલીકવાર એમ કરવામા જ ડહાપણ રહેલું હોય છે. ભવિષ્યમા દિવાન બહાદુર કાંઈ ન મગે અગર લખાવશે એ આશા ઉપર રહ્યા કરતા અત્યારે પ્રશ્ન પૂછવાનુ મને કહે છે તો તે પૂછુ, અને કાંઈક જાણુ એ જ સારૂ છે.

પ્રશ્ન : આપના સમયમા શિક્ષાગુરુઓ કેવા હતા ? કેળવણીના સાધન શા શા હતાં ? એ આપવાની પદ્ધતિ કેવી હતી ?

દિ બ. અમારા વખતમા અહીની અગ્રેજી સ્કૂલના હેડમાસ્તર મિ. કર્ટિસ હતા, અને મોનિટર સિસ્ટમ ચાલતી. આગળ પડતા, ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને નીચલા વર્ગ શીખવવાનુ કેટલુક કામ સોંપવામા આવતુ

હું : 'મૉનિટર સિસ્ટમ' એક વાર ઇંગ્લંડમાં પણ ચાલતી, તે હવે પસંદ થતી નથી.

દિ. બ. : વિદ્યાર્થીઓની 'character'—નીતિ—ઘડવામાં એ લાભકારક ગણાતી નથી તેથી તે હવે બંધ થઈ છે.

હું : પણ એથી મૉનિટરને એક ફાયદો થતો હશે. એમનું પોતાનું જ્ઞાન વધારે ચોક્કસ અને ચોખ્ખું થતું હશે?

દિ. બ : બેશક; બીજાને શીખવવાથી આપણું પોતાનું જ્ઞાન વધારે સારૂં થાય છે. એક બાળકના પ્રશ્ન ઉપરથી પણ કેટલીક વાર આપણને નવું દૃષ્ટિબિન્દુ સૂઝે છે. તમારા ડૉ. ભાંડારકર તો કહેતા કે મ્હારૂં ઘણુંખરૂં જ્ઞાન શીખવતાં શીખવતાં મ્હેં મેળવ્યું છે. બીજું, વિદ્યાર્થી વિદ્યાર્થીની—સરખી ઉમ્મરનાની—મુશ્કેલીઓ સારી સમજે છે.

હું વચમાં—ખરૂં; મ્હોટા શિક્ષકે બાળકની ભૂમિકા ઉપર કૃત્રિમ રીતે ઊતરવું પડે છે. તેમ મૉનિટર તરીકે કામ કરવાના માસિક પાંચ રૂપીઆ મળતા. એડ્યુકેશન તો માત્ર ઇંગ્લંડમાં જ મોંઘું છે. હમણાં જર્મનીની કેળવણી સંબન્ધી હું એક પુસ્તક વાંચતો હતો—ત્યાં શિક્ષકોના પગાર બહુ થોડા છે.

હું : પણ એકંદર વિચાર કરતાં અત્યારે આપણે મૉનિટરની પદ્ધતિ ભાગ્યે જ પસંદ કરીએ. 'Primitive' અને કેળવણીની 'initial stages' (આરંભ ભૂમિકા–પહેલા પહેલાં)નું એ લક્ષણ લાગે છે.

દિ. બ. : એમ તો ખરૂં. તે વખતના શિક્ષક પણ 'scholar' (વિદ્વાન) નહિ. કર્ટિસ સાહેબ એક ગરીબ માબાપના પુત્ર હતા, અને 'Christ Hospital' નામની ગરીબ વિદ્યાર્થીઓની શાળામાં શીખ્યા હતા. સુરતમાં એક સાર્જન્ટ drummer (લશ્કરી પડઘમચી) અંગ્રેજી શીખવતો. આ લોકો મહેનતુ સારા હતા. બહુ વિદ્વાન નહિ, પણ હમેશાં તરજુમા કરાવવા વગેરે કામ બહુ ખંતથી કરતા

પ્રશ્ન : તરજુમા અંગ્રેજીમાંથી ગુજરાતી, અને ગુજરાતીમાંથી અંગ્રેજી એમ બે, કે એક જ?

દિ. બહાદુર . બને. કર્ટિસ સાહેબને ગૂજરાતી આવડતું હતું. ત્રીજી વારે ગૂજરાતી પરીક્ષામા એ પાસ થયા હતા, અને ત્યાં સુધી એમનો પગાર વધ્યો નહોતો. એ અંગ્રેજી અક્ષર બહુ સારા લખતા.

પ્રશ્ન આપના વખતમા અંગ્રેજી સ્કૂલમાં શાં શા પુસ્તકો ચાલતાં ?

દિ. બ . મૅક્કલોક ( Mac Culloch ) નામના એક સ્કોચની કરેલી વાચનમાળા ચાલતી. શરૂઆતના અધિકારીઓ સ્કોચ હતા, અને કેળવણીખાતામા પણ સ્કોચનુ જોર હતું. હાવર્ડ પછી જ ઑક્સફર્ડના ગ્રેડ્યુએટો તો આવવા લાગ્યા. એક મૅકકલોકની વાચનમાળામાં સારા સારા અંગ્રેજી ગ્રન્થકારોના ઊતારા હતા, અને તે સાથે સાયન્સની પણ કેટલીક હકીકત જેમકે 'કલર' (રંગ)ની મૂળ જાત અને એમા મિશ્રણ વગેરે હકીકત આપેલી હતી. ૧૮૬૧–૬૨ માં હાવર્ડ સાહેબે સીરિઝ લખી, પણ તે બહુ 'happy' (સુરેખ) ન થઈ.

પ્રશ્ન મૅકકલોકની સીરીઝ તો હાલની રૉયલ રીડર્સ જેવી હશે એમ આપના વર્ણન ઉપરથી સમઝાય છે. આપના વખતમા સાયન્સનુ શિક્ષણ ખરૂ કે નહિ ?

દિ. બ. વાચનમાળામા આવે એટલું જ.

પ્રશ્ન પણ બે રંગ લઈ એનુ મિશ્રણ કરી કોઈ બતાવે ખરૂ ?

દિ બ ના, એ રીતના પ્રયોગ કરી શીખવવાનુ તો છેક '૭૫–૭૭ પછી થયુ સૅમ્યુઅલ હુક પાસે પીલ* સાહેબે સાયન્સની ચોપડીઓ લખાવી, જુદીજુદી હાઈસ્કૂલમાથી એક એક શિક્ષકને સૅમ્યુઅલ હુક પાસે મોકલી સાયન્સનું શિક્ષણ અપાવ્યું, અને એ રીતે નિશાળોમા સાયન્સ શીખવવાની શરૂઆત થઈ. આપણી આ (અમદાવાદ) હાઈસ્કૂલમાથી ડાહ્યાભાઈ જાગીરદારને મોકલ્યા હતા.

પ્રશ્ન આપના વખતમા સંસ્કૃત શિક્ષણ કેવુ ?

દિ બ. મારા વખતમા અમદાવાદ હાઈસ્કૂલમા તો સંસ્કૃત

* સર જેમ્સ પીલ એક વખત કેળવણીખાતાના ડિરેક્ટર થયા હતા.

શીખવાતું જ નહિ. હું ગૂજરાતી લઈને મૅટ્રિક પાસ થયો હતો. પછી થોડું લૅટિન કર્યું અને પછી સસ્કૃત.

દિ. બ. લૅટિન શીખ્યા હશે એ મ્હેં પહેલવહેલું જ જાણ્યું અને તેથી આશ્ચર્ય પામી મ્હેં પૂછ્યું: લૅટિન કેમ?

દિ બ. (જરા સ્મિત સાથે). અમારા વખતમાં નવેમ્બર-ડીસેમ્બરમાં મૅટ્રિકની પરીક્ષા થઈ જતી અને માર્ચમાં સ્કૉલરશિપ પરીક્ષા થતી. ત્રણ ચાર મહિના મળ્યા એટલામાં મ્હે એ પરીક્ષા જેટલું લૅટિન કરી લીધું અને એમા હું પહેલે નંબરે પાસ થયો. લૅટિન સહેલું છે. સંસ્કૃત જેવું અટપટું નથી. 'લૅટિન થ્રૂ ઇંગ્લિશ' નામનું એક પુસ્તક અને બીજુ થોડુંક વાંચવુ પડતું. માર્ચ પછી મ્હેં સંસ્કૃત કરવા માંડ્યુ. તે વખતે તુરત જ ડૉ. ભાડારકરની પહેલી ચોપડી બહાર પડી હતી. સેકન્ડ બુક તો બહુ મોડી તૈયાર થઈ. તેલંગ સસ્કૃત લઈને મૅટ્રિક પાસ થયા હતા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં સસ્કૃત શીખવાતું હતું. ડાક્તર ભાલચન્દ્રના બાપ કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકર શીખવતા.

પ્રશ્ન: ડૉ. ભાંડારકરનુ પુસ્તક નહોતું—ત્યારે પ્રાચીન વ્યાકરણ-દ્વારા શીખવતા હશે?

દિ. બ. : હા; જૂની પદ્ધતિએ. થોડુ વ્યાકરણ શીખવે અને તે સાથે કાવ્ય વચાવે—વગેરે પરચુરણ ચાલતું.

પ્રશ્ન: આપના વખતમાં સંસ્કૃત હાલના કરતાં સહેલું કે કઠણ?

દિ. બ. : હાલ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બહુ સહેલું પૂછે છે. એવુ સહેલું તો પહેલા નહિ.

હું વચમા—અમારા વખતમા પણ આવુ સહેલું નહિ. ઉપલી પરીક્ષામાં કેવું?

દિ બ. . સહેલું નહિ. જગન્નાથ શંકરશેઠ વગેરે ઈનામો અને સ્કૉલરશિપો થઈ ત્યારથી તો કઠણ. ડૉ. કીલહોર્ન અને ડૉ. વિલ્સન અમારા ભગવાનદાસ પ્રાઈઝના પરીક્ષક હતા.

પ્રશ્ન ડૉ. કીલહાર્ન તો સારા સ્કૉલર હતા એ હુ જાણુ છુ-પણ ડૉ. વિલ્સન કેવા ?

દિ બ. : એ સ્કૉલર નહિ, પણ પરચુરણ સસ્કૃત બહુ વાંચેલુ.

પ્રશ્ન : સેકન્ડરિ એડ્યુકેશનમાથી આપણે કૉલેજના એડ્યુકેશનમા ચઢી ગયા સેકન્ડરિ એડ્યુકેશન સબન્ધી એક બે વાત આપ કહો તો પૂછી લઉ.

દિ. બ. . ખુશીથી.

પ્રશ્ન આપના વખતમા ઇતિહાસ-ભૂગોળનુ શિક્ષણ કેવુ ?

દિ. બ. . ભૂગોળમા માત્ર 'location' (નકશામા સ્થળ)—અમુક ક્યા આવ્યુ એ જ જાણવાનું.

પ્રશ્ન : હાલ કમર્સ્યલ જ્યૉગ્રૉફિ (વ્યાપારી ભૂગોળ) શીખવે છે તેવુ કાઈ નહિ ?

દિ બ. કાઈ નહિ.

હુ વચમાં . હાલ પણ ઘઉ, રૂ, તેલના બીઆ વગેરે પદાર્થોના લિસ્ટમાથી અમુક અમુક ચીજો વારવાર આવે છે તે ઉપરથી છોકરાઓ પરીક્ષામાં ઘણીવાર એનાણુ નામ આશરે ગણાવી જાય છે ! કમર્સ્યલ જ્યૉગ્રૉફિ ખરેખર રીતે શીખવાતી નથી—તેમ એ વિષયનો ખરો ઉપયોગ પણ મ્હોટી ઉમ્મરે છે, એટલે કેટલુક ગોખણ ચાલે છે હવે સાહેબ, ઇતિહાસની બાબતમા કેમ ?

દિ. બ. . મૅટ્રિકમા અમારે એક 'Universal History' અને ચાર ઇતિહાસ તૈયાર કરવાના હતા હિન્દુસ્થાન, ઇગ્લંડ, ગ્રીસ અને રોમ.

હુ ચકિત થઇને એટલુ બધુ શી રીતે તૈયાર થતુ ?

દિ બ. : એમાથી જે જાણવા જેવુ હોય તે ગૂજરાતીમા શિક્ષક ઘણીવાર સમઝાવતા; ને મૅટ્રિક ક્લાસમા તેના દરરોજ પાઠ હતા. Expression ની power થોડી આવતી, પણ એથી જાણવા જેવુ યાદ રહી જતુ. બાકી કેટલુક સાલ વગેરે વાચીને

તૈયાર પણ કરવુ પડતુ. પરીક્ષા હોય તેમાં કેટલુંક 'cram' તો કરવુ પડે જ.

મ્હેં કબૂલ કર્યું. વિશેષ વાત ચલાવતા, મ્હે પૂછ્યુ આપ તો આપના વર્ગમાં top boy હતા, પણ સામાન્ય વિદ્યાર્થીઓ આ બધુ શિક્ષણ લઈ શકતા ?

દિ. બ. : લેતા. અમારા શિક્ષકો બહુ વિદ્વાન નહિ પણ 'earnest' હતા.

હુ . They loved their work (તેઓને પોતાના કામ ઉપર પ્રીતિ હતી )

દિ બ . Just so (એમ જ).

હુ : પણ સાહેબ, તે સાથે તે વખતની કેળવણી ફતેહમંદ નીવડવાનાં મને બે કારણો લાગે છે એક તો અંગ્રેજી શિક્ષણ નવીન હોઈ એમા શિક્ષકોનો તેમ જ વિદ્યાર્થીઓનો રસ હતો, બીજુ, વિદ્યાર્થીઓને ભણીને સારે દરજ્જે ચઢવાની અને પૈસા કમાવાની સારી આશા હતી. તેથી ભણતરમા એમનો ઉત્સાહ સારો રહેતો. આજ તો ફર્સ્ટ ક્લાસ વિદ્યાર્થીઓને માટે પણ ભવિષ્ય મુશ્કેલીવાળુ છે, અને તેથી નિરાશાની છાપ એમના મગજ ઉપર સતત પડેલી જ રહે છે.

દિ. બ. : તમારૂ કહેવુ ખરૂ છે. ભણીને શુ કરીશુ એ સવાલ અમારા વખતમા નહોતો. તેમ તમે કહો છો તે નવીનના પણ ઉત્સાહનુ કારણ ખરૂ.

હુ : પણ એ જમાનાના વિદ્યાર્થીઓને એટલો બ્લાવ કરવો જોઈએ કે–તેઓને કુટુમ્બ તરફની વ્યાવહારિક પ્રતિકૂળતાઓ થોડી નહોતી. ભણવાનું ખર્ચ માબાપ આપવા નારાજ હતા, અને વિદ્યાર્થી મોનિટરનું કામ કરીને અગર એવી બીજી કોઈ રીતે મહેનત કરીને નિશાળનું ખર્ચ કાઢતા—એમ મ્હેં મારા મામા પાસેથી સાંભળ્યુ છે. ( મારા મામાને દિ. બ. ઓળખતા હતા. )

દિ. બ. : ગૂજરાતી નિશાળમાં એક મહેતાજી અને એક શિક્ષક—નિશાળો મહેતાજીના નામથી ઓળખાતી. તમારા નાગરો બધા તુળજારામ મહેતાજીની નિશાળે ભણેલા. બીજી એક લાલભાઈ રૂપરામની નિશાળ હતી, એવી બધી મળીને—અમદાવાદમા—ચાર નિશાળો હતી.

પ્રશ્ન : તે વખતે 'Pedagogy'—શિક્ષણશાસ્ત્રનુ ટ્રેનિંગ ખરૂ કે?

દિ. બ. : નહિ જ. માત્ર મુબાઈમાં એક 'નૉર્મલ સ્કૂલ' હતી. અત્રે પહેલી એક નૉર્મલ ક્લાસ રા. લાલભાઈ રૂપરામને ગુરુ કરાવી કાઢી, આશરે ૧૮૫૮–૫૯ માં. પછીથી મહીપતરામભાઈને એ શિક્ષણ લેવા વિલાયત મોકલ્યા હતા.

હું : હું જાણુ છુ તે પ્રમાણે ઇંગ્લંડમા પણ એ જમાનામા 'Pedagogy'ની શરૂઆત જ હતી: દરેક નવો પ્રયોગ કૉન્ટિનન્ટ ઉપર એકવાર થઈ જાય ત્યાર પછી ઇગ્લંડ એને સ્વીકારે છે.

દિ. બ. : અંગ્રેજો બહુ 'practical' (વ્યવહારૂ) છે.

પ્રશ્ન : સાહેબ, આ બધી વાત ઉપરથી હુ એટલો સાર કાઢું છું કે તે સમયમા શિક્ષણ છેક આરંભદશાનું જ, અત્યારે એ ન ચાલે. પણ આપ કહો છો તે 'earnestness', બીજુ નવીનતા, અને ત્રીજું આગ્રહ—એ ત્રણ કારણોથી એ ફતેહમંદ નીવડ્યું.

દિ. બ. . એમ 'જ.

પ્રશ્ન : હવે, સાહેબ, હુ ઉચ્ચ શિક્ષણ—કૉલેજના શિક્ષણ ઉપર આવુ. વિદ્યાર્થીઓના જે ગુણો આપે કહ્યા તે તો કૉલેજમા પણ ખરા, એટલે એ સંબન્ધી હુ બહુ પૂછતો નથી આપના વખતના પ્રોફેસરો કેવા?

દિ. બ. : મહેનતુ ખરા વિદ્વાન પણ ખરા. ૧૮૬૧–૬૨ પછી સર ઍલેક્ઝાન્ડર ગ્રૅન્ટ વગેરે ઑક્સફર્ડના ગ્રૅજ્યુએટો આવવા લાગ્યા. તેમાં કેટલાકે ઇંગ્લાંડમાં પણ સારી પ્રતિષ્ઠા મેળવી.

પ્રશ્ન. મારા દેશમા સુધારો કરૂ એમ તો દરેકને ખરૂ ને?

દિ. બ. . ઘણે ભાગે તો છૂટ લેવી એટલુ જ હતુ અને એના દુર્ગુણો પણ પુષ્કળ હતા.

મ્હેં ઉમેર્યું· એ વાત તો હું પણ બહુ નિ:શંક પ્રમાણુને આધારે જાણું છું.

પ્રશ્ન પણ સાહેબ, સ્વદેશી હુન્નરની આપણે આજ જે વાતો કરીએ છીએ તેનો આરંભ એ વખતના લોકોએ કર્યો હતો. આપણા ગામમા એક સ્વદેશી કારીગરીને ઉત્તેજન આપનારી મડળી હતી અને એમા સ્વદેશી માલ વેચાતો. એમા ભોળાનાથભાઈ મુખ્ય હતા અને મ્હારા પિતા પણ એમા હતા એમ મને કાંઈક સ્મરણ છે

દિ બ. . પણ એ તો ૧૯૭૦–૭૫ ના વર્ષોમા. તમને ૭૦—૭૫ નો વખત જૂનો લાગે છે. પણ અમને એ નવો લાગે છે એ દેશી કારીગરીની હિલચાલ તો પૂનામા રાનડેએ કરી અને તે ઉપરથી અમદાવાદમા થઈ. રાનડે પહેલેથી 'protection' ના મતના હતા.

દિવાન બહાદુર સાધારણ રીતે કાંઈ પણ મ્હોટા નામથી સ્તબ્ધ બને એવા નથી, પણ રાનડેનું નામ ઉચ્ચારતાની સાથે, એમના મુખ ઉપર એ મહાપુરુષ માટે માનની મુદ્રા જણાવા લાગી, અને મ્હારૂં હૃદય પણ એ મહાપુરુષનો આ દેશ ઉપર થએલો ઉપકાર હજાર વખત જાણ્યા છતા, એકવાર વધારે, માન અને ઉપકારથી ઊભરાવા લાગ્યુ! નીચે અવાજે ચાર શબ્દોનો એક સાદો પ્રશ્ન પૂછ્યો

પ્રશ્ન રાનડે સબન્ધી કાંઈ કહેશો?

દિ. બ. ડોક્ટર ભાંડારકર ઉત્પન્ન કરી શકાય પણ રાનડે ઉત્પન્ન કરી ન શકાય.

મ્હેં ઉમેર્યું સાહેબ, ભૂતકાળની આસપાસ આપણા મનમા હમેશા એક 'halo' રહે છે, અને એ સબન્ધી અતિશયોક્તિ પણ કરીએ છીએ. પણ થોડાક વર્ષ ઉપર એલ્ફિન્સ્ટન કોલેજમા

રાનડેએ ફેલો તરીકે જે કામ કરેલું અને પુસ્તકો વાંચેલાં તેનું વર્ણન અને ટીપ પ્રસિદ્ધ થયાં હતાં, એ લેખી પ્રમાણ માન્યા વિના કેમ ચાલે ?

દિ. બ. : 'Sociology'—વિશાળ અર્થમાં, જેના પેટામાં History, Economics વગેરે વિષયો આવે છે—એમાં એમણે ઘણું વાંચેલું હતું. અને બુદ્ધિ પણ બહુ જ વિશાળ અને સ્વદેશાભિમાન પણ એવું જ. રાનડે જેવા પુરુષ ઉત્પન્ન કરવા કઠણ. .

આ મહાપુરુષના નામસ્મરણ સાથે અમે અમારી વાતચીત પૂરી કરી અને મ્હે દિવાન બહાદુરની રજા લીધી. મ્હેં આરંભમાં જ કહ્યું છે તેમ—એક વાતચીત—અને તે પણ સાધનની તૈયારી વિનાની વાતચીત—દિવાન બહાદુરના પોતાના હાથના લેખની ગરજ સારે એમ નથી. તોપણ એથી મને ઘણું જાણવાનું મળ્યું છે—અને મ્હારી આ નોંધ 'વસન્ત'ના વાચકને કાંઈક અંશે પણ ઉપયોગી થશે એમ ધારી—દિવાન બહાદુરની પરવાનગીથી× પ્રસિદ્ધ થવા મોકલું છું.

[ વસન્તઃ વર્ષ ૧૩, અંક ૪, વૈશાખ, સં. ૧૯૭૦ ]

× દિવાન બહાદુરે આ વાતચીતનાં પ્રસિદ્ધ કરવા કૃપા કરી છે.

# ઇતિહાસનું તત્ત્વચિન્તન

"ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહી,
થિર થાવર દીઠું ન કાંઈ, ફરતી છે છાંઈ."

આ ગ નવલરામની પ્રસિદ્ધ પંક્તિઓમાંથી 'ઇતિહાસની આરસી' એ શબ્દો લઈ, એ મથાળા નીચે મ્હેં ઘણાં વર્ષો ઉપર જગતના ઇતિહાસ ઉપર નિબન્ધ લખવાનો શરૂ કર્યો હતો. એના બે ચાર ખંડ લખ્યા પણ હતા પરંતુ આગળ ચાલતાં મને થયું કે 'ઇતિહાસની આરસી' એ રૂપક જ મ્હેં ખોટું લીધું છે અને આ ભૂલના ભાનથી મન્દોત્સાહ થઈ મ્હેં મ્હારો નિબન્ધ અધૂરો જ છોડી દીધો. એ રૂપક ખોટું એવી રીતે છે કે—ઇતિહાસ તે માત્ર અસ્થિર પદાર્થોની ફરતી છાય ગ્રહણ કરનારી આરસી જ નથી. જગત્‌ના પદાર્થોનો નિઃસત્ત્વ અને નશ્વર સ્વભાવ જણાવવા માટે આ રૂપક ઠીક છે, પણ ઇતિહાસમાં જે ગંભીર અર્થવત્તા અને કાર્યકારણભાવની ઘટના રહેલી છે તે એ વડે બિલકુલ સૂચવાતી નથી.

ઇતિહાસ એ અસંબદ્ધ બનાવોની નોંધપોથી નથી. જેમ પ્રકૃતિના બનાવો કાર્યકારણના મહાનિયમથી બંધાએલા છે, તેમ મનુષ્ય-ઇતિહાસના બનાવો પણ એ જ નિયમને વશ છે. પ્રકૃતિ કરતાં મનુષ્ય જેટલો વિશેષ અદ્ભુત છે અને એનું માનસિક બંધારણ વિશેષ દુર્ગમ છે, તેટલી એની કૃતિઓ વિશેષ ચમત્કારક અને ગૂઢ દેખાય

છે—પણ વસ્તુતઃ એ કાર્યકારણના નિયમની બહાર નથી. એ નિયમ ઉકેલવો ગમે તેટલો કઠણ હોય, પણ વસ્તુસ્થિતિમાં એ નિયમ પ્રવર્તે છે એમાં સંશય નથી તો પછી એ નિયમ શો છે એ શોધવાની—એની ગહનતાથી જરા પણ પરાસ્ત ન થતાં શોધવાની—આપણી ફરજ છે.

૧. આ શોધને અંગે એક મત એવો પ્રદર્શિત કરવામા આવ્યો છે કે મનુષ્યઇતિહાસ તે માત્ર જગતના **મહાન પુરુષોનાં જીવનચરિત્રોનો** સમુદાય છે. આ મત બહુ સામર્થ્યથી વિક્ટોરિયન યુગના મહાન ગદ્યલેખક કાર્લાઇલે પ્રતિપાદન કર્યો હતો. મહાન પુરુષો પોતાના યુગ ઉપર જે પ્રબળ અસર કરી જાય છે, તેમજ ભવિષ્યના ઇતિહાસના જે બીજ રોપી જાય છે—તે ઉપર નજર કરતાં ઇતિહાસનાં સ્વરૂપનો આ ખુલાસો બરાબર છે. પણ જરા ઊંડા ઊતરીને જોતા આ ખુલાસો, અર્ધસત્યરૂપ હોઈ, પૂર્ણ સન્તોષ ઉપજાવતો નથી. જ્વાળામુખી પર્વત ફાટે છે અને ચોતરફની ભૂમિ ઉપર અસર કરે છે, ત્યારે એ અસરના કારણરૂપે જ્વાળામુખી પર્વતને જ બતાવવો એ સંતોષકારક નથી. પર્વત જ્વાળામુખી શા રીતે થાય છે, એનો અગ્નિ ક્યાંથી આવે છે, ઇત્યાદિ કારણપરંપરામા પાછળ જવાની જરૂર છે—અને એમ પાછળ દૃષ્ટિ નાખીએ છીએ ત્યારે જ્વાળામુખી પર્વત એ કારણ મટી માત્ર દ્વારરૂપ સમજાય છે. તેજ પ્રમાણે મહાન પુરુષો એમના અને એમની પછીના યુગ ઉપર અસર કરે છે એ ખરું છે; પણ તેઓ પોતે ભૂતકાળના પુત્રો અને વર્તમાનકાળના બન્ધુઓ છે. મહાનમાં મહાન પુરુષ પણ એના જમાનાથી સર્વથા સ્વતન્ત્ર હોતો નથીઃ પુત્ર પિતા કરતાં ચઢી જાય અને પિતાનો પરાભવ કરે તોપણ પિતાના અંગ અને હૃદય એના અંગ અને હૃદયમાં રહેલાં હોય છે; અને એક બન્ધુ બીજા બન્ધુ કરતા શારીરિક અને માનસિક પરાક્રમમાં ભિન્ન પડે, તો પણ એકકુટુમ્બીપણાના કેટલાક તત્ત્વો એમના જીવનમાં રહી પારખી શકાય છે. એટલું જ નહિ પણ મહાન પુરુષોના જીવન—

ચરિત્રની બહાર રહેલી પ્રકૃતિની વિવિધ શક્તિઓ પણ ઇતિહાસ ઉપર પુષ્કળ અસર કરે છે માટે ઇતિહાસનો મહાન પુરુષોના જીવનચરિત્રરૂપે જ ખુલાસો કરવો એ કાર્યકારણની પરંપરામાં અપૂર્ણ અન્વેષણ છે એટલું જ નહિ, પણ ખંડકારણને સમગ્રકારણ રૂપે સ્થાપી દેવાનો બીજો દોષ પણ એમાં રહેલો છે

૨ હવે, આ મતથી તદ્દન ઉલટો બીજો મત એવો છે કે—ભૂમિરચના વગેરે આસપાસની જડ પ્રકૃતિ એ ઇતિહાસના તાળા ઊઘાડવાની ખરી કૂંચી છે. આ કૂંચી ગઈ સદીના ઉત્તરાર્ધમાં પ્રસિદ્ધ ઇતિહાસચિન્તક બકલે બતાવી હતી, જુદા જુદા દેશનો બહુ વિગતવાર પૂરાવો આપીને એણે એમ સાબીત કરવા પ્રયત્ન કર્યો હતો કે ભૂમિરચના અને આબોહવાથી તે તે દેશની પ્રજાના ગુણો ઘડાય છે, એટલું જ નહિ, પણ એ વડે એમના ધાર્મિક વિચારો, એમની સાહિત્યની કલ્પનાઓ, એમની રાજકીય સંસ્થાઓ અને એમના સાંસારિક રિવાજો—ઇત્યાદિ મનુષ્યસુધારાનાં સર્વ અંગો ઘડાય છે, બકલના આ વિચારને+ મળતો વિચાર બીજરૂપે

+ બકલના કારણચિન્તનમાં જડ—ભૌતિક—પ્રકૃતિ પ્રધાન સ્થાન ભોગવે છે તેથી આ એના મતનું સામાન્ય સ્વરૂપ માનવામાં આવે છે. પણ વસ્તુત એ પોતે જ એના પુસ્તકમાં કહે છે કે જડ પ્રકૃતિને જીતી જવાનું મનુષ્યબુદ્ધિનું સામર્થ્ય છે, અને તે યૂરોપના સુધારામાં સ્પષ્ટ જોવામાં આવે છે —

"The advance of European civlization is charactrized by a diminishing influence of physical laws and an increasing influence of mental laws"

"The measure of civilization is the triumph of the mind over external agents It becomes clear that of the two classes of laws which regulate progress of mankind, the mental class is more important than the physical"

એમની પહેલાં અઢી હજાર વર્ષ ઉપર ઈરાનના બાદશાહ સાઇરસે દર્શાવ્યો હતો. એકવાર સાઇરસ પાસે એના અમીરોએ આવીને કહ્યું: "મહારાજ! આપણું રાજ્ય ઘણું વિસ્તર્યું છે, અને આખા ઈરાન કરતાં વધારે ફળદ્રુપ દેશ પણ આપણા તાબામાં છે. તો હવે આપણે આ કઠણ ભૂમિ છોડી વધારે રસાળ દેશમાં જઈને વસીએ. આપણી રાજધાની હવે એવે જ સ્થળે શોભે." આ સૂચનાના ઉત્તરમાં સાઇરસે કહ્યું: "અમીરો! તમારે એ રસાળ દેશમાં વસવા જવું હોય તો ભલે જાઓ. પણ અત્યારે તમે બીજા ઉપર રાજ્ય કરો છો તેને બદલે બીજા તમારા ઉપર રાજ્ય કરે તો તે માટે તૈયાર થઈ રહેજો. એક જ જમીનમાં રસીલાં ફળ અને બહાદુર પુરુષો બંને નીપજે એમ કદી બનતું નથી."

હવે. ખરૂં જોતાં મનુષ્યના શારીરિક અને માનસિક ગુણો ઉપર, અને તે દ્વારા જનસમાજની સંસ્થાઓ વગેરે ઉપર, ભૂમિ અને આબોહવાની અસર કેટલેક અંશે થાય છે. પરંતુ એ કારણ અને એ કાર્ય એક બીજા સાથે એવાં જડાએલાં છે કે અમુક જાતની ભૂમિ અને હવા હોય ત્યાં અમુક જ ગુણ અને સ્વભાવના લોક ઉત્પન્ન થાય, અને જ્યાં એ ગુણ અને સ્વભાવ જોવામાં આવે ત્યાં અમુક જ જાતની ભૂમિ અને હવા હોવા જોઈએ—એવો નિયમ બાંધી શકાતો નથી. બકલના સિદ્ધાન્ત સામે એક સ્થળે પ્રસંગોપાત્ત ચેસ્ટર્ટન નામે એક વર્તમાન અંગ્રેજ લેખકે ગોઠવેલો વાંધો ખરો છે કે:—

"It may be that the Highlanders are poetical because they inhabit mountains; but are the Swiss prosaic because they inhabit mountains? It may be the Swiss have fought for freedom, because they had hills, did the Dutch fight for freedom because they had not?"

આમ બનવાનુ ખરૂ કારણ એમ છે કે ચૈતન્ય એ દૈશિક ઉપાધિથી પર છે—જડ પ્રકૃતિના સામા વ્હેણે તરવાનુ એનામા સામર્થ્ય છે, અને તેથી પ્રકૃતિના જડ નિયમોથી ચૈતન્યના વિલાસનો ખુલાસો કરવો અશકય છે.

૩ વળી એક મત એવો છે કે—મનુષ્યનો ઇતિહાસ એની સામાજિક, રાજકીય વગેરે **સંસ્થાઓથી** જ નિર્માય છે બેશક આ સસ્થાઓ એની ઉન્નતિમા ઉપકારક કે અપકારક થાય, અને તેથી એનો ઇતિહાસ ઘડાય પણ એ ઇતિહાસ એ સસ્થાઓનુ જ પરિણામ છે એમ માનીએ તો એમા—એ સસ્થાઓ પોતે જ મનુષ્યની કૃતિ છે અને તે અમુક બાહ્ય અને આન્તર જરૂરિયાતો પૂરી પાડવા માટે ઉત્પન્ન થાય છે એ વાતનુ વિસ્મરણ રહેલું છે. તાત્પર્ય કે—સસ્થાઓને કારણરૂપે માનવામા વસ્તુત મનુષ્ય પોતે જ કારણરૂપ ઠરે છે, એટલુ જ નહિ, પણ એ સસ્થાઓ અમુક પરિસ્થિતિને અનુકૂલ થવા માટે ઉત્પન્ન થાય છે એટલે એ પરિસ્થિતિ તે એ સસ્થાઓનુ કારણ બને છે. અર્થાત્, ઇતિહાસ સસ્થાઓમાંથી ફલિત થવાને બદલે, સસ્થાઓ પોતે જ ઇતિહાસમાથી ફલિત થતી દેખાય છે સસ્થા અને ઇતિહાસના સબન્ધની આ વિચારણા અર્થહીન વાક્ચાતુરી નથી આમા એક તાત્ત્વિક મતભેદ રહેલો છે, અને એણે જગતના વિચાર અને આચારના ઇતિહાસ ઉપર ભારે અસર કરેલી છે. ઉદાહરણ તરીકે—રૂસોનુ એવુ માનવુ હતુ કે મનુષ્યે જે કૃત્રિમ સસ્થાઓ ઊપજાવી છે તે જ એના સર્વ દુ ખનુ નિદાન છે, માટે એ સસ્થાઓ તોડી પાડો અને પ્રકૃતિના મૂળ સ્વરૂપને અનુસરો—એટલે સઘળા સારા વાના થશે. રૂસોના અગ્રેજી અનુયાયીઓ જો આટલે સુધી જતા ન હતા—અર્થાત્ સસ્થાઓ તોડી નાખો એમ કહેતા ન હતા—તે એટલુ તો કહેતા હતા કે કાયદાઓ અને સસ્થાઓ સુધારો એટલે મનુષ્ય સુખી થશે. અર્થાત્ સર્વ દરવાજાની કૂચી કાયદાના અને સસ્થાના સુધારામા રહેલી એમને પ્રતીત થતી હતી. બેન્થામ મિલ વિગેરે સુધારકો આ મતના હતા,

૪. હવે આથી વિરુદ્ધ સ્પેન્સર વગેરે તત્ત્વચિન્તકોનો એવો મત હતો કે દરેક સસ્થા મનુષ્યની **પરિસ્થિતિ** અને **જરૂરિયાતને** અનુસરીને ઉત્પન્ન થાય છે, અને તે ઉત્પન્ન થતી વખતે સારી જ હોય છે નવી પરિસ્થિતિમા અને નવી જરૂરિયાતો પૂરી પાડવા માટે નવી સંસ્થાની જરૂર પડે છે, અને તે ઉત્પન્ન થવામા જૂની સસ્થા થોડો વખત કદાચ વિઘ્નરૂપ રહે છે, પણ પરિણામે એ નાશ પામી નવીન સસ્થાઓને માટે જગ્યા કરે છે જ. આ રીતે જોતા, સસ્થાઓ નહિ, પણ મનુષ્યના જીવનકલહમાં વિવિધ કાળે અને વિવિધ સ્થળે જે વિવિધ જરૂરિયાતો ઉત્પન્ન થાય છે તે જ એના ઇતિહાસનુ—વર્તમાન અને ભવિષ્ય સ્વરૂપ ઘડવામા—ખરૂ કારણ છે. આ મતભેદ આપણા દેશના વર્તમાન વિચારમાં પણ પ્રતિબિમ્બ પામેલો જોશો. એક વખત એવો હતો કે જ્યારે સુધારકો હિન્દુસ્થાનની જ્ઞાતિઓ અને ધાર્મિક સસ્થાઓને પેટભરૂ બ્રાહ્મણોએ ઉત્પન્ન કરેલી માનતા, અને એનો ઉચ્છેદ કરો એટલે "ફતેહ છે આગે' એવી ખાતરી આપતા. અત્યારે વિચારવત પુરુષોનો એવો મત થયો છે કે એ સસ્થાઓ વર્તમાન સમયે ભલે નકામી હો,—પણ એક વખતે જનસમાજની ઉન્નતિમાં એ કામની હતી, એટલા માટે જ ઉત્પન્ન થઈ હતી—અને પ્રકૃતિમાં જેમ અસત્માથી સત્ ઊપજાવી શકાતુ નથી તેમ જૂની સંસ્થાઓનો પણ ઉચ્છેદ યાને લોપ કરી નવી સંસ્થાઓ—પાટી ઉપર નવા અક્ષરની માફક—ઉત્પન્ન કરવી અશક્ય છે.

૫. આમ સસ્થાઓની પાર જઈ પરિસ્થિતિને કારણ માનવી ઠીક છે. પરતુ તે સામે એક વાત ભૂલવી જોઈતી નથી; મનુષ્ય કાંઈ માટીનો લોચો નથી કે એને કાલચક્ર ઉપર ચડાવી, અગર હાથે ટપલા મારી, ફાવે તેવો આકાર પરિસ્થિતિ આપી શકે. પરિસ્થિતિ કાંઈ, પૃથ્વીની આસપાસ વાતાવરણ વીંટાઈ રહ્યુ છે તેમ, મનુષ્યની આસપાસ વીંટાઈને જ રહેતી નથી. એ તો—વૃક્ષમા જેમ જળ-વાયુ અને તેજ વગેરે બહારના પદાર્થો અદર પેસીને વૃક્ષનુ જીવન

નિર્મે છે, તેમ મનુષ્યની અંદર દાખલ થઈને એના જીવન ઉપર અસર કરે છે અને એવી રીતે **જીવનસ્થિતિ** ઉત્પન્ન થાય છે તેને આપણે મનુષ્યસુધારો કહીએ છીએ. તાત્પર્ય કે ભૂમિરચના, આબોહવા, જીવનની જરૂરિયાતો વગેરે ગમે તે કારણે મનુષ્ય ઉપર અસર કરતાં હોય, પણ એ અસરમાથી જે જીવનસ્થિતિ ઉત્પન્ન થાય છે તેના ઉપર પ્રજાના ભવિષ્યનો આધાર છે. ગૃહ–દ્રવ્ય–રાજ્ય –સાહિત્ય–કલા–ફિલસૂફી વગેરે જે જે મનુષ્યસુધારાના તત્ત્વો ઉત્પન્ન થાય છે એનુ ભવિષ્ય—અર્થાત્ ઇતિહાસ ઘડવામા સમર્થ ભાગ લે છે. પણ અનેક તત્ત્વોથી સંકુલ એવા મનુષ્યસુધારામા ક્યા તત્ત્વનુ પ્રાધાન્ય રહે છે એ નક્કી કરવા જતા અનેક મતભેદ ઊપજે છે. કોઈ કહે છે કે પ્રજાની **રાજકીય** સ્થિતિ એના ઇતિહાસ ઉપર સૌથી વધારે અસર છે કોઈ **આર્થિક** સ્થિતિને મહત્ત્વ આપે છે. કોઈ એની **સામાજિક** સ્થિતિને વિશેષ ગણે છે. કોઈએ સમાજનો પાયો ગૃહ છે એમ માની, ગૃહ અને કુટુમ્બની વ્યવસ્થાને આગળ કરે છે ઇત્યાદિ અનેક મતભેદ ચાલે છે. તેમાના દરેકના ગુણદોષ સવિસ્તર તપાસીએ એટલો અહીં અવકાશ નથી, તથાપિ એનુ કાંઈક કાંઈક—અતીવ અલ્પ—દિગ્દર્શન કરીને સન્તોષ માનીશુ

(૧) જેઓ પ્રજાના ઇતિહાસમા **રાજકીય** સ્થિતિને પ્રાધાન્ય આપે છે તેઓની દલીલ તો સ્પષ્ટ છે રાજાની સત્તા, પ્રજાની સત્તા, મન્ત્રીની સત્તા, રાજ્યના કાયદા, રાજ્યનો આશ્રય, રાજ્યનો પ્રતિબન્ધ, તેમજ પરરાજ્ય સાથે સન્ધિ–વિગ્રહ વગેરેને લઈ ઉત્પન્ન થતી સ્થિતિ, ઇત્યાદિ બાબતો દેશના જીવન ઉપર પ્રબળ અસર કરે છે એની કોઈથી ના પાડી શકાશે નહિ ઉત્તમ રાજકીય બન્ધારણથી. ઇંગ્લંડ સઘળી સુધરેલી પ્રજાઓમાં આગળ પડતુ થઈ ગયુ, અને સુધારામા એક વખતે આગળ વધેલો આપણો દેશ રાજકીય બન્ધારણની ખામીથી પાછળ પડી ગયો એ બે અન્વય અને વ્યતિરેકના

ઉદાહરણો મનુષ્યની ઉન્નતિમાં રાજકીય સ્થિતિનું કેવું મ્હોટું સ્થાન છે એ બતાવવા માટે બસ છે. ધર્મની રક્ષા રાજ્ય કરે છે; દ્રવ્યની ઉત્પત્તિ અને વિનિમય રાજ્યના છત્ર નીચે અને રાજ્યના કાયદા મુજબ થાય છે; રાજ્યવહીવટમાં ભાગ લેતી પ્રજા સ્વાતન્ત્ર્ય અને સ્વાત્મમાનની વૃત્તિ સમજે છે—ઇત્યાદિ જોતાં પ્રજાના જીવન સાથે રાજ્યનો સંબન્ધ ઊઘાડો છે. પરંતુ તે ઉપરાંત સુધારાના આદિ—કાળમાં જ્યારે ધર્મની જ અસર પ્રબળ ગણાય છે ત્યારે પણ રાજકીય સ્થિતિ ધર્મ ઉપર કેવી અસર કરે છે તેનું એક ઉદાહરણ એ છે કે—જ્યારે ન્હાની ન્હાની જાતિઓ એકઠી મળીને એક પ્રજા બને છે ત્યારે દરેક જાતિના જુદા જુદા દેવો મળી એક દેવમંડળ થાય છે, અને તેમાં એક જાતિ વધારે પ્રબળ હોય છે તો એ અનેક દેવમાં એક દેવ મુખ્ય ગણાય છે, અને જતે દહાડે એ સર્વ જાતિઓ તદ્દન એક થઇ જાય છે ત્યારે ન્હાના ન્હાના દેવ લોપાઈ એ મુખ્ય દેવ તે એક જ દેવરૂપે—એક ઈશ્વરરૂપે—મનાવા લાગે છે. આમ પ્રજાના ધાર્મિક વિચારો પણ રાજકીય સ્થિતિથી ઘડાય છે

(૨) પ્રજાના જીવનમાં રાજકીય સ્થિતિના મહિમાની વાત ઠીક છે. પણ વસ્તુતઃ, રાજકીય બળ પણ ધન વિના નકામું છે. દેશનું આર્થિક બળ કેટલા મહત્ત્વનું છે એ સમઝવું હોય તો વર્તમાન કાળના જગત્ ઉપર દૃષ્ટિ નાખોઃ દરેક પ્રજાને પોતાનું રાજકીય બળ ટકાવી રાખવા માટે જળ અને સ્થળનાં સૈન્ય ઉપર કરોડો રૂપિયાનું ખર્ચ કરવું પડે છે, એ આર્થિક બળ વિના અશક્ય છે. વળી રાજ્યના પરસ્પર સમ્બન્ધોમાં પણ પોતપોતાના વ્યાપારનું હિત કેમ સાચવવું અને નવી કમાણી માટે નવા દેશો કેમ વસાવવા એ જ ઉદ્દેશ પ્રધાનપણે રહે છે દેશના અન્દરની રાજ્યવ્યવસ્થા જોઈએ તો તેમા પણ રાજ્યવહીવટની સત્તા જુદાજુદા દ્રવ્યવિભાગને અનુસરે છેઃ જેમકે, જમીનદાર અમીરો, મિલો, બેન્કો અને અન્ય વ્યાપારી મંડળોના વ્યવસ્થાપકો, રેલ્વે, ગોદીઓ, ખાણો વગેરે

વિવિધ કારખાનાના મજૂરો ઈત્યાદિ પ્રજાના આર્થિક વર્ગો ઉપર રાજ્યનુ બન્ધારણ રચાય છે. આ રીતે વર્તમાન યુગમા જગતની સર્વ મ્હોટી પ્રજાઓમા આર્થિક સ્થિતિ એ રાજકીય સ્થિતિનો પ્રાણ છે, અને જગતનો ઇતિહાસ ઘડવામા એ એક મહાન બળવાળી શક્તિ થઈ પડી છે—એમ કહીએ તો ચાલે. અત્યારે જે વાત વધારે ઉત્કટ રૂપમા જણાઈ આવે છે તે ભૂતકાળમા પણ વસ્તુતઃ પ્રવર્તતી હતી જ. જેમ વ્યક્તિનુ જીવન એના ઉદરનિર્વાહ ઉપર ટકી રહે છે અને તેથી ઉદરનિર્વાહના સાધનો અને યોજનાઓ એ એના જીવનમા આધારભૂત છે, તેમ જનસમાજનુ જીવન પણ એની આર્થિક સ્થિતિ ઉપર—એટલે કે અર્થ કમાવાની અને વાપરવાની શક્તિ અને યોજના ઉપર—આધાર રાખે છે.

(૩) પણ પ્રજાની આર્થિક ઉન્નતિ સારી **સામાજિક** સ્થિતિ વિના બનવી અશક્ય છે જનસમાજના વિવિધ અવયવો એક બીજા સાથે યોગ્ય રીતે સકળાઈ પોતાનુ કર્તવ્ય કરે, ત્યારે જ એની આર્થિક સ્થિતિ પણ સુધરે એક વાવે, અને બીજો લણે—એ ન્યાયે સમાજની વ્યવસ્થા કરવામા આવે તો તે કદી પણ ફતેહમન્દ થાય નહિ પ્રાચીન કાળમા ગ્રીસ અને રોમમા ગુલામો પાસે કામ લેવામા આવતુ, તેથી પ્રજાના આર્થિક બળને નુકસાન હતુ. સ્વતન્ત્રતા સિવાય અને સ્વહિતની લાગણી સિવાય કામમા જીવ પરોવાતો નથી, અને કામ સુધરતુ નથી વર્તમાનસમયમા ગુલામગીરીની સંસ્થા બધ પડી છે. પણ જ્યા ધનાધિપો, (Capitalists—ધનાઢ્ય કારખાનાના માલિકો) મજૂરોની તન્દુરસ્તી, ગૃહસુખ કે આર્થિક શ્રયની દરકાર કર્યા વગર તેઓની પાસેથી ગુલામ જેવુ કામ લે છે, ત્યા પરિણામે એ ધનિક વર્ગને જ નુકસાન ખમવુ પડે છે, અને જ્યા એ વર્ગને નુકસાન થતુ નથી દેખાતુ, ત્યા પણ પ્રજાને તો નુકસાન થાય છે જ. જ્યા સમાજનો એક વર્ગ જમીન કે મ્હોટી નોકરીઓ વગેરે આર્થિક લાભના સાધનો દબાવી બેસે છે, ત્યા એ

સાધનોનો, હરીફાઈને અભાવે, પૂરતો ઉપયોગ થતો નથી—અને દેશનુ આર્થિક શ્રેય બગડે છે. વળી આ સમાજિક સ્થિતિની રાજ્ય ઉપર પણ અસર થયા વિના રહેતી નથી અમીરો અને ધર્મગુરુઓના સ્વાર્થથી કચરાઈ ગએલુ ફ્રાન્સ જ્યારે ૧૭૮૯મા ખળભળી ઊઠ્યુ, ત્યારે એ ખળભળાટ મૂળ જેટલો રાજકીય નહિ તેટલો સામાજિક હતો, પણ પરિણામે એણે રાજ્ય ઉપર તેમ જ દેશની આર્થિક વ્યવસ્થા ઉપર અમાપ અસર કરી. વળી આપણા દેશમાં પ્રજાના સામાજિક બન્ધારણથી એના ઇતિહાસનુ સ્વરૂપ થોડુ ઘડાયુ નથી. અખડ 'ચાતુર્વર્ણ્ય×(ચાર અવયવોનુ એક શરીર) તૂટીને જ્યારે ચાર છૂટા વર્ણ થયા, અને ચાર વર્ણમાથી ચોરાશી નાતો થઈ, અને એ નાતોની સેંકડો પેટાનાતો અને પેટાનાતોના તડા થયા—ત્યારથી એ વાતે હિન્દુસ્થાનની રાજકીય અને આર્થિક સ્થિતિ ઉપર કેટલી બધી અસર કરી છે એ સૌના જાણવામા છે.

(૪) ઉપર પ્રજાની આર્થિક જરૂરિયાતને આપણે ઉદરનિર્વાહ સાથે સરખાવી પણ જેમ ઉદરનિર્વાહ જીવન માટે જરૂરનો છે, પણ ઉદરનિર્વાહ એ જ જીવન નથી, તેમ જનસમાજનુ જીવન પણ અર્થ કમાવામા અને ભોગવવામાં સમાપ્ત થઈ જતુ નથી રાજ્યસત્તા અને દ્રવ્યપ્રાપ્તિ કરતાં પણ જીવનમાં વધારે ઊડા અને વધારે ઉન્નત પુરુષાર્થ છે, અને પુરુષાર્થની સિદ્ધિ ઉપર કેટલીકવાર દ્રવ્ય અને રાજ્યનો પણ આધાર રહે છે એમ કહીએ તો ચાલે. તેમા ગૃહ એ ઇતિહાસને ઘડનારી જેવીતેવી શક્તિ નથી. આર્ય પ્રજાની સર્વ શાખામા ધર્મનુ કેન્દ્ર ગૃહ છે: હિન્દુસ્થાનના ધર્મમાં અગ્નિહોત્ર અને ગાર્હપત્યઅગ્નિનુ સ્થાન સુપ્રસિદ્ધ છે. અને તે જ પ્રમાણે, ગ્રીક આર્યો હેસ્ટીઆ (Hestia, Hearth-goddess)નુ અને રોમન આર્યો વેસ્ટ ('Vesta Vestal fier' ગૃહાગ્નિ'નું

× ચારે વર્ણ મળી એક અખંડ જનસમાજ બનાવે એ ભાવ એના વ્યાકરણસ્વરૂપથી સૂચવતો ભગવદ્‌ગીતાનો શબ્દ.

પૂજન કરતા. એટલુ જ નહિ, પણ પ્રાચીન આર્યોના સામાજિક બન્ધારણમા અને તે દ્વારા રાજકીય બન્ધારણમાં ગૃહની કુટુમ્બ-ભાવના આધારભૂત હતી

વળી જુવો કે—પાડોશી કે જેના પ્રત્યેના ધર્મમાં સમાજ અને રાજ્યના કર્તવ્ય સમાય છે, તેને ભાઈ સમાન ગણવાનો ઉપદેશ છે, ભાઈને પાડોશી સમાન ગણવાનું કોઈએ કહ્યુ નથી તાત્પર્ય કે રાજ્યની ભાવના ગૃહ ઉપર રચાએલી છે, ગૃહ રાજ્ય ઉપર રચાએલું નથી. પણ ગૃહ તે સમાજ અને રાજ્યનો માત્ર પાયો જ નથી. ગૃહ એ મનુષ્યનુ મનુષ્યત્વ કેળવવાનું ઉત્તમ સ્થાન છે, અને જો જગતનો ઇતિહાસ એ મનુષ્યના મનુષ્યત્વનો જ ઇતિહાસ છે, તો એ ઇતિહાસમા ગૃહનુ સ્થાન કેવુ મ્હોટુ છે એ સમઝવુ કઠણ નથી. ગૃહની અવ્યવસ્થાથી મ્હોટા મ્હોટા રાજ્યો પાયમાલ થઈ ગયા એમ ઇતિહાસ બતાવે છે. શાહજહા અને ઔરંગઝેબની ગૃહભાવનાનો ધ્વંસ—એ મોઘલ પાદશાહીનો ધ્વસ નીવડ્યો. એ ગૃહભાવનાના વિનાશથી ગ્રીસ અને રોમ અવનતિમાં આવ્યા, મુસલમાન રાજ્ય નિર્બળ થઈ ગયા, અને પેશવાઈ ગઈ ગૂજરાતના 'છેલ્લા રજપૂત રાજા' કરણનો વિનાશ—અને તે સાથે રજપૂત રાજ્યનો વિનાશ પણ એક જ તત્ત્વ—ગૃહ—ની અવગણના કરવામાથી ઉત્પન્ન થયો વિશેષ પૂરાવો જો જોઈએ ? જગતના અનેક મહાકાવ્યો અને નાટકો—દાખલા તરીકે, રામાયણ તે રામનો જય અને રાવણનો પરાજય વર્ણવીને—એ એક જ તત્ત્વનો મહિમા ગાય છે.

(૫) પણ મનુષ્યના ઇતિહાસ ઉપર અમર કરનારી આ પ્રબળ શક્તિઓમા એક મ્હોટામા મ્હોટી તે એના બાહ્ય અને આન્તર જગતના સમ્પર્શ અને અવલોકનમાથી ઉત્પન્ન થતા કાવ્ય, કલા, ફિલસુફી વગેરે માનવબુદ્ધિ અને કલ્પના આવિર્ભાવો છે. આ વસ્તુઓ દેખાતી ઘણી સૂક્ષ્મ અને નાજુકી લાગે છે—અને પ્રાકૃત લોક તો એને ક્ષણભર આનન્દ લેવાના સાધન તરીકે જ સમજે છે, પણ

વસ્તુતઃ તેમ નથી. એક નવો તત્ત્વવિચાર કે એક નવી કાવ્યપ્રતિભા જગત્‌માં એવી ઉથલપાથલ કરી નાંખે છે કે સેંકડો વર્ષથી ચાલી આવેલી સંસ્થાઓ પણ એની શક્તિ આગળ પ્રાતઃકાળના ધુમ્મસની માફક છેદાઈ-ભેદાઈ જાય છે. એક બંસીના નાદે સ્ત્રી-શૂદ્રાદિક સર્વ જગતને એક કર્યું, ઋષિઓના કઠોર યજ્ઞ કરતા ગોપીના નવનીત (માખણ) સરખા કોમળ હૃદયને અધિક ઠરાવ્યું, અને ઇન્દ્રાદિક દેવોને નિર્માન કરી દીધા. બીજો દાખલો જુવો—તો પ્રથમ બોધિ-વૃક્ષ તળે અને પછી કાશીક્ષેત્રમાં પ્રકટ થએલા એક ન્હાના સરખા ધર્મસૂત્રે હિન્દુસ્થાનનો બલ્કે જગતનો ઇતિહાસ બદલી નાંખ્યો, એટલું જ નહિ, પણ હિન્દુસ્થાનની બહાર પણ એણે જે ધર્મચક્ર પ્રવર્તાવ્યું તેની અસર ઇજિપ્ત અને પેલેસ્ટાઈન સુધી પહોંચી. ક્રાઇસ્ટના* 'ધર્મરાજ્ય'ના ઉપદેશે યૂરોપનાં મહારાજ્યો ઉથલાવી લીધાં. એક અરબના કલ્માએ એંશી વર્ષમાં મોરોક્કોથી ચીન સુધી રાજ્ય અને ધર્મનો પ્રવર્ત કરી નાંખ્યો. એક જર્મન સાધુની વિટનબર્ગના દરવાજા ઉપર ચોંટેલી સાદી પત્રિકાએ આખા યૂરોપના બે કડકા પાડી નાખ્યા. ફિલસૂફોના 'સમાનતા અને સ્વતન્ત્રતા'ના સિદ્ધાન્તે બૅસ્ટીલનો કિલ્લો તોડ્યો, અને આખા યૂરોપમા રાજકીય અને સામાજિક દાવાનળ પ્રકટાવ્યો, અને દરિયાપાર અમેરિકા સુધી પણ એની અસર પ્હોંચી આ અને આવા, અસંખ્ય દાખલાઓથી બતાવી શકાય કે જગતની સ્થૂલ શક્તિઓ કરતાં પણ સૂક્ષ્મ શક્તિઓ વધારે પ્રબળ છે અને જગતના ઇતિહાસ ઉપર એ અમાપ અસર કરે છે.

---

*"Christ who, being the holiest among the mighty, the mightiest among the holy, lifted with his pierced hand empires off their hinges, turned the stream of centuries out of its channel, and still governs the ages."
—*Jean Paul Richter*

પ્રજાનો જુદો જુદો ઇતિહાસ થયો છે, અને એ ઇતિહાસને પરિણામે એમના સ્વભાવ ઉપર જુદા જુદા સંસ્કાર પણ પડતા ગયા છે, તથાપિ મનુષ્ય માત્રમાં એ **સમષ્ટિચૈતન્ય*** વ્યાપેલું છે, અને એનાં આવિર્ભાવો ઇતિહાસમાં થયા જ કરે છે. એ સમષ્ટિચૈતન્ય તે જડ પ્રકૃતિ નથી; તેમ જગતના છૂટાછવાયા મહાન પુરુષો પણ નથી; વળી તે તે સંસ્થાઓ પૂરતી જનહિતની વ્યવસ્થાઓ પણ એ નથી. એ સર્વ છે, અને સર્વથી અધિક છે, સૌની અંતર્ અને સૌથી પાર વિરાજતું જગતનું જે અન્તર્યામી પરમ ચૈતન્ય તે એ છે. એ દેશ, કાલ અને સ્વભાવરૂપ ઉપાધિ ગ્રહણ કરી ઇતિહાસમાં પ્રકટ થાય છે.

* આ સમષ્ટિચૈતન્ય તે વ્યષ્ટિચૈતન્યનું માત્ર ટોળું જ ન સમજવું. પચીસ માણસનું ટોળું તે પચીસ માણસ કરતાં વિશેષ નથી—એ માણસોનું એકત્ર સ્થિતિમાં માત્ર નામાન્તર છે. અને તેમાં પણ પહેલા એ માણસો, અને પછી એમનું ટોળું. સમષ્ટિચૈતન્ય અને વ્યષ્ટિચૈતન્યનો સંબન્ધ આથી જુદી તરેહનો છે. સમષ્ટિચૈતન્ય પહેલું છે, અને વ્યષ્ટિચૈતન્ય પછી છે, સમષ્ટિચૈતન્યને અખો જેને 'આપોપું' (યાને આત્મત્વ) કહે છે તે છે અને તેથી વ્યષ્ટિચૈતન્યના સમુદાય કરતાં અધિકપણું છે. જેમ પાંચ નટ મળીને એક નાટક નથી બનતું, પ્રથમ નાટક હોય છે, અને પછી એને ભજવવા માટે નટ એકઠા થાય છે, અને પોતપોતાના વિવિધ નાટ્યવડે એક નાટક ભજવે છે—જે નાટકનો કર્તા એ સૌથી પૂર્વે છે, તેમ વ્યષ્ટિચૈતન્ય ઇતિહાસરૂપી નાટક ભજવે છે, પણ એ નાટકનો કર્તા એની પૂર્વે છે. વળી એક એ યાદ રાખવું કે વ્યષ્ટિચૈતન્ય તે નટ છે, પૂતળાં નથી, અર્થાત્ નાટકકારના ભાવ પોતાની કૃતિમાં પ્રકટ કરવાનું કામ એનું છે અને એ રીતે એનું સ્વાતન્ત્ર્ય અને જવાબદારી ઊભાં રહે છે. આ ઉપમામાંથી શેલિના એક વાક્યનું સ્મરણ થઈ આવે છે — 'History is the cyclic poem written by Time upon the memories of men. The past like an inspired rhapsodist fills the theatre of everlasting generations with her harmony."

એ રાસેશ્વરની લીલા સ્વતન્ત્ર છે, પણ ઉન્મત્ત નથીઃ એની લીલામાં અમુક નિયમો પ્રકટ થાય છે, એને સમજવા, એને અનુવર્તવુ, અને એ રીતે માનવઉન્નતિનો રાસ ગૂથતા ચાલવુ, એ દરેક ગોપ-ગોપિકાનો અધિકાર અને કર્તવ્ય છે.

[વસત : વર્ષ ૧૨, અક ૮, ભાદ્રપદ, સ. ૧૯૬૯]

# મ્હારા ન્હાનપણના સાથી

મુંબઈ યુનિવર્હસિટિની એમ. એ ની 'ભાષા અને સાહિત્ય'ની પરીક્ષામા એક અગ્રેજી નિબન્ધ લખવાનો હોય છે ઘણા જૂના— યુનિવર્હસિટિના લગભગ આરંભના કાળમા વિદ્યાર્થીઓ પાસે નિબન્ધને ઠેકાણે એક અગ્રેજી કવિતા રચાવવાનો રિવાજ હતો આમ પરીક્ષા માટે કવિતા રચાવવાથી કાંઈ કવિઓ ઉત્પન્ન કરી શકાતા નથી, પણ પદ્યરચનાના મ્હાવરાથી કાન કેળવાઈ કાવ્યનો આનન્દ લેવાનુ એક મુખ્ય સાધન પ્રાપ્ત થતુ હશે એમ તો લાગે જ છે જતે દહાડે કવિતાને ઠેકાણે ગદ્ય નિબન્ધ દાખલ થયો હાલ આ નિબન્ધ, પરીક્ષા માટે નીમેલા પુસ્તકોમાના, અગર તેને લગતા, કોઈક વિષય ઉપર લખાવવામા આવે છે પણ અમારા વખતમા એમ મનાતુ કે—પરીક્ષક ગમે તે વિષય ઉપર નિબન્ધ લખાવી શકે દાખલા તરીકે, સાહિત્યના વિદ્યાર્થીને 'સાઈક્લોન' વિષે નિબન્ધ લખવાનુ પણ કહે! અંગ્રેજી ભાષાના કાબુ ઉપરાત નિબન્ધની વસ્તુમા સત્ત્વ પણ આવવુ જોઈએ તે માટે અમારા પ્રોફેસરે અમને જુદા જુદાં શાસ્ત્રોની માર્ગોપદેશિકા ('Science Primers') વાચવાની ભલામણ કરી હતી આથી કાંઈ અમે તે તે શાસ્ત્રોમા નિષ્ણાત થઈ જતા એમ નહિ, પણ જુદા જુદા શાસ્ત્રો પ્રત્યે અમને રુચિ ઉત્પન્ન થતી, તથા સર્વ શાસ્ત્રનું થોડુ થોડુ જ્ઞાન એકઠુ થઈ અમારી કલ્પના વધારે સંસ્કારી બનતી. ...ન અમારા પ્રોફેસરે આ ઉપરાત અમને એક બીજી કીમતી સલાહ

આપી હતી તે એ કે અંગ્રેજી પહેલી ચોપડીથી માંડી બી. એ સુધીના અભ્યાસક્રમમાં જે જે ચોપડીઓ અમારે આવી હોય તે ક્રમવાર ફરી વાંચી જવી. આ જાતનું પુનરાવર્તન કેટલું લાભકારી છે એ કહેવાની જરૂર નથી. એ સલાહ મ્હારા હૃદયમાં એવી ઊતરી ગઈ કે ત્યારપછી ઘણીવાર મ્હારાં ન્હાનપણમાં સ્કૂલ અને કૉલેજમાં વાંચેલાં પુસ્તકો હું ફરી વાચું છું, અને કેટલાંકની તો જૂની એની એ નકલ હજુ મારી પાસે હોવાથી તે વાંચતા "अहो जानामि तस्मिन्नेव स्थाने तस्मिन्नेव काले वर्ते"–એવો આહ્લાદભર્યો અનુભવ અનુભવું છું.

ખરેખર! જાણે એ જ સ્થાન અને એ જ કાળ! છતા પણ કેટલો બધો ભેદ! પૂર્વે સરળ હૃદય જ્યા માત્ર કાવ્યના સંસ્કાર જ ઝીલતું, ત્યા અત્યારે, વિચારપરાયણ બુદ્ધિ એ સંસ્કારને દુનીઆના અનુભવ અને પુસ્તકોના જ્ઞાન સાથે મેળવે છે, ભેળવે છે, એમાંથી સાર ખેંચે છે, કેટલીકવાર બગાડી નીરસ પણ કરી નાંખે છે.

હમણા જ મ્હે ગોલ્ડસ્મિથનાં 'ડિઝર્ટેડ વિલેજ' અને 'વિકાર ઑફ વેઈકફીલ્ડ' ફરી વાચ્યાં. એ કવિના પુસ્તકો અમારા છેક બાળપણના સાથી હતા ('ડિઝર્ટેડ વિલેજ' ચોથા ધોરણમા, 'વિકાર' છઠ્ઠામા અને 'ગુડનેચર્ડ મૅન' અને 'શી સ્ટૂપ્સ ટુ કૉન્કર' પ્રીવિયસમા અમારા વાંચવામા આવ્યાં હતા.), એ કારણ હો અથવા તો એ કવિમા જે મોહક નિર્દોષતા અને સરળતા છે એ કારણ હો, ગમે તેમ હો, પણ એના સમાગમમા ઘડીક બેસીએ છીએ ત્યા એમ જ થાય છે કે જેમને મિલ્ટન, વર્ડ્ઝવર્થ અને બ્રાઉનિંગ જોઈતા હોય તે ભલે લો, અમને તો અમારો બાળકવિ ગોલ્ડસ્મિથ જ આપો!

આ વાંચી કેટલાકને એમ થશે કે—એક સાર્વજનિક ગુજરાતી માસિકમા, આ આત્મવૃત્તાન્તનું, અંગ્રેજી કવિની કૃતિના અવલોકનનું શું પ્રયોજન? હું અત્રે આત્મવૃત્તાન્ત લખવા નથી બેઠો, અને ગોલ્ડસ્મિથના ગ્રન્થો ઉપર વિવેચન ચલાવવા પણ નથી માગતો—એ કે મને એમ તો લાગે છે કે આપણા વિદ્વાનો, દિ. બ. ...

ભાઈથી માંડી તાજામા તાજા ગ્રેડ્યુએટ પર્યંત, પોતપોતાના સમયની કેળવણીનુ વર્ણન આપે તો એમાથી આપણા છેલ્લા સાઠ વર્ષની કેળવણીનો બહુ રસિક અને બોધકારક ઇતિહાસ ઊભો થાય, તેમજ અંગ્રેજી કવિઓ વિષે કોઈ કોઈવાર ગૂજરાતી માસિકોમા અવલોકન આવે તો તે પણ નિરર્થક નથી, કારણ કે એથી જે વર્ગને અંગ્રેજીનો લાભ મળેલો નથી, તેને એ ભાષાના કવિઓના વિચારો સાથે પરિચય થાય અને તેઓની સાહિત્યવિષયક દૃષ્ટિમર્યાદા વિસ્તરે, તથા જેઓ અંગ્રેજી જાણે છે તેમને પણ માતૃભાષામા એ સબન્ધી પોતાના વિચારોનો પરસ્પર વિનિમય કરવાથી એ વિચારો પરાયા મટી પોતાના થઈ જાય પરંતુ અત્યારે આ બેમાથી એકે હેતુથી મ્હે આ નોંધ લખવા માંડી નથી. મ્હારો ઉદ્દેશ માત્ર ગોલ્ડસ્મિથની પૂર્વોક્ત કૃતિઓ આજ વાચતા, આપણા દેશની વર્તમાન જરૂરિયાતો વિષે જે વિચારો સૂઝ્યા છે તે જ ટૂંકામા નોંધવાનો છે.

'ડિઝર્ટેડ વિલેજમા' મા એક સુખી ગામડુ કેવુ હોય, અને તેની વસ્તી જતી રહેતા એ કેવુ થાય, તેનુ બહુ અસરકારક વર્ણન છે. કવિ એના વ્હાલા ગામને સબોધી એના સુખના દિવસો સભારે છે, અને અત્યારે એ ઊજડ થઈ ગયુ છે તે માટે શોક કરે છે ગામડાના મેળાવડાઓ જેમા આખો દિવસ કામ કરી પરવારીને ગામડાના તરુણ અને વૃદ્ધ સ્ત્રીપુરુષો એકઠા મળે છે, જેમા બહાદુર જુવાનીઆઓ અંગ-કસરતની રમતો રમે છે, અને વાતોડીઆ વડીલો પાસે બેસીને વાદવાદ કરી ઉત્તેજન આપે છે, એનુ મનોહર વર્ણન કરે છે, અને તે પછી ગામના પાદરી અને મહેતાજીના બહુ મઝાહના ચિત્રો દોરે છે આ વાંચી પ્રશ્ન થયા વિના રહેતો નથી કે—**હિન્દુસ્થાનની અત્યારે ખરામાં ખરી અને મ્હોટામાં મ્હોટી જરૂર તે એનાં ગામડાંની સ્થિતિમાં સુધારો કરવો એજ નથી?** હિંદુસ્તાનની વસ્તીનો ઘણો મ્હોટો ભાગ ગામડામા જ વસે છે અને તેથી આ દેશનું ખરૂં કલ્યાણ ગામડાની સ્થિતિ સુધારવા ઉપર આધાર રાખે

છે. ગામડાંનાં ખેડૂત અને મજૂર વર્ગનાં માણસો પાનેના મ્હોટા શહેરનાં કારખાનાંમાં મજૂરી કરવા જાય અને એને પરિણામે ગામડાની ખેતી પડી ભાગે એથી એકંદરે લાભ નથી. કારખાનાનો નફો શહેરના ધનિક વર્ગમાં જ વ્હેંચાય છે, અને મજૂર ગામડીઆને એમાંથી મજૂરીના ચાર પૈસા ગામડા કરતાં વધારે મળે છે, પરંતુ એને બદલે શહેરના દુર્વ્યસનો વળગી તનથી અને ધનથી એ મજૂર વર્ગ વધારે ખરાબ થાય છે. ગામડાં ભાગી વસ્તી શહેર તરફ વળે એ વધતા સુધારાનુ સ્વાભાવિક ચિહ્ન છે, અને તે અનિવાર્ય છે એટલુ જ નહિ પણ ઇષ્ટ છે, એમ મિ. જસ્ટિસ રાનડેના એક લેખને અનુસરી ઘણા માને છે. એ લેખ બહુ વર્ષો ઉપર હુ ધારૂ છુ કે લોકમા હુંન્નરકારીગરીના નવાં કારખાનાંઓ કાઢવાનો ઉત્સાહ પ્રેરવાના ખાસ ઉદ્દેશથી જ લખાએલો હતો. અને જો ખેતીને પણ જમીન ઉપર હળવતી દશવીસ લીટા ખેંચી એ ઉપર દાણા વેરી આકાશ સામુ જોઈને બેસી રહેવા કરતાં વધારે બુદ્ધિ અને પુરુષાર્થવાળો હુન્નર બનાવવામા આવે + તો હું ધારૂ છુ કે આજ મિ. જસ્ટિસ રાનડે એ પ્રવૃત્તિને બહુ ઉમંગથી વધાવી લે, એટલું જ નહિ પણ એ તરફ લોકનો ઉત્સાહ પ્રેરે.

૧. ખેતીને બુદ્ધિ અને પુરુષાર્થવાળો હુન્નર શી રીતે બનાવવો? આ પ્રશ્નનો ઉત્તર ટૂંકામા ટૂંકા શબ્દોમાં આપુ, તો ગયા ઑક્ટોબર માસના 'Review of Reviews'ના "Give us this day our daily bread" એ મથાળાના એક સમર્થ લેખમાંની નીચેની પંક્તિઓ ગોતારૂ:—

"The section of agriculture should be composed of four bureaus. The first should

+ "The agricultural industry must be industrialized" —J. Nugent Harris, Secretary, Agricultural Organization Society (જુઓ નવેમ્બરનું 'Review of Reviews')

deal with administration, associations and guilds, rearrangements of farms, irrigation, agricultural instruction, and Congresses The second should deal with the improvement of agricultural products, the destruction of harmful insects, breaking up of new ground, and improvement of industries The third bureau should deal with the improvement in the breeding of domestic animals, the choice and inspection of breeding studs, and veterinary and blacksmith affairs The fourth should deal with the improvement of horses, the inspection of stallions, and supervision of stud farms and stables In countries where agriculture is seriously regarded the Ministry of Agriculture is by far the most efficiently organised Department."

ઉપરની સૂચનાઓ ઇંગ્લાંડની ખેતી સુધારવા માટે ઘડાએલી છે, પણ એમાંની કેટલી સૂચનાઓ ઘોડાને બદલે બળદ મૂકી લઈએ તો જાણે હિંદુસ્થાનની જરૂરિયાતને માટે જ એ ઘડવામાં આવી હોય એમ લાગે. એ સૂચનાઓ આપણી લોકોક્તિના 'ખેડ ખાતર અને પાણી' અને તે માટે જોઈતા નાણાંની સગવડ—એટલા શબ્દોમાં સાર રૂપે સમાઈ જાય. અને તે આપણા ખેડુતોને, તથા એમનું કલ્યાણ કરવાનું જેમના હાથમાં છે તેમને, સારી રીતે જાણીતી છે, પણ એને ક્રિયામાં મૂકવા માટે આપણા પ્રાન્તમાં સર્વતોમુખ અને સર્વાંગી પ્રયત્ન થતો જણાતો નથી. મારા સાંભળ્યા પ્રમાણે હમણાંના જેવું ગુજરાતનું પણ એક 'એગ્રિકલ્ચરલ એસોસિએશન' યાને ખેતીને

ઉત્કર્ષ કરવા ઇચ્છતુ મડળ છે પણ દિલગીરીની વાત એટલી જ છે કે દખ્ખણનુ મડળ બહુ ઉત્સાહથી, અને પૂનાની ખેતીવાડીની કોલેજનો અને ખાસ કરીને એના ઉત્સાહી પ્રિન્સિપાલ ડા. મેનનો પૂર્ણ લાભ લઈને, કામ કરે છે, ત્યારે આપણુ ગૂજરાતનુ મંડળ અસ્તિત્વમા છે કે નહિ એ પણ કોઈ ભાગ્યે જ જાણે છે. આવા મંડળનુ શુ કામ હોવુ જોઈએ તે એ લેખમા નીચે પ્રમાણે બતાવ્યુ છે –

1 Meetings, Congresses, Exhibitions, sale agricultural museum and handicraft Conferences
2 Reports, lectures and analyses.
3 Distribution and exchange of seeds, of fertilisers, of agriculturel machines and breeding animals
4 Preventive and destructive measures against pests.
5 Drainage and irrigation, and the adjustment of lands.
6 Encouragement and preparatory work.
7 Agricultural and industrial output.
8 Agricultural statistics.
9 Replying to the official questions.
10 The question of improvement and development.

૨. ખેતીનો સુધારો માત્ર બાહ્ય સાધનો ઉપર જ આધાર રાખતો નથી, ગોલ્ડસ્મિથ એના પૂર્વોક્ત કાવ્યમા સુખી ગામડાની સ્થિતિ—

"Where health and plenty cheered the labouring swain."

—એ શબ્દોવડે બહુ સારી રીતે દર્શાવે છે પહેલી તન્દુરસ્તી (health) અને પછી સમૃદ્ધિ (plent) એમ ક્રમ છે; અને જ્યાં મહેનતુપણુ (labou1) છે ત્યા જ એ બે આવે એ પણ ખરૂ છે. પરતુ આપણા ખેડૂતોને જો કે અંગતોડ મહેનત કરવાની તો ટેવ છે, તોપણ દારિદ્ર અને અજ્ઞાનને લીધે તન્દુરસ્તીના બીજા નિયમો પાળવાની તેઓમા શક્તિ નથી અને આવડ પણ નથી. આ કારણથી આપણા ગામડામા હવા અને પાણીની સ્વચ્છતા રખાવવાના યત્નો હજી જોઈએ તેવા સફળ થયા નથી છતા સરકારના યત્નોને ગામના લોક તરફથી મદદ મળે અને કેળવાએલા લોકો આ વિષયમા અજ્ઞાન લોકને વ્યવહારૂ ઉપદેશ કરે તો કેટલુક કાર્ય સિદ્ધ થાય

૩. પણ આ માટે ખરી કેળવણીની જરૂર છે આખા દેશમાં ગામેગામ નિશાળ સ્થાપવાની અને મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવાની સરકાર પાસે માગણી કરવામાં આવે છે. એ માગણી ગમે ત્યારે સફળ થાઓ, પણ અત્યારે તો ખરા દેશભક્તોનું એ કર્તવ્ય છે કે સરકારના ઉપર આધાર ન રાખતા એ તરફ આપણા ધર્મના ફડ વાળવા જોઈએ. ગોલ્ડસ્મિથ પોતાના વ્હાલા ગામડામાં પણ મહેતાજીનુ મહત્ત્વ નોંધવુ ચૂક્યો નથી એમાં દોરેલુ મહેતાજીનું સ્પષ્ટ ચિત્ર કદી પણ ભુલાય એવુ નથી

"Beside you straggling fence that skirts way,
With blossomed furze unprofitably gay,
There, in his noisy mansion skilled to rule,
The village master taught his little school.
A man severe he was, and stern to view,
We knew him well, and every truant knew.
Well had the boding tremblers learned to trace
The day's disasters in his morning face,
Full Well they laughed with counterfeited glee,

At all his jokes, for many a joke had he:
Full well the busy whisper, circling round.
Conveyed the dismal tidings when he frowned;
Yet he was kind, or if severe in aught,

The love he bore to learning was in fault;
The village all declared how much he knew,
'Twas certain he could write and cipher too,

Lands he could measure, terms and ties presage,
And even the story ran that he could gauge;
In arguing too, the person owned his skill,
For e'en though vanquished, he could argue still;
While words of learned length and thundering sound

Amazed the gazing rustics ranged around,
And still they gazed, and still the wonder grew,
That one small head should carry all he knew."

× × ×

આ વાંચી બેશક આપણને એ સમયના મહેતાજીના સાદા જ્ઞાન ઉપર હસવું આવે છે—પણ જરા વિચાર કરીએ તો, જે ડર નાંખીને અને પોતાના ઉમદા ધંધામાં તન્મય બનીને એ મહેતાજી કામ કરતા દેખાય છે, તેવુ આપણા ટ્રેઈન્ડ કોલેજિયન મહેતાજીઓ કરતા હશે કે કેમ એ વિષે મને ઘણો શક છે.

૪. આ ગામડાની બીજી મહત્ત્વની વ્યક્તિ તે ત્યાંનો સન્તોષી, પવિત્ર, માયાળુ અને પરોપકારી ધર્મગુરુ ( પાદરી ) છે. ગોલ્ડસ્મિથ એનું ચિત્ર નીચે પ્રમાણે આપે છે:

"A man (the village preacher) he was, to
all the country dear,
And passing rich with forty pounds a year,
Remote from towns he ran his godly race,
Nor e'er had changed, nor wished to change,
his place;
Unskilful he to fawn, or seek for power
By doctrines fashioned to the varying hour
Far other aims his heart had learnt to prize,
More bent to raise the wretched than to rise

× × ×

At church with meek and unaffected grace,
His looks adorned the venerable place,
Truth from his lips prevailed with double sway,
And fools, who came to scoff, remained to pray
The service past, around the pious man,
With steady zeal, each honest rustic ran,
Even children followed, with endearing wile,
And plucked his gown, to share the good
man's smile,
His ready smile a parent's warmth expressed
Their welfare pleased him, and their cared
distressed,
To them his heart, his love, his griefs, were
given,
But all his serious thought had rest in heaven;
As some tall cliff that lifts its awful form,

Smells from the vale, and midway leaves the storm,
Though round its breast the rolling clouds are spread,
Eternal sunshine settles on its head."

ખેદ થયા વિના રહેતો નથી કે જ્યા આવા સાદા પણ ઉન્નત ધાર્મિક જીવન ગાળતા ધાર્મિક નેતાની જરૂર છે, ત્યાં આપણા દેશમા અત્યારે નિરુદ્યમી બાવાનાં ઝુંડ ગામને ગાદરે અડગા નાખી પેટ ભરવામાં કૃતાર્થતા માને છે ! આપણા દેશમા ધાર્મિક સાહિત્યની ખોટ નથી, એના પ્રચાર માટે ગામેગામ દેવસ્થાનમા કથા કરવાનો રિવાજ પ્રાચીન કાળથી જાણીતો છે. પરંતુ એ જૂની સંસ્થા યોગ્ય મનુષ્યને અભાવે નિરર્થક અને અસ્તપ્રાય બની ગઈ છે. ગામના દેવસ્થાનમા હજી પણ કોઈવાર એકાદ સતપુરુષ વસતો હોય છે તો તે ગામના લોકને જીવનથી અને ઉપદેશથી કેવો ઉપકાર કરી શકે છે, એમના જીવનમા કેવી સાચ, પ્રામાણિકતા, દયા, શાન્તિ, સ્વચ્છતા વગેરે અનેક ગુણો પ્રેરી શકે છે—એ તદ્દન અજ્ઞાત નથી. વળી ખરા સતપુરુષનુ જીવન ગૃહસ્થાશ્રમમાં પણ બની શકે છે, અને તે કેવુ હોવુ જોઈએ એ ગોલ્ડસ્મિથે 'વિકાર ઓફ વેઈકફીલ્ડ'મા વધારે સ્પષ્ટતાથી અને વિસ્તારથી બતાવ્યુ છે

ડૉ. પ્રિમરોઝ નામનો એક ગામનો પાદરી એ નવલકથાનો નાયક છે. એના ઘરનુ સાદુ પણ ખરા દિલનું અને નિરર્ગળ આતિથ્ય 'ચાળીસમી પેઢી'ના સગાવ્હાલાંને માટે ખુલ્લુ છે. એ પાદરી દેશદેશાવર ફરેલો માણસ નથી, અને એની સ્ત્રી પણ જમાનાના પ્રમાણમા જ કેળવાએલી હતી.—ગોલ્ડસ્મિથ કહે છે તેમ, એ 'રસોઈ, અથાણા અને મુરબ્બા કરી જાણતી તથા ગાગ્યાતૂટ્યા શબ્દ વાંચી જાણતી' અને બહુ કુટુંબવત્સલ હતાં. મ્હોટા છોકરાનં સગપણ પાસેના એક પાદરીની છોકરી સાથે થવાના હતાં નિશ્ચયમ.

લંડનનો એક વેપારી ભાગ્યો, અને એમાં ડૉ. પ્રિમરોઝની બધી પૂંજી ગઈ! સામા પાદરીને એણે પોતાની બદલાએલી સ્થિતિ જણાવી અને એને પરિણામે છોકરાનો વિવાહ ભાગ્યો. ડૉ. પ્રિમરોઝે પોતાના કુટુમ્બને પોતાની બદલાએલી સ્થિતિને અનુકૂળ થઈ જવા ઉપદેશ કર્યો અને સર્વ હવે ગરીબાઈથી રહેવા લાગ્યા મ્હોટો છોકરો ભણી ઊતર્યો હતો અને વિદ્વાન થયો હતો--તેને લંડનમાં કમાવા મોકલ્યો. પ્રસ્થાન વખતે પિતાએ પુત્રને આપેલો ઉપદેશ અને વાત્સલ્યનો ઉદ્ગાર થોડા પણ બહુ અસરકારક શબ્દોમાં ગોલ્ડસ્મિથે મૂક્યો છે —

"I have been young, and now am old, yet never saw I the righteous man forsaken, or his seed begging their bread. Let this be your consolation as you travel on. Go, my boy, whatever be the fortune, let me see thee once a year, still keep a good heart, and farewell"

સત્પુરુષને પ્રભુ તાવે તો છે, પણ કદી ત્યજતો નથી. માથે દુઃખ આવવાં એ સંસારી જીવની સ્વાભાવિક સ્થિતિ છે, અને એ જીવની વિશુદ્ધિની અને પરમાત્મપ્રેમની એ કસોટી છે દુઃખ એ પ્રભુના ત્યાગની નિશાની નથી, એ ત્યાગની ખરી નિશાની સન્નિષ્ઠામાંથી ચ્યુત થવું એ જ છે સત્ય ધર્મનો આ પરમ સાર વિકાર (પાદરી) ના જીવનમાં ગોલ્ડસ્મિથે આપણને બતાવ્યો

ડૉ. પ્રિમરોઝને હવે જીવનનિર્વાહ માટે બીજા ગામનું પાદરીપણું લેવું પડ્યું બધું કુટુમ્બ નવે ગામ ગયું, અને ત્યાં સાદી રીતે દિવસો નિર્ગમવા માંડ્યા પહેલે જ રવિવારે દેવળમાં જવા માદીકરીઓ ટાપટીપ કરીને મેડીએથી ઊતર્યાં—એ જોઈ ડૉ. પ્રિમરોઝને ખેદ થયો કે હજી એ બિચારાં પોતાની ખરી સ્થિતિ સમજ્યાં નથી. ડૉ. પ્રિમરોઝ બોલ્યો. "ઊભાં રહો, મારી વ્હાલી મંગાનીએ! આ વેષે

તમારાથી ચાલતા જવાશે નહિ—ચાલતા જશો તો ગામનાં છોકરા મશ્કરી કરશે !" મા અને દીકરીઓ શરમાઈ ગયા. મા બોલી: "મ્હેં જાણ્યું—સૌને સ્વચ્છ વસ્ત્ર પહેરેલાં જોઈને તમે રાજી થશો." ડૉ. પ્રિમરોઝે કહ્યું:—"ખરૂં; પણ ટાપટીપ અને સ્વચ્છતા તે એક નથી. આ લુગડાંમા જે નકામી ચીજો બાંધી છે અને નિરર્થક ઘેર રાખ્યા છે–તે કાઢી નાખો તો એટલા લુગડામાંથી બિચારા નવસ્ત્રાં ગરીબ લોકનાં શરીર ઢંકાય." કુટુંબ ડૉ પ્રિમરોઝની ઉમદા અસર નીચે ઊછર્યું હતુ–એટલે આ ઉપદેશ માન્ય કરતા કોઈને વાર લાગી નહિ

ગરીબ અવસ્થાના કેટલાક ગુણ છે—સાદાઈ, ઉદ્યોગ વગેરે–તેમ એક દોષ પણ છે: પૈસાદારને જોઈ ગરીબનું મન ઘણીવાર અંજાઈ જાય છે અને વિવશ બની જાય છે. ડૉ. પ્રિમરોઝના મહાન આત્માને તો પૈસાનો ચળકાટ કદી પણ મોહ ઊપજાવે એમ ન હતુ, પણ એના ઘરમાં પાસેનો 'સ્ક્વાયર' (ગામનો જમીનદાર ધણી—ન્હાનો લૉર્ડ) આવતો જતો થયો. એને જમાઈ કરવાની ડૉ. પ્રિમરોઝની સ્ત્રીને અને છોકરીઓને લાલસા ઉત્પન્ન થઈ. આ વખતથી ડૉ. પ્રિમરોઝને માથે સંકટોની પરંપરા આવવા લાગી. ડૉ. પ્રિમરોઝ સુધ્ધા આખુ કુટુમ્બ ભોળિયું હતુ–અને એમને ધૂતારાઓ ઠગી જતા; અને પેલો 'સ્ક્વાયર' તો વિહકારની એક છોકરીને કાઢી નાશી ગયો ! બિચારા વિહકારનુ ઘર બળી ગયુ, ન્હાના છોકરાને બચાવવા જતાં એનો હાથ બળ્યો ! ભાડા માટે એને સાધારણ ગુન્હેગારો ભેગો તુરંગમા નાખવામા આવ્યો—પણ 'સુખડને જેમ જેમ ઘસો તેમ તેમ એમાથી સુગન્ધ જ નીકળે છે' એ ન્યાયે આ અત્યંત સંકટની દશામાં પણ એણે પોતાના સહવાસથી બંદીવાનોને ધર્મ અને નીતિનો ઉપદેશ કરી એમનું કલ્યાણ કરવામાં જ વખત કાઢ્યો. ઉદાર દિલે એ સ્ક્વાયરની દુષ્ટતાને ક્ષમા કરે છે–પણ સ્ક્વાયર એની બીજી દીકરીને પણ કઢાવી જાય છે; અને મ્હોટા છોકરા ઉપર ખૂનનો ખોટો આરોપ લાવી બંદીખાનામાં નખાવે છે બિચારા ડૅાસાનું હૃદય ભાંગી

જાય છે-એ મરણતોલ થઈ પડ્યો છે, પથારીમા પરાણે બેસી શકે છે, પણ એ અવસ્થામા પણ છોકરાને ને માને ટેકા દઈ બેઠા થઈ-સસારના સુખદુ ખના રહસ્ય ઉપર પોતાના છોકરાને અને બદીવાનોને ઉપદેશ દે છે એ ઉપદેશનો સાર એવો છે કે-નાસ્તિક તત્ત્વજ્ઞાન એક રહસ્યનો જે ખુલાસો કરે છે તે યથાર્થ નથી, એનો ખરો ખુલાસો ધર્મથી જ મળે છે એ તત્ત્વજ્ઞાન કહે છે કે આપણે સુખ ભોગની જાણીએ તો દુનિયા પુષ્કળ સુખથી ભરેલી છે—થોડાક અનિવાર્ય દુ ખ છે ખરા, પણ જિંદગી ટૂકી છે એટલે એનો જલદી છેડો આવી જાય છે તેથી દુ ખો માટે ફરિયાદ કરવાનું કારણ રહેતુ નથી ડા પ્રિમરોઝ કહે છે કે જિંદગીમા સુખદુ ખના રહસ્યનો આ ખરો ખુલાસો નથી-કારણ કે એમા વ્યાઘાત દોષ આવે છે. જો જિંદગી સુખથી ભરેલી છે પણ તે જ સાથે જો તમે કહો છો, તેમ એ ટૂકી છે, તો તેની ટૂકાઈ એ જ મ્હોટુ દુ ખ છે, અને એ લાબી છે એમ કહો તો જે દુ ખો તમે કબૂલ કરો છો એ લાબો વખત ચાલ્યા કરીને સુખને દાબી નાખે છે ધર્મ—જે પરલોકનુ અસ્તિત્વ મનાવે છે—એ જ રહસ્યનો ખરો ખુલાસો આપે છે. તે એવી રીતે કે, જો આપણે સુખી છીએ તો પરલોકમા પણ એ સુખ અનન્તગણુ થઈ ચાલતુ રહેશે; અને જો અહીં આપણે દુ ખી છીએ તો એ દુ ખનો અન્ત આવી પરલોકમા સુખ થશે. પ્રભુ 'અનાથનો નાથ,' 'નિધનનુ ધન' 'દીનનો દયાળ' છે—એમ કહેવામા આવે છે તે યોગ્ય છે, કારણ કે પ્રભુના ધામનુ સુખ, જેવુ આ દુનિયાના દુ ખી જીવને મીઠું લાગે છે તેવુ સુખી જીવને લાગી શકતુ નથી. ઇત્યાદિ.

આખરે ડા પ્રિમરોઝનો અને આખા કુટુમ્બનો દિવસ ફરે છે. સ્ક્વાયર સદાન્ત એના દુશ્મનો પણ પસ્તાઈને ઠેકાણે આવે છે. છોકરા છોકરીઓ ઠેકાણે પડે છે દેવાળુ કાઢી નાશી ગએલો વેપારી એમ્સ્ટરડામમા પકડાય છે, એની મિલ્કતમાથી ડા પ્રિમરોઝનું ગયું ધન પાછુ આવે છે અને સઘળા સારા વાના થાય છે.

આજે મને આ વાર્તામાં ડૉ. પ્રિમરોઝનું અડગ ધૈર્ય, એની અદ્‌ભુત પ્રસન્નવૃત્તિ, એનું ભોળું ક્ષમાળુ હૃદય, અને એનો પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ—એ તત્ત્વો આકર્ષક લાગે છે. અને તેથી એના ગુણોના વર્ણનમાં ધાર્યા કરતાં મ્હારાથી વધારે લંબાણ થઈ ગયું, પણ મ્હારે કહેવું જોઈએ કે ન્હાનપણમાં મને—અને હું ધારું છું મ્હારી સાથેના સર્વ વિદ્યાર્થીઓને જે વધારેમાં વધારે ગમતું અને જેનો અત્યારે હું ઉપર ઉલ્લેખ કરવો પણ ભૂલી ગયો, તે ડૉ. પ્રિમરોઝના બે ટટ્ટુ—એક કાણું અને બીજું બાડું,—અને એ ઉપર દેવળ જવા ચઢેલી કુટુમ્બની સ્વારી—પાસેના શહેરના શુક્રવારમાં ટટ્ટુ વેચવા ગએલો અને એને બદલે પાંચ આનાનાં ચશ્માં લઈ પાછો આવેલો મોઝીઝ (વિકારનો ન્હાનો છોકરો), અને વિકારને પણ મળી ગએલો પેલો મ્હોટી દાઢીવાળો શબ્દાડંબરી ફિલસૂફ ધૂતારો–મિ. જેન્કિન્સ ×

[વસંત : વર્ષ ૩૭, અંક ૨, વૈશાખ—આષાઢ, સં. ૧૯૯૪]

× વસન્ત, વર્ષ ૧૧, અંક ૧૧, કાર્તિક, સંવત ૧૯૬૯માંથી એટલે આજથી લગભગ ૨૫ વર્ષ ઉપર ઈ. સ. ૧૯૧૩માં લખેલો આ લેખ અહીં ઉતારું છું તે એમ બતાવવાને કે અમે અંગ્રેજીના પાઠમાં પણ રસ લેતા, અને એમાંથી જીવનભર કામ આવે એવું ઘણું શીખતા. આપણા દેશના ઋષિઓનાં અને સંતોનાં ચરિત્રો મ્હેં વાંચ્યાં છે, પણ એ જ સંતચરિતાવલીમાં ડૉ. પ્રિમરોઝને એક સામ્યયોગી તરીકે ઉમેરું અને એમ કહું કે અંગ્રેજીએ પણ મને લાભ કર્યો છે તો એમાં ખોટું છે?'

—તંત્રી. સંવત ૧૯૯૪, [illegible], ૧૧

# અંગ્રેજી નામોની સૂચી

America 181
Amritsar : 212
Arnold Wilson 303
Aristotale's Nicomachaean Ethics 558
Christ 573
Delhi 212
De Quincey 19
Drinkwater . 421, 431
Dynasts 66
E Arnold 504
Goethe 384, 415
Hume 395
'Indu Prakash' 496
Jean Paul Richter 573
Kant 385
Lahore 212
Levi 182
Locke 385, 374
Manilal Dvivedi 495,466
Milton . 420
Morris 421
Oxford 180, 191
Poona 20, 211
'The Princess'. 116
Rousseau . 385
'Saint John' 69
Shakespeare · 420
Shelley 420, 595
Swinburne 420, 421
Tennyson 462
Vidyapati . 131
voltaire 385
Wordsworth , 462
York Powell 265

# શબ્દસૂચી

અખો ભગત : ૪, ૪૪૪
અખંડાનન્દજી : ૪૯
અતિસુખશંકર ત્રિવેદી : ૪૬, ૩૩૭
અદિતિ : ૧૮૨
અદ્વૈતિઝમ્ : ૫૦૭
અભિનવ વેદાન્ત : ૩૭
અભિનવ હેગલ : ૩૭
અભેદોર્મિ કાવ્ય : ૫૦૨
અમદાવાદ : ૩, ૪, ૫, ૧૨, ૪૬, ૧૫૯, ૧૬૭, ૨૩૧, ૨૮૪, ૪૦૯, ૫૧૬
અમદાવાદ જૈન ભંડાર : ૧૫
'અમરકોશ' : ૩૫૯
'અમરુશતક' : ૩૯, ૩૪૩
અમૃતસર : ૧૩
અમેરિકાની વિદ્યા : ૧૪૯, ૧૮૦
અરબી : ૨૨૦, ૨૩૦, ૨૩૧
'અરેબિયન નાઇટ્સ' : ૨૩૩
અલિગઢ : ૨૧૧, ૨૮૬
અલેકઝાન્ડર : ૫૫૭, ૫૫૮
અલાહાબાદ : ૨૦૯, ૨૨૫, ૨૨૬, ૨૪૨, ૨૮૬, ૩૩૪
અલાહાબાદ યુનિવર્સીટી : ૨૭૫, ૨૮૬, ૨૯૦
અરોડ : ૫૭
અંબાલાલ જાની : ૪૮
અંબાલાલ સાકરલાલ : ૧૨૧, ૩૧૬, ૩૧૮, ૩૨૬, ૩૮૩, ૩૯૪, ૫૪૪–૫૬૧, ૫૭૯
આયુર્વેદ ૨૨૦
આર્ચબોલ્ડ : ૨૪૨, ૨૪૪
આર્થર ક્લફ : ૪૬૧
આર્નોલ્ડ વિલ્સન : ૩૦૩
આશુતોષ મુકરજી : ૧૭૫, ૨૨૫, ૨૬૩
આસિમ રાંદેરી : ૨૩૬
ઇચ્છારામભાઈ : ૧૫, ૪૮, ૫૦, ૧૨૯, ૩૧૫, ૪૧૫
ઇટાલી : ૮, ૫૫, ૨૭૭
ઇતિહાસનુ સંશોધન કેમ થવુ જોઇએ : ૨૧૧–૨૧૪
ઇન્દુલાલ યાજ્ઞિક : ૪૬
ઇન્-મેમોરિયમ્ : ૩૬, ૩૪૧
ઇમિટેશન ઑફ શંકર : ૫૦૭
ઇરાન : ૧૮૭, ૫૬૫
'ઇલિયડ' : ૧૨૨
ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર : ૩૯૬
ઈંગ્લાંડ: ૧૮૪, ૧૮૬, ૧૯૬, ૨૭૭
'ઉત્તરરામચરિત' : ૩, ૨૦૩, ૨૩૩, ૫૦૧, ૫૨૬
ઉદ્યોતકર : ૫૮
ઉત્તમલાલ કેશવલાલ : ૮૫, ૩૫૨,

૩૮૬, ૩૯૫, ૩૯૭
ઉમરવાડીઆ : ૪૬
ઉર્દૂ . ૨૨૯, ૨૩૦, ૨૩૪
'ઊર્મિમાળા' . ૩૪૯
એડવિન આર્નોલ્ડ ૫૫૮
એમર્સન ૪૨
ઍરિસ્ટોટલ ૬૪, ૧૮૩
એલ્ફિન્સ્ટન કૉલેજ ૨૧૭
એશિયાનો ઈતિહાસ . ૧૮૭
એશિયાની સંસ્કૃતિ : ૧૮૭
એશિયા માઈનર ૧૮૬, ૧૮૭
ઑક્સફર્ડની વિદ્યા : ૧૭૯–૧૮૧
ઓમર ખય્યામ ૪૪૪
ઓરિયન્ટલ કૉન્ફરન્સ ૨૧૫,૨૧૯
ઓવન ૫૫૮
ઑર્ગનઝેમ . ૫૭૨
કર્ટિસ ૫૫૧, ૫૫૨
'કઠોપનિષદ્' : ૪૭૧
કણ્વ , ૧૮૨
કનુભ્હેન . ૫૧
કનૈયાલાલ મુનશી ૩૧,૫૨,૧૩૬, ૧૪૫, ૧૫૨, ૧૫૩, ૧૬૩–૧૬૮, ૨૨૯, ૨૩૮, ૨૭૪, ૩૯૮, ૩૯૯, ૪૧૬, ૪૮૮, ૪૯૦, ૫૨૧–૫૪૦
કબીર : ૨૩૨
કમળાશંકર ત્રિવેદી . ૫, ૧૨, ૩૫, ૩૮, ૩૯, ૯૦, ૩૩૭, ૩૪૮
'કરણઘેલો' : ૩૪, ૫૨૭
કરસનદાસ . ૩૭૯
કરાચી . ૧૬૩
કર્નલ બાર ૫૫૬
કલાપી ૪૧, ૪૨, ૧૫૨–૧૫૫
'કલિકા' . ૪૧૮, ૪૩૭, ૪૩૯
કશ્યપ : ૧૮૨
કાન્ટ ૨૧૭, ૪૪૪, ૪૫૦
ડૉ કાન્તિલાલ ૪૮, ૫૩, ૭૮
'કાન્તા' ૩૬૩, ૫૦૧
કાબરાજી ૫૦
કાર્લાઈલ ૧૦, ૩૪, ૧૫૦, ૫૬૩
કાલિદાસ ૫, ૧૩, ૨૨૨, ૨૩૩, ૩૫૫, ૩૯૮, ૪૭૩, ૫૨૬, ૫૩૯, ૫૪૩
કાલેલકર . ૪૮, ૧૫૨
કાવસજી હોડીવાલા ૧૫૫
'કાવ્યકુંજ' . ૩૮
કાવ્યનું દ્વિધા લક્ષણ ૨૩૫
'કાવ્યમાધુર્ય' ૪૫
'કાવ્યાલંકાર' ૪૭૨
કાશી ૧૨, ૨૫૪, ૨૪૯, ૨૫૧, ૩૩૪
કાશીપ્રસાદ જાયસ્વાલ ૨૨૫,૨૨૬, ૨૨૮
કાશીરામ દવે : ૩૪૮, ૩૮૩

ક્રિટ્સ : ૩૬, ૪૩૯, ૪૬૧
કીથ : ૫૧૭
કીલહોર્ન : ૫૫૪, ૫૫૮
કીલાભાઈ : ૪૫
'કુમારસંભવ' : ૪૫૯, ૫૨૪
કુમારિલ : ૫૮
'કુસુમમાળા' : ૩૩, ૩૬, ૩૭, ૩૪૧, ૩૯૦, ૪૩૧
કૂટસ્થ : ૪૯૪
કેમ્પબેલ : ૩૦૮
કેમ્બ્રિજ : ૨૮૧, ૨૮૨
કર્વે પ્રો. : ૨૫૮
કેશવલાલ ધ્રુવ ૩૫, ૩૮–૪૦, ૪૫ ૪૮, ૮૯, ૯૫, ૩૪૨–૩૪૫ ૪૦૯, ૪૫૩, ૪૫૬
કોલ્ડન : ૧૦
કૌટિલ્ય : ૨૨૨
કૃપાલીનીજી : ૧૯૦
કૃષ્ણલાલ : ૩૫, ૪૨, ૧૪૨ ૧૫૨, ૧૫૪–૧૫૮ ૪૧૬, ૫૪૬
કૃષ્ણરાવ દિવેટીઆ : ૪૫
કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકર : ૫૫૩
કૃષ્ણસ્વામી આયંગર : ૨૧૯
ક્રોર્ટસ્ત્રો : ૭૭
ક્રોમવેલ : ૪૬૦
ક્લિવલર કૂચ : ૬૪
ક્ષેમેન્દ્ર : ૫૨૬
ખબરદાર : ૪૩, ૪૪, ૫૧, ૫૨ ૪૧૬–૪૫૨
ખરે : ૪૮૨
ખાનબહાદુર જમશેદજી દલાલ : ૩૮૮
ખંભાત જૈન ભંડાર : ૧૫
ખંડુભાઈ નાયક : ૪૮, ૨૭૪
ગગનવિહારી : ૪૭
ગજ્જર : ૮૯
ગજેન્દ્રરાવ બૂચ : ૨૩
ગજેન્દ્રશંકર : ૪૬
ગંગાનાથ ઝા : ૨૨૫, ૨૨૬
ગાંધીજી : ૫, ૧૨, ૪૪, ૪૮, ૫૨, ૧૩૨, ૧૪૪, ૧૫૨, ૧૫૯, ૧૬૧, ૧૬૨, ૧૬૫ ૧૬૯, ૧૯૮, ૨૧૪, ૨૨૯, ૨૩૧–૨૩૨, ૨૭૩, ૨૭૯ ૨૯૭, ૨૯૮, ૩૦૦, ૩૨૧, ૩૨૬, ૩૯૪, ૫૧૦,
ગાંધીયુગ : ૧૫૧, ૧૫૨
ગિદવાણીજી : ૧૭૮
ગિરજાપ્રસાદ : ૧૬૦
ગિરજાશંકર આચાર્ય : ૮૯
ગીજુભાઈ બધેકા : ૪૮
'ગીતગોવિંદ' : ૩૯, ૩૪૩, ૩૪૪, ૪૫૫, ૫૦૯

ગીબન . ૧૪
ગુડ નેચર્ડ મેન . ૫૭૯
ગુણાઢ્યની બૃહત્કથા ૧૪
ગા ગુણે ૨૨૪
ગુર્દુ . ૨૪૦
'ગુલાબસિંહ' . ૩૬૩, ૫૦૨
'ગૂજરાતીપંચ' : ૫૦
'ગૂજરાતનો નાથ' ૫૨૪–૫૩૧
ગૂજરાત યુનિવર્સિટી . ૨૬૪
ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી: ૧૫
૩૨, ૮૪, ૮૯, ૧૩૧, ૧૩૭,
૧૪૦, ૧૪૬, ૧૬૯, ૨૦૮,
૨૬૪, ૨૬૬, ૨૭૩, ૩૧૩,
૩૪૬, ૩૯૩
ગૂજરાત વિદ્યાપીઠ ૧૭૮, ૨૦૨,
૨૦૪
ગોકુળદાસ પારેખ ૩૨૬
ગોકુળજી ઝાલા : ૩૭૯
ગોખલે ૧૯૯, ૨૨૩, ૩૨૦
૩૨૭, ૪૮૨, ૪૮૩
ગોકળેલે : ૨૪૬
ગોવર્ધનરામ . ૪, ૨૩, ૩૫, ૪૨,
૪૩, ૪૭, ૮૬, ૯૦, ૯૫,
૧૦૧, ૧૦૫, ૧૨૧, ૧૫૨,
૧૫૫, ૧૫૯, ૩૦૯–૩૧૧,
૩૩૮, ૩૬૩, ૩૯૩, ૪૦૫,
૪૦૮, ૪૧૧, ૪૭૫, ૪૭૬,
૪૮૭, ૪૯૦, ૪૯૩, ૫૨૨,
૫૨૩, ૫૨૭–૫૩૩
'ગોલ્ડન ટ્રેઝરી' : ૩૪૧
ગોલ્ડસ્મિથ . ૩૫, ૫૭૯,
૫૮૩–૫૮૬
ગોલ્સવર્ધી . ૩૩૩
ગોસ : ૬૪, ૪૬૧, ૪૬૨
ગૌતમબુદ્ધ . ૧૨૫, ૨૨૭, ૨૫૦-
૨૫૧, ૩૦૫, ૩૦૬, ૫૧૭
ગ્રીઅર્સન . ૭૫
ગ્રીસ : ૧૮૬, ૧૮૭
ગ્રે . ૪૬૦, ૪૬૧
ગ્લેડસ્ટન : ૧૦
ચમનલાલ દલાલ ૪૯, ૩૨૪
ચંદાવરકર : ૪૮૨
ચંદ્રશંકર ૪૬, ૩૨૨, ૪૦૬,
૪૧૬, ૪૮૮, ૪૯૦
ચાર્લ્સ વુડ : ૮૨
ચીમનલાલ, સર ૮૪, ૨૭૫
૩૨૬, ૪૦૯
ચેપમેન ૩૬
ચેસ્ટર્ટન . ૫૬૫
ચૈતન્યબાળા ૨૩, ૫૧
ચોસર ૩૯૯, ૪૩૬
ચૌબલ ૪૮૨
છગનલાલ રાવળ ૧૫,૩૮,૩૯,૪૮

છબીલારામ દોલતરામ : ૩૫૬, ૩૫૭
જટાશંકર : ૧૫૫
જટિલ : ૪૨
જદુનાથ સરકાર : ૨૦૯
જનાર્દન પાઠકજી : ૪૬, ૩૩૭
જમશેદજી જીવણજી . ૧૫૫, ૨૨૬ ૩૩૩, ૩૩૪
જયમનગૌરી પાઠકજી : ૪૬, ૩૩૭
'જયા–જયંત' : ૫૩૧
જયેન્દ્રરાવ દૂરકાળ : ૪૬
જર્મની : ૫૫, ૨૭૭
જવાહરલાલ : ૨૨૯
'જ ભુજ્યોતિ' : ૩૪૧
જિનવિજયજી : ૪૮, ૫૩
જીવણચંદ : ૧૫
જીસસ ક્રાઈસ્ટ : ૫૧૮
જેમ્સ પીલ : ૫૪૨
જેસલમીર જૈન ભંડાર : ૧૫
જે. જી. કોવ્હન્ટર્ન : ૨૬૦
જોન બ્રાઈટ : ૨૮૨
જોન મોર્લિ : ૪૯૨
જોન માર્શલ : ૬૯
જયેષ્ઠારામ મુકુન્દજી : ૩૩૮
જ્યોતીન્દ્ર દવે : ૩૫૮
જ્યોર્જ લોઈડ : ૨૧૮
જ્યોર્જ મેઈન્ટસબરી : ૩૩૩
જ્ઞાનપ્રચારક સભા : ૩૨
ઝવેરલાલ યાજ્ઞિક : ૨૩, ૩૨, ૩૪, ૩૫૪
'ઝેનોની' : ૫૦૨
ટિળક : ૧૬૬, ૨૧૦
ટેઈનિ : ૫
ટેનિસન : ૩૬, ૪૦, ૬૧, ૧૧૬, ૧૫૧, ૩૪૧, ૪૪૪, ૪૪૫, ૪૪૯, ૪૫૧, ૪૬૦, ૪૬૨, ૫૨૧, ૫૪૩
ટેલર : ૧૨, ૩૬૩
ટેસિટોરી : ૨૨, ૭૫, ૨૨૧
ટોડઝ : ૧૧૮
ઠાકોરલાલ ; ૪૨
ડફરિન : ૭૦
ડબલ્યુ. સી. બેનર્જી : ૪૮૧
ડાહ્યાભાઈ જાગીરદાર : ૫૫૨
,, દેરાસરી: ૪૮, ૩૪૪, ૩૪૫
,, ધોળશાજી : ૪૬
,, લક્ષ્મણભાઈ: ૨૩, ૩૫, ૩૮
ડાર્વિન : ૪૫૧
ડિકન્સ : ૧૦, ૪૦૬, ૫૨૧–૫૨૩
ડિઝરાયલી : ૧૯૫
'ડિઝર્ટેડ વિલેજ' : ૧૫૧, ૫૭૯, ૫૮૦
ડીન ઈંગ : ૨૧૭
ડેન્ટી : ૮, ૪૮૫
ડેનીઝ : ૧૯૫

ડ્રિંકવૉટર ૪૨૦, ૪૨૧, ૪૩૧, ૪૩૬
ઢાકા ૨૮૬
તનસુખભાઈ ૨૩, ૩૩૮
તર્કપંચાનન ૨૪૬
'તખૂરાનો તાર' ; ૩૪૫
તિબેટ ૨૨૬
તિલક ૪૮૨
તુકારામ ૭
તુળજારામ મહેતાજીની શાળા ૫૫૭
તેજાસિંઘજી ૨૪૭
તેલંગ ૨૩૮, ૨૫૩, ૩૧૦, ૩૧૮, ૩૮૮, ૪૭૮–૪૮૩, ૫૫૩
ત્રિભુવન પ્રેમશંકર ૪૨
દક્ષિણામૂર્તિ ભવન ૪૮
દત્ત ૨૩૯
દયારામ : ૩૫૫, ૩૯૮
દયારામ ગિદુમલ ૪૮૭, ૪૯૦
દલપતરામ ૩૨–૩૪, ૪૩, ૩૪૫, ૩૫૫, ૩૫૬, ૩૬૦, ૩૯૫, ૪૨૨, ૪૩૬
'દર્શનિકા' ૪૩૯, ૪૪૩–૪૫૨
'દશકુમારચરિત' ૧૮
દાદાભાઈ ૩૨૭
દીપકળા ૫૧
દિલ્હિ ૧૯૮
દુર્ગારામ મહેતાજી ૩૧, ૩૦૮, ૩૮૧
દુર્ગાશંકર શાસ્ત્રી : ૪૯
દેલવાડાકર ૩૩૮, ૩૩૯
દેવદત્ત ભાંડારકર ૭૨, ૧૨૬, ૨૧૭, ૫૫૯
દેવર્ધિગણિ સિદ્ધસેન દિવાકર ૫૭
દોરાબજી ગીમી ૩૫૭
દોલતરામ ૨૩, ૩૮
ધનજીભાઈ ૧૮૦
ધર્મકીર્તિ : ૫૮
ધૂમકેતુ ૪૭
નગવા ૨૫૪
નગીનદાસ અમૂલખરાય: ૩૮, ૨૦૪
નચિકેત ૩૦
નડિયાદ ૨૧, ૨૩, ૨૪, ૮૬, ૧૪૭, ૧૫૩, ૩૫૪
નથુરામજી ૪૯
નરસિંહ મહેતો : ૭૮, ૧૬૫, ૪૧૭, ૪૬૪
નરસિંહરાવ ૪, ૩૫–૩૭, ૪૦, ૪૧, ૫૨, ૭૫, ૮૮, ૮૯, ૯૫, ૧૦૨, ૧૦૪, ૧૦૬–૧૧૦, ૧૨૧–૧૨૨, ૧૩૭, ૧૫૨, ૧૬૬, ૨૧૬, ૨૧૮, ૨૨૦–૨૨૨, ૨૩૧, ૩૧૧, ૩૧૨, ૩૩૯–૩૪૨, ૩૯૦, ૪૨૨, ૪૩૨, ૪૫૨–૪૫૬, ૪૬૨,

પાલ્ગ્રેવની ગોલ્ડન ટ્રેઝરી : ૩૬, ૪૦, ૪૫
'પિકવિક પેપર્સ' . ૪૦, ૨૩૩
'પિનાકિન્ ત્રિવેદી' ૨૩૭
પી કે. તેલગ . ૨૫૩
પીટ ૪૫૯
પીરોજશાહ જહાંગીર : ૧૫૫
પૂના ૨૦૯, ૨૧૬, ૨૧૭, ૨૨૩, ૨૨૫, ૨૬૧, ૫૫૮, ૫૬૦, ૫૬૧
પૂરુરવા ૧૯૫
'પૂર્ણિમા' ૫૩૧
'પેરેડાઇઝ લૉસ્ટ' ૧૫૧
પોપટલાલ શાહ : ૪૮, ૭૮
પોરબંદર ૫
'પ્રજાબંધુ' ૫૦
પ્રભાશંકર પટ્ટણી . ૧૫૪
પ્રાચીન ગૂર્જરાતી કાવ્યમાળા : ૩૫, ૩૩૨
પ્રાણલાલ મથુરદાસ . ૩૭૯
પ્રાણશંકર ગૌરીશંકર ૪૯૪
પ્રિમરોઝ ૫૮૭
'પ્રિયદર્શિકા' ૩૯, ૩૪૩
'પ્રિયંવદા' . ૪૯૩, ૪૯૪, ૪૯૬
પ્રેમભક્તિ : ૫૦૮
પ્રેમાનંદ : ૧૫, ૧૧૬, ૧૧૮, ૧૬૨, ૧૬૩, ૧૬૫, ૨૯૮, ૩૯૯, ૪૧૭, ૪૧૮
પ્રેમાનંદનાં નાટકો . ૩૪૨
પ્લેટો . ૬૧, ૬૪
ફર્ગ્યુસન કૉલેજ : ૨૧૮, ૨૨૩
ફારસી . ૧૫૫, ૧૫૬, ૨૨૦, ૨૩૦, ૨૩૧
ફાર્બસ ગુજરાતી સભા ૧૫, ૩૨, ૧૪૬, ૧૭૫, ૧૭૬, ૨૬૪
ફાર્બસ જીવનચરિત્ર ૧૭૬
ફાર્બસ રાસમાલા ૧૧૮
ફાર્બસ સાહેબ : ૩૨, ૧૭૬
ફીરોજશાહ મહેતા . ૧૪૮, ૩૧૦, ૩૧૮, ૩૨૭, ૪૮૩, ૫૫૮
'ફુલપાદડી' . ૪૭
ફુલ્હેન : ૧૭૫
ફ્રાન્સિસ ટૉમસન . ૪૩૯, ૪૪૨
બકલ . ૫૬૪, ૫૬૫
બનારસ . ૨૪૯, ૨૮૬
બન્ધુ સમાજ . ૪૬
બગર્સાં : ૪૪૪
બર્વે ૨૪૮
બળવંતરાય ૩૫, ૪૧, ૪૪, ૪૫, ૧૪૫, ૨૨૦, ૨૨૨, ૨૫૨, ૩૪૯, ૪૦૪–૪૦૬
બંકિમચંદ્ર : ૭
બાણ : ૫૮, ૪૩૯
બાયરન ૩૮, ૪૦૩, ૪૬૪
બાલાસાહેબ પંત . ૨૧૯

બાલ્ફર : ૧૮૮
'બાળવિલાસ' : ૫૦૪
બાળશિક્ષણ ને રમત : ૧૩૫
બાળાશંકર : ૨૩, ૩૫, ૩૮, ૩૫૫, ૩૫૬, ૩૬૬, ૪૩૯
બિહાર ને ઓરિસા રિસર્ચ સોસાયટી જર્નલ : ૨૨૭
'બુદ્ધચરિત' : ૩૪૧
બુદ્ધિવર્ધક સભા : ૩૨, ૮૪
'બુલબુલ' કાવ્ય : ૩૮, ૩૪૫
બૃહદ્ ગુજરાત : ૨૩
બેકન : ૨૨૨
બેઇન ફ્રેઝર : ૫૫૯
બેચરદાસ : ૪૮
બેજહોટ : ૬૨, ૪૧૬, ૪૧૭
બેન્થામ . ૧૦, ૫૬૬
બેસન્ટ : ૨૩૮, ૨૪૦, ૨૪૧, ૨૪૪, ૨૪૫–૨૪૮, ૨૫૧
બોટાદકર : ૪૫, ૩૪૯
બોપદેવ : ૫૮
બ્યૂલર : ૩૨૪, ૫૫૮, ૫૫૯
બ્રાઉનિંગ : ૩૪, ૨૭૧, ૪૪૪, ૪૪૯, ૪૫૧, ૪૬૦, ૪૬૧, ૫૧૮, ૫૭૯
ભગવદ્ગીતા : ૪૯૭, ૪૯૮, ૫૦૭, ૫૭૧
ભગવાનદાસ : ૨૩૮, ૨૩૯
ભગવાનલાલ ઇંદ્રજી : ૩૨, ૪૯, ૧૨૫, ૨૨૦, ૨૯૨, ૩૧૮
'ભજનિકા' : ૪૩૯
'ભદ્રંભદ્ર' : ૪૦
ભર્તૃહરિ : ૪૯૫
ભવભૂતિ : ૧૪, ૫૮, ૬૧, ૩૯૮, ૪૧૮, ૫૨૬
ભસ્માસુર : ૪૪૮
ભામહ : ૫૭, ૪૩૧
ભારત ઇતિહાસ સંશોધક મંડળ : ૨૦૯,
ભાવનગર : ૪૮, ૨૦૮
ભાસ : ૩૯, ૩૪૩, ૪૫૫
ભાંડારકર : ૩૨૪, ૩૬૧, ૩૯૭, ૫૫૧, ૫૫૩, ૫૮૯
ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટયુટ : ૧૫, ૨૧૮, ૨૧૯, ૨૯૨
ભીમરાવ : ૩૮
ભૂજ : ૫૫૬
ભૂલાભાઈ જી. દેસાઈ : ૧૪૭–૧૫૩
ભોગીન્દ્રરાવ : ૪૬, ૩૨૨, ૩૨૪
ભોગીલાલ પ્રાણજીવનદાસ : ૫૫૬
ભોળાનાથ સારાભાઈ : ૪, ૩૨, ૩૯૬, ૬૬૦
મગનભાઈ : ૪૪, ૬૫
મગનભાઈ ચતુરભાઈ પ્રેસ : ૩૩૦
મગનલાલ શાસ્ત્રી : ૩

૧૫૯, ૨૩૧, ૪૧૦, ૪૨૮, ૪૭૨–૪૭૪
રશિયા ૨૭૭
રસિકલાલ . ૪૮
રસ્કિન ૧૦
'રાઈનો પર્વત' ૪૦
રાજવાડે . ૨૧૯, ૨૨૧, ૨૨૩
રાજશેખર ૧૪, ૫૮, ૬૧, ૬૩, ૬૪
રાજેન્દ્રપ્રસાદ ૨૨૯; ૨૩૦
રાજેન્દ્રરાવ દલાલ . ૩૩૭
રાજેન્દ્રલાલ મિત્ર ૨૧૫
રાનડે ૨૧૦, ૩૧૦, ૪૫૬, ૪૮૦, ૪૮૨, ૪૮૩, ૫૩૮, ૫૬૦, ૫૮૧
રામકૃષ્ણ ભાંડારકર . ૨૧૫ ૨૧૭–૨૧૯, ૨૨૫, ૩૪૦
રામન ૨૪૪, ૨૪૭
રામનારાયણભાઈ ૪૮, ૧૫૨, ૫૧૬, ૫૧૭, ૫૧૯, ૫૪૧
રામમોહનરાય ૪૬, ૮૨, ૨૫૨, ૩૫૬
રામલાલ મોદી : ૪૮
રામાનુજાચાર્ય . ૨૫૦, ૪૩૧
રામાયણ ૭
રાયચુરા ૮૧, ૫૩
રાવ સીતારામ બહાદુર : ૨૮૬
'રાસમંદિર' . ૪૩૦, ૪૩૩
રાષ્ટ્રીય વિદ્યાપીઠ : ૧૭૮
રુસો , ૫૬૬
રોબર્ટસન . ૨૭૪
રોમ ૫, ૬, ૫૮
લખનૌ . ૨૮૬
'લઘુકૌમુદી' ૩૫૯
લલિતજી : ૪૪, ૧૫૨
'લલિતાદુ:ખદર્શક' : ૩૩
લવંગિકા : ૫૧, ૨૧૭
લંડન : ૨૫૨
લાઠી . ૧૫૪
લાલભાઈ રૂપરામ : ૫૫૭
લાલશંકર ઉમિયાશંકર . ૧૩૨, ૩૧૧–૩૧૩, ૩૨૬, ૩૩૩, ૩૪૬
લાહોર . ૨૨૬
લિસ્ટ ૩૯૨
લીલાવતી . ૫૧
લુણાવાડા : ૩૩૨
લ્યુક્રિશ્યસ : ૪૪૪
વડોદરા , ૧૨૪, ૧૨૮, ૨૨૫, ૨૨૬, ૨૨૮, ૩૩૨, ૫૫૭
વર્ડ્ઝવર્થ ૩૬, ૨૭૨, ૩૬૧, ૩૯૯, ૫૭૯
વર્ડ્ઝવર્થ પ્રોફેસર . ૫૫૮
વઢવાણ : ૫
વર્જિલ ૬૨, ૪૧૭, ૪૧૮

ી આચાર્ય : ૪૯
આઈ : ૧૫૨
ાચાર્ય : ૨૫૦
વિજય' : ૪૧
ધુ દિઙ્નાથ : ૫૭
પતિ : ૫૮
ા : ૬૩, ૪૭૨
ાાયન : ૨૨૦
ી દેસાઈ : ૪૮
ીકિ : ૫૬, ૪૩૯
ા : ૫૬, ૫૨૮
ાર ઑફ વેકફિલ્ડ' : ૧૫૧, ૫૭૯, ૫૮૬
મોર્વશીયમ્' : ૩૯, ૧૯૫, ૩૪૩, ૪૬૧
ચારસાગર' : ૩૩
૪યલાલ ધ્રુવ : ૭૮
૪યરાય વૈદ્ય : ૪૭
ર : ૧૨૩
ઘા, સૌ. : ૫૧, ૧૨૮, ૪૫૬, ૪૫૭
ઘાર્થીને Atmosphere : ૧૭૯, ૨૦૩
, સ્વતંત્રતા : ૧૮૩
રનાયકભાઈ : ૪૭
રભાકર : ૪૬
ીરમિત્ર દ્વિવેદીઆ : ૪૮, ૭૮
'વિલાસિકા' : ૪૨૨, ૪૨૩
ડૉ. વિલ્સન : ૧૭૬, ૫૫૪
વિલ્સન ફાયલોલોજીકલ લેકચર્સ : ૩૪૦
'વિવર્તલીલા' : ૩૭, ૩૪૧
વિવેકાનંદ, સ્વામી : ૨૫૩
વિશ્વનાથ પ્ર. વૈદ્ય : ૨૧૮, ૨૨૧
વિષ્ણુપ્રસાદ ત્રિવેદી : ૪૭
વિષ્ણુશાસ્ત્રી ચિપલુનકર : ૩૯૬
વિઠ્ઠલભાઈ : ૧૫૪, ૩૨૬
'વીસમી સદી' : ૫૧
વુલનર : ૨૨૧
'વૃત્તિપ્રભાકર' ૪૯૮
વેદસંહિતા : ૨૪૯, ૨૫૦
વેબર : ૨૧૫
વૈકુંઠરાય ઠાકોર : ૩૮૬, ૩૮૭
વ્યોમેશચંદ્ર પાઠકજી : ૪૬, ૩૩૭
વ્રજલાલ શાસ્ત્રી : ૩૨
શફાત અહમદ : ૨૦૯, ૨૧૦, ૨૧૨
શમ્સ-ઉલ-ઉલ્મા : ૩૩૩
શયદા : ૫૧
શર્મા ; ૨૫૨
શંકર પાંડુરંગ . ૨૧૮
શંકરરાવ : ૬૬
શંકરાચાર્ય : ૧૮૫, ૨૫૦, ૨૫૧
શંભુપ્રસાદ હિર[redacted] : ૨૨૨

'શાકુંતલ' ૩૪, ૪૫, ૧૮૨, ૨૨૨, ૨૩૩, ૫૩૯
શારદાબ્હેન ૫૧, ૪૧૫
શાહ એચ એચ . ૨૨૨
શાહજહાં . ૫૭૨
શાંકરભાષ્ય : ૩૩
શિવભાઈ બાપુભાઈ ૩૨૪
શિવાજી ૭
શિવાભાઈ ૪૬, ૩૨૪, ૩૨૫
શેક્સપીઅર . ૪૦, ૪૨, ૬૨, ૧૫૧, ૧૪૧, ૨૨૨, ૩૯૯, ૪૦૮, ૪૮૫, ૫૨૧–૫૨૩, ૫૨૬
શેલિ . ૩૬, ૧૫૧, ૨૭૧, ૪૧૦, ૪૬૦, ૪૬૧, ૫૭૬
શ્રીપ્રકાશ ૨૩૯, ૨૮૦
સતીશચંદ્ર વિદ્યાભૂષણ ૨૨૦, ૨૨૩, ૨૨૫
સત્યેન્દ્રરાવ દિવટીઆ ૪૫, ૩૭૯
'સરસ્વતીચંદ્ર' : ૩૫, ૩૩૮, ૪૦૬–૪૦૮, ૪૭૫–૪૮૮, ૫૨૨, ૫૨૭–૫૨૯
સરોજિનીબ્હેન : ૫૧
સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી ૨૧૭, ૨૧૮
સહજાનંદ . ૨૩૮
સંતબાલા : ૫૧
'સંદેશિકા' . ૪૨૨, ૪૨૩
સાઇમનસન . ૧૭૩, ૧૭૪
સાદિક : ૫૧
સામળદાસ . ૪૮૩
સામળભટ્ટ : ૪, ૧૪, ૧૫
સાયણાચાર્ય : ૮, ૫૮, ૨૫
સાહિત્ય ને ભાષા . ૧૫૦–૫૧
૨૩
" ગામડું ૨૩
" રસ ૨૮
" તેનો ઉત્કર્ષ ૧૧૫–૧૧
" શોધખોળ . ૧૨૫, ૧
" વિજ્ઞાન . ૧
" તેના વિભાગો ૧૩૪, ૧
" વ્યક્તિદર્શન ૧૬૪–૧
'સાહિત્ય' પત્ર ૩૩૫–૮
સાંકળચંદ શાહ .
સિકંદર .
'સિદ્ધાન્તસાર' : ૩૬૩, ૧
સિલ્વેન લેવી :
સિદ્ધા :
સીલી :
સુદામા .
'સુદર્શન' પત્ર . ૯૦, ૩૪૩, ૪૯૪, ૪૯૬
સુમતિબ્હેન :

સુશીલાબ્હેન : ૩૪૨
સુંદરજી બેટાઈ : ૨૩૭
સેઈન્ટસબરી : ૬૪
સૈયદ અલી ઈમામ : ૨૩૦
સોક્રેટિસ : ૨૩૫
સોમદેવ : ૫૮
સ્કૉટ : ૩૪, ૧૫૧, ૪૫૯
સ્કવાયર : ૬૪
સ્ટીવન લીકૉક. ૧૭૯, ૧૮૧
'સ્મરણમુકુર' : ૩૬, ૩૪૧
'સ્મરણસંહિતા' : ૩૬, ૩૪૧, ૪૫૭–૪૭૧
'સ્વપ્નવાસવદત્તા' : ૩૪૩
સ્યાદ્વાદ : ૫૦૪
સ્રીડનબર્ણ . ૩૫૦
સ્વીનબર્ન : ૩૬૭, ૪૨૦, ૪૨૧, ૪૩૬
સ્પેન્સ ; ૩૯૯
સ્પેન્સર : ૬૨, ૪૭૯, ૪૮૪, ૫૪૩, ૫૬૭
હક્સ્લી . ૩૭૭
હરગોવિંદદાસ કાંટાવાળા . ૧૫, ૩૪, ૩૫, ૪૮, ૧૩૬–૧૦, ૨૩૧, ૩૩૧, ૩૩૨–૩૩૬, ૪૧૪, ૪૧૫
હરપ્રસાદ શાસ્ત્રી : ૨૨૬
હરસિદ્ધભાઈ દિવેટીઆ . ૪૯
હરિદાસ બિહારીદાસ : ૪૮૩
હરિપ્રસાદ ડૉ. : ૫૩, ૧૬૮, ૩૯૩
હરિરામ ભટ્ટ : ૪૮૩
હરિ હર્ષદ ધ્રુવ : ૩૫, ૩૮, ૪૪, ૪૯, ૨૧૮, ૩૪૪, ૩૪૫, ૪૨૩, ૪૨૭–૪૩૦
હર્ષવર્ધન : ૫૮
હંસાબ્હેન : ૫૧
હાજી મહમ્મદ અલારખીઆ: ૫૧
હારકોર્ટ બટલર . ૨૫૭
હાર્ડિંગ · ૨૫૭, ૩૦૧
હાવર્ડ . ૫૫૮
હિંદી ને ઉર્દૂની ચર્ચા : ૨૨૯, ૨૩૦, ૨૩૧
હિમ્મતલાલ અંજારીઆ : ૪૬૧
હિમ્મતલાલ છોટાલાલ પંડ્યા ૪૯૪
હીરાલાલ રાયબહાદુર : ૨૨૬
હીરાલાલ ત્રિ પારેખ · ૧૫, ૪૮, ૫૩, ૨૬૪–૨૬૮, ૩૮૬
હીરાલાલ શ્રોફ : ૪૯, ૩૩૦, ૩૩૧
'હૃદયવીણા' . ૩૬, ૪૧, ૩૪૧, ૩૯૦, ૪૩૧
હેગલ : ૬, ૩૭
હેમચંદ્ર : ૫૮, ૧૬૫, ૩૪૦
હેમાદ્રિ : ૫૮
હેમ્પડન : ૬૬૦
હોપ વાચનમાળા : ૮૮, ૯૧, ૧૧૦, [illegible]
હોમર : ૬, ૩[illegible]

કુંતલ' ૩૪, ૪૫, ૧૮૨, ૨૨૨, ૨૩૩, ૫૩૯
રદાબ્હેન ૫૧, ૪૧૫
ઠ એચ એચ ૨૨૨
ઠજઘા ૫૭૨
કરભાષ્ય : ૩૩
વભાઈ બાપુભાઈ ૩૨૪
વા૭ ૭
વાભાઈ ૪૬, ૩૨૪, ૩૨૫
સપીઅર ૪૦, ૪૨, ૬૨, ૧૫૧, ૧૪૧, ૨૨૨, ૩૯૯, ૪૦૮, ૪૮૫, ૫૨૧–૫૨૩, ૫૨૬
લે . ૩૬, ૧૫૧, ૨૭૧, ૪૧૦, ૪૬૦, ૪૬૧, ૫૭૬
પ્રિકાશ ૨૩૯, ૨૮૦
તીશચંદ્ર વિદ્યાભૂષણ ૨૨૦, ૨૨૩, ૨૨૫
ત્યેદ્રગાવ હિંટીઆ ૪૫, ૩૭૯
રમ્નતીચંદ્ર' . ૩૫, ૩૩૮, ૪૦૬–૪૦૮, ૪૭૫–૪૮૮, ૫૨૨, ૫૨૭–૫૨૯
રોહિણીબ્હેન : ૫૧
ર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી ૨૧૭, ૨૧૮
[illegible] ૨૩૮
[illegible] ૫૧
'મદેશિકા' ૪૨૨, ૪૨૩
સાઈમનસન . ૧૭૩, ૧૭૪
સાદિક : ૫૧
સામળદાસ : ૪૮૩
સામળભટ્ટ : ૪, ૧૪, ૧૫
સાયણાચાર્ય : ૮, ૫૮, ૨૫૦
સાહિત્ય ને ભાષા ૧૫૦–૫૧, ૨૩૦
" ગામડું ૨૩૨
" રસ ૨૩૩
' તેનો ઉત્કર્ષ ૧૧૫–૧૧૯
" શોધખોળ ૧૨૫, ૧૨૬
" વિજ્ઞાન ૧૨૭
" તેના વિભાગો ૧૩૪, ૧૩૫
" વ્યક્તિદર્શન ૧૬૪–૧૬૭
'સાહિત્ય' પત્ર ૩૩૫–૩૩૬
સાંકળચંદ શાહ ૭૮
સિકંદર ૨૨૭
'સિદ્ધાન્તસાર' : ૩૬૩, ૫૦૩, ૫૦૭
સિલ્વેન લેવી . ૨૨૫
સિંહા ૨૩૯
સીલી : ૧૯૯
સુદામા . ૬
'સુદર્શન' પત્ર . ૯૦, ૩૪૩, ૪૯૩, ૪૯૪, ૪૯૬, ૫૦૨
સુમતિબ્હેન : ૫૧

સુશીલાબ્હેન : ૩૪૨
સુંદરજી બેટાઈ : ૨૩૭
સેઈન્ટ્સબરી : ૬૪
સૈયદ અલી ઈમામ : ૨૩૦
સોક્રેટિસ : ૨૩૫
સોમદેવ . ૫૮
સ્કૉટ : ૩૪, ૧૫૧, ૪૫૯
સ્કવાયર : ૬૪
સ્ટીવન લીકૉક. ૧૭૯, ૧૮૧
'સ્મરણમુકુર' : ૩૬, ૩૪૧
'સ્મરણસંહિતા' . ૩૬, ૩૪૧, ૪૫૭–૪૭૧
'સ્વપ્નવાસવદત્તા' : ૩૪૩
સ્યાદ્વાદ : ૫૦૪
સ્વીડનબર્ગ : ૩૫૦
સ્વીનબર્ન : ૩૬૭, ૪૨૦, ૪૨૧, ૪૩૬
સ્પેન્સ ; ૩૯૯
સ્પેન્સર : ૬૨, ૪૭૯, ૪૮૪, ૫૪૩, ૫૬૭
હક્સલી . ૩૭૭
હરગોવિંદદાસ કાંટાવાળા : ૧૫, ૩૪, ૩૫, ૪૮, ૧૩૧–૧૦, ૨૩૧, ૩૩૧, ૩૩૨–૩૩૬, ૪૧૪, ૪૧૫
હરપ્રસાદ શાસ્ત્રી : ૨૨૬
હરસિદ્ધભાઈ દિવેટીઆ : ૪૯
હરિદાસ બિહારીદાસ : ૪૮૩
હરિપ્રસાદ ડૉ. : ૫૩, ૧૬૮, ૩૯૩
હરિરામ ભટ્ટ : ૪૮૩
હરિ હર્ષદ ધ્રુવ : ૩૫, ૩૮, ૪૪, ૪૯, ૨૧૮, ૩૪૪, ૩૪૫, ૪૨૩, ૪૨૭–૪૩૦
હર્ષવર્ધન . ૫૮
હસાબ્હેન : ૫૧
હાજી મહમ્મદ અલારખીઆ ૫૧
હારકોર્ટ બટલર . ૨૫૭
હાર્ડિંગ . ૨૫૭, ૩૦૧
હાવર્ડ . ૫૫૮
હિંદી ને ઉર્દૂની ચર્ચા : ૨૨૯, ૨૩૦, ૨૩૧
હિમ્મતલાલ અંજારીઆ . ૪૬૧
હિમ્મતલાલ છોટાલાલ પંડ્યા ૪૯૪
હીરાલાલ રાયબહાદુર : ૨૨૬
હીરાલાલ ત્રિ પારેખ . ૧૫, ૪૮, ૫૩, ૨૬૪–૨૬૮, ૩૪૬
હીરાલાલ શ્રોફ . ૪૯, ૩૩૦, ૩૩૧
'હૃદયવીણા' . ૩૬, ૪૧, ૩૪૧, ૩૯૦, ૪૩૧
હેગલ : ૬, ૩૭
હેમચંદ્ર : ૫૮, ૧૬૫, ૩૪૦
હેમાદ્રિ : ૫૮
હેમ્પડન : ૯૬૦
હોપ વાચનમાળા : ૮૮, ૯૧, ૧૧૦, ૩૯૦
હોમર : ૫, ૩૬, ૬૨, ૪૧૭, ૫૪૩